# આ લખનારનાં પુસ્તકો:-

ભક્તિજ્ઞાનના દાખલાનાં:-

૧ સ્વર્ગનું વિમાન.

સ્હેલા સ્હેલા ૩૨૫ દાખલા,
પૃષ્ઠ ૩૯૦, રૂા એક

૨ સ્વર્ગની કુંચી.

ભજનપદ સાથે ૨૧૦ દાખલા,
પૃષ્ઠ ૪૨૫, રૂા એક

૩ સ્વર્ગનો ખજાનો.

વિસ્તારવાળા ૧૨૫ દાખલા,
પૃષ્ઠ ૩૯૦, રૂા એક

૪ સ્વર્ગનાં રત્નો.

જીજ્ઞાસુઓને ખાસ ઉપયોગી
૧૦૧ દાખલા, રૂા. એક

૫ સ્વર્ગની સડક.

ઉંડા ખુલાસાના ૧૬ દાખલા
પૃષ્ઠ ૫૪૦ રૂ એક

ખાસ સ્ત્રી ઉપયોગી:-

૬ સ્ત્રીઓનું સ્વર્ગ.

સ્ત્રીઓએ વાચવા લાયક,
પૃષ્ઠ ૪૪૦, રૂા. દોઢ

૭ સ્વર્ગની સુંદરીઓ.

સ્ત્રી ઉપયોગી નવુ પુસ્તક, અનુકરણ કરવા યોગ્ય પાત્રોના
વર્ણન સાથે પૃષ્ઠ ૫૦૦
રૂા. દોઢ

જમાનાને અનુસરતાં:-

૮ સંસારમાં સ્વર્ગ.

વિદ્વાનોમા વખણાએલું,
પૃષ્ઠ ૪૦૦, રૂા દોઢ.

૯ સાચું સ્વર્ગ

ખાસ વાચવા લાયક,
પૃષ્ઠ ૬૨૫, રૂા દોઢ

૧૦ સ્વર્ગની સીડી,

ગીતાના મહાન સિદ્ધાંતો
સ્હેલી રીતે સમજાવેલા છે
પૃષ્ઠ ૪૫૦, રૂા દોઢ

૧૧ સ્વર્ગની જીંદગી થાય છે

૧૨ સ્વર્ગના સંદેશા થાય છે

૧૩ બાળકોની વાતો ભા ૧ લો

૧૪ નવાયુગની વાતો ભા ૧લો

૧૫ નવાયુગની વાતો ભા ૨જો

૧૬ નશીબ ફેરવવાની કુંચી

૧૭ આય વિધવા

૧૮ પ્રેમ પ્રેમ ને પ્રેમ

૧૯ ના શહેનશાહનું જીવન-
તેમાથી લેવો જોઇતો બોધ

દરેકનુ પોષ્ટેજ વી પી જુદુ.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર,

હાથીબીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨.

# સ્વર્ગની સડક.

લેખક અને પ્રકાશક
વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ઠે. કાલબાદેવી-મુંબઈ.

"હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે."

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.
સંવત્ ૧૯૭૦ સન ૧૯૧૪.



કિંમત રૂપિયો એક.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:-

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

ઠે. હાથીબીલ્ડીંગ, કાલબાદેવી રોડ-મુંબઈ.

તેમજ મુંબઇ અને બહારગામના જાણીતા બુકસેલરોને
ત્યાંથી પણ મળશે.





અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમા શરૂઆતના બે ફોર્મ અને ભાગ પાને ૧ થી ૯૬ સુધી પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો અને પાને ૯૭ થી ૨૮૮ સુધી ગુજરાત પ્રિન્ટીગ પ્રેસમા સોમાલાલ મગલદાસે છાપ્યો તથા પાને ૨૮૯ ૫૧૬ સુધી હિતેચ્છુ પ્રેસમા હરિપ્રસાદ પિતામ્બરદાસે છાપ્યો.

ॐ

नारायण नारायण नारायण

# अर्पणपत्रिका.

હે
પ્રભુ !
તમે એક
છો, અખંડ છો,
અનંત છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો, અને
સર્વ શક્તિમાન્ છો. તમે સર્વ ગુણના
નિધિ છો, તમે દયાના સાગર છો, અને
તમે અધમ ઉદ્ધારક છો. તમારો મહિમા અગાધ
છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે રાજાઓના
રાજા તથા દેવોના પણ દેવ છો, અને તમારી અકળ ગતિનો
કોઇ પાર પામી શકતું નથી હે મહા મંગળકારી
અખંડ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા મહાન
ઈશ્વર ! તમારા એવા ગુણો ને મ્હોટાઈમાં
મ્હારૂં મન લય કરવા માટે તથા
તમારી સત્ય સેવા કરવાને ખાતર
શુદ્ધ અંતઃકરણના પ્રેમથી માન-
પૂર્વક હજારો હજાર
વાર દંડવત્ સાથે
આ પુસ્તક આપને
અર્પણ કરૂં
છું.

આપનો દાસાનુદાસ,

**અમૃતલાલ સુંદરજી.**

# આ પુસ્તકની ઓળખાણ.

## આ સ્વર્ગની સડકનું પુસ્તક કોને માટે છે ?

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી લોકપ્રિય થઇ પડેલાં સ્વર્ગનાં જુદાં જુદાં પુસ્તકો જુદા જુદા અધિકારીઓ માટે લખાયલાં છે જેમકે, મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધી શકાય ને સાધન વિનાની સ્થિતિમાંથી તથા અનેક પ્રકારની માનસિકને સંસારિક મુશ્કેલીઓમાંથી કેમ આગળ વધી શકાય તે સમજાવવા માટે "**સંસારમાં સ્વર્ગ**" લખેલું છે. જમાનાને અનુસરતા નવિન વિચારોને કેમ ખીલવવા તથા પરમાર્થની ભાવનાઓને કેવી રીતે અમલમા આણવી તે બાબત બહુ ચોક્ખી રીતે સમજાવવા માટે "**સાચું સ્વર્ગ**" લખેલુ છે. જીંદગી સુધારવામા કામ લાગી શકે તેવા હિંદુ ધર્મના ઉત્તમ સિદ્ધાંતો સમજાવવા માટે તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનું રહસ્ય સમજાવવા માટે "**સ્વર્ગની સીડી**" નું પુસ્તક લખેલું છે. સ્ત્રીઓમાં જે સ્ત્રીપણું છે તેની મહત્તા સમજાવવા માટે તથા પતિ પ્રેમ વધારવા માટે પ્રેમીલી સ્ત્રીઓ સારૂ "**સ્ત્રીઓનું સ્વર્ગ**" લખેલું છે આપણી બ્હેનો પોતાના ઘરમાં રહીને પણ પોતાના ભાઇ બ્હેનોની જરૂરિયાતનાં પારમાર્થિક કામો કરી શકે તથા પોતાનું જીવન સુધારી અંતરનો સંતોષ લઇ શકે તે સારૂ "**સ્વર્ગની સુંદરીઓ**" નું પુસ્તક લખેલું છે; અને આપણા ઉછળતા જુવાન બંધુઓને શાન્ત રાખવા માટે, તેઓનું કર્તવ્ય સમજાવવા માટે તથા તેઓને નવા યુગની નવી ભક્તિ બતાવવા માટે "**સ્વર્ગનાં રત્નોનું**" પુસ્તક લખેલું છે. એ સિવાય એક મહાત્માના સત્સંગ મંડળમાં અપાતાં ખાસ ચમત્કારિક અને અસરકારક દ્દષ્ટાંતોમાંથી સ્વર્ગનાં બીજાં ચાર પુસ્તકો લખેલાં છે. તેમાં પહેલું "**સ્વર્ગનું વિમાન**" છે તેમાં પ્રભુનો પ્રેમ જગાડવા સારૂ સો લોકોને ગમી જાય તેવા ટુંકા ટુંકા કિંમતી દાખલાઓ છે. તે પુસ્તક લોકોને ભક્તિમાર્ગમાં વાળવા માટે છે એ પછી ભક્તિનું બીજુ પુસ્તક "**સ્વર્ગની કુંચી**" છે, તેમાં

ભકતોનાં લક્ષણો, ભક્તોનું કર્તવ્ય અને ઈશ્વરના મહિમાનું તથા ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરેલું છે. એ પુસ્તક પ્રભુપ્રેમમાં જરા વધારે આગળ વધેલા હરિજનો માટે લખાયલું છે; અને એ પછી ભકિત માર્ગનું ત્રીજું પુસ્તક **"સ્વર્ગનો ખજાનો"** છે. તેમાં ધર્મને લગતા ઘણી જાતના વિગતવાર ખુલાસાઓ છે. એ પુસ્તક ધર્મના તથા ભકિતના ભેદો સમજવા ઇચ્છનાર હરિજનો માટે લખાયલું છે એ પ્રમાણે જુદા જુદા અધિકારીઓ માટે જુદા જુદા હેતુઓથી સ્વર્ગનાં જુદાં જુદાં પુસ્તકો લખાએલાં છે તેમજ આ સ્વર્ગની સડકનું પુસ્તક પણ એક પ્રકારના ખાસ ભકતો માટે લખાયલું છે. તે ભકતો કોણ? કે જેઓ દ્વારીકાં, નાશિક, ડાકોર, ગિરનાર, પ્રભાસપાટણ, સિદ્ધપુર વગેરે તીર્થોનાં સ્થળોમાં પોતપોતાની મંડળીઓ લઇને ફર્યા કરે છે, તાલ મૃદંગ બજાવ્યા કરે છે, સ્મરણ કીર્તન કર્યા કરે છે, નાચે છે, કૂદે છે અને પ્રભુના પવિત્ર નામનુ સ્મરણ કર્યા કરે છે, તથા પ્રભુપ્રેમને લીધે જેણે પોતાના ઘણાએ સ્વાર્થો તજી દીધેલા છે, તેવા ભાવીક ભોળાને પવિત્ર પ્રભુપ્રેમી ભકતોની સેવા માટે આ સ્વર્ગની સડકનુ પુસ્તક લખેલુ છે એટલે એની અંદરના દાખલાઓ દેવ મંદિરોમાં છુટથી બોલી શકાય ને વાંચી શકાય તેવા છે, છતાં પણ કોઇ કોઇ સ્થળે મ્હેં તેમાં જમાનાને અનુસરતા છુટાપણાના વિચારો ભેળેલા છે, એટલે એ દાખલાઓમાથી કોઈ ફટકો જો જરા વધારે સ્ટ્રૉંગ લાગે તો એ મ્હારી તરફનો અંતરની લાગણીનો કડવો ડોઝ છે, એમ સમજવું.

આવી રીતે અમુક વર્ગના ભકતોને માટેજ આ પુસ્તક લખાયલું છે, એટલે કદાચ સૌ લોકોને આ પુસ્તકમાંથી કોઇ કોઈ બાબત ન ગમે તો એમાં કાંઇ નવાઈ નથી, કારણ કે ખાસ ચાહીને પ્રભુપ્રેમી ભકતોને માટેજ આ પુસ્તક લખેલું છે. મ્હારી ખાતરી છે કે જે હરિજનોને માટે આ પુસ્તક લખેલું છે તેઓને એ અતિશય ઉપયોગી થઈ પડશે. એમાં કંઇ શક નથી. જો એવા ભકતોને આ પુસ્તક કિંમતી લાગશે તો હું મ્હારી મહેનત સફળ થએલી સમજીશ.

## સ્વર્ગની સડક એ નામ પાડવાનું કારણ શું ?

સ્વર્ગની સડક એ નામ પાડવાનું કારણ એ છે કે, આ પુસ્તકમાં જે જે બાબતો આવેલી છે તે દરેક બાબતો સ્વર્ગનો સીધો રસ્તો બતાવનારી છે. જેમકે, ભજન કરવામાં ચિત્ત લાગતું નથી તેના ઉપાયો, કિનારે પહોંચેલા વૃદ્ધ જનોના ધર્મ, સંસારિક જનોને શિખામણ, હરિજનોની ફરજ, દુઃખથી કાયર થવું નહિ તે વિષેના ખુલાસા, મરણ વખતે હરિજનોને રહેતી શાન્તિ, મંદવાડથી થતા ફાયદાઓ, સંતોષથી રહેતાં આવડે તો ગરીબાઈમાંથી પણ ભોગવાતાં સુખો, અર્પણ વિધિની યુક્તિઓ, બહારની તથા અંતરની ભક્તિના ખુલાસા, ઈશ્વરના મહિમાની વાતો, પાપથી બચવાના ઉપાયો, અંતરની તથા બહારની પવિત્રતાનાં વર્ણનો, અને જગતની રચનામાંથી તથા આપણા અંતરમાંથી તેમજ પરમ કૃપાળુ પરમાત્મામાંથી આનંદ મેળવવાના ઉપાયો તથા એ સિવાય હરિજનોને કામ લાગે તેવી બીજી ઘણીએ બાબતો આ પુસ્તકમાં આવેલ છે. માટે અમે તેને સ્વર્ગની સડક સમજીએ છીએ.

## ભકિતમાર્ગનાં પુસ્તકોમાં નવા નવા રૂપે ને જુદાં જુદાં દૃષ્ટાંતોથી વારંવાર એની એ વાતો ફરી ફરીથી કહેવી પડે છે.

કેટલાક લોકો મને એમ કહે છે કે તમારાં પુસ્તકોમાં એની એ બાબતો વારંવાર આવે છે, તેથી પુનરૂક્તિ દોષ થાય છે એના જવાબમા મ્હારે જણાવવું જોઈએ કે બંધુઓ ! ભકિતમાર્ગના પુસ્તકોમાં તો નવા નવા રૂપમાં અને જુદાં જુદા દૃષ્ટાંતોથી વારંવાર એની એ વાતો કહેવીજ પડશે. કારણ કે જ્યાં સુધી એની એ વાતો વારંવાર લોકોને કાને પડે નહિ ત્યાં સુધી સંસારિક લોકો જલદીથી તેને પકડી શકતા નથી એ માટે મહાત્મા કપિલ મુનિએ સાંખ્યશાસ્ત્રના ચોથા અધ્યાયના એક સૂત્રમાં કહ્યું છે કેઃ—

आवृतिरस कृदुपदेशात् ॥

આ સૂત્રમાં ભગવાન કપિલદેવજીએ એમ સમજાવેલું છે કે "ઉપદેશની વારંવાર આવૃત્તિ કરવી" એટલે કે જે

ઉપદેશ મળેલો હોય તેને ફરીફરીથી યાદ કરવો, ફરીફરીથી એને એ ઉપદેશની ભાવના રાખવી અને ફરી ફરીથી એને એ ઉપદેશ સાંભળ્યા કરવો તથા કર્યા કરવો. આ પ્રમાણે શાસ્ત્રનો સિદ્ધાન્ત છે એટલે ભકિતમાર્ગના ગ્રન્થોમાં એની એ વાત નવા નવા રૂપમાં અને જુદા જુદા દૃષ્ટાંતથી વારવાર આવ્યા કરે તેમાં કાંઇ નવાઈ નથી અને એ કાંઈ પુનરૂકિત દોષ કહેવાય નહિ. કેટલીક જાતનાં સાહિત્યનાં પુસ્તકોમાં એકની એક વાત ફરી ફરીથી કહેવી તે પુનરૂક્તિ દોષ ગણાય એ જુદી વાત છે, પણ ભકિતમાર્ગના ગ્રથોમાં કાંઈ એ નિયમ કામ લાગે નહિ, કારણ કે એમાં તો એની એ વાત નવા નવા રૂપમા વારવાર કહેવીજ પડે છે જેમકે, પ્રભુપર પ્રેમ રાખવા વિષે, ધર્મના નિયમો પાળવા વિષે, સત્સગ કરવા વિષે, પાપ તજવા વિષે અને પરમાર્થના કામો કરવા વિષે વારંવાર કહેવામાં ન આવે તો પછી ભકતો ભેળા થઇને બીજી નવી વાતો શુ કરે ? તેમને તો કઇ સમજાતું નથી ભકતો હમેશાં ભગવાનના મહિમાની, ભકિત વિષેના પોતાના અનુભવોની, અને સતોના ચરિત્રોની વાતો કર્યાજ કરવાના, અને એ જો પુનરૂક્તિદોષ ગણાતો હોય તો અમારામાં પણ એ જાતનો પુનરૂક્તિ દોષ છે અને રહેશેજ, એમા કાઇ નવાઇ નથી, કારણ કે એવી જાતની પુનરૂકિત થવી એ તો સ્વાભાવિક છે

## આ પુસ્તક વાંચવાથી થતા ફાયદા વિષે.

જે સજ્જનો આ સ્વર્ગની સીડીનું પુસ્તક વાચશે તેઓની ધર્મભાવના વધારે ખીલી શકશે, તેઓનુ ઈશ્વરીજ્ઞાન વધી શકશે, તેઓની શ્રદ્ધા મજબૂત થશે, તેઓને ઇશ્વરનો મહિમા સમજાશે તેઓને હરિજનોના ધર્મ સમજાશે, તેઓને ધર્મનું બળ, ધર્મની જરૂર, અને ધર્મની ખૂબીઓ સમજાશે તેઓની અદર નવુ જીવન આવશે, તેઓની અદર ભલા કામો કરવાનું બળ આવશે, તેઓ પોતાના મનને મજબૂત રાખતાં શીખશે, તેઓના અતરના કેટલાક ખુલાસા થઇ જશે, કેટલીક બાબતો તેઓ પોતાના સ્નેહીઓને સમજાવી શકશે અને તેઓમા પ્રભુ પ્રેમ જાગૃત થશે તથા ધર્મ તરફનું અને પ્રભુ તરફનુ ખેચાણ વધશે; એટલુંજ નહિ પણ તેઓ પોતાનાં આચરણો સુધારવાની

તજવીજ કરશે અને એ માટેનું બળ પણ આ પુસ્તકમાંથી મેળવી શકશે. એ સિવાય બીજા ઘણાએ ફાયદાઓ આ પુસ્તક વાંચનારા હરિજનોને થઈ શકશે. અને આટલું બધું થાય તે કાંઇ નાની સુની વાત નથી, કારણ કે એવી અસરો થાય તેજ સ્વર્ગનો રસ્તો છે માટે આ પુસ્તકનું નામ **સ્વર્ગની સડક** પાડેલું છે, અને જેને એ સડક ઉપર ચાલતાં આવડે તેનાં મનગમતાં કામ થઇ જાય તેમ છે. એમાં જરા પણ સંદેહ નથી માટે સૌ ભાઇ બ્હેનોને અમારી એજ વિનંતિ છે કે વારંવાર આ પુસ્તક વાંચવા તથા વંચાવવાની મહેરબાની કરજો. એટલે પરમ કૃપાળુ પરમાત્મા તમારૂં રૂડું કરશે.

મુંબઈ, જૂની હનુમાનગલી
સ. ૧૯૭૦ મહા શિવરાત્રી,
તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૧૪

વદ અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ચોરવાડકર.



# અનુક્રમણિકા.

| દાખલો. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૭૭. | સત્સંગથી થતા લાભો વિષે. ભાગ પહેલો. ... | ૨૨૧ |
| ૭૮. | ,, ભાગ બીજો. ... | ૨૨૪ |
| ૭૯. | ,, ભાગ ત્રીજો. ... | ૨૨૭ |
| ૮૦. | ,, ભાગ ચોથો. ... | ૨૩૦ |
| ૮૧. | ,, ભાગ પાંચમો. ... | ૨૩૫ |
| ૮૨. | ઘણાં માણસો પરમાર્થને મોટો સમજે છે; અને ઘણા માણસો ભજનને મોટું ગણે છે, તે સબંધી સંતોના વિચાર. | ૨૩૯ |
| ૮૩. | દરેક માણસે પોતાની સ્થિતિએ રહીને ધર્મ સાધવો જોઇએ. | ૨૪૨ |
| ૮૪. | સારા માણસોની પાસે ભગત થવું એમા કાંઇ મોટી વાત નથી, પણ ખરાબ માણસોની પાસે ભગત તરીકે વર્તવું એજ ખુબીની વાત છે. ... ... ... | ૨૪૪ |
| ૮૫. | કેટલીક વખત નાના નાનાં કામો કરવાથી પણ પ્રભુ જેટલો રાજી થાય છે તેટલો રાજી મોટા મોટાં કામો કરવાથી પણ થતો નથી. માટે પ્રભુને રાજી કરવાની કુચી જાણી લેવી જોઇએ. ... ... ... | ૨૪૬ |
| ૮૬. | આનંદ, આનંદ ને આનંદ ભાગ પહેલો .. ... | ૨૪૯ |
| ૮૭. | ,, ,, ભાગ બીજો... ... | ૨૫૨ |
| ૮૮. | ખરા ભકતો એમજ સમજે છે કે, અમારૂં ભુંડુ થતુંજ નથી. તે વિષે એક ભક્તની વાત ... ... | ૨૫૬ |
| ૮૯. | યાદ રાખજો કે આપણે કાંઈ આ દુનિયા તજીને ભગત થવું નથી પણ આ દુનિયામા રહીને ભગત થવું છે. | ૨૬૦ |
| ૯૦. | વ્યવહાર અને પરમાર્થ બન્ને બાબતો સાચવે તેજ ઉંચા ભગતો ગણાય છે ... ... ... | ૨૬૨ |
| ૯૧. | જેઓ માનના બહુ ભૂખ્યા હોય છે તેઓ કેવા હોય છે તેનો એક નમુનો... ... ... ... | ૨૬૬ |
| ૯૨. | આપણે આપણા સગાવ્હાલાઓને તથા મિત્રોને ઘણી જાતની મદદ કરીએ છીએ એ વાત ખરી, પણ તેમને પ્રભુના રસ્તામા લાવવા માટે કોઇ દિવસ મહેનત લીધી છે ? ... ... ... ... | ૨૬૮ |
| ૯૩. | કેટલાક લોકો કહે છે કે ભક્તિ કરવામાં શુ વળે ? પણ એમ કહેનારને કહો કે ભક્તિ કરવાથી થતા ફાયદા સામે તો જરા જુઓ ... ... ... | ૨૭૦ |
| ૯૪. | અંતરની પવિત્રતા વિષે. પવિત્રતા પરમાત્મામાંથી આવે છે. ભાગ પહેલો ... ... ... | ૨૭૨ |

# મહાત્માઓના સિદ્ધાન્તો.

આજકાલના વખતમાં ઘણાક માણુસો પોતાની મંડળીની, પોતાની જાતની, પોતાના ધર્મવાળાની કે પોતાના દેશની સેવા કરવા ચાહે છે, પણ ઈશ્વરકીર્ત્તન કે ઈશ્વરસ્મરણ કરવા ચાહતા નથી. તેઓ ઈશ્વરના પુત્રો સાથે હેત કરે છે, અને ખુદ ઈશ્વરની પોતાની સાથે હેત નથી રાખતા એવા જાણવા.

દેશસેવાની વાતો કરવી ને ભજન કરવામાં બેદરકાર રહેવું એ તો કોઇ શેઠના નોકરને સન્માન દેવું અને ખુદ શેઠને સન્માન દેતા ભૂલી જવું તેવુ જણાય છે.

માટે દરેક ડાહ્યા માણસે જનસેવા તેમજ, ઈશ્વરસેવા ને ઇશ્વરસ્મરણ, એ બેઉ બાબતો એક સરખી રીતે બની શકે એમ કરવુ જોઇએ.

જે માણસ મનુષ્યોનું ભલુ કરે પણ ઈશ્વર ઉપર પ્રેમ ન રાખે, તે છોકરાઓ સાથે દોસ્તી રાખે પણ બાપથી અજાણ્યા છે એમ સમજવુ; અને જે માણસ પ્રભુને ભજે પણ મનુષ્યોનું કલ્યાણ ન ઇચ્છે, એ બાપ સાથે મિત્રાઇ રાખે છે અને તેના દીકરા સાથે વેર રાખે છે, એમ સમજવુ. એવી ભૂલ ન થાય એ સભાળજો. અને હમેશાં એવીજ ભાવના રાખજો કે —

પદ.

સૌનુ કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનુ કરો કલ્યાણ (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવજતુનુ તમામ. દયાળુ.
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનદે રહી આઠો જામ. દયાળુ.
દુનિયામા દરદ દુકાળ પડે નહિ, લડે નહીં કોઈ ગામ. દયાળુ.
સર્વે જગે સુખાકારી વધે ને, વળી વધે ધન ધાન્ય. દયાળુ.
કોઈ કોઇનુ ભૂરૂ નવ ઇચ્છે, સૌનુ ઇચ્છે સૌ સમાન. દયાળુ.
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન. દયાળુ.

ॐ

शान्तिः शान्तिः शान्तिः



# સ્વર્ગની સડક.

## ૧—ઘણાં માણસો જગતની ઘણી વાતો જાણે છે, પણ પ્રભુ સંબંધી કાંઇ જાણતા નથી તે વિષે.

એક શેઠ હતો, તેને સરાફો સાથે દોસ્તી હતી, વેપારીઓ સાથે દોસ્તી હતી, મીલોવાળા સાથે દોસ્તી હતી, રૂના વેપારીઓ સાથે દોસ્તી હતી, મોટરવાળાઓ સાથે ઓળખાણ હતી, ફેન્સી સામાન વેચનારાઓ સાથે ઓળખાણ હતી, ફૂલવાળાઓ તથા ફળવાળાઓ સાથે પીછાન હતી, મોટા અમલદારો સાથે ઓળખાણ હતી, ઘોડા વેચનારાઓ સાથે ઓળખાણ હતી, ઘોડાઓની સરત કરનારાઓ સાથે દોસ્તી હતી, આગબોટવાળાઓ સાથે પીછાન હતી, રેલવેના માણસો સાથે દોસ્તી હતી, પોસ્ટ અને તારખાતાવાળા સાથે પણ સારી ઓળખાણ હતી, વિલાયતના આડતિયાઓ સાથે ઓળખાણ હતી, જાણીતા મોટા માણસો સાથે ઓળખાણ હતી, ફેન્સી કપડાં શીવનાર દરજી સાથે દોસ્તી હતી, ગાડીઓ દુરસ્ત કરનાર તથા વેચનારાઓ સાથે દોસ્તી હતી, વિજળીની લાઇટ તથા પંખા પુરા પાડનારા સાથે ઓળખાણ હતી, બંગલા ભાડે અપાવનાર દલાલ સાથે ઓળખાણ હતી, શેરના નોટના તથા ચાંદીના દલાલો સાથે દોસ્તી હતી, અને જે માણસ મોજશોખનાં નવાં નવાં સાધનો બનાવે તે સૌની સાથે દોસ્તી થઇ જતી અને એ બધાની સાથે તે બહુ છુટથી વાતોચીતો કરતો હતો; પણ માત્ર એક પોતાના

બાપની સાથે તે બોલતો નહોતો. બાપની સાથે વાત કરતાં તેને આવડતી નહોતી. એટલુંજ નહિ પણ પોતાના બાપની સાથે વાત કરતાં તે શરમાતો હતો. હવે વિચાર કરો કે, જે દીકરો બાપની સાથે વાતો કરે નહિ તેની ઉપર બાપને કેમ હેત આવે? મીલકત બાપની આપેલ ખાવી, મોજશોખ બાપની કૃપાથી કરવો, અને તેમ છતાં બાપ સાથે બીલકુલ વાત કરવી નહિ એ કેમ ચાલે? અને એ રીત કેવી કહેવાય? તેનો જરા વિચાર તો કરો!

બંધુઓ! આવીજ રીતે એ શેઠીઆની પેઠે આપણે પણ જગતની વાતોમાં બહુ પક્કા છીએ, અને બીજા ઘણા જણ સાથે જરૂર કરતાં ઘણી વધારે વાતો કરીએ છીએ, પણ આપણા સર્વશક્તિમાન પરમ કૃપાળુ પિતા પરમાત્માની સાથે કોઈ દિવસ ખુલ્લા દીલે છુટથી વાતો કરતા નથી. આપણે સૌ તેની કૃપાથી દરેક જાતની સગવડતા ભોગવીએ છીએ, તેનીજ કૃપાથી જીવતા રહીએ છીએ, તેનીજ કૃપાથી તંદુરસ્તી ભોગવીએ છીએ, તેનીજ કૃપાથી ધન માલ મેળવીએ છીએ, અને તેનીજ કૃપાથી બીજી અનેક જાતની સગવડો મેળવીએ છીએ, અને તેમ છતાં પણ ખુલ્લા દીલે તેની સાથે કદી પણ વાતચીત કરતા નથી. એટલુજ નહિ પણ સર્વશક્તિમાન પિતાની સાથે કેવી રીતે વાતચીત કરવી તેના નિયમો પણ જાણતા નથી પણ એ બાબત ખાસ જાણવા જેવી છે. એ માટે સંતો કહે છે કે, પ્રભુની સાથે વાતો કરવી એટલે કે, ખુલ્લા દીલે પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરવી, પ્રભુ સાથે વાતો કરવી એટલે જાણે પ્રભુ આપણી સાથે પ્રત્યક્ષ બેઠેલા હોય એમ સમજીને તેના મહિમાનાં વખાણ કરવાં, પ્રભુ સાથે વાતો કરવી એટલે અંતરના ઉમળકાથી પ્રભુનાં કીર્તનો ગાવાં તથા પ્રભુના નામનું પ્રેમપૂર્વક સ્મરણ કરવું, પ્રભુ સાથે વાતો કરવી એટલે પ્રભુનું પ્રેમસ્વરૂપ સમજી તેમાં તરબોળ થવા માટે અંતરમાંથી પ્રેમને જગાડનારા ગદ્ગદિત વાણીના ઉભરાઓ કાઢવા, પ્રભુ સાથે વાતો કરવી એટલે પ્રભુના મહાન ગુણો યાદ કરી કરીને અંતરમાંથી રાજી રાજી થવું અને પ્રભુ સાથે વાતો કરવી એટલે પ્રભુના નામની ધુન મચાવી તેમાં

તદાકાર રહેવું. આવી સ્થિતિને અમે પ્રભુ સાથે વાતો કરવી કહીએ છીએ. કારણ કે જ્યારે આવી સ્થિતિ થાય તે પછીજ પ્રભુની મહાન કૃપા થાય છે અને તે પછીજ ખરૂં કલ્યાણ થાય છે. માટે બંધુઓ ! જેમ જગતના ઘણા માણસો સાથે તથા ઘણી વસ્તુઓ સાથે વાતો કરતાં આવડે છે તેમ હવે અનંત બ્રહ્માંડના નાથની સાથે વાતો કરતાં શીખો, પરમકૃપાળુ પિતાની સાથે વાતો કરતાં શીખો અને તેની ઓળખાણ રાખો, એજ અમારી પ્રાર્થના છે.

## ૨–બહારથી ભક્ત થતાં તો સૌને આવડે છે, પણ અંદરથી ભક્ત થવું મુશ્કેલ છે.

તિલક કરવું, ભસ્મ લગાવવી, માળા પહેરવી, માથું મુંડાવવું અને કપડાં રંગાવવાં, એ બધું તો એક દહાડામાં થઇ શકે છે, પણ અંતરમાં રહેલાં પાપ તજવાં અને પ્રભુમય થવું, એમ કરતાં તો બહુજ દિવસ લાગે છે. અને યાદ રાખજો કે, ભક્તિનાં બહારનાં ચિહ્નો ધારણ કરવાથીજ કાંઈ ભક્ત થઈ જવાતું નથી, પણ જ્યારે અંતરમાં રહેલાં પાપનો નાશ થાય અને સર્વશક્તિમાન મહાન પરમાત્માનો પૂર્ણ પ્રેમ હૃદયમાં આવી જાય ત્યારેજ સાચા ભક્ત થઇ શકાય છે; માટે ભક્તિનાં બહારનાં ચિહ્નો કરતાં આવડે એટલાથીજ રાજી થઇ જશો મા, પણ અંતરમાંથી ભક્ત થવાય તેમ કરવાની કોશીશ કરજો.

કેટલાક લોકો એમ સમજે છે કે જે પરમાર્થનાં મોટાં મોટાં કામો કરે તેજ ભક્ત કહેવાય. જેમકે કૂવા ખોદાવવા, તળાવો બનાવવાં, ધર્મશાળાઓ બંધાવવી, સદાવ્રતો ચલાવવાં, મંદિરો બંધાવવા, અને એવાજ બીજા ઘણી જાતનાં કામો કરવામાં આવે ત્યારેજ ભક્ત કહેવાય છે. પણ સંતો કહે છે કે, આવી જાતનાં કામો એ બહુ સારી વાત છે, પણ એવાં કામો કરવાથી પણ કાંઇ સાચા ભક્ત થઈ શકાતું નથી. સંજોગોને આધારે એવાં કામો થઈ જાય, એ જૂદી વાત છે, અને અંતરમાંથી તાળી લાગેલી સાચી ભક્તિ થાય, એ જૂદી વાત છે. બીજું એ પણ યાદ રાખવું કે આવી જાતનાં પરમાર્થનાં કામો કરવાની

સગવડ કાંઈ બધા ભક્તોના હાથમાં હોતી નથી, એવાં કામો તો કોઈ કોઇ માણુસથીજ થઈ શકે છે. તે કાંઈ સૌથી બની શકતાં નથી. માટે મહાન કામો કરે તેજ સાચા ભક્ત કહેવાય એવો નિયમ બાંધી શકાય નહિ. ત્યારે હવે સવાલ એ છે કે, અંતરમાંથી ભક્ત થએલા કોને સમજવા? એના જવાબમાં ભકતો કહે છે કે, જે ખરા ભકતો હોય છે, જે તાળી લાગેલા ભકતો હોય છે, જે પ્રભુપ્રેમી ભકતો હોય છે, અને જે પ્રભુ-પ્રેમમાં ભીંજાયલા ભકતો હોય છે, તેઓનાં દરરોજનાં કામોમાં ફેર પડી જાય છે. તેઓ નહાતી વખત પણુ ભક્ત હોય છે, ખાતી વખત પણુ ભક્ત હોય છે, બજારમાં ધંધો રોજગાર કરતી વખત પણુ ભક્ત હોય છે, સગાઓ સાથેની વર્તણુકમાં પણુ ભક્ત હોય છે, બીમારી આવી પડે ત્યારે પણુ ભક્ત હોય છે, નુકસાન થઇ જાય ત્યારે પણુ ભક્ત હોય છે અને કાંઇ મોટો નફો મળી જાય ત્યારે પણુ એવા ભકતો ભક્તજ હોય છે. એટલે કે આ બધા પ્રસંગોમાં તથા બધે ઠેકાણે જે સાચા ભકતો હોય છે તે શાન્તિ રાખી શકે છે, આનદમાં રહી શકે છે, અને સારાંનરસાં સૌની ઉપર પ્રેમ રાખી શકે છે એટલુંજ નહિ પણુ ક્ષમા, દયા, ભલમનસાઇ, પવિત્રતા વિગેરે ઘણી જાતના મહાન સદ્ગુણો તેઓની અંદર ખીલી ગયેલા હોય છે. આ પ્રમાણે જેના અંતરમાં ફેરફાર થઇ જાય તેને અમે અંતરના ભક્ત કહીએ છીએ. માટે ભાઇઓ ને બ્હેનો! એકલી લુખીપુખી બહારની ભક્તિમાં રહી જશો માં, પણુ આવી રીતના અંતરના ભક્ત થવાય તેમ કરજો.

## ૩–બીજાઓ પાસે પોતાની સેવા કરાવવી તેમાં કાંઇ ખરી મ્હોટાઇ નથી, પણુ પોતે બીજાઓની સેવા કરવી તેમાંજ ખરી મ્હોટાઇ છે.

આ જગતમાં જે મ્હોટા માણુસો છે અને ઘણા લોકો જેની સેવા કરે છે તેવ: માણુસો કેમ મ્હોટા થયા છે એ તમે જાણો છો? બીજાઓની પાસે પોતાની સેવા કરાવવાથી તેઓ મ્હોટા

થયા નથી, પણ બીજાઓની સેવા કરવાને લીધેજ તેઓ મ્હોટા માણસ થએલા છે. જેમકેઃ—

જે નાતના આગેવાન શેઠ હોય, તે શેઠનો સર્વે નાતીલા હુકમ ઉઠાવે છે, અને તેને માટે લોકો ઘણું માન રાખે છે, તથા દરેક કામમાં તેને આગળ ને આગળ રાખે છે, અને તેને વારંવાર માન મેળવવાના પ્રસંગો મળે છે. આ બધું જોઇને કેટલાક લોકોને એમ લાગે છે કે, આ શેઠ પોતાના બીજા ગરીબ નાતીલાઓ પાસે પોતાની સેવા કરાવે છે, પણ ખરી રીતે જોતાં તેમ નથી. કારણકે નાતના શેઠને તેની શેઠાઇ માટે હમણાં જે માન મળે છે તે માન મેળવવા માટે તેણે ઘણાએ ગરીબ નાતીલાઓની સેવા કરેલી હોય છે. અને હજી પણ વખત આવે ત્યારે તે પોતાના બંધુઓની સેવાનાં કામો કર્યાજ કરે છે. જેમકેઃ—

પોતાના કિમતી વખતનો ભોગ આપીને તેઓ નાતના ભલાના કામોમાં રોકાઇ રહે છે. વિરૂદ્ધ પક્ષના લોકો તેની વિરૂદ્ધમાં ઘણી જાતની કઠિન ટીકાઓ કરે છે, તે બધી ટીકાઓ તે ખમી ખાય છે. પોતે મહેનત કરીને મેળવેલા પૈસા નાતના કલ્યાણના કામમાં ખરચ્યા કરે છે, અને ગરીબ વિદ્યાર્થીઓ તથા અનાથ ડોસીઓની તેઓ સંભાળ લે છે તથા વરવેશવાળમાં વાંધા પડેલા હોય તેની સમજાવટ કરી આપે છે. આ બધું કરવામાં તેનો કેટલો બધો વખત જાય છે, કેટલા પૈસા જાય છે, કેટલી મહેનત પડે છે, અને કેટલી બધી બુદ્ધિ તેમાં ખર્ચવી પડે છે એનો તમે ખ્યાલ કર્યો છે? જો એ બધી બાબતોનો વિચાર કરો તો જરૂર એમ સમજાઈ જાય કે, નાતના શેઠે નાતની જે સેવા કરેલી છે તેના બદલામાંજ તેને માન મળે છે, અને તેના બદલામાંજ તેની સેવા થાય છે.

આવીજ રીતે કોઈ પણ સમર્થ ગુરૂને જ્યારે માનપાન મળે છે, તેના પગમાં લક્ષ્મી આવી પડે છે, લાખો માણસો દંડવત્ કરે છે, અને તેના ઉપર પુષ્પની વૃષ્ટિ થાય છે, ત્યારે એ જોઇને ઘણા લોકોને એમ લાગે છે કે, આ ગુરૂ, લોકો પાસે પોતાની બહુ સેવા કરાવે છે. પણ બંધુઓ ! આવે દરજ્જે પહોંચતાં

પહેલાં ધર્મના કેવા સખ્ત નિયમો તેણે પાળ્યા હશે, શાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરવા માટે તેણે કેટલી બધી મહેનત લીધી હશે, પોતાના હજારો ચેલાઓને સારે રસ્તે ચડાવવા માટે તેને કેટલી બધી યુક્તિઓ કરવી પડી હશે, અને પોતાના મનને એટલું બધું સુધારવા માટે તેને કેટલી બધી માનસિક લડાઇ લડવી પડી હશે, તથા પોતાના શિષ્યોના કલ્યાણ માટે તેની જીંદગીનો કેટલો બધો ભાગ તેમા રોકાઈ રહેતો હશે, એ બધી બાબતોનો ખ્યાલ તમે કોઈ દિવસ કર્યો છે? જો એ બધું જુઓ તો તુરતજ તમને એમ સમજાઇ જાય કે, તેઓની લોકો જેટલી સેવા કરે છે તે કરતાં તેઓ લોકોની ઘણી વધારે સેવા કરે છે. એટલુંજ નહિ પણ તેઓને જે માનપાન તથા દાન મળે છે તે કાંઈ સેવા કરાવવાને લીધે નહિ, પણ બીજાઓની સેવા કરવાને લીધેજ મળે છે. એમાં કાઇ પણ શક નથી આવી લાયકાત વિના પણ કેટલાક ગુરૂઓ વધારે પડતું માનપાન મેળવી જાય છે એ જુદી વાત છે, પણ ખરી રીતે તો એમજ હોય છે કે, જે મહાન ગુરૂઓ છે, જે સાચા ગુરૂઓ છે, અને જે પ્રભુના કૃપાપાત્ર ગુરૂઓ છે, તે તો સેવા કરીનેજ રાજી થાય છે. અને સેવા કરવામાંથીજ આગળ વધેલા હોય છે. કારણકે સેવા કરવામાજ ખરી ખુબી ને ખરી મ્હોટાઈ છે, એમ તેઓને પૂરેપૂરો અનુભવ થયેલો હોય છે એટલે તેઓ સેવાનેજ મુખ્ય માને છે.

હવે પ્રભુની તરફ જુઓ. તે પોતાના ભકતોને માટે કેટલી બધી કાળજી રાખે છે, ભકતોના સંકટ વખતે તે કેવી ઓચિંતી મદદ કરે છે, ભકતોને જ્ઞાન આપવા માટે તે કેવી કેવી સગવડો કરી આપે છે, અને જીવોના કલ્યાણ માટે પ્રભુના હૃદયમાં કેટલી બધી કૃપા છે એ તમે જાણો છો? એના પ્રમાણમાં એ સેવાના બદલામાં આપણે શું કરી શકીએ? એ જરા કહો તો ખરા! આપણું ફળ ફૂલ, આપણા મેવામિસરી અને આપણા વાણીવિલાસના ગુણગાન એ કાંઈ પ્રભુની સેવાનો બદલો વાળી શકે તેવાં છે કે? નહિજ. તેમ છતાં પ્રભુની એવી નાની નાની સેવાઓ થતી જોઇને કેટલાકો કહે છે કે, પ્રભુ પણ સેવા કરાવે છે.

પણ બંધુઓ ! ખરી વાત એ છે કે, પ્રભુ જેટલી સેવા કરાવે છે તે કરતાં અનંતગણી વધારે સેવા તે કરે છે, માટેજ તે પ્રભુ કહેવાય છે. અને જે જે માણુસો બીજાઓની સેવા કરે છે તેજ માણુસો જગતમાં મહાન થઈ શકયા છે, થઇ શકે છે અને થઇ શકશે. માટે જો સાચા ભક્ત થવું હોય તો સેવા કરાવવાની ઇચ્છા રાખો મા. પણ તમારાથી બની શકે તે રીતની સેવા કરવાની ઇચ્છા રાખો, ને બને એટલી સેવા કરો. કારણકે બહુ ચોખ્ખી રીતે યાદ રાખજો કે, સેવા કરાવવામાં કાંઈ ખરી મ્હોટાઇ નથી, પણ સેવા કરવામાંજ ખરી મ્હોટાઈ છે. માટે સેવા કરતાં શીખો, સેવા કરતાં શીખો.

---

## ૪–ઘણી વખત કેટલાક ભકતોની પ્રાર્થના મંજુર થતી નથી તેનાં કારણો.

ઘણી વખત ઘણે ઠેકાણે એમ થાય છે કે, ભકતો બિચારા તરફડે છે અને તેમ છતાં કેટલીક ચીજો તેમને વખતસર મળતી નથી, તેઓની ઇચ્છા હોય ત્યારે મળતી નથી, ને તેઓની પ્રાર્થનાઓ ફોગટ જતી હોય એમ કેટલાકોને લાગે છે. તેથી સકામી ભકતો નિરાશ થઈ જાય છે, અને કેટલાક દોઢડાહ્યા માણુસો એવા બનાવો જોઇને ભકતોની મશ્કરી કરે છે. માટે કેટલીક પ્રાર્થનાઓ શા માટે સફળ થતી નથી તેનાં કારણો હરિજનોએ જાણી લેવાં જોઇએ, કારણ કે એવા કારણો જાણવાથી પ્રાર્થના સફળ ન થાય તોપણ, એક જાતનું બળ રહે છે. માટે ઘણી વખત ભકતોને પ્રભુ ફત્તેહ આપતો નથી તેનાં કારણો સમજી લેવાં જોઇએ. તે માટે સંતો કહે છે કે—

કોઇ બાપ બહુ ભલો હોય, માયાળુ હોય, દયાળુ હોય, સમૃદ્ધિવાન હોય, અને પોતાના પુત્રને અતિશય ચહાતો હોય તોપણ તે પોતાના નાના છોકરાને વારે વારે પેંડા ખાવા આપતો નથી, જો કે નાના છોકરાને પેંડા ખાવા બહુ ગમે છે અને એ માટે તે વારંવાર માગણી કર્યા કરે છે, પણ પેંડા ખાવાથી નુકશાન થાય છે તે નુકશાનનો ખ્યાલ તે બાળકને

હોતો નથી; પણ તેનો બાપ સમજે છે કે, પેંડા ખાવાથી બાળકનો જઠરાગ્નિ બગડે છે અને તેનું શરીર બગડે છે. માટે ડાહ્યો બાપ કાંઇ અજ્ઞાન છોકરાને તેની મરજી પ્રમાણે પેંડા ખાવા દે નહિ. તેમજ પરમદયાળુ પરમાત્મા અખૂટ સામર્થ્યવાળો છે, અનંત સમૃદ્ધિવાળો છે, અને દયાનો સાગર છે, છતાં પણ તે પોતાના ભકતોને તેઓની ઇચ્છા પ્રમાણેની દરેક ચીજો આપતો નથી. કારણ કે જો ભકત્નોની બધી ઈચ્છાઓ બરોબર રીતે પાર પડે તો તેઓ ફુલાઇ જાય છે, ને તેમનામા અભિમાન આવી જાય છે, તેથી તેમની ખરાબી થઇ જાય છે એમ ન થાય માટે જેમ ભલો પિતા પોતાના વ્હાલા દીકરાને વારે વારે પેડા ખાવા આપતો નથી તેમજ સર્વશક્તિમાન મહાન ઈશ્વર પોતાના અજ્ઞાન ભકતોની દરેક ઈચ્છાઓ પૂરેપૂરી પાર પાડતો નથી. કારણ કે જે સકામી ભકતો હોય છે તેઓની ઇચ્છામાં કાંઇ કાઇ સ્વાર્થ હોય છે. તેઓની ઇચ્છામા અભિમાન હોય છે, તેઓની ઇચ્છાઓ શ્રેય કરતા પ્રેય તરફ દોરી જાય એવી હોય છે, અને તેઓની ઇચ્છાઓ તેઓને સારી લાગતી હોય પણ પ્રભુની નજરમા વગર જરૂરની અથવા નબળી ને નુકશાન કરે તેવી હોય છે. તેથી તે ઈચ્છાઓ પ્રભુ પુરી પાડતો નથી. કારણકે એવી ઇચ્છાઓ પુરી પાડે તો તેમાંથી આગળ જતાં ભકતોની ઉલટી ખરાબી થઇ જાય. એવી ખરાબીમાથી બચાવી લેવા માટે દયાળુ પ્રભુ ભકતોની કેટલીક ઇચ્છાઓ પાર પાડતા નથી. માટે બંધુઓ! જ્યારે તમારી પ્રાર્થનાઓ મંજુર ન થાય ત્યારે દીલગીર ન થતાં એવોજ વિચાર કરવો કે, અમારી માગણી અમારૂં કલ્યાણ કરનારી નહિ હોય, અથવા તે મેળવવા જેટલી અમારામાં હમણા યોગ્યતા નહિ હોય. માટે અમારી પ્રાર્થના સફળ થતાં વાર લાગે છે. એમ સમજીને પ્રાર્થના સફળ ન થાય ત્યારે પણ તમારી ઉપર ઈશ્વરની કૃપા સમજવી, અને તેનો ઉપકાર માનવો. કારણ કે એથી ભવિષ્યની કોઇ મોટી ખરાબીમાંથી તે તમને બચાવી લે છે. માટે તમારી પ્રાર્થના સફળ ન થાય ત્યારે પણ ઈશ્વરનો ઉપકાર માનતાં શીખજો, એજ અમારી ભલામણ છે. કારણ કે

જ્યારે આપણું ધાર્યું ન મળે ત્યારે પ્રભુ કાંઇક આપણા ધાર્યા કરતાં પણ ઘણું વધારે સારૂં કરવાનો છે, એમ સમજીને સદાય સંતોષથી ને શાંતિથી રહેજો.

## ૫–આ સંસારનાં સુખો સ્વપ્ના જેવાં છે, એવાં સ્વપ્નાનાં સુખો સારૂ ઈશ્વરીઆનંદનાં સુખોને લાત ન મરાય એ સાંભળજો.

એક ગરીબ માણુસ હતો, તેને આવકનું કંઇ સાધન નહોતું અને શરીરે માંદો સાજો રહેતો હતો, તેથી કાંઇ ધંધો રોજગાર તેનાથી બની શકતો નહિ, માટે તેને એક ધર્માદા ખાતામાંથી દર મહિને દશ રૂપિયા મળતા હતા, તેમાંથી તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક વખત તે ગરીબ માણુસ સવારના પહોરમાં સૂતો હતો ત્યારે સ્વપ્નુ આવ્યું કે, મને લાખ રૂપિયાનો વારસો મળેલો છે, તેથી હું તો હવે મોટો શેઠીઓ થઇ પડયો છું. હવે હું ધર્માદાના પૈસા શા માટે ખાઉં ? હવે તો આ લાખ રૂપિયામાથી ઘણીએ મોજમજા કરી શકાશે હવે એક સારો બંગલો લેવો જોઇશે. એ બંગલો કયે ઠેકાણે લેવો તેનો વિચાર કરવા લાગ્યો. તેમા ફરનીચર કેવી રીતનું ગોઠવવું તેની ગણત્રી કરવા લાગ્યો. નોકરો કેટલા રાખવા, ને તેઓને શું શું કામ સોંપવુ તથા તેમની સાથે કેવી રોફદાર રીતે વર્તવું તેની કલ્પના કરવા લાગ્યો, એટલુંજ નહિ પણ બાઇસીકલ, મોટર, સેન્ટ, ચસ્મા, છાપા, ખેતાબ, વરઘોડા, નાચપાર્ટી, નાટકશાળા, વિગેરે ઘણી ઘણી બાબતોના વિચાર કરવા લાગ્યો. પણ એ બધા વિચાર કરતા વધારે જરૂરનું કામ તેને એ લાગ્યું કે, પ્રથમ રૂપિયાને હાથ કરી લેવા. તેથી તુરત તે રૂપિયા ગણુવા લાગ્યો, અને હજાર હજાર રૂપિયાની નોટનું એક એક બંડલ જુદું જુદું મૂકવા લાગ્યો, અને ગીનીઓની થેલી ખોલવા લાગ્યો. એટલામા બહારથી બારણું ઠોકયું, અને ધર્માદાખાતાના નોકરે આવીને કહ્યું કે, લ્યો, તમારા દશ રૂપિયા. ત્યારે તે ગરીબ માણુસે અર્ધા સ્વપ્નામાં ને અર્ધી ઉંઘમાં જવાબ દીધો કે,

મને હવે તમારા રૂપિયાની જરૂર નથી, મારી પાસે ખૂબ રૂપિયા આવી ગયા છે. માટે હવે મારૂં નામ એ ખાતામાંથી છેકી નાંખજો. હું તો હવે શેઠીઓ બની ગયો છું. જુઓ આ રૂપિયાનો ઢગલો પડેલો છે તમે સવારે આવજો એટલે તમને પણ કાંઈક ઇનામ આપીશ. હમણાં મને ફુરસદ નથી એમ ઉંઘમાં જવાબ દીધો, તેથી પેલો માણુસ ચાલ્યો ગયો, અને તેણે જઇને ધર્માદાખાતાના મેનેજરને કહ્યું કે, એ માણુસ તો પૈસા લેવાની ના પાડે છે, ને કહે છે કે, મારી પાસે ખૂબ પૈસા આવી ગયા છે, માટે મારૂં નામ છેકી નાખજો. મેનેજરે તેનું નામ કાઢી નાખ્યું, અને તે પૈસા બીજા કોઈ ગરીબ માણુસને મોકલાવ્યા.

એ પછી ભાઈસાહેબ જ્યારે સ્વપ્નામાથી જાગ્યા ત્યારે તે વિચારવા લાગ્યા કે, આજે પહેલી તારીખ થઇ છતા પણ હજી ધર્માદાખાતાનો માણુસ કેમ ન આવ્યો ? વીશીવાળાના પૈસા ચ્હડી ગયા છે. દૂધવાળો પણ માગે છે ભાડાવાળાને પણ પહેલી તારીખનો વાયદો છે, ને હજી રૂપિયા કેમ ન આવ્યા ? કદાચ આજે કાંઇ કામને લીધે માણુસ રોકાઇ ગયો હશે. એમ ધારી તે દહાડો વાટ જોવામાં કાઢી નાખ્યો બીજી તારીખે પણ દશ રૂપિયાની વાટ જોવામાં દિવસ ગાળ્યો પણ કોઇ પૈસા આપવા આવ્યું નહિ. ત્રીજી તારીખ પણ એવી રીતે નિરાશામાં વીતી ગઈ ત્યારે તે ગરીબ માણુસ બહુ દિલગીર થયો અને કાયર થયો. એથી ચોથી તારીખે ધર્માદાખાતાની ઓફીસમા તપાસ કરવા ગયો, અને કહ્યું કે, તમારે ત્યા આવું અંધેર કેમ છે? આજ ચાર ચાર દિવસ થયા મને પૈસા કેમ નથી મળતા ? ત્યારે ધર્માદાખાતાના મેનેજરે કહ્યું કે, પહેલી તારીખે સવારના સાત વાગે અમારો માણુસ તમને પૈસા આપવા માટે આવ્યો હતો, પણ તમે પૈસા લેવા ના પાડી, અને કહ્યું કે મારી પાસે ઘણા પૈસા આવી ગયા છે, હવે મને પૈસાની જરૂર નથી, માટે મારૂં નામ છેકી નાખજો. તેથી અમે તો તમારૂં નામ કાઢી નાંખ્યું છે, અને તમોને મળતા પૈસા તમારે બદલે બીજા કોઇ ગરીબ માણુસને આપી દીધા છે.

આ સાંભળીને તે ગરીબ માણુસ બહુ અજબ થયો. પછી તેને યાદ આવ્યું કે, મને લાખ રૂપિયાનો વારસો મળ્યાનું

સ્વપ્નું આવ્યું હતું, તેથી ઊંઘમાં ને ઊંઘમાં મેં ના પાડી દીધી હશે. હવે શું થાય? ત્યારે ધર્માદાખાતાના મેનેજરે કહ્યું કે, હવે હમણાં કંઇ થઈ શકે નહિ. કોઇ વખત જગ્યા ખાલી પડે ત્યારે કાંઈ થાય. એ સાંભળી તે ગરીબ માણસ બિચારો બહુ દુઃખી થયો, કારણ કે સ્વપ્નાના ધનને આધારે રહીને સાચું ધન–કામ આવે તેવું ધન, રોકડા રૂપિયા તેણે ગુમાવ્યા હતા, તેથી તે બહુ પસ્તાવા લાગ્યો.

આ દાખલો આપીને એક ભકતરાજ મહારાજ હરિજનોને સમજાવતા કે, ભાઈઓ! આ સંસારનાં સુખો, તે એ ગરીબ માણસના સ્વપ્ના જેવાં છે. અને ભક્તિનાં જે સુખો છે, ધર્મનાં જે સુખો છે, પોતાની ફરજો બજાવાવાનાં જે સુખો છે, અને પ્રભુપ્રેમના જે સુખો છે તે સાચા રૂપિયા જેવાં છે. એ સાચા સુખોને સંસારના સ્વપ્ના જેવાં માયિક સુખોને ખાતર આપણે ગુમાવી નાખીએ છીએ, તેથી પરિણામ એ થાય છે કે, સંસારનાં સુખો પણ મળી શકતાં નથી, કારણ કે તે તો મિથ્યા છેજ, અને ઈશ્વરી આનંદના સાચાં સુખો પણ મળી શકતાં નથી. આવી રીતે સ્વપ્નાના સુખને આધારે રહેવાથી બન્નેમાંથી ચુકાય છે. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો, અને ભક્તિના આનંદનાં સાચાં સુખો ભોગવી શકાય તેમ કરજો એજ અમારી ભલામણ છે

---

## ૬–પ્રભુના નામનું સ્મરણ કરવાથી થતા ફાયદા વિષે.

એક સંતને કોઈ નાસ્તિક માણસે પૂછ્યું કે, તમે રામ રામ જપો છો એથી તમને શું લાભ થાય છે? તમે કોઇ દિવસ રામને જોયા છે? ત્યારે તે સંતે કહ્યું કે, તમે ખટાશને જોઇ છે, મીઠાશને જોઇ છે, ખારાશને જોઈ છે ને કડવાશને જોઇ છે? કહો કે નહિ આ બધી વસ્તુઓ આંખથી દેખાતી નથી કે બીજાઓને દેખાડી શકાતી નથી પણ તેમના સ્વાદથી સમજી શકાય છે અને બીજાને પણ તેનો સ્વાદ ચખાડી શકાય છે. તેમજ ભગવાનને અમે નજરે જોયા નથી, પણ જ્યારે અમે એના નામનું સ્મરણ

કરીએ છીએ અને તેના ગુણુ ગાન કરીએ છીએ ત્યારે અમારા અંતરમાં બહુજ આનંદ ઉત્પન્ન થાય છે. અરે શું એ નામની વાત ! મહાન પ્રભુના પવિત્ર નામનું જ્યારે સ્મરણુ થાય છે ત્યારે અમારા અંતરમાં અનેક જાતના સદ્ગુણો આવી જાય છે, તથા મનમાં સંતોષ, તૃપ્તિ અને ઉત્તમ પ્રકારનો દીલાસો મળી જાય છે. એ પછી શુભ વિચારો થયા કરે છે અને સદ્બુદ્ધિ ખીલતી જાય છે. એ સિવાય કોઈ કોઈ વખત અણુધારી મદદ આવી મળે છે, મનની શંકાઓ મટી જાય છે, મુશ્કેલ વાતોના ખુલાસા થઈ જાય છે, અને ઘણી જાતની વાજબી ઇચ્છાઓ પોતાની મેળે મેળે પાર પડતી જાય છે. આ બધું નામસ્મરણુથી થાય છે, એમ અમે પ્રત્યક્ષ રીતે અનુભવી શકીએ છીએ. પણુ ભજન કરવાથી જેટલું શીખી શકશો તેટલું આ બધાં વર્ણનો સાંભળવાથી શીખી શકશો નહિ. માટે મારી તમને એ ભલામણ છે કે, જો અમારા જેવો આનંદ લૂંટવો હોય અને હૃદયમાંથી બધો કચરો કાઢી નાખીને હલકા ફૂલ જેવા થઈને ફરવુ હોય, તો અમે જેમ પ્રભુના નામનું સ્મરણુ કરીએ છીએ તેમ તમે પણુ સર્વશકિતમાન મહાન પ્રભુના પવિત્ર નામનું સ્મરણુ કરો, એટલે તમને પણુ એ બધા ફાયદા સ્હેલાઈથી મળવા લાગશે કારણુ કે વાતોથી કાઇ મળતું નથી પણુ એ સ્વાદ તો જે ચાખે તેનેજ ખબર પડે છે, અને એ સ્વાદ ચાખવા માટે તો એ નામસ્મરણુ કરવુ પડે છે, માટે ફોગટના વાદવિવાદ કરવામા રહી જાઓ છો, પણુ ભક્તોની સાથે ભળી જાઓ, અને તેઓની સાથે સાથે પ્રભુના ગુણુ ગાવા લાગો તથા નામસ્મરણુ કરવા લાગો, એટલે સ્મરણુની ખુબી સમજી શકશો, એમાં કાંઈ પણુ શક નથી. માટે નામસ્મરણુમાં મંડયા રહો, નામસ્મરણુમા મંડયા રહો.

---

## ૭–ઈશ્વરને બહારથી માનવો એ જૂદી વાત છે, અને ઈશ્વરને અંદરથી માનવો એ જૂદી વાત છે, તે વિષેનો ખુલાસો.

ભગવાનની કથા સાંભળવી, તેનાં કીર્તન ગાવાં, દર્શન કરવા જવું, તીર્થમાં જવું, માળાઓ પહેરવી, તિલકો કરવાં, પોતપોતાના

સંપ્રદાયના રિવાજો પ્રમાણે કપડાં પહેરવાં, ભસ્મ લગાડવી, જટા રખાવવી, અગર માથું મુંડાવવું, દાઢી રખાવવી, નખ વધારવા, દંડ રાખવો, અગ્નિ રાખવો, અગર અગ્નિથી દૂર રહેવું, લીલાં, પીળાં, લાલ, ભગવાં અગર કાળાં વસ્ત્રો પહેરવાં, અને કેટલીક જાતનાં વ્રતો કરવાં એનું નામ ભગવાનને બહારથી માનવા એ છે.

હવે અંતરમાંથી પ્રભુને માનનાર ભકતોનાં લક્ષણ જાણવાં જોઇએ. તે માટે સંતો કહે છે કે, પ્રભુને અંતરમાંથી માનનારા જે ભકતો હોય છે તે ભકતોના જુના સ્વભાવ બદલાઈ જાય છે, જુની ટેવો બદલાઈ જાય છે, ને જુનાં પાપો મૂકાઈ જાય છે; એટલુંજ નહિ પણ તેઓમાં અતિશય પ્રેમ આવી જાય છે, તેઓમાં દયા વધી જાય છે, તેઓની ક્ષમા જોવા જેવી હોય છે, તેઓ સત્ય ઉપર ચાલનારા હોય છે, તેઓ પોતાની ઇંદ્રિયો ઉપર કાબુ રાખી શકે છે, તેઓ પોતાના મનમાં ઉઠતા વિકારોને તથા સંકલ્પવિકલ્પોને રોકી શકે છે, તેઓ મહાત્માઓને પગલે પગલે ચાલી શકે છે, તેઓ શાસ્ત્રના સિદ્ધાંતોને પૂર્ણ શ્રદ્ધાથી માને છે, અને તેઓના અંતરમાં એક જાતનો આનંદ તથા સંતોષ આવી જાય છે. આવી સ્થિતિ જે ભક્તની હોય તે ભક્ત પોતાના અંતરમાંથી પ્રભુને ભજે છે એમ સમજવું.

બહારથી પ્રભુને ભજનારા અને અંતરથી પ્રભુને ભજનારા ભકતો વચ્ચે મુખ્ય ફેર એ હોય છે કે, બહારથી પ્રભુ ભજનારા ભકતો પોતાની શુભ ઇચ્છાઓ પ્રમાણે વર્તે છે, તેથી તેઓ વ્યવહારનાં તથા પરમાર્થનાં કેટલાંક સારાં સારાં કામો કરી શકે છે, પણ એ શુભ કામો કરવામાં તેઓની પોતાની ઇચ્છાજ મુખ્ય હોય છે. પોતાની ઇચ્છાથી દોરવાઇનેજ તેઓ વર્તે છે. પણ જેઓ અંતરમાંથી પ્રભુને ભજનારા છે, તે ભકતો પોતાની ઇચ્છા ઉપર ભાર મૂકતા નથી; પણ કેવળ પ્રભુની ઇચ્છા ઉપરજ રહેનારા હોય છે. તેઓએ પોતાની લગામ પ્રભુને સોંપી દીધેલી હોય છે, અને પ્રભુ જેમ રાખે તેમ રાજી રહેનારા હોય છે.

બહારથી પ્રભુને ભજનારા જે ભકતો છે તે ભકતોને કાંઇ અડચણો આવી પડે તો તેઓ નિરાશ થઇ જાય છે, અને

તેઓની ભક્તિ ઢીલી પડી જાય છે. પણ જે ભક્તો અંદરથી પ્રભુને ભજનારા છે, તેઓ તો સદાય આનંદમાં રહેનારા હોય છે. બહારની અડચણોથી તેઓની ભક્તિ ઢીલી પડી જતી નથી કે તેઓના અંતરનો આનંદ ઉડી જતો નથી. એટલુંજ નહિ પણ નાની નાની અડચણો તો બાજુએ રહી, પણ કદી તેઓનું સર્વસ્વ ગયું હોય તોપણ તેઓ એમ સમજે છે કે, હજી અમારો પ્રભુ તો અમારામાં રહ્યો છે, અને એ રહે તેજ સૌથી મોટી વાત છે. એમ જાણીને ગમે એટલું નુકસાન થાય તેમ છતાં પણ તેઓ આનંદમાં રહી શકે છે.

જે બહારથી પ્રભુ ભજનારા છે તેઓને વખતોવખત દેશ-કાળના ધક્કા વાગ્યા કરે છે કોઇ વખત આસપાસના સંજોગોની અસર થાય છે, કોઇ વખત પ્રારબ્ધને લીધે કાંઇ આડું અવળું થાય છે અને કોઇ વખત કુદરતી આફતોને લીધે અડચણો આવી પડે છે. આવે વખતે બહારથી પ્રભુ ભજનાર ભક્તોને બહુ ધકકો લાગી જાય છે. કારણકે જે બહારથી પ્રભુને ભજનારા છે તેઓ પાણી ભરી રાખેલા ટાંકાના જેવા છે અને જેઓ અંતરમાંથી પ્રભુને ભજનારા છે તેઓ જેના તળીયામાંથી મોટાં ઝરણાંઓ ચાલ્યાં આવતાં હોય તેવા કૂવાના જેવા છે. આમ હોવાથી વધારે ઉલેચાય તો ટાંકાનું પાણી ઓછું થઈ જાય છે ને ખુટી જાય છે, પણ જેનું તળીયું સાજું હોય તેવા કૂવાનું પાણી કાંઈ ખુટતું નથી. તેમજ જે બહારથી પ્રભુને ભજનારા ભક્તો છે તેઓને બહારની અડચણો નડયા કરે છે, પણ જે અંતરમાંથી પ્રભુને ભજનારા છે તેઓને એવી અસરો બહુ થતી નથી.

પ્રભુને અંતરમાંથી ભજીએ છીએ કે બહારથી ભજીએ છીએ ? તે સમજવાની એક સ્હેલી રીત એ છે કે, આપણે આપણા અંતરમાં તપાસ કરીને જોવું કે, આપણા વ્યવહારમાં ને આપણા સ્વભાવમાં કાંઇ પ્રપંચિકપણું રહ્યું છે કે નહિ ? આપણા મનમાં કોઈ પણ જાતના વિકારોના કોંટાઓ ફુટે છે કે નહિ ? અને આપણાથી કોઈ પણ જાતનું પાપ થઇ જાય છે કે નહિ ? તેનો વિચાર કરવો. અને જો તેમાં એમ લાગે કે,

હજુ એ બધી બાબતોમાં જેવી જોઇએ તેવી સફાઇ નથી, તો એમ સમજી લેવું કે, હજુ પ્રભુ આપણાથી બહાર છે. હજુ પ્રભુ આપણી અંદર પધારેલા નથી. કારણકે જો પ્રભુ અંદર પધારેલા હોય તો પાપ રહી શકે નહિ.

જ્યારે રાજા આવવાનો હોય ત્યારે પ્રથમ તેનું લશ્કર અને અમલદારો આવવા લાગે છે, તેમ અંતરમાં પ્રભુ પધારે તેની સૌથી મોટી નિશાની એ છે કેઃ—

જે ભક્તના હૃદયમાં પ્રભુ પધારે તે ભક્તની અંદર પ્રભુના ગુણો આવી જાય છે, કારણકે જે સદ્દગુણો છે તે પ્રભુના હજુરીઆ જેવા છે, તેથી પ્રભુ સાથે તેના ગુણો આવી જાય છે. જેમકે દયા, ક્ષમા, શાન્તિ, પવિત્રતા, ઉદારતા, ધીરજ, સત્ય, બ્રહ્મચર્ય, ખમીખાવું અને હમેશાં બધી સ્થિતિમાં આનંદમાં રહેવું, વિગેરે ગુણો આવી જાય છે. અને જ્યારે આવા ગુણો આવી જાય ત્યારે સમજવું કે, આ ભક્તના હૃદયમાં પ્રભુ પધારેલા છે. અને તેને અંદરથી પ્રભુ ભજતાં આવડે છે.

બંધુઓ ! જે ભક્તના હૃદયમાં ભગવાન પધારે તે ભક્ત એજ વખતે કાંઈ સૌથી મોટા વિદ્વાન કે સમર્થ ધનવાન થઈ જતા નથી, પણ જેના હૃદયમાં પ્રભુ પધારે તે ભક્તો મોટા માનવાળા થઇ જાય છે, સર્વે ઉપર પ્રેમ રાખનારા થઇ જાય છે, પોતાનું ભુંડું કરનારને પણ માફી આપનારા થઇ જાય છે, પાપ વિનાના થઈ જાય છે, સૌને નિભાવી લેનારા થઈ જાય છે, સૌનું કલ્યાણ ઈચ્છનારા થઇ જાય છે, અને હમેશાં આનંદમાં રહેનારા બની જાય છે; પણ જેઓ માત્ર બહારથીજ પ્રભુને ભજનારા હોય તેઓમાં આ બધા ગુણો હોતા નથી. માટે બંધુઓ ! બહારની ભક્તિના આડંબરમાંજ રહી જશો માં, પણ અંદરથી પ્રભુ ભજનારા થવાની કોશીશ કરજો. અંદરથી પ્રભુ ભજનારા થવાની કોશીશ કરજો !

---

## ૮—મંદિરોમાં દેવનાં દર્શન કરવા જવાની જરૂરિયાત વિષે.

શ્રીમંતોને મોજમજા કરવાનાં તથા રમતગમત કરવાનાં ઘણાંએ સાધનો હોય છે, જેમકે નાચ, તમાસા, નાટકો, બાગ-

નના જલસાઓ, સર્કસો, ફેનસી ફેર, જીમખાનાંઓ, કલબો, સરતોનાં મેદાનો, ઉજાણીઓ, ટીપાર્ટીઓ, પ્રદર્શનો, ક્રીકેટમેચો, અને મુસાફરીઓની સગવડો વગેરે પોતાના મનને રાજી રાખવાનાં ઘણાં સાધનો હોય છે, પણ ગરીબોને એવાં કાંઇ સાધનો હોતાં નથી; કારણ કે ગરીબાઇને લીધે તેઓ એવી બાબતોમાં પૈસા ખર્ચી શકતા નથી તેમજ તેઓને એટલો વખત પણ મળતો નથી, તેથી એવી ખર્ચાળ મોજો કરવી તેઓને પાલવતી નથી, અને તેમ છતાં પણ સાધારણ માણસોનો એવો સ્વભાવ છે કે, તેને કાંઇક બહારનો આનંદ જોઇએ છે, અને જો એવો આનંદ ન મળે તો તેઓ મોળા પડી જાય છે અને તેઓને પોતાની જીંદગી કંટાળા ભરેલી લાગે છે, આવું ન થાય અને એવા ગરીબ માણસોને પણ હમેશાં આનંદ મળી શકે તે સારૂ ધર્મનાં મંદિરોની જરૂર છે, કારણ કે ધર્મનાં મંદિરોમાં સુંદર મૂર્તિઓ હોય છે, ફૂલ ચંદન તથા ધૂપની સુગંધીઓ હોય છે, જુદા જુદા ઓચ્છવો વખતે નવી નવી જાતના સુદર દેખાવો હોય છે, દાગીના તથા ઉંચી જાતના વસ્રોના ઠાઠમાઠ હોય છે, મહાત્માઓનાં ચિત્રો હોય છે, નવી નવી જાતના હીંડોળા, પારણાં, અનકુટો તથા દીપમાળાઓ હોય છે. વિદ્વાનો હરિકથાઓ કરે છે, ઉસ્તાદી ગવૈયાઓ તાલસુરથી પ્રભુનાં ગુણગાન ગાય છે, તથા સીતાર, મૃદંગ, ઝાંઝ વગેરે વાજીંત્રો વગાડે છે, ઘણાએ ભાગ્યશાળી સજ્જનો ત્યાં ભીખ માગવા આવેલા ગરીબોને દાન આપે છે, ચડતા ઉતરતા બધા વર્ગના લોકો શણગારી શણગારીને મંદિરોમાં દર્શન કરવા તથા પ્રાર્થના કરવા આવે છે તેથી ત્યાં મેળા જેવો ભવ્ય દેખાવ થઇ રહે છે. એ બધું જોઇને તથા એ બધાંઓની પ્રાર્થનાઓની ભલી અસરો ત્યાં જામી ગયેલી હોય છે, તેને લીધે મંદિરોમાં પવિત્ર અસરો ફેલાયલી રહે છે. એ પવિત્ર અસરોથી તથા ત્યા થઇ રહેલા હમેશના આનંદથી એવાં ધર્મનાં મંદિરોમાં ઉત્તમ પ્રકારનું વાતાવરણ ફેલાઇ રહે છે, તેથી દુનિયાંથી કંટાળી ગયેલા માણસોનો કંટાળો મંદિરોમાં દર્શન કે પ્રાર્થના કરવા જવાથી મટી જાય છે. એ ઠેકાણે દુખીયો પોતાનાં દુઃખને

ભૂલી જાય છે, એ ઠેકાણે રોગીઓના રોગ ઓછા થઈ જાય છે, એ ઠેકાણે નિરાશ થઈ ગએલાઓને નવી આશા આવી જાય છે, એ ઠેકાણે નિર્બળોમાં બળ આવી જાય છે, એ ઠેકાણે દરિદ્રીઓ પોતાની દરિદ્રતાને ભૂલી જાય છે, એ ઠેકાણે બુઢ્ઢાઓમાં નવો ઉત્સાહ આવી જાય છે, એ ઠેકાણે શોક પાળનારાઓ પોતાના શોકને ભૂલી જાય છે, એ ઠેકાણે પાપીઓ પોતાના અપરાધ કબૂલ કરી પોતાના પાપની માફીઓ માગવા મંડી જાય છે, એ ઠેકાણે શ્રીમંતો પોતાની મોટાઈને બાજુએ મૂકી દે છે, એ ઠેકાણે અધિકારીઓ પોતાના અધિકારના મદને વિસરી જાય છે, એ ઠેકાણે મસ્તીખોરો પણ અદબમાં આવી જાય છે. બહુ ભાવિક ન હોય તેઓના મનમાં પણ એ ઠેકાણે ભાવ આવી જાય છે. લોભીયાઓ પણ એ ઠેકાણે જરાકવાર પોતાના લોભને ઓછો કરી પાઈ પૈસો ખર્ચવા લાગે છે અને એ ઠેકાણે અજ્ઞાનીઓમાં પણ પોતાની મેળે મેળે સ્વાભાવિક રીતેજ કાંઈક કાઈક ગુણ આવી જાય છે. કારણ કે મંદિરોમા પવિત્ર અસરો ફેલાયલી હોય છે, તેથી તેના બળને લીધે આપણે ન સમજીએ તેવી રીતે ઓચિંતો ઓચિંતો પોતાની મેળે મેળે દરેક જણને તેઓની પ્રકૃતિ પ્રમાણે કાંઈક કાંઈક ફાયદો થયાજ કરે છે. માટે આપણે આપણી અંદરના પ્રભુપ્રેમને પુષ્ટિ આપવા સારૂ ને બહારની ભક્તિ કરવા સારૂ મંદિરોમાં દર્શન કરવા તથા પ્રાર્થના કરવા સારૂ જરૂર જવું જોઈએ, કારણ કે ગરીબ, તવંગર, મૂર્ખ, વિદ્વાન, રૈયત ને રાજાઓને માટે મંદિર એ શાંતિનું સ્થાન છે, અને તેમાં પણ ધંધાને અર્થે આખો દિવસ જેઓ એકજ ઠેકાણે બેસી રહેનારા હોય તેવા સોની, દરજી, કારખાનામાં કામ કરનારા મજુરો, થોડી પુરસદવાળા નોકરો, ઘરથી કંટાળેલા બુઢ્ઢાઓ, દુકાનદારો ખેડુતો, ખારવાઓ વગેરે ગરીબ વર્ગના લોકો તથા વધુ ભાગે હમેશાં ઘરમાં રહેનારી સ્ત્રીઓને ભગવાનનું મંદિર એ એક આશીર્વાદ સમાન છે; કારણ કે ત્યાં જઈને પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરવાથી હૃદયનો ભાર હલકો થાય છે. ઘડીકવાર પોતાનાં બધાં દુ:ખો ભૂલી જવાય છે અને ગરીબાઈને લીધે પોતાને ઘેરે જેવું ન હોય તેવું સારૂં

સારૂં જોવાનું, સાંભળવાનું, જાણવાનું, શીખવાનું તથા અનુભવવાનું મંદિરોમાં મળે છે, તેથી તેઓને બહુ ફાયદો થાય છે, ને બહુ આનંદ થાય છે. આ શિવાય પ્રભુના મંદિરમાં જવાથી બીજો એ પણ લાભ થાય છે કે, ત્યાં ધનવાન ને ગરીબ, વિદ્વાન ને મૂર્ખ, શેઠ ને નોકર, રાજા ને રંક, તથા સ્ત્રી ને પુરૂષ સૌ એકજ દરવાજામાંથી આવ જા કરે છે, એકજ જગ્યામાં બેસે છે, એકજ જાતની ક્રિયાઓ કરે છે, અને એકજ જાતનું જ્ઞાન સાંભળે છે. તથા સૌ સાથે મળીને પ્રભુના ગુણ ગાય છે ને દર્શન કરે છે, તેથી તેઓમાં સંપ વધે છે, ભાઇબંધી વધે છે, અને અરસ્પરસ, એક બીજાને મદદ કરતાં શીખે છે; એટલુંજ નહિ પણ ગંદા માણસો પણ મંદિરોમા આવીને સફાઇ રાખતાં શીખે છે. વિવેક વિનાના લોકો બીજાઓની દેખાદેખીથી વિવેક શીખે છે, હલકી ચાલના માણસો સારી ચાલચલણ શીખે છે, ગામડીઆઓ અદબ શીખે છે, વાતોડીઆઓ ચૂપ રહેતાં શીખે છે, પ્રેમીજનો ભજનો શીખે છે. કોઈની મદદમાં ન આવતા હોય તેવા માણસો પણ કાઇક સેવા કરતા શીખે છે; અને જેને ઈશ્વર સબંધી કાઇ જ્ઞાન ન હોય તેવા ભોટ જેવાઓ પણ રોજના સત્સંગથી ધીરે ધીરે કાંઈક ભગવાનનું જ્ઞાન મેળવી શકે છે. માટે સૌ ભાઇ બ્હેનોએ દર્શન તથા પ્રાર્થના કરવા સારૂ ભગવાનના પવિત્ર મંદિરમાં જવાનો નિયમ રાખવો જોઇએ.

---

## ૯—આપણે શા માટે જન્મ્યા છીએ ? આપણે સૌ ઇશ્વર માટે જન્મ્યા છીએ, માટે આપણે ઈશ્વરને અર્થે જીવવું જોઇએ.

યાદ રાખજો કે, આપણે કાંઈ ફક્ત ખાવાપીવા માટે, પહેરવા ઓઢવા માટે, મોજમજા કરવા માટે અને રમતગમત કરવા માટેજ ઉત્પન્ન થયા નથી. તેમજ નોકરી કરવા માટે, વેપાર કરવા માટે, લડાઇ કરવા માટે, ખેતી કરવા માટે, ખાણો ખોદવા માટે, વકીલાત કરવા માટે તથા જુદી જુદી જાતની હુન્નરકળા શિખવા સારૂજ કાંઈ આપણે જન્મ્યા નથી. આ

જગતમાં રૂડી રીતે આપણો વ્યવહાર ચલાવવા સારૂ તથા આપણી ફરજો બજાવવા સારૂ સંજોગોને આધારે એ બધાં કામો કરવાં પડે તે જુદી વાત છે, અને એવાં કામો કરવાં તેમાં કાંઇ ખોટું નથી, પણ એવી જાતનાં કામો કરવા સારૂજ આપણે આ જગતમાં ઉત્પન્ન થયા નથી, પણ આપણે તો પરમ કૃપાળુ પરમાત્માને ઓળખવા સારૂ, તેનાં ગુણગાન કરવા સારૂ તથા તેની સેવા કરવા સારૂજ આ જગતમાં જન્મેલા છીએ. માટે પ્રભુની સેવા કરવી, પ્રભુનો પ્રેમ વધારવો, પ્રભુનો મહિમા સમજવો, અને પ્રભુને ઓળખવાની કોશીશ કરવી એજ આપણું મુખ્ય કામ છે. અને ગુજરાનનાં સાધનો મેળવવા સારૂ, દુનિયાદારીનાં વ્યવહારિક કામો કરવાં પડે એ તો તેના પેટામાં નાનકડી વાત છે. માટે ખરા હરિજનોએ નાની વાતો ઉપર ઝાઝો ભાર ન મૂકવો જોઇએ, પણ જે મુખ્ય બાબત સારૂ આપણે જન્મ્યા છીએ તેજ બાબત ઉપર ખાસ ભાર મૂકવો જોઇએ. તે મુખ્ય બાબત એજ છે કે, ઇશ્વરનો મહિમા સમજવો અને તેને ઓળખવો. એમ કરવા માટે આપણે અગાઉ થઇ ગયેલા બીજા મહાન ભકતોની પેઠે આપણું ચરિત્ર સુધારવુ જોઇએ, અતિશય દયાળુ થવું જોઇએ. સૌ જીવો ઉપર ઇશ્વરને અર્થે પ્રેમ રાખવો જોઇએ, ઉદાર વિચારો ધરાવવા જોઇએ, મોટા મનવાળા થવું જોઇએ, બીજા સૌના વાંક માફ કરવા જોઇએ, અને અંતરમાંથી શાંતિમાં રહેતાં શીખવું જોઇએ; તથા આ બધું થઈ શકે તેની સૌથી ઉત્તમ કુંચી એ છે કે પૂર્ણ પ્રેમથી સર્વશકિતમાન મહાન પ્રભુના ગુણ ગાન કરવા જોઇએ, અને શુદ્ધ અંતઃકરણથી હમેશાં એમ સમજવું જોઇએ કે, હું કાંઈ આ જગતની ઘડીકવારની મિથ્યા મોજમજા ભોગવવા માટેજ આ દુનિયામાં આવ્યો નથી, પણ હું તો મારા આત્માના કલ્યાણ માટે અને મારા પવિત્ર પિતા પરમાત્માને રીઝવવા માટેજ જન્મેલો છું, માટે તેની સેવાનાં કામો કરવાં એજ મારી મુખ્ય ફરજ છે. આમ સમજીને જેમ ભક્તિ વધે તથા પોતાનું ચારિત્ર સુધરે તેમ કરવું જોઇએ. અને જો આ સિદ્ધાંત ઉપર ચાલ્યું જવાય તો ઇશ્વરકૃપાથી બહુ થોડા

વખતની અંદર જીંદગી બદલાઇ જાય છે. માટે હું ઈશ્વરને અર્થેજ જન્મેલો છું એવી ભાવના રાખતાં શીખો, એવી ભાવના રાખતાં શીખો.

## ૧૦–ઈશ્વરી જ્ઞાનની મહત્તા વિષે.

ઘણા માણસોને ધર્મનું જ્ઞાન મેળવાની ઈચ્છા થાય છે, અને ઈશ્વિર સબંધી ઉંડી ઉંડી વાતો જાણુવાની જીજ્ઞાસા થાય છે, પણ તેઓની પાસે એ માટે પૂરતાં સાધનો હોતાં નથી, તેમજ એ બાબતમાં તેઓની ખરેખરી લાગણી પણ હોતી નથી. માત્ર કોઇ કોઇ વખત એવી બાબતો જાણુવાની ઈચ્છા થઇ આવે છે એટલામાં કોઈ બીજા પાડોશી કે મિત્રો કહે છે કે, ઈશ્વરી-જ્ઞાનનો કાંઇ પાર પામી શકાય તેમ નથી, ને એમાં કાંઈ આપણી ચાચ ડુબે નહિ. કદી થોડું ઘણું સમજીએ તો એથી કાંઇ બહુ ફાયદો થાય નહિ, ને આપણે તો ઉપાધિમાં પડેલા છીએ એટલે એ બધું સમજવાનો વખત કયાંથી મળે? એ તો જેની પાસે ખુબ પૈસા હોય, ને જેને ઘણો વખત મળતો હોય તેનું એ કામ. એવા શ્રીમંત ને નવરા માણસો અથવા તો ત્યાગી થઇ ગએલા બાવા–સાધુ એવી વાતો ઉપર ભાર મૂકયા કરે ને ધર્મની વાતો કર્યા કરે તે તેઓને પાલવે, આપણાથી કાંઈ એ બની શકે નહિ, અને કદી થોડું ઘણુ કઇ જાણીએ તો એથી કાંઇ ખાસ લાભ થઇ જાય નહિ. આમ સમજીને ઘણા માણસો ભગવાનનું જ્ઞાન મેળવવાની બાબતમા બેદરકાર રહે છે. પણ હરિજનો કહે છે કેઃ—

ભગવાનનું જ્ઞાન મેળવવાની બાબતમાં બેદરકારી રાખવી એ ઘણુંજ ખરાબ છે, કારણ કે પ્રભુનું જ્ઞાન બહુ થોડું હોય તોપણ તે ફોગટ જતું નથી. સૂરજનું અજવાળું બહુ થોડું હોય તોપણ તેથી રસ્તો સૂઝી શકે છે. અને થોડા અજવાળામાં પણ ઘણી જાતનાં કામો થઈ શકે છે, તેમજ ઈશ્વરી જ્ઞાન થોડું હોય તોપણ તેથી અનેક લાભ થઇ શકે છે, અને જીંદગીને કયે રસ્તે દોરવી એ સમજી શકાય છે. માટે ઈશ્વરી જ્ઞાનને નાનું સમજવું નહિ. એ જ્ઞાન તો થોડું મળે તોપણ તે

લઈ લેવું. કારણ કે ઈશ્વરી જ્ઞાન એટલે શું ? એ તમને ખબર છે ? એ માટે મહાત્માઓ કહે છે કે.—

ઈશ્વરી જ્ઞાન એ જીંદગી સુધારવાની કુંચી છે, ઈશ્વરી જ્ઞાન એ માયાના અંધકારમાં પ્રકાશરૂપ છે, ઇશ્વરી જ્ઞાન એ ઇશ્વરી રસ્તામાં જવાનાં પગથીયાં છે, ઈશ્વરી જ્ઞાન એ પાપમાંથી બચાવનાર ગુરૂ છે, ઈશ્વરી જ્ઞાન એ આત્માની અમરતા આપનાર કલ્પવૃક્ષ છે, ઈશ્વરી જ્ઞાન એ પ્રભુપ્રેમનું મૂળ છે, ઇશ્વરી જ્ઞાન એ ભક્તિનો પાયો છે, ઇશ્વરી જ્ઞાન એ જગતના સૌ જ્ઞાન કરતાં ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન છે, અને ઈશ્વરી જ્ઞાનમાં ઈશ્વરનો પોતાનો પ્રકાશ છે. એટલે એવા જ્ઞાનથી ભકતોને ફાયદો થાય તેમાં કાંઇ નવાઇ નથી. માટે બધુઓ ! ધર્મનું જ્ઞાન, નીતિનું જ્ઞાન, ભક્તિનું જ્ઞાન, ઈશ્વરનું જ્ઞાન, કદી થોડું મળે તોપણ તે મેળવવાની કોશીશ કરજો. અને પ્રભુનું જ્ઞાન મેળવવાની કોઇ પણ તક ફોગટ ન જાય તે સંભળજો. જો જરા જરા પણ ભગવાનનું જ્ઞાન મેળવ્યા કરશો તો આગળ જતાં મહાન ભક્ત થઇ શકશો. માટે પ્રભુનું જ્ઞાન મેળવો, પ્રભુનું જ્ઞાન મેળવો !

## ૧૧—સંસારિક ભકતોનો ખરો ધર્મ.

પોતાના આત્માના કલ્યાણ સારૂ પરમકૃપાળુ પરમાત્માના નામનું સ્મરણ કરવુ, તેના વચનોનો પાઠ કરવો, તેણે આપેલા કોલ યાદ રાખવા, તેનામાં પ્રેમ આવે માટે મંદિરોમાં જવુ, નાચવું, ગાવું, પોતપોતાના સંપ્રદાય પ્રમાણે માળા, તિલક વિગેરે ધારણ કરવું, એ બધી વાતો બહુ જરૂરની છે. માટે દરેક ભક્તે તે બધા નિયમો પાળવા જોઇએ. પણ યાદ રાખવું કે, એટલું પાળીએ તેથી કાઇ પૂરેપૂરો ધર્મ પાળ્યો કહેવાય નહિ. કારણ કે ધર્મમા કાંઈ આ એકજ બાબત નથી, પણ ધર્મમાં મુખ્ય ત્રણ બાબત છે. તે એ કે.—

૧ આત્મા તરફની ફરજ, ૨ બુદ્ધિ તરફની ફરજ, ૩ શરીર તરફની ફરજ.

આ ત્રણે બાબતો જ્યારે બરોબર રીતે પળાય ત્યારેજ ખરો ધર્મ પાળ્યો કહેવાય છે. પણ ધર્મનાં આ ત્રણે અંગો

સમજ્યા વિના આપણા દેશના ઘણા લોકો આ ત્રણમાંથી પોતાને ગમતા એક અંગમાંજ રહી જાય છે. અને બાકીના બે અંગની બાબતમાં બેદરકાર રહે છે. જેમકેઃ—

વારે વારે ન્હાવું ધોવું, આખો દિવસ પાઠપૂજા કરવી, કલાકોના કલાકો સુધી સ્મરણ કરવું, વારે વારે દર્શન કરવાં, માળા તિલકમાં ખુબ ધ્યાન રાખવું, મંદિરોમાં ધન આપવું, સત્સંગની મંડળીઓમાં મચ્યા રહેવું, ઉપવાસો કરવા, તીર્થોમાં ફરવું, ભજન કરવા કે સાંભળવા સારૂ ઉજાગરા કરવા, ઘણી જાતનાં વ્રતો કરવાં, કેટલીક જાતના નિયમો પાળવા, અને એવીજ બીજી આત્માના કલ્યાણની ઘણી બાબતોમાં કેટલાક ભક્તો ખુબ ધ્યાન રાખે છે, પણ બીજી તરફ પોતાની બુદ્ધિને ખીલવવાની બાબતમાં તથા શરીરને તંદુરસ્ત રાખવાની બાબતમાં તેઓ બેદરકાર હોય છે, એથી તેઓનો ધર્મ અધૂરો રહી જાય છે. કારણ કે જ્યાં સુધી શરીર સારૂં ન હોય અને બુદ્ધિ સારી ન હોય ત્યાં સુધી આત્માનું ખરેખરૂં કલ્યાણ સાધી શકાતું નથી, માટે આત્માના કલ્યાણનાં કામોની સાથે, શરીર સુધારવાનાં, તથા બુદ્ધિ વધારવાનાં કામો પણ કરવાં જોઇએ.

હાલના વખતમાં કેટલાક જુવાનીયાઓ કૉલેજોની ડીગ્રીઓ મેળવવામાં અને બુદ્ધિ વધારવામાંજ પોતાની શક્તિયોઓનો ઉપયોગ કરે છે. તેથી તેઓ બુદ્ધિની બાબતમાં બીજાઓના કરતાં બહુ આગળ નીકળી જાય છે, પણ આત્માના કલ્યાણની બાબતમાં તેઓ બેદરકાર હોય છે. અને તેઓનાં શરીર જોઇએ તો આપણને દયા ઉપજે તેવાં હોય છે. એ માટે કહેવાય છે કે,

દોહરો.

મેટ્રીક માંદા ના મટે, બી. એ. ના બે હાલ;
એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

બુદ્ધિ વધારવી પણ શરીરના આવા હાલ થવા દેવા અને આત્માના કલ્યાણની બાબતમાં સાવ મોટું મીંડું મૂકાવવું એ શું વાજબી છે? અને એનું નામ શું ધર્મ છે?

હવે જેઓ માત્ર શરીરને હૃષ્ટપુષ્ટ કરવા ઉપરજ ધ્યાન આપે છે. અને બુદ્ધિ ખીલવવા ઉપર તથા આત્માના કલ્યાણની

બાબતમાં ધ્યાન આપતા નથી તેઓના હાલ જુઓ. મથુરાના ચોબાઓ તથા ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભૈયાઓ પોતાના શરીરને ખીલવવા ઉપર ખાસ ધ્યાન આપે છે. એ માટે ખુબ કસરત કરે છે, અખાડાઓમાં કુસ્તીઓ કરે છે, ખુબ ખાવા માટે બહુ ભાંગ પીએ છે, અને આખો દિવસ ખાવાપીવાનીજ વાતો કર્યા કરે છે. યજમાનો પાસે વારંવાર માલમાલ ઉડાવવાની ને ચકાચક કરાવવાનીજ માગણી તેઓ કર્યા કરે છે. એટલુંજ નહિ પણ એ બાબતમાં તેઓ એટલું બધું ધ્યાન આપે છે કે, તેઓના જઠરાગ્નિ જોઈને તથા તેઓની કસરતો જોઇને આપણુને અજાયબી લાગે છે. કારણ કે પાંચ દસ માણસો ખાઈ શકે તેટલો ખોરાક તેઓ બહુજ સ્હેલાઇથી ખાઈ જાય છે. અને આપણા જેવા માણસ એક મહિનામાં પણ જેટલી કસરત ન કરી શકે તેટલી કસરત તેઓ એક દિવસમાં કરી શકે છે. બસો દંડ પીલવા ને એકહજાર બેઠકો મારવી, એ તો તેઓને મન રમત જેવું હોય છે. આટલું બધું શરીરબળ છતાં પણ બુદ્ધિબળની બાબતમાં સાવ મીંડું હોય છે, અને આત્માના કલ્યાણની બાબતમાં પણ દૂરથીજ નમસ્કાર કરવા જેવું હોય છે.

બંધુઓ ! એક ઘરમાં ત્રણ ઓરડા હોય. તેના એકજ ઓરડામાં જરૂર કરતાં વધારે સામાન ભરી દઈએ અને બીજા બે ઓરડાને ઉજડ ખખડધજ જેવા રાખી મૂકીયે, તો તે ઘર કાઇ શોભે નહિ. તેમજ શરીર, બુદ્ધિ અને જીવાત્મા એ ત્રણ ધર્મના દરવાજા છે. એ ત્રણ ધર્મના ભંડાર છે, એ ત્રણ ધર્મ મેળવવાનાં સાધન છે અને એ ત્રણે સત્ય ધર્મનાં ખાસ અંગો છે માટે જો સાચો ધર્મ પાળવો હોય તો શરીરને સાચવવું જોઇએ, મનને સુધારવું જોઇએ, અને આત્માના કલ્યાણની બાબતોમાં ધ્યાન રાખવું જોઇએ. જ્યારે એ ત્રણે બાબતો બરાબર રીતે પાળી શકાય ત્યારેજ ખરો ધર્મ પાળી શકાય છે. નહિ તો અધૂરો ધર્મ રહી જાય છે. અને અધૂરો ધર્મ પૂરેપુરૂં ફળ આપી શકે નહિ એમાં કાંઈ નવાઇ છે ? એવા અધૂરા ધર્મમાં આપણે શા માટે રહી જવું જોઇયે ? માટે ભાઇઓ ને બ્હેનો !

ધર્મનાં બધાં અંગોમાં જ્યાં જેટલું જોઇએ ત્યાં તેટલું ધ્યાન આપી શકાય તેમ કરો, એટલે પ્રભુકૃપાથી સાચો ઊંચો ને પૂર્ણ ધર્મ પાળી શકશો.

## ૧૨-હરિજનો મરતી વખતે પણ આનંદમાં રહી શકે છે.

આ જગત્‌માં જે અનેક પ્રકારનાં દુઃખો છે તેમાં મોત એ સૌથી મોટામાં મોટું દુઃખ ગણાય છે કારણ કે મોત વખતે શરીરની સ્થિતિ પરાધીન હોય છે મોત વખતે મન ગભરાટમાં હોય છે અને મોત વખતે જીવ બેચેનીમા હોય છે, તેથી ઘણાં માણસોને મરણ વખતે બહુ દુઃખ થાય છે આવી રીતે શરીર તથા મનની ખરાબ સ્થિતિને લીધે મોત વખતે મનને દુઃખ થાય છે, એટલુંજ નહિ પણ આ જગત્ સાથે પોતાનો જે સંબંધ છે, સગાંવ્હાલાંઓ સાથે પોતાનો જે સંબધ છે અને પોતાની માનીતી વસ્તુઓ સાથે પોતાનો જે સબધ છે તેને લીધે તથા પોતાને કરવાના ઘણા કામો બાકી રહી ગયેલા હોય છે તેને લીધે માણસોને મરવુ ગમતું નથી. તેથી મરણ વખતે ઘણા જીવોને બહુ દુઃખ થાય છે. પણ જે ખરા હરિજનો હોય છે, જે સાચા સતો હોય છે, જે મહાન ભક્તો હોય છે, અને જે વસ્તુસ્થિતિ સમજી ગયેલા તથા પ્રભુના આનદમાં લયલીન રહેનારા જ્ઞાની મહાત્માઓ હોય છે તેઓને મોત વખતે પણ દુઃખ થતું નથી. પણ એવા પ્રભુપ્રેમીઓને તો મોત વખતે ઉલટો બહુજ આનદ થાય છે, કારણ કે તેઓ એમ સમજે છે કે;-

જે દીકરો પરદેશમા ખુબ કમાણી કરીને વખત આવ્યે પોતાના બાપને ઘેર, બાપની પાસે જાય ત્યારે તે દિલગીર થાય કે ? નહિજ. એ વખતે તો તેને અતિશય આનંદ થાય છે અને જલદી જલદી બાપા પાસે કેમ પહોંચાય એવીજ તેની ઇચ્છા હોય છે. કારણ કે પોતે પરદેશમાં રહીને ખુબ કમાણી કરેલી હોય છે, એ કમાણીને લીધે પોતાના અંતરમાં એક જાતનો આત્મિક સંતોષ હોય છે, અને બીજી તરફથી

બાપાના રાજીપાનો આનંદ તથા બાપાના ઇનામનો આનંદ તેના અંતરમાં ઉભરાયા કરે છે, તેથી પરદેશમાંથી ઘેર બાપા પાસે જતી વખત કમાઉ દીકરાની લહેર કાંઈ ઓરજ પ્રકારની હોય છે, અને તેનો આનંદ પણ કોઈ અલૌકિકજ હોય છે. તેમજ જે ભકતો આ દુનિયામાં પોતાની ફરજો બરોબર રીતે બજાવીને પ્રભુનો હુકમ આવ્યે તથા પ્રારબ્ધના ભોગ પુરા થયે ઈશ્વરની હજુરમાં જાય છે ત્યારે—એ મોતને વખતે—એ સ્થિતિ બદલવાને વખતે—અને એ જગતની દુઃખ ભરેલી જંજાળોને હમેશને માટે છેવટના રામ રામ કરવાની વખતે તેઓ અતિશય આનંદમાં હોય છે, અને તેઓનો એ આનંદ કેવો હોય છે એ તમને ખબર છે? એ માટે સંતો કહે છે કે—

કોઇ ગામડાના રહેવાસી ગરીબ માણસની છોકરીનું કોઇ મોટા શ્રીમંતની સાથે લગ્ન થાય એ વખતે તે છોકરીને જેવો આનંદ થાય તે કરતાં પણ પરમદયાળુ પરમાત્માની સાથે જોડાઈ ગયલા મહાન ભકતોને પોતાના મરણ વખતે વધારે આનદ થાય છે. કારણકે પોતાના મોતના દિવસને તેઓ પોતાના લગ્નનો દિવસ સમજે છે. કારણ કે હવે પ્રભુ સાથે અમારૂં લગ્ન થઈ જશે એટલે કે પ્રભુ સાથે અમે જોડાઇ જઈશું, પ્રભુની હજુરમાં અમે પહોંચી જઇશું, અને પ્રભુના માનીતા થઇ પડીશું, એમ તેઓને પોતાના અંતરમાંથી ખાતરી હોય છે. તેથી તેઓ મરણ વખતે ઉલટા ખાસ વધારે આનંદમાં હોય છે. કારણકે જરા વિચાર તો કરો કે, ગામડાની ગરીબ છોકરીને છાણાંના સુડલા ઉપાડવા પડે તે ક્યાં? અને મોટરમાં બેસીને ફરવાની મોજ કરવી તે ક્યાં? ગાય ભેંસનાં છાણ ઉપાડવાં ને ફળીઆમાં ઝાડુ કાઢવું એ કામ કયાં? અને સેંટ પોમેટમની સુગંધીમાં તરબોળ રહેવું ને ફૂલની સેજમાં સૂવું એ વાત ક્યાં? નાની નાની છોકરીઓ સાથે પથ્થરના કાંકરાથી રમવું એ વાત ક્યાં? અને બાઈસાહેબ, બાઇસાહેબ થઇ રહે અને હીરા માણેક તથા નોટોનાં બંડલો સાથે રમવું એ વાત ક્યાં? ભાભીનાં, કાકી-મામીનાં, ને બીજાં સગાંઓનાં મેણાંટોણાં સાંભળવાં ને ટપલા ખાવા એ વાત કયાં? અને કરોડપતિની ધણીઆણી થઇ તેના

ઘરની માલિક બની બેસવું ને બધું પોતાનું મનમાન્યુંજ થાય એ વાત ક્યાં ? તેમજ ખરા ભક્તો પણ એમજ સમજે છે કે, આ જગતની ઉપાધિઓ ક્યાં ? ને પ્રભુનો આનંદ ક્યાં ? આ વ્યવહારના પ્રપંચો ક્યાં ? અને ઇશ્વરી શાન્તિ ક્યાં ? આ જગતની નાની નાની જરાક વારની રમતગમત તથા મોજમજા ક્યાં ? અને ઈશ્વરની હજુરના મોક્ષધામના અખૂટ વૈભવો ક્યાં ? આ દેહના રોગો ક્યાં ? અને આત્માનું અમરપણુ કયા ? અને જુદા જુદા સ્વભાવના માણસોને રાજી રાખવા તથા તેઓની મહેરબાની મેળવવા મહેનત કર્યા કરવી એ ક્યાં ? અને અનંત બ્રહ્માંડનો નાથ, કે જે દયાનો સાગર છે, કૃપાનો ભંડાર છે, અને ભક્તવત્સલ છે તેની કૃપામાં–તેના ચરણમા રહેવું એ ક્યાં ? આવો આનંદ અપાવનાર મૃત્યુ છે, એમ જાણીને ખરા ભક્તો મોત વખતે પણ મહા આનંદમાં રહે છે, અને જે દિવસની વાટ જોતા હતા, જે દિવસ આવવાની પ્રાર્થના કરતા હતા, અને જે દિવસને ધન્યભાગ્યનો દિવસ સમજતા હતા તે દિવસ આજે આવી પ્હહડયો છે; એ કરતા વધારે આનંદની વાત બીજી કઇ ? એમ સમજીને ખરા હરિજનો પોતાના મોત વખતે અતિશય આનંદમાં રહે છે.

બંધુઓ ! જ્યારે કોઇ મોટા શેઠીઆઓને આનદ ભોગવવા માટે, હવા ખાવા માટે, કે તંદુરસ્તી સુધારવા માટે સુદર સ્થાનોમાં જવાનું હોય છે ત્યારે તેઓ અગાઉથી પોતાને જોઇતો બધી જાતનો સરસામાન ત્યાં મોકલી દે છે, જેમકે, રસોયા, નોકર, ક્રુટ, ગાડી, ઘોડા વિગેરે દરેક ચીજો અગાઉથી મોકલી દે છે, તેથી જ્યારે તેઓ ત્યાં જાય છે ત્યારે દરેક જાતની સગવડો તૈયાર હોય છે એથી તેઓને કોઈ પણ જાતની મુશ્કેલી ભોગવવી પડતી નથી પણ ઉલટી ઘરના કરતા પણ ઘણી વધારે સગવડો ને વધારે ચીજો તેમને માટે પરદેશમાં હોય છે, તેથી ત્યાં જવાથી તેઓ બહુ રાજી થાય છે, તેમજ યાદ રાખજો કે, ભક્તોએ પણ પોતાનાં ભાતાં અગાઉથીજ સ્વર્ગમાં મોકલી દીધેલા હોય છે, એટલે તેઓને માટે ત્યાં દરેક જાતની તૈયારીઓ થઇ ગયેલી હોય છે, અને તે પણ કોઇ કામ ચલાઉ નહિ, પણ બહુ

મોટા પાયા ઉપર ઉંચામાં ઉંચી જાતની સગવડો તેઓને માટે થઇ ગયેલી હોય છે. કારણ કે તેઓ જેને ઘેર મેમાન તરીકે જવાના છે તે શેઠીઓ કેવો જબરો છે અને તેના વૈભવો કેવા મહાન છે એ તમે જાણો છો ? જે અનંત બ્રહ્માડનો નાથ અનત-કાળ થયાં અનંત બ્રહ્માંડનું પુરૂં કર્યા કરે છે, જેણે સૂરજમાં તેજ મૂકેલું છે, જેણે ચંદ્રમાં શીતળતા મૂકેલી છે, જેણે ગ્રહોને ગતિ આપેલી છે, જેણે વિજળીને પ્રકાશ આપેલો છે, જે વર-સાદ વરસાવનારો છે, અને જે સૃષ્ટિની ઉત્પત્તિ કરવાવાળો તથા પાલન કરવાવાળો છે તેને ઘેર ભક્તો મેમાન થાય છે, એટલે એની સાહેબી કેવી હોય ? એ જરા ખ્યાલ તો કરો ? આવો આનંદ પોતાના મરણ વખતે મળવાનો હોય છે, તેથી મોત વખતે જ્યારે સંસારી લોકો હાય હોય કરે ત્યારે ભક્તો આ-નંદના સમુદ્રમાં ડુબેલા હોય છે.

ભાઇઓ ! ભક્તોને મન મોત એટલે શું ? એ તમને ખબર છે ? ભક્તોને મન મોત એ ઇનામ લેવાનો દિવસ છે. જેમ કોઇ ભલા નોકરે મહાન શહેનશાહની બહુજ સારી રીતે નોકરી કરી હોય તેથી રાજી થઇને શહેનશાહ તેને મોટામાં મોટું ઇનામ આપવાનો હોય, તે દિવસે પોતાની કદર થવા માટે અને શહે-નશાહની મહેરબાની માટે એ નોકરને જેવો આનંદ થાય છે તે કરતાં પણ જ્યારે સર્વશક્તિમાન પરમાત્માનાં ઇનામ મળ-વાનાં હોય ત્યારે, મોત વખતે ભક્તોને વધારે આનંદ થાય છે. કારણ કે ભક્તો એમ સમજે છે કે, અમે અમારી આખી જીં-દગી સુધી અમારા નાથની જે સેવા કરેલી છે તેનો બદલો મેળ-વવાનો હવે વખત આવ્યો છે. અમારા પ્રભુને ખાતર અમે જે દુઃખો ભોગવેલાં છે, અમારા પ્રભુને ખાતર અમે જે ભોગો આ-પેલા છે, અમારા પ્રભુને ખાતર અમે જે મન મારેલું છે, અને અમારા પ્રભુને ખાતર અમે જે પરમાર્થનાં કામો કરેલાં છે તે બધાનું ઇનામ લેવાનો દહાડો આજે મળ્યો છે, માટે આ કરતાં વધારે રૂડો દિવસ બીજો કયો ? આ કરતાં વધારે આનંદનો દિવસ બીજો કયો ? અને આ કરતાં વધારે કિંમતી દિવસ બીજો કયો ? ખરેખર ! આ કરતાં વધારે સારો દિવસ આ જગતમાં

બીજો કોઇ છેજ નહિ, એમ સમજીને સાચા ભકતો પોતાના મોત વખતે મહા આનંદમાં રહે છે.

બંધુઓ! મોત વખતે ખરા ભકતોની સ્થિતિ કેવી હોય છે તેની ખરી હકીકતો જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે આપણી જીંદગીમાં પણ કાંઇક નવી ભભક આવે છે, માટે આજે જ્યારે આ પ્રસંગ નીકળ્યો છે ત્યારે મોત વખતના ભકતોના આનંદની હજી પણ બીજી થોડીક ઉપયોગી ને અસરકારક વાતો જાણી લ્યો. એ માટે સંતો કહે છે કેઃ—

કોઈ પંખીને પરાણે પરાણે નાનકડા પીંજરામાં પૂરી રાખ્યું હોય, તેમાથી છૂટવા માટે તે તરફડતું હોય, એટલામાં પીંજરાનું બારણુ ઉઘડી જાય ને તે પંખી જોરથી ઉડી જાય એ વખતે તેને જેવો આનંદ થાય છે તે કરતાં પણ આ જગતના પીંજરામાંથી, માયાના પીંજરામાંથી, જગતની જંજાળોના પીંજરામાંથી, ને વ્યવહારની ઘરડના પીંજરામાંથી ભકતોનો જીવાત્મા જ્યારે ઉડી જાય ત્યારે તેને ઘણોજ વધારે આનંદ થાય છે કારણ કે જે ગળી ગયેલા ભકતો છે, જે તાળી લાગી ગયેલા ભકતો છે, જે તરબોળ થઈ ગયેલા ભકતો છે, જે ગદગદિત થઈ ગયેલા ભકતો છે, અને જે પ્રભુના પ્રેમમાં ડુબી ગયેલા ભકતો છે, તેઓને આ જગતની ખટપટો ને વ્યવહારના પ્રપંચો એક ન્હાનકડા પીંજરા જેવા લાગે છે. એ પીંજરામાં તેઓનો આત્મા સમાઇ શકતો નથી, તેથી તેમાંથી છુટવા માટે તે પોતાના અંતરમાંથી તરફડયા કરે છે, અને કોઇ કોઇ વખત તો તેઓને એ માટે બહુ જબરો ઉકળાટ થઈ આવે છે, કારણ કે પીંજરૂં તે પીંજરૂં. ભલે સોનાનું હોય તોપણ તે પીંજરૂં. એ પીજરામા ઘણી જાતની સગવડો હોય તોપણ તે પીંજરૂ અને પીંજરૂં એ તો એક જાતનું કેદખાનું. તેમા પુષ્ટ થયેલા જીવાત્માઓ કેમ રહી શકે? કારણ કે કયાં જગતનાં બંધનોનું પીંજરૂં ને કયાં અખંડ સ્વતંત્રતાવાળું મોક્ષધામ? માટે ભકતો પીંજરામાથી ઉડી જતી વખત અતિશય રાજી થઇ જાય તેમાં કાંઇ નવાઈ નથી.

ટુંકામાં એજ કે ઘણાં વરસ સુધી કાશીમાં અભ્યાસ કરીને બહુ વિદ્વાન થયેલો બ્રાહ્મણ જ્યારે પાછો પોતાને ઘેર આવે

ત્યારે તેને જે આનંદ થાય છે, યુદ્ધમાં બહાદુરી કરીને શત્રુઓને જીતી સહીસલામત રીતે પોતાને ઘેર આવે એ વખતે ક્ષત્રિય યોદ્ધાને જે આનંદ થાય છે, અને પરદેશમાં જઈ ખૂબ ધન મેળવી માન આબરૂ સાથે પાછો પોતાને ઘેર આવે ત્યારે વેપારી વાણીઆને જે આનંદ થાય છે, તે આનંદ કરતાં પણ મરતી વખતે ભક્તોને ઘણોજ વધારે આનંદ થાય છે. કારણ કે તેઓ પોતાની ફરજો બજાવીને મરે છે, તેઓ પોતાનો ધર્મ પાળીને મરે છે, અને તેઓ પોતાના હૃદયમાં ભગવદ્દાવેશ ભરીને મરે છે તેથી મરતી વખત પણ તેઓ મહા આનંદમાં રહી શકે છે માટે બંધુઓ! મોત જેવા દુઃખદાયક પ્રસંગે પણ જો ખરેખરો આનંદ મેળવવો હોય તો સાચા ભક્ત થાઓ, સાચા ભક્ત થાઓ.

## ૧૩-ઈશ્વરનું સ્મરણ કરવા વિષે.

સર્વશક્તિમાન પરમકૃપાળુ સચ્ચિદાનંદ પરમાત્માનું સ્મરણ કરવું એ ધર્મની મુખ્ય ફરજ છે; કારણ કે પ્રભુએ કહેલું છે કે "બધા યજ્ઞોમાં જપ યજ્ઞ એ હું છું" તેથી જગતના સૌ મહાન ભક્તોએ ઈશ્વરના પવિત્ર નામનું સ્મરણ કરેલું છે. માટે આપણે પણ આપણી જીંદગી સુધારવા સારૂ તથા મોક્ષ મેળવવા સારૂ ઈશ્વરના નામનું સ્મરણ કરવું જોઇએ. અને એ સ્મરણ ઉત્તમ રીતે તથા ફાયદાભર્યું થાય એમ કરવા માટે પ્રથમ તેના નિયમો જાણવા જોઈએ, તેમાં પહેલું એ કે રાજાની હજુરમાં જેમ બેઅદબ થવાય નહિ તેમ ઈશ્વરનું સ્મરણ કરતી વખતે પણ બહુ માનથી, બહુ અદબથી ને બહુ પ્રેમથી રૂડે આસને બેસવું જોઇએ અને એ પછી ઇશ્વરના મહિમાનો વિચાર કરવો જોઇએ. જેમકે:—

હે પ્રભુ! તમે એકજ છો, તમે સૌથી પહેલા છો; તમે આદિ અંત વિનાના છો, તમે અખંડ છો, તમે વ્યાપક છો, તમે સર્વ પ્રકારના ઐશ્વર્યવાળા છો, તમે પ્રાણી માત્રના સ્વામી છો, તમે દેવોને દેવપણું આપવાવાળા છો, અને તમે યોગીઓના

ઈશ્વર છો, માટે હે પરમ કૃપાળુ પવિત્ર પિતા સચ્ચિદાનંદ પરમાત્મા ! તમારૂં મહા મંગળકારી પવિત્ર નામનું સ્મરણ કરવાની અમને સદ્બુદ્ધિ આપો.

આવી રીતે ઈશ્વરનો મહિમા સમજીને તથા આવી રીતે પ્રાર્થના કરીને પછી ઈશ્વરનું સ્મરણ કરવામાં મન લગાડવું. તેથી મન ઠરે છે અને સારી રીતે સ્મરણ થાય છે. માટે સ્મરણ કરતી વખત પ્રથમ ઈશ્વરના સ્વરૂપનો તથા ઈશ્વરના મહિમાનો વિચાર કરવો અને એ સ્વરૂપ નજર આગળ ખડું રાખીને તથા એ મહિમામાં તરબોળ થઈને ભજન કરવા બેસવુ. એટલે બહુ ઉંચી જાતનું શાંતિદાયક ને આનંદદાયક રીતે ભજન થઈ શકે છે.

બીજું ઈશ્વરનું નામ જપતી વખત એમ વિચારવું જોઇએ કે, ભગવાન મ્હારી આગળ છે, ભગવાન મ્હારી પાછળ છે, ભગવાન મ્હારી ઉપર છે, ભગવાન મ્હારી નીચે છે, ભગવાન મ્હારી આજુએ છે, ભગવાન મ્હારી બાજુએ છે, ભગવાન મ્હારી અંદર છે, ભગવાન મ્હારી બહાર છે, ભગવાન મ્હારી વાણીમાં છે, ભગવાન મ્હારા મનમાં છે, હું જે મંત્ર જપું છું તે મંત્રમાં ભગવાન છે, હું જે જગ્યાએ બેઠો છું ત્યાં ભગવાન છે અને હું જે જપ કરૂં છું તે ભગવાન જુએ છે ને સાંભળે છે; કારણ કે એ અંતર્યામી છે, આમ વિચાર કરીને સ્મરણ કરવા બેસીએ તો આપણા આત્માને શાતિ વળે અને ઇશ્વર રાજી થાય તેવું સ્મરણ થઇ શકે છે. માટે સ્મરણ કરતી વખત મનમાં બીજા કોઇ વિચારોને આવવા દેવા નહિ પણ ઈશ્વરના સર્વવ્યાપકપણાનો વિચાર કરવો એથી અંતરને શાંતિ વળે એવું ઉત્તમ પ્રકારનું સ્મરણ થઇ શકે છે. માટે સ્મરણ કરવા બેસતી વખત પ્રથમ ઈશ્વરના સર્વવ્યાપકપણાનો વિચાર કરવો જોઈએ.

લોઢું જેમ અગ્નિમાં પડવાથી પોચું થાય છે ને અગ્નિના જેવા રંગનું લાલચોળ થાય છે તથા તેમાં ગરમી વિગેરે અગ્નિના ગુણ આવે છે, તેમ જે હરિજન ભગવાનની સાથે ઉપર મુજબ તાર લગાડે છે તે હરિજનનાં અંતઃકરણ શુદ્ધ થાય છે, તેઓનાં જુનાં પાપો કપાઈ જાય છે અને દયા, શાંતિ, પ્રેમ, પરોપકાર, જ્ઞાન, આનંદ વિગેરે ઈશ્વરના મહાન ગુણો તેનામાં

આવતા જાય છે. એ ગુણોથી આગળ જતાં મહાત્મા થઇ શકાય છે અને જેમ પીપર વધારે ઘુંટાય તેમ તેની કિંમત વધતી જાય છે તેમજ પ્રભુના નામનું સ્મરણ જેમ વધારે વધારે થાય છે તેમ તેની કિંમત પણ વધતી જાય છે; અને તેમાં પણ જે શુભ આચરણવાળા થઇને ભગવાનનું સ્મરણ કરે તેને તો બહુજ મ્હોટા લાભ થાય છે અને તેને એમ લાગે છે કે:—

જ્યારથી અમે પરમ કૃપાળુ મહાન પરમાત્માના મંગળકારી નામનું સ્મરણ કરવા લાગ્યા છીએ ત્યારથી અમારા મનમાં કાંઈક વધારે શાંતિ રહેવા લાગી છે, ત્યારથી અમારા વિકારો કાંઇક ઓછા થવા લાગ્યા છે, ત્યારથી દુનિયાંદારીની નજીવી ખટપટોમાંથી અમારૂં ધ્યાન પાછું હઠવા લાગ્યું છે, ત્યારથી જરા જરા કડવો ઘુંટડો ઉતારવાનું એટલે કે સ્હેજ ખમી ખાવાનું બની શકે છે, ત્યારથી મનમાં એમ લાગવા માંડયું છે કે હવે એવું કામ અમને ન શોભે અને ત્યારથી અમને કાંઈક માનસિક આનંદ થવા લાગ્યો છે. એ પછી વધારે ઉંડા ઉતરતાં—વધારે નામસ્મરણ કરતાં આપણને લાગી આવે છે કે, જ્યારથી અમારા હૃદયમાં પવિત્ર પિતાનું શાંતિદાયક નામ જામ્યું, ત્યારથી અમારા વ્યવહારમાં સરળતા થતી જાય છે, ત્યારથી દુનિયાં સાથે અમારી ભાઇબંધી વધતી જાય છે, ત્યારથી ઘણી બાબતોમાં અમારી ઇચ્છા પ્રમાણે થતું આવે છે, ત્યારથી અમારા ખ્યાલો કાંઈક ઉંચા ઉંચા રહે છે અને ત્યારથી ખાવા પીવાનો, રમવા ભમવાનો, નાત જાતના ઝઘડાનો, કપડાં લતાંનો તથા સુવા બેસવાનો શોખ કાંઇક કાબુમાં આવી ગયો છે. એ પછી વખત જતાં—નામસ્મરણનું બળ વધતાં આપણને સમજાય છે કે, હવે અમે ભક્ત બનતા જઇએ છીએ. હવે અમારાથી બૂરાં કામ થઈ શકે નહિ. હવે અમે પ્રભુને અર્થે કેટલીક જાતના ત્યાગ કરી શકીએ છીએ. નામસ્મરણથી આટલું બળ હૃદયમાં આવી ગયા પછી આપણે જોઇએ છીએ કે, કોઇ ચમત્કારિક રીતે આપણાં કામ સહેલાઈથી પાર પડતાં જાય છે, આપણે સદાય આનંદ આનંદમાં રહી શકીએ છીએ, બહુ દુઃખોમાં પણ આપણને મોટો ધકકો વાગતો નથી અને વ્યવહારની અટપટી

જાળમાં રહ્યા છતાં પણ પરમાત્મા સાથેનો આપણો તાર તૂટતો નથી. આટલું બધું પ્રભુના નામસ્મરણના બળથી ટુંક વખતમાં સ્હેલાઈથી બની શકે છે.

## ૧૪–ઈશ્વરસ્મરણ કરવાથી થતા લાભો.

જે હરિજનને એવી રીતે સ્મરણ કરતાં આવડે તેઓને પ્રથમ પોતે સમજી શકે તેવા નીચે મુજબ ફાયદા થાય છે–

(૧) ઈશ્વરનું સ્મરણ કરવામાં જેને સાચો પ્રેમ લાગ્યો હોય તે માણસો વગર ફોગટની પારકી પંચાતો કરતા નથી; અને એવી પંચાતો કરવાની ટેવ હોય તોપણ તે ટેવ છુટી જાય છે.

(૨) સ્મરણમા જેનું ચિત્ત લાગી જાય તેને નાટક ચેટક, રમત ગમત અને ખેલ તમાસા તથા બીજી અજાયબીઓ જોવાનો શોખ રહેતો નથી; કારણ કે એવી ચીજોમાંથી જે આનંદ મળે તે કરતાં ઈશ્વરસ્મરણમાથી તેઓને વધારે આનંદ મળ્યા કરે છે.

(૩) જેને ઈશ્વરભજનનો રંગ લાગે તે હરિજન પોતાની ઇદ્રિયોને જ્યાં ગમે ત્યાં ભટકવા દેતા નથી, પણ તેઓ પોતાની ઇદ્રિયોને વશ રાખી શકે છે.

(૪) જેના અંત કરણમાં ઈશ્વરસ્મરણનો આનંદ જામી જાય તેને સ્ત્રી, પુત્ર, મિત્ર, કુટુંબ વિગેરે ઉપરનો મોહ ઓછો થઇ જાય છે. તેથી તેઓ એવા સંબંધોમાં આસક્તિ રાખતા નથી, પણ એવા સંબંધોની વચ્ચે રહેવા છતાં પણ નિઃસ્પૃહીપણું રાખી શકે છે.

એ પછી જ્યારે ઈશ્વરસ્મરણનું બળ બહુ વધી જાય ત્યારે તે હરિજનમાં બીજા પણ ઘણી જાતના ફેરફાર થાય છે અને તેની રહેણીકરણી તથા આહારવિહાર બદલાઇ જાય છે. જેમકે–

(૧) માછલાંને જેમ પાણીમાંથી બહાર નીકળવું ગમતું નથી, તેમ એવા આગળ વધેલા ભકતોને ઈશ્વરસ્મરણ છોડવું ગમતું નથી.

(૨) કેટલીક જાતના કીડાઓ જે જાતનાં પાંદડાં ખાય તેવા રંગના બની જાય છે, તેમજ જે ભક્તનું ઈશ્વરસ્મરણ બહુ વધી જાય તેનામાં ઈશ્વરના ગુણો આવી જાય છે અને પછી આગળ જતાં એ ગુણો સૌને પ્રત્યક્ષ રીતે દેખાયા કરે છે.

(૩) સુંદર બગીચામાં ફરનારને જેમ મજેની સુગંધ આવ્યા કરે છે તેમ ઈશ્વરસ્મરણ કરનારને મહા આનંદની લ્હેરો આવ્યા કરે છે.

(૪) જેને પ્રભુભજનની પુરેપુરી તાળી લાગી જાય તેને પછી ઈશ્વર વિના જગતની બધી ચીજો ફીક્કી લાગે છે; કારણકે એવા હરિજનોનો આનંદ કાંઈ જગતની ક્ષણભંગુર વસ્તુઓમાં હોતો નથી પણ તેઓનો આનંદ તો અનંત બ્રહ્માંડના નાથમાંજ હોય છે. માટે તેને જગતનું મિથ્યાપણુ સમજાઇ જાય છે અને ઈશ્વરનું અમરપણું અનુભવમાં આવી જાય છે.

(૫) અરીસામાં મ્હોડું જોવાથી જેમ ડાઘ દેખાઈ જાય છે તેમ જે હરિજનો બહુ સ્મરણ કરે તેને પોતાની ભૂલો દેખાઇ જાય છે, તેથી તેઓ એ ભૂલો છોડતા જાય છે અને દહાડે દહાડે વધારે પવિત્ર થતા જાય છે.

(૬) જે હરિજનોનું સ્મરણ બહુ વધી જાય તેઓ પછી પોતાનાં દરેક ન્હાનાં મ્હોટાં કામો ખાસ પ્રભુને અર્થેજ કરે છે અને એનાં ફળ મેળવવાની ઈચ્છા રાખતા નથી, તેથી બહુ નિસ્પૃહી થઇ જાય છે અને સાચા પ્રેમથી સ્મરણ કરી શકે છે.

(૭) જે માણસો બહુ સ્મરણ કરે તેઓનું અજ્ઞાન મટતું જાય છે અને તેઓમાં પોતાની મેળે મેળે કુદરતી રીતેજ જ્ઞાન આવતું જાય છે તેથી અંધારામાંથી અજવાળામાં આવેલાં માણસો જેમ હુશિયારીથી કામ કરે છે તેમ અજ્ઞાનના બંધનમાંથી છુટેલા હરિજનો પણ બહુ સરસ રીતે પોતાની બધી ફરજો બજાવી શકે છે.

(૮) આપણા અંતરમા કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર ને અદેખાઇ વિગેરે ઘણી જાતના મ્હોટા દુર્ગુણો રહેલા છે. એ બધા દુર્ગુણોને સંસારી માણસો જીતી શકતા નથી. પણ જે હરિજનો બહુ પ્રેમ રાખીને ઈશ્વરના નામનું ખુબ સ્મરણ કરે તેને પોતાના અંતરમાં રહેલા દુશ્મનોને હરાવવાના ઉપાયો પ્રભુ બતાવે છે તથા તેઓની સાથે લડવાનું બળ આપે છે.

(૯) ઈશ્વર આત્મારૂપ છે અને આત્મા ઈશ્વરમાંથી નીકળેલો છે, ઈશ્વરનો અંશ છે અથવા ઈશ્વર જેવો છે માટે આત્મા-

કાર થઇને પરમાત્માનું ચિંત્વન કરવું જોઇએ. કારણ કે કર્મેન્દ્રિયો, વાણી, મન, કે બુદ્ધિ ભગવાન પાસે પહોંચી શકતાં નથી, પણ આત્માજ પરમાત્માને પકડી શકે છે. માટે આત્મા વડે કરીને પરમાત્માને પકડવો જોઈએ. પણ આ ભેદ બહુ ઉંડો છે તેથી આત્મા વડે પરમાત્માને કેમ પકડવો? એ કુંચી વ્યવહારી લોકો જાણતા નથી, પણ બહુ સ્મરણ કરનાર ભક્તને એ ભેદ સમજાઇ જાય છે ને એ કુંચી મળી જાય છે, તેથી તેઓ અનન્ય ભાવથી ઈશ્વરનું ચિંત્વન કરી શકે છે અને ઈશ્વર સાથે તન્મય થઈ શકે છે.

(૧૦) પ્રાણીઓને શ્વાસ લીધા વિના જેમ ચાલતું નથી અને જો ઘડીવાર શ્વાસ બંધ રહે તો જીવ ગભરાઇ જાય છે તેમ પ્રભુના નામસ્મરણમા આગળ વધી ગએલા મહાત્માઓ એક ક્ષણ પણ સ્મરણ વિના રહી શકતા નથી અને જો કદી જરા વાર સ્મરણ છોડી દેવું પડે તો તેઓનો જીવ બહુ તરફડયા કરે છે.

(૧૧) સંસારીઓ જેમ આખો દહાડો પોતાના ધંધારોજગારમાં અને એને લગતી વાતચિતો તથા પ્રપંચોમાંજ કાઢે છે તેમ નામસ્મરણમા આગળ વધી ગએલા ભકતો પોતાનો બધો વખત ભજન કરવામાંજ કાઢે છે. કોઇ બાપ બહુ ભલો, બહુ આબરૂદાર, બહુ વૈભવવાળો અને બહુ પ્રેમવાળો હોય તેથી તેનો છોકરો પોતાના બાપની છબી ખીસામાં લઇને ફરે છે, અને વારવાર તેની સામે જોયા કરે છે તથા મનમાંથી એમ સમજ્યા કરે છે કે આવા રૂડા મ્હારા બાપની આબરૂને કલંક ન લાગે પણ તેની કીર્તિ વધે તેમ મ્હારે વર્તવું જોઇએ, તેમજ સ્મરણમાં આગળ વધેલા ભકતો પણ સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ પરમકૃપાળુ પરમાત્માને પોતાનો પિતા સમજી તેનો મહિમા પોતાની નજર આગળ રાખીને ભજન કર્યાં કરે છે અને તેનો યશ જગતમાં ફેલાય તથા તેના ગુણ ઘેરે ઘેર ગવાય એવાં કામો કર્યાં કરે છે.

(૧૨) ટુંકામાં એજ કે તેને પોતાનું સર્વસ્વ ઈશ્વરમાંજ દેખાય છે અને ધન, માન, તંદુરસ્તી, કુટુંબસુખ વિગેરે

જીંદગીની જરૂરની જે જે બાબતો હોય તે સૌ પુરી પાડવાવાળો મ્હારો નાથજ છે એમ સમજીને તે કોઇ પણ ચીજમાં આસક્ત થઇ જતો નથી, પણ મ્હારૂં યોગ-ક્ષેમ કરવાવાળો મ્હારો ધણી સમર્થ છે એમ સમજીને નિર્ભય બની જાય છે અને ભગવાનમાંજ પોતાનું સર્વસ્વ માની પોતાની દોરી ભગવાનના હાથમાં સોંપી દે છે અને ભગવાનની ઇચ્છામાં પોતાની ઇચ્છાનો લય કરે છે; અને યાદ રાખજો કે આવી ઉંચી સ્થિતિ થાય ત્યારેજ આત્માનો ઉદ્ધાર થાય છે, ત્યારેજ જન્મ મરણના બંધનમાંથી છુટી શકાય છે અને ત્યારેજ સૌથી સારી રીતે વધારેમાં વધારે જગતનું કલ્યાણ કરી શકાય છે. માટે બંધુઓ! એવા ભક્ત થવાની કોશિશ કરો, કોશિશ કરો અને એવા ભક્ત થવા માટે નામસ્મરણ કરો, નામસ્મરણ કરો.

ભાઈઓ! ઈશ્વરના નામસ્મરણની કિંમત કેટલી બધી મ્હોટી છે એ તમે જાણો છો? એ માટે પુરાણોમાં કહેલું છે કે, દેવતાઓએ સમુદ્રમંથન કર્યું ત્યારે પ્રથમ તેમાથી ઘણાંએ અમૂલ્ય રત્નો નીકળ્યા પછી અંતે હળાહળ ઝેર નીકળ્યું હતું. એ ઝેર કોઈથી જીરવાય તેમ નહોતું. ધરતી ઉપર પડે તો ધરતી ફાટીને રસાતાળ જાય એમ હતું તેથી બધા દેવોની અરજ ઉપરથી દેવોના દેવ મહાદેવે એ ઝેરનું પાન કર્યું, પણ મહાદેવને પણ એ ઝેર જીરવવું મુશ્કેલ પડયું. એ ઝેરને જીરવવા માટે મહાદેવ શ્મશાનમાં ગયા, એ ઝેરને જીરવવા માટે મહાદેવ તપ કરવા લાગ્યા, એ ઝેરને જીરવવા માટે મહાદેવે પોતાના કપાળ ઉપર શીતળ ચંદ્રમાને રાખ્યો અને એ ઝેરને જીરવવા સારૂ મહાદેવે પોતાના માથા ઉપર પોતાની જટામાં ગંગાજીને રાખ્યાં તોપણ એ ઝેરનો દાહ ખમી શકયા નહિ. પછી છેવટ જ્યારે ઇશ્વરના નામનું સ્મરણ કરવા લાગ્યા ત્યારે એ નામના બળથી મહાદેવે પીધેલા હળાહળ ઝેરની આગ મટી. આવું મહાન બળ પ્રભુના પવિત્ર નામમાં છે. માટે આપણે હમેશાં પ્રેમપૂર્વક ભગવાનના નામનું સ્મરણ કરવું જોઇએ; કારણ કે દેવોના દેવ મહાદેવને પણ ભગવાનના નામનો જપ કર્યા વિના ચાલ્યું નથી, ત્યારે આપણે તે શું હિસાબમાં? અને ભગ-

વાનના નામના બળથી હળાહળ ઝેરની શાંતિ થઇ શકે છે ત્યારે આપણાં નજીવાં દુઃખો તે એની આગળ શું બિસાતમાં ! એવાં દુઃખોને મટતાં તે વાર કેટલી ? માટે ભાઇઓ ! જો સુખી થવું હોય, જીંદગીની સાર્થકતા કરવી હોય અને જન્મ મરણના ફેરામાંથી છુટી અનંતકાળનાં મોક્ષસુખ મેળવવાં હોય તો મહાન ઇશ્વરના પવિત્ર નામનું સદાય સ્મરણ કરો, સ્મરણ કરો.

---

## ૧૫–ઇશ્વરસ્મરણ કરવાથી થતા લાભો. ભાગ બીજો.

(પદ)

સુમરન બીન સુખ નહીં પાવેગા
નહીં પાવેગા, નહીં પાવેગા ( ટેક )
ભવ સાગરમેં ભટક મરેગો ( ૨ )
જો ગુરૂ વાકય બિસારેગા–ભલા જો૦–સુમરન૦
કુંભીપાક આદિ નરકનમેં ( ૨ )
યમકિંકર લે જાવેગા–ભલા યમ૦–સુમરન૦
અજપા જાપ નાવ ભવજલતેં ( ૨ )
પલમાહી પાર પહોચાવેગા–ભલા પલ૦–સુમરન૦
ભાવ ધરી ભજ નિર્ગુન ચૈતન્ય ( ૨ )
ફેર જન્મ નહીં પાવેગા–ભલા ફેર૦–સુમરન૦
વિમલ વિશદ્ નિત્ય શ્રીસદગુરૂકો ( ૨ )
દેવકૃષ્ણ યશ ગાવેગા–ભલા દેવકૃષ્ણ૦–સુમરન૦

જેના ઘરમા દીવો બળતો હોય છે તેના ઘરમાં ચોર આવી શકતા નથી તેમ જેના અંતરમા પ્રભુસ્મરણ થતું હોય તેને કામ ક્રોધાદિક ઝાઝું સતાવી શકતા નથી.

વડનું બીજ રાઇના દાણાથી પણ દેખાવમાં નાનું હોય છે, પણ તેમાંથી જ્યારે ઝાડ થાય છે ત્યારે એક બહુજ મોટો વડલો થઇ પડે છે, તેમ આપણને ભગવન્નામ કદાપિ શરૂઆતમાં નાનું દેખાતું હશે પણ પરિણામે વડના ઝાડની માફક બહુજ મોટું લાભદાયક થઇ પડે છે.

જેને આંગણે ચોકીદાર સીપાઇ ચોકી કરતો હોય તેના ઘરમાં ચોર પેસી શકતો નથી તેમ જે પ્રભુનામના લેનાર હોય છે તેના હૃદયમાં સહેલાઇથી પાપ ઘુસી શકતાં નથી.

છોકરા બાપની હજુરમાં, નોકર શેઠની હજુરમાં, ને નિશાળીયો જેમ માસ્તરની હજુરમાં માઠું કામ કરી શકતો નથી, તેમ જે હરિજનો હમેશાં હરિનામની લેહમાં રહ્યા કરે છે તેમનાથી ઝાઝાં પાપ થઇ શકતાં નથી.

જે જંગલમાં વાઘ કે સિંહનો વાસ થાય છે, ત્યાંથી ઘણુંક નાનાં નાનાં જનાવરો જેમ દૂર ભાગી જાય છે, તેમ જેના અંતરમાં પ્રભુસ્મરણ કરવાની ટેવ પડતી જાય છે તેમાં પછી ઝાઝા દુર્ગુણ કે ખરાબ વ્યસનો રહી શકતાં નથી.

જેમ લોભીને ધન વ્હાલું લાગે છે, કામીને કામ વ્હાલો લાગે છે; તથા જેમ ગાયનું ચિત્ત પોતાના વાછરડામાં બન્યું રહે છે, અને જેમ પાણી ભરનારીનું મન પોતાના માથેના પાણીના ઘડામાં લાગ્યું રહે છે, તેમ દરેક હરિજનોએ એવીજ રીતે સ્મરણ કરવાની ટેવ પાડવાની જરૂર છે જેના ઘણાક લાભો નીચે મુજબ છેઃ—

( દોહરો. )

નામ સમોવડ કોઇ નહિ, તપ તીરથ વ્રત જોગ;
નામે પાતક છાંડીએ, નામે નાસે રોગ. ૧
નામ લીયા જીને સબ લીયા, સકળ શાસ્ત્રકો ભેદ;
નામ વિના નરકે ગયા, પઢ પઢ ચારો વેદ. ૨
નીસરણી નીજ નામકી, ધર્મ ગગન બીચ એક;
રામ નામકી ટેકસે, ચઢ ગયે સંત અનેક. ૩
પઢનેકી હદ સમજ હે, સમજણુકી હદ જ્ઞાન;
જ્ઞાનકી હદ હરિનામ હે, એ સિદ્ધાંત ઉર આન. ૪

લશ્કરના સિપાઈઓ જેમ પોતાનાં હથિયાર પોતાની સાથે રાખે છે, તેમ પ્રભુના ભકતે સદાય સ્મરણયુક્ત રહેવું.

જેમ વારંવાર કસરત કરવાથી શરીર સુધરે છે તેમ વારંવાર સ્મરણ કરવાથી જીવ સુધરે છે.

જેમ ધમણ અગ્નિને પ્રદીપ્ત કરે છે તેમ સ્મરણ જીવને નવું જીવન આપે છે.

ચોરને ઘરમાં ન આવવા દેવો હોય તેણે આખી રાત દીવો રાખવો ને હુશિયારીમાં રહેવું, તેમજ જેને પાપથી દૂર રહેવું હોય તેણે સદાય હરિસ્મરણ કરતા રહેવું.

માણસ સાથેનો ઝાઝો સહવાસ તેના દોષ દેખાડે છે, ને ઈશ્વર સાથેનો ઝાઝો સહવાસ તેના ગુણો દેખાડે છે, ને તેમનો વધારો કરે છે.

કોઈ એક મોટા મહાત્માના મરણને સમયે તેના ચેલાએ હાથ જોડીને કહ્યું કે, મહારાજ! મને કાંઇ ગુપ્ત વાત કહેતા જાઓ. ત્યારે તે ગુરૂએ કહ્યું કે, બેટા, હું પણ રામ રામ કરતો ને તું પણ રામ રામ કરતો રહેજે.

જો તમારે મોક્ષ માર્ગે જવું હોય તો સારો ને સહેલો રસ્તો રામ રામ રામ રામ રામ રામ રામ કરતા રહેવું એજ છે.

## ૧૬—ગૃહસ્થાશ્રમ ભોગવવો એ બહુ ઉંચી વાત છે. પ્રભુને રીઝવવા માટે કંઇ બાવા થઇ જવાની જરૂર નથી તે વિષે:—

મુંબઈના બંદરેથી એકજ દિવસે બે મોટી આગબોટો ખુબ માલ ભરીને વિલાયત જવા નીકળી. તે બન્ને આગબોટોને રસ્તામા બહુ મોટું તોફાન લાગ્યું. એ તોફાન વખતે અતિશય પવન ફુંકાવા લાગ્યો. મોટા પહાડ પહાડ જેવડા મોજાઓ આવવા લાગ્યા, અને જાણે હમણાં આગબોટ ડુબી જશે એવો ભય લાગવા માંડયો. એ વખતે પહેલી આગબોટના કેપ્ટને વિચાર કર્યો કે, આવા તોફાનમા આગબોટ સલામત રહી શકશે નહિ, પણ જો માલને દરિયામાં નાંખી દઉં તો આગબોટ હલકી થાય એટલે બચી શકશે. એમ ધારીને તેણે આગબોટમાંથી બધો માલ દરિયામા નખાવી દીધો. બહુ કિમતી ચીજો ભરેલી હતી તે બધી ચીજો દરિયામાં ફેંકી દીધી અને આગબોટને ખાલી કરી નાંખી.

બીજી આગબોટનો કેપ્ટન બહુ બહાદુર હતો, તે તોફાનથી ડરી જાય તેવો કાયર નહોતો, તેથી તેણે વિચાર કર્યો કે, તોફાન બહુ મોટું છે, એટલે જો આગબોટ ડુબવાની હશે તો તેમાં માલ ભરેલો હશે તોપણ ડુબશે; અને માલ નહિ ભરેલો હોય તોપણ ડુબશે. માટે આપણે માલ ફેંકી દેવાની જરૂર નથી. બને એટલી ચોકસી રાખવી એ મારૂં કામ છે, પણ કંઇ માલ

ફેંકી દેવો એ મારૂં કામ નથી એમ સમજી તેણે માલ ફેંકી દીધો નહિ.

એ પછી થોડા વખતની અંદર તોફાન શાન્ત થઇ ગયું. કારણ કે તોફાન તે કેટલોક વખત આવી શકે ? એ તો વચમાં વચમા કોઇ કોઇ વખત જરા વાર આવી જાય, પણ કંઈ હમેશાં તોફાન રહે નહિ; કારણકે પ્રભુને શાન્તિ ગમે છે, કાંઈ તોફાન ગમતું નથી. એટલે તોફાન તો કોઇ કોઇ વખત જરા જરા વાર આવી જાય છે, બાકી ઘણો વખત તો શાન્તિજ રહે છે, એવો નિયમજ છે. તે નિયમ પ્રમાણે થોડી વારમાં તોફાન શાન્ત પડી ગયું એ પછી બન્ને આગબોટો વિલાયતના કિનારા ઉપર પહોંચી, ત્યારે જે આગબોટમાં માલ ભરેલો હતો ને તોફાનમાથી બચીને સહીસલામત આવી હતી તેને માન આપવા સારૂ બદર ઉપરથી તોપો પુટવા લાગી. તે આગબોટે પોતાની ઉપર સુદર વાવટા ચઢાવ્યા, અને લાખો માણસો એ આગબોટને જોવા માટે બંદર ઉપર ભેળા થયા અને હુરરે, હુરરેના પોકારથી તેના કેપ્ટનને ધન્યવાદ આપવા લાગ્યા. પણ જેણે પોતાનો માલ દરિયામા નાંખી દીધો હતો તે આગબોટવાળો કેપ્ટન ચુપાચુપ પોતાની આગબોટને રાતને વખતે બંદર ઉપર લઈ આવ્યો, અને કઇ પણ ધામધુમ કરી નહિ. કારણકે તે પોતે પોતાના મનમા શરમાતો હતો કે, માલ દરિયામા ફેંકી દઇને આગબોટ બચાવવી તેમાં કંઇ બહુ મોટી વાત નથી. અને લોકોને પણ એમા કંઇ નવાઈ લાગે નહિ, એટલે એવા બીકણ કેપ્ટનને પ્રજા પણ કંઇ ખાસ માન આપે નહિ. તેથી તે કેપ્ટનની આગબોટને પેલી આગબોટના જેવું કંઇ માનપાન મળ્યું નહિ અને એવુ માનપાન ન મળે તેમાં કંઇ નવાઇ પણ નથી.

બન્ધુઓ ! આવીજ રીતે જે ભક્ત પોતાની બૈરીને તજી દે, ઘરને ફેંકી દે, છોકરાંઓને રખડતાં મૂકી દે, ધંધા રોજગારની દરકાર રાખે નહિ, અને પોતે એકલો મસ્ત થઇને ફર્યા કરે, તથા પારકાના આધારે પડયા રહે, અને એવી સ્થિતિમાં કંઈ થોડું ઘણું ભજન કરે તેમાં કંઈ નવાઇ નથી. પણ જે માણસ બધો માલ કાયમ રાખીને એટલે કે ગૃહસ્થાશ્રમની ઉપાધિઓ ભોગવે ને તેમ છતાં તેમાંથી પરમાર્થ કરે તેજ ખુબીની વાત છે.

આવી રીતે ગૃહસ્થાશ્રમના ધર્મો પાળીને પ્રભુને ભજવા એ વધારે મોટી વાત છે. માટેજ આપણાં શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ગૃહસ્થાશ્રમ એ સૌથી મોટો આશ્રમ છે. અને બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત એ ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમના આધારે રહેલા છે. આવો સૌને પોષણ આપનારો ગૃહસ્થાશ્રમ છે. માટે ગૃહસ્થાશ્રમની જંજાળો ભોગવવી ને તેમ છતાં ભજન કરવું તથા રૂડું ચારિત્ર રાખવું એમાંજ ખુબી છે, ને એમાંજ બહાદુરી છે. તેથીજ બીજા ઘણા મહાત્માઓ કરતાં જનકવિદેહી વખણાયલા છે. માટે સંસારની જંજાળોથી હારી જઇને બાવા બની જાઓ મા, પણ ગૃહસ્થાશ્રમની ઉપાધિઓ ભોગવતે ભોગવતે ભક્તિ કરો એજ અમારી ભલામણ છે.

---

## ૧૭—આપણે ભક્તિમાં આગળ વધીએ છીએ કે નહિ તે જાણવાની કુચી.

ઘણા માણસો ઘણા વરસો સુધી ભક્તિ કર્યા કરે છે, તથા ધર્મના બહારના નિયમો પાળ્યા કરે છે, અને તેમ છતા જ્યાંના ત્યા જ હોય છે. તેઓ જરા પણ આગળ વધી શકતા નથી અને કેટલાક ભકતો એવા હોય છે કે, તેઓ બહુ જલદીથી પ્રભુના રસ્તામા ઘણા આગળ વધી જાય છે, અને તેમ છતા તેઓને અંદરથી એવો તરફડાટ રહે છે કે જેટલું આગળ વધવું જોઇએ તેટલું હજી અમારાથી આગળ વધી શકાતું નથી. અને જે માણસો વરસોના વરસો ગુમાવ્યા છતા જરા પણ આગળ વધી શકતા નથી તેવા માણસોમાંથી પણ ઘણા માણસો પોતાના મનમાં એમ સમજ્યા કરે છે કે, અમે ખુબ ભક્તિ કરીએ છીએ, અને અમારા ગજા પ્રમાણે અમારાથી ઠીક ઠીક ધર્મ પળાય છે; આમ તેઓ પોતાના મનમાંથી માન્યા કરે છે. પણ ખરી રીતે જોતાં તેઓ જરા પણ આગળ વધેલા હોતા નથી. માટે આપણે જ્ઞાનમાં, ભક્તિમાં ને ધર્મમાં આગળ વધી શકીએ છીએ કે નહિ તે નક્કી કરવા માટે કોઇક કુંચી હોવી જોઇએ. એવી કુંચી કઇ, એ તમને ખબર છે? તે માટે અનુભવી સંતો કહે છે કે, આપણા અંતરમા અનેક જાતની

બુરી વાસનાઓ રહેલી હોય છે. જેમકે કોઇને ધનની વાસના વધારે હોય છે, કોઇને માન મેળવવાની વાસના હોય છે, કોઇમાં અભિમાનનું જોર હોય છે, કોઈની અંદર અદેખાઈનો કીડો ચળવળ્યા કરે છે, કોઈ માણુસમાં ગુસ્સાની લાગણી વધારે હોય છે, કોઇને જુઠું બોલવાની ટેવ હોય છે, કોઈ પોતાના મનમાં અનેક જાતના પ્રપંચના વિચારો કર્યા કરે છે, કોઈ પોતાના મનમાં વિષયવાસનાને રમાડયા કરે છે, કોઈ ખાવા પીવાની વાસનામાં પોતાના મનને રોકેલું રાખે છે, કોઇને કડવાં વચનો બોલી નાખવાની ટેવ હોય છે અને જ્યાં નરમ મીઠા શબ્દોથી ચાલી શકે તેમ હોય ત્યાં પણ કડવા ઝેર જેવા કઠોર શબ્દો ફેંકી દે છે. કોઇ માણુસ બહુજ નજીવી નજીવી બાબતો સારૂ કરીને પોતાનો જીવ બાળ્યા કરે છે, અને કોઇ માણુસ પોતાની પાસે જરૂરીયાત કરતાં વધારે હોય છતાં પણ હજી વધારે ને વધારે મેળવવાની તૃષ્ણા રાખ્યા કરે છે. એવી રીતે દરેક માણુસોમાં કાંઈ ને કાંઈ વાસનાઓ હોય છે. એ શિવાય કેટલાક માણુસોમાં કેટલીક જાતની બુરી ટેવ તથા વ્યસનો પણ હોય છે. જેમકે કેટલાકને ચા વિના ચાલતું નથી, કેટલાકને બીડી વીના ચાલતું નથી, કેટલાકને પાન વિના ચાલતું નથી, કેટલાકને તમાકુ વિના ચાલતું નથી, કેટલાક માણુસોને કપડાં પહેરવામાં અમુક ફેશન વિના ચાલતું નથી, કેટલાક માણુસોને અમુક વખતે અમુક જાતના ખોરાક વિના ચાલતું નથી, કેટલાક માણુસોને ચોકસ વખતે ચોકસ ઠેકાણે ગયા વિના ચેન પડતું નથી, કેટલાક માણુસોને નહાવા ધોવામાં તથા ઉંઘવામાં પણ કેટલીક જાતની ખાસ ટેવો હોય છે, અને કોઈ વખત એ ટેવોની વિરૂદ્ધ રીતે વર્તવું પડે તો તેઓથી જરા પણ સહન થઇ શકતું નથી. કારણ કે ઘણા માણુસો આવી રીતે પોતાની વાસનાઓમાં ફસાઇ પડેલા હોય છે તથા પોતાની ટેવોના ગુલામ બની ગએલા હોય છે, અને તેમ છતાં તેઓ પોતે પોતાને ભકત સમજ્યા કરે છે!! કારણ કે આવી વાસનાઓ અને આવી ટેવો છતાં પણ તેઓ ધર્મની કેટલીક જાતની બહારની ક્રિયાઓ કરી શકે છે, તેથી તેઓ એમ સમજે છે કે, અમે અમારી રીત પ્રમાણે ને અમારા ગજા પ્રમાણે કાંઈક કાંઇક

કર્યાં કરીએ છીએ. આમ સમજીને તેઓ રાજી રહે છે, પણ ખરી વાત એ છે કે, જ્યાં સુધી મનમાં રમ્યા કરતી વાસનાઓ ઉપર તથા જુની બુરી ટેવો ઉપર કાબુ રાખી શકાય નહિ ત્યા સુધી કદી પણ ખરેખરી રીતે આગળ વધી શકાતું નથી. માટે યાદ રાખજો કે, જ્યારે તમારી બુરી ટેવોને તથા બુરી વાસનાઓને દબાવી શકો ત્યારે તમે એક પગથીયુ આગળ વધ્યા છો એમ સમજજો પણ જ્યાં સુધી એ વસ્તુઓ ઉપર કાબુ મેળવી શકો નહિ ત્યાં સુધી તમારી બધી ભક્તિ બહારની બહાર રહે છે એમ જાણજો માટે આપણે ભક્તિ માર્ગમાં આગળ વધી શકીએ છીએ કે નહિ? તે જાણવાની કુંચી એ છે કે, આપણા મનમાં રમતી વાસનાઓ સામે આપણે જોયા કરવું, અને એની ઉપર આપણે કેટલી ફત્તેહ મેળવી શકીએ છીએ તે તપાસ્યા કરવું, અને એમાં જો એમ લાગે કે, આપણે આપણી વાસનાઓ ઉપર ધીરે ધીરે કાબુ મેળવતા જઇએ છીએ તથા આપણી ટેવોમાં સુધારો કરી શકીએ છીએ, તો એમ સમજવું કે, આપણે આપણી ભક્તિમાં ને ધર્મમાં આગળ વધીએ છીએ, ને અકેક પગથીયું ચડતા જઇએ છીએ પણ જો એવો સુધારો ન દેખાય તો જાણવુ કે, બહારની ઘણી ક્રિયાઓ કર્યા છતાં પણ હજી સુધી જ્યાના ત્યાજ છીએ. અને છેવટ સુધી જ્યાંના ત્યાંજ ન રહી જવાય માટે બંધુઓ! આ કુંચી પ્રમાણે તમારા અંતરની તપાસ રાખતા શીખજો; એટલે આગળ જતાં ચોખ્ખા ને ઉંચા ભક્ત થઇ શકશો!

---

## ૧૮—કોઇના અંતરમાં આવેલા ઉત્સાહને તથા પ્રેમને ઉડાવી દેવો અને તેઓને નાહિંમત બનાવવા એ બહુ મોટું પાપ છે. માટે એમ ન થાય તે સંભાળજો.

અગાઉના વખતમાં જ્યારે લડાઇઓ થતી ત્યારે લશ્કરને શૂર ચડાવવા માટે ભાટ ચારણો મહાભારતમાંથી બહાદુરીનાં વર્ણનો ગાઇ સંભળાવતા હતા. અને તે એવી ભભકથી રૂવાડાં ઉભાં કરનારા સિંધુડા રાગમાં ગાતા કે, તેથી જે નાહિંમત

હોય તેનામાં પણ એ વખતે હિંમત આવી જતી હતી. એ શિવાય બહાદુરી વધે ને લડવાનો જોશ આવે એવી જાતનાં વાજીંત્રો વગાડવામાં આવતાં હતાં. આજે પણ યુરોપિયન લશ્કરોની સાથે તેઓને હુશિયાર રાખવા માટે અને તેઓને બહાદુરી આપવા માટે લશ્કરી બેન્ડ વગાડવામાં આવે છે કારણકે આ જગતમાં કોઈ પણ માણસને ખરે પ્રસંગે હિંમત આપવી એ બહુજ મોટી વાત છે.

ઉત્સાહી માણસોના ઉત્સાહને વધારવો, પ્રેમી જનોના પ્રેમને વધારવો, અભ્યાસીઓના અભ્યાસને વધારનારી બાબતમાં ટેકો આપવો, અને ધર્મના વિચારોને આગળ વધારવા માટે હિંમત આપવી એ બહુજ મોટી વાત છે, અને એમાં પ્રભુ બહુજ રાજી છે. કારણકે એથી ઘણા માણસોની જીંદગી સુધરી જાય છે. અને એ બધું માત્ર થોડાક સારા શબ્દો વાપરવાથી થઈ શકે છે, પણ અફસોસ કે આપણાં ઘણાં ભાઇ બ્હેનોને સાચી બાબતોમાં ઉત્સાહ આપવાનો પરમાર્થ કરતાં પણ આવડતું નથી કદી એટલું ન આવડે તોપણ તે ચાલી શકે, પણ ઘણા માણસો તો એ કરતાં પણ આગળ વધીને વધારે ગંભીર પાપ કરે છે, અને તે એકે, જે માણસો હિંમતવાન હોય તેઓને પણ એવાઓ નાહિંમત કર્યા કરે છે, અને ભયના વિચારો તેઓના મનમાં દાખલ કર્યા કરે છે. જેમકે કોઈ વિદ્યાર્થીને ભણવાની મરજી હોય તો તેને ટેકો આપવાને બદલે કહે છે કે, ભણવામાં કાંઈ વળશે નહિ. હવે તો ઘણાએ ભણેલાઓ થઈ ગયા છે. હવેના વખતમાં કાંઇ વિદ્યાનું માન રહ્યુ નથી, માટે વીસી જેટલું કમાતા થાઓ એવું કાંઇક કરો. આમ કહીને આગળ વધી શકે તેવા વિદ્યાર્થીને પણ નાહિંમત કરી નાંખે છે. કેટલાક માણસો કોઇ બિમાર માણસને જોઇને કહે છે કે, અરરરર ! આ તમને શું થઇ ગયું ? તમે તદ્દન લેવાઇ કેમ ગયા ? મને તો તમારી તબીઅત જોખમ ભરેલી લાગે છે. એ જાતનો રોગ સારો નહિ. જુઓને હમણાંજ મ્હારો એક દોસ્તદાર એ રોગમાં ઉડી ગયો. બીજો અમારો એક સગો પણ એ રોગથી પીડાય છે, તેને માટે પણ ડાકટરોએ આશા મૂકી છે. આવી જાતના રોગમાં કોઇકજ માણસ બચે છે, માટે તમે ગફલતી રાખો માં. આવી આવી વાતો કર્યા કરે છે, અને દર-

દીને ગભરાવી નાંખે છે. એટલુંજ નહિ પણ જરાક જેટલો રોગ હોય તેને પણ બહુ મોટો કરી બતાવે છે. પણ આવી રીતે પોતાની મરજી પડે તેમ ગમે તેવી વાતો કરનારા માણસો જાણતા નથી કે, અમે નિર્દોષ માણસોના હૃદયમાં આવી મૂર્ખાઈ ભરેલી વાતોથી કેટલું બધું ઝેર રેડીએ છીએ !

ઘણા લોકો ધર્મની બાબતમાં બહુ લાગણીવાળા હોય છે, અને જો તેઓને જરાક ઉત્તેજન મળે તો તેઓ બહુ આગળ વધી શકે એવા હોય છે. પણ એવા પ્રભુપ્રેમી માણસોને તથા જેઓના હૃદયમાં અંદરથી પ્રેરણા થયા કરે છે કે, અમે ધર્મના અમુક કામો કરીએ તો સારૂં, તેવા લોકોને પણ એવા નાહિંમત કરનારા તથા સારા કામમાં આડી ફાચડ મારનારા લોકો કહે છે કે, ધર્મ ધર્મ શું કર્યા કરો છો ? હવેના જમાનામા તો ધર્મને છેટો રાખવો જોઈએ એવા ધર્મઘેલા થશો તો કોઈ પણ કામમાં ફાવી શકશો નહિ. આવડી નાની ઉમરમા એટલો બધો ધર્મ શાનો હોય ? ઘરડા થઇએ અને બીજું કાઇ કામ કરવાનું ન હોય ત્યારે ધર્મની વાતો કરીએ. હમણાં જુવાનીમાં તો મોજ કરવાની હોય. હમણાં વળી ઉપવાસ, જપ, તીર્થ એ બધુ હોય કે ? તમે પણ કોઇ ગાલાવેલા માણસના સંબંધમા રહેતા લાગો છો, નહિ તો આવા રાડીરાડ ડોસીઓના જેવા ધર્મઘેલછાના વિચારો તમારામાં કયાંથી હોય ? હમણાં તો મોજ કરવાનો વખત છે. માલ ઉડાવો ને લહેર કરો. ધર્મ ધર્મ શું કરો છો ? આવી રીતે બીજમાંથી ફૂટતા અંકુરોને દાબી નાખવા, વ્હેતા ઝરાઓને બંધ પાડી દેવા, અને સોનાની ખાણને દાટી દેવી એ જેટલું ખરાબ છે–તે કરતાં પણ પ્રભુપ્રેમના વિચારોને તોડી પાડવા એ વધારે ખરાબ છે. ઘણા ગુરૂઓ પોતે બહુ ઉંચા દરજ્જાના હોય છે પણ તેઓ પોતાના શિષ્યોને એટલી હદ સુધી ઉંચે ચડાવતા નથી. તેઓની આગળ તો એમજ કહ્યા કરે છે કે, ધર્મ પાળવો એ તો બહુ મુશ્કેલીની વાત છે, ધર્મ પાળવો એ તો તરવારની ધાર ઉપર ચાલવા જેવું છે, અને જે માથાં મૂકે તે માલ કાઢે છે. એ કાંઈ તમારાથી બની શકે એમ નથી. ભગવાનનો પ્રેમ મેળવવો એ કાંઈ રમતની વાત નથી, પણ એ તો માથાની ઓલી કોરની વાત છે. જુઓને પેલા ભક્તને ઓળખો છો ને ? બહુ જપ

કરવા લાગ્યો તેથી ગરીબ થઈ ગયો છે, એ ખબર છે કે? અને આપણી પેલી ભગતડી ડોસી બદરીનારાયણ ગઇ તે ત્યાં રસ્તામાંજ રહી એ ખબર છે કે? આવી આવી વાતો કરીને તથા મુશ્કેલીઓ બતાવીને તેઓ પોતાના આસપાસના લોકોને પ્રભુપ્રેમમાં ઢીલા પાડી દે છે, અને જે લોકોને ઉત્તેજન આપી આગળ વધારવા જોઈએ તેઓનેજ ઉલટા પાછળ હઠાવે છે, અને તેમ છતાં આવી મહાન ભૂલ પણ તેઓના ધ્યાનમાં આવતી નથી.

બંધુઓ ! આવી રીતે જાણતાં અને અજાણતાં આપણે સૌ વારંવાર નિરાશાની વાતો કર્યા કરીએ છીએ, અને સીંદરીમાંથી સાપ કરી બતાવીએ છીએ, તથા રજનું ગજ કરી બતાવીએ છીએ, અને ઉંદરનો ડુંગર કરી દેખાડીએ છીએ. તેથી પરિણામ એ થાય છે કે, પ્રેમમાં, ભક્તિમાં, સમૃદ્ધિ મેળવવામાં, વિદ્યાભ્યાસમાં, કળાકૌશલ્યમાં, જ્ઞાનમાં અને ઇશ્વરી રસ્તામાં બહુ સ્હેલાઇથી આગળ વધી શકે તેવા માણસો હોય તેઓને પણ આપણે નાહિંમત કરીને પાછળ રાખી દઇએ છીએ. અને તેમ છતાં એ કેટલું બધું પાપ છે તે આપણે જાણતા નથી. માટે કોઈ પણ હરિજને બીજાઓને નાહિંમત કરનારા વિચારો ન ફેલાવવા જોઈએ, પણ જેમ બને તેમ ઉત્સાહ ભરેલા, હિંમત આપનારા, અને વ્યવહારમાં તથા પરમાર્થમાં ઉપયોગી થઈ શકે એવાજ વિચારો જાહેર કરવાની ટેવ પાડવી જોઇએ. એજ હરિજનોનું લક્ષણ છે, એજ મહાત્માઓની શીખામણ છે, એજ શાસ્ત્રની આજ્ઞા છે, અને એમાંજ આપણું સૌનું કલ્યાણ છે માટે કોઇને પણ નાહિંમત કરો માં, પણ તમારા સંબંધમાં આવતા સૌ માણસોમાં ઉત્સાહ ને પ્રભુપ્રેમ ફેલાવો એજ અમારી વિનતિ છે.

---

## ૧૯—ભક્તોના પ્રકાર, સકામી ભક્તો અને નિષ્કામી ભક્તોના ભેદ.

આ જગતમાં ઘણા પ્રકારના ભક્તો હોય છે, પણ તેમાં મુખ્ય બે પ્રકાર છે. તે એ કે, એક જાતના ભક્તો પ્રભુને મેળ-

વવા ચાહે છે, અને બીજી જાતના ભકતો પ્રભુની બક્ષીસો મેળવવા ચાહે છે. તેમાં જે ભકતોને બક્ષીસોની જરૂર નથી પણ માત્ર પ્રભુનીજ જરૂર છે તે નિષ્કામી ભકતો કહેવાય છે, અને જે ભકતોને પ્રભુની પોતાની જરૂર નથી પણ તેની બક્ષીસોની જરૂર છે તે સકામી ભક્ત કહેવાય છે. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા હતા કે —

અમારા ફળીયામાં એક બાઈ હતી, તેને બે દીકરા હતા. તેમાં એક છોકરાનો સ્વભાવ એવો હતો કે, જો કોઇ માણુસ એ છોકરાને ખાવાનું આપે અથવા રમકડાં આપે તો તે રમકડા આપનાર પાસે ચાલ્યો જતો. એ વખતે તેને તેની માની દરકાર રહેતી નહોતી. જેવાં રમકડાં દેખે કે તુરતજ તે પોતાની માના ખોળામાંથી નીચે ઉતરી પડતો, ને રમકડાં સારૂ અજાણ્યાં માણુસોની પાસે પણુ દોડી જતો. પણુ એજ બાઈનો જે બીજો છોકરો હતો તે રમકડાઓની, ખાવાપીવાની કે બીજા માણુસોના હાવભાવની દરકાર કરતો નહિ. તે તો એ બધી બાબતો કરતાં પોતાની માની પાસે રહેવાથીજ રાજી રહેતો હતો. માની પાસેથી ખસવુ એને ગમતું નહોતું.

આવી રીતે ઘણા ભકતો પોતાના પિતા પરમકૃપાળુ પરમાત્માના ખોળામાં બેસનારા હોય છે, તેઓ કોઈ પણુ જાતની લાલચોથી પોતાના બાપના ખોળામાથી ખસતા નથી. તેઓ નિષ્કામી ભકતો કહેવાય છે અને જે ભકતો રમકડાથી એટલે કે ઋદ્ધિ સિદ્ધિથી, માનપાનથી, કે કુદરતી બક્ષીસોથી રાજી થઇ જાય છે ને એમાજ મોજ માની પ્રભુ ઉપરનો પ્રેમ ઓછો કરી નાખે છે તે સકામી ભક્ત કહેવાય છે. પણુ યાદ રાખજો કે, એવા સકામી ભકતો કરતા નિષ્કામી ભકતોની સ્થિતિ બહુ ઉંચી હોય છે. કારણુ કે સકામી ભકતો ઈશ્વરી બક્ષીસથી રાજી રહેનારા છે, અને નિષ્કામી ભકતોને બક્ષીસોની જરૂર હોતી નથી, તેઓને તો ખુદ ભગવાનનીજ ખાસ જરૂર હોય છે. કારણુ કે તેઓનો ભરૂસો ભગવાનમાંજ હોય છે, તેઓનો પ્રેમ ભગવાનમાંજ હોય છે. અને તેઓનાં બધાં કામકાજો ભગવાનને અર્થેજ હોય છે. તેથી એવા નિષ્કામી ભકતો મહાત્માઓની નજરમાં અને ભગવાનની નજરમા શ્રેષ્ઠ છે, અને સકામી ભકતો

તો લાલચુ કહેવાય છે–કૃપણ કહેવાય છે. માટે ભાઈઓ ને બ્હેનો ! જેમ બને તેમ ઉંચા ગુણવાળા નિષ્કામી ભકતો થવાની કોશીશ કરો. નિષ્કામી ભકતો થવાની કોશીશ કરો.

## ૨૦–નિષ્કામી ભકત વિષે.

એક મોટો શેઠ હતો, તેનો જે મુનિમ હતો તેને બહુ મોટો પગાર મળતો હતો. એજ પેઢીમાં એક બીજો માણસ પણ અતિશય કામ કરતો હતો, અને મુનિમના કરતાં પણ તે પોતાના કામકાજમાં ઘણું વધારે ધ્યાન આપતો હતો, એને જોઇને એક પરદેશી આડતીઆએ પૂછયું કે, સાહેબ, તમે આટલું બધું કામ કરો છો માટે તમને શુ પગાર મળે છે ! કારણ કે મુનિમજી તો વખતસર આવે છે ને જરૂર જેટલું કામકાજ કરે છે. છતાં પણ તેને મહિનાના બસો રૂપિયા પગાર મળે છે. અને તમે તો તે મુનિમના કરતાં પણ ઘણુંજ વધારે કામ કરો છો, માટે તમને તો બહુ મોટો પગાર મળતો હશે ?

આ સાંભળીને તે માણસે કહ્યું કે, નહિ મને તો કાંઈ પગાર મળતો નથી હું કાંઈ પગારને ખાતર કામ કરતો નથી, બાપનું કામ કરવું તેમાં વળી પગાર શેનો ? એ તો જે નોકર હોય તેને પગાર હોય, કાંઇ દીકરાઓનો પગાર હોય ? તમને ખબર નથી ? આ પેઢી તો મારા બાપની છે, એટલે બધું મારૂંજ છે. એમાં વળી પગાર શું ? બંધુઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હારજનોને એમ સમજાવતા હતા કે, જે નિષ્કામી ભકતો છે તેઓ પ્રભુના પુત્ર જેવા છે. એટલે તેઓને પગારની લાલચ હોતી નથી, પણ બધું મારા બાપનુંજ છે, એમ સમજીને તેઓ પોતાની ફરજો બજાવ્યા કરે છે. અને જે સકામી ભકતો છે એટલે કે મનમાં કોઇ કોઇ જાતની ઇચ્છા રાખીને ભક્તિ કરનારા છે તેઓ પ્રભુના પગારદાર નોકરો જેવા છે, અને યાદ રાખજો કે નોકરોમાં ને દીકરામાં જેટલો તફાવત હોય છે તેટલો તફાવત સકામ ભકતો અને નિષ્કામ ભકતોની વચ્ચે છે. કારણ કે સકામ ભકતોને પોતાની નોકરી માટે પગાર જોઈએ છે. જેમકે કોઇને ભક્તિના બદલામાં ધન જોઇએ છે,

કોઇને પોતાની ભક્તિના બદલામાં છોકરાં જોઈએ છે, કોઇને ભક્તિના બદલામાં માન જોઇએ છે, કોઇને પોતાના દુશ્મન ઉપર ફત્તેહ મેળવવી હોય છે, કોઇને સારા શેઠ જોઈએ છે, કોઇને સારી જગ્યા જોઇએ છે, કોઈને ચમત્કારવાળી વિદ્યા જોઇએ છે, કોઇને રાજા રજવાડા પાસે માનમરતબો જોઇએ છે, કોઇને તંદુરસ્તી જોઇએ છે, કોઇને પોતાના મનની ઇચ્છાઓ પૂરી પાડવાનાં સાધનો જોઇએ છે, અને કોઇને દેવદેવીઓ જોઇએ છે. આવી રીતે કોઈક પણ જાતનો તેઓને પગાર જોઇએ છે, તેથી તેઓ સકામી ભકતો કહેવાય છે. પણ જે નિષ્કામ ભકતો હોય છે તેઓ આવી કોઈ પણ જાતની ઇચ્છા રાખતા નથી, પણ ભગવાનનો મહિમા સમજીને ભગવાનની ખાતર ભગવાનને ભજે છે. અને બાપનું ઘર સમજીનેજ કામ કરે છે, તેથી તેઓ પ્રભુના પ્યારા હોય છે. માટે ભાઇઓ અને બ્હેનો ! પગારદાર સકામી ભકતો થાઓ માં, પણ જો સાચા ભક્ત થવું હોય તો બાપનુંજ ઘર સમજી નિષ્કામી ભક્ત થાઓ, નિષ્કામી ભક્ત થાઓ.

---

## ૨૧–ભલા થઇને ભગવાનની હજુરમાં જવું એ ખુબીની વાત છે.

પરમકૃપાળુ પરમાત્મા અતિશય દયાળુ છે, તેથી તે તો ઘણી વખત ઘણાએ પાપી માણસોને પણ પોતાની કૃપાના બળથી તારી દે છે, એમાં કંઇ નવાઇ નથી, કારણકે એમ કરવું એ તો પ્રભુની પ્રભુતા છે. પણ પોતાની આખી જીંદગી સુધી પોતે ભલું રહેવું, પોતાનો ધર્મ રૂડી રીતે પાળવો અને પોતાનું ચરિત્ર ઉત્તમમાં ઉત્તમ રાખીને પ્રભુની હજુરમાં જવું એ ખુબી કાંઈ ઓરજ છે. એ વાત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કે—

“ એક મોટા રાજાના દરબારમાં અનેક ઉમરાવો હતા, તે બધા ઉમરાવોની સભા થઇ હતી, ત્યારે તેમાંથી કોઈ બીજા દેશના ઉમરાવે પૂછ્યું કે, તમને સૌને આવો મોટો અધિકાર મળેલો છે અને શહેનશાહની દરબારમાં બેસી શકો છો, તથા

આટલા બધા શોભો છો તેનું શું કારણ છે? તમારાં ક્યાં કામો માટે તમોને અમીરાઈ મળેલી છે? તે કહેવાની મહેરબાની કરો.

એ સાંભળીને સૌથી પહેલા બેઠેલા એક ઉમરાવે કહ્યું કે, અમારા બાપદાદાઓએ અસલના વખતમાં આ રાજ્ય મેળવતી વખત રાજાની ખાતર પોતાનાં માથાં આપ્યાં હતાં, તે નોકરી બદલ અમને ઉમરાવ પદ મળેલું છે. કોઇએ કહ્યું કે, અસલના વખતમાં અમારા કુટુંબમાંથી એક ગુણવાન બાઇનાં રાજા સાથે લગ્ન થયાં હતાં, તેથી એ સંબંધને લીધે અમને ઉમરાવ પદ મળેલું છે. એ પછી ત્રીજાએ કહ્યું કે, અમારા બાપદાદા પાસે બેસુમાર દોલત હતી, એ વખતે બહુ ભારે દુકાળ પડયો હતો ત્યારે લાખો માણસોને ખોરાક પૂરો પાડીને નિભાવ્યા હતા, તે ઉદારતાના કામ માટે અમને ઉમરાવ પદ મળેલું છે. ચોથાએ કહ્યું કે, એક વખત રાજા શિકાર કરવા ગયા હતા ત્યારે જંગલી જાનવરના ઝપાટામાં આવી ગયા હતા, તે વખતે મારા દાદાએ તે જાનવરને પોતાની બહાદુરીથી મારી નાંખીને રાજાનો બચાવ કર્યો હતો, તેથી અમોને અમીરાઇ મળેલી છે. પાંચમાએ કહ્યું કે, એક વખત બહુ ભયંકર લડાઇ જાગી હતી, તે વખતે અમારા બાપદાદાએ નાણાની બહુજ તંગીના વખતમાં કરોડો રૂપિયા રાજાને ધીર્યા હતા, તે માટે અમોને ઉમરાવ પદ મળેલું છે. એ પછી છઠ્ઠા અમીરે કહ્યું કે, હમણાં થોડાં વરસો ઉપર આફ્રિકામા જ્યારે લડાઇ થઇ ત્યારે મેં મારી બહાદુરીના બળથી મુલક જીતી આપ્યો હતો, તે સેવા માટે મને અમીરાઈ મળેલી છે. સાતમાએ કહ્યું કે, જગતમાં ઉથલપાથલ થઇ શકે અને દુનિયાને બેહદ ફાયદો થઈ શકે તેવી રસાયન શાસ્ત્રમાં મેં મોટી શોધો કરેલી છે, તેના ઇનામ તરીકે મને ઉમરાવ પદ મળેલું છે. આવી રીતે જુદા જુદા અમીરોએ જુદાં જુદાં કારણો બતાવ્યાં. તે વખતે એક અમીર બહુજ શાન્ત થઇને તથા જરાક દીલગીર થઇને ગંભીર મ્હોડું રાખીને અને નીચું જોઇને બેસી રહ્યો હતો, તેને જોઇને પેલા ઉમરાવે પૂછ્યું કે, સાહેબ! તમે કેમ કંઈ બોલતા નથી? આ બધા અમીરો બહુ ઉત્સાહમાં આવી જઇને પોતપોતાનાં પરાક્રમનાં વખાણ

કરે છે ને તમે કેમ ચૂપ રહ્યા છો? અને કેમ નીચું જોઈ રહ્યા છો? તમોને અમીરાઈ કેમ મળી? એ જરા કહો તો ખરા.

ત્યારે તે અમીરે કહ્યું કે, ભાઈ! એ બધા અમીરોએ તો કંઇ કાંઈ પરાક્રમો કરેલા છે, પણ મે એવું કંઇ પણ પરાક્રમ કરેલું નથી. એટલુંજ નહિ પણ મેં તો ઉલટું બહુજ બુરૂં કરેલું છે, અને તેમ છતાં રાજાની દયાથીજ મને અમીરાઈ મળેલી છે, એટલે હું શું બોલી શકું? એમ બન્યું કે, એક વખત રાજાજી જંગલમા શિકાર કરવા ગયા હતા, ત્યારે રસ્તો ચૂકવાથી ઓચિંતા મારા ખેતરે આવી ચડ્યા, એ વખતે તેઓને દૂરથી શિકારીના પોશાકમાં જોઇને મે ધાર્યું કે, આ કોઈ લુચ્ચો માણસ છે, અને મારી પાસે ખાવાનુ માગવા આવે છે. પણ એવા લુચ્ચાઓને ખાવાનુ આપવુ એ કઈ ઠીક નહિ. એમ ધારીને મે મારી પાસે જે રોટલા હતા તે તુરતજ મારા બળદોને ખવરાવી દીધા, અને ભભલીમા પાણી હતુ તે પાણી મેં વિના કારણ ત્યાં ઢોળી નાખ્યું. એટલામા ત્યા મહારાજા સાહેબ આવ્યા, ત્યારે તેમને જોઇને હુ બહુ શરમાઇ ગયો, તેમણે મારી પાસે ખાવાનું તથા પાણી માગ્યું, પણ મેં કહ્યુ કે, સાહેબ, મે તો એ બન્ને વાનાનો હમણાજ નાશ કર્યો છે. ત્યારે રાજાએ કહ્યુ કે, મારી એવી ઇચ્છા હતી કે, તારી પાસેથી પાણી પીવુ ને રોટલી ખાવી, અને તેના બદલામા આ ગામ તને ઇનામમા આપવુ, પણ તે તો રોટલી જાનવરોને ફેંકી દીધી અને પાણી ઢોળી નાખ્યું, એ માટે જો હુ તને શિક્ષા કરવા ધારૂં તો તે કરી શકુ તેમ છુ પણ હુ તો રાજા છું, માટે મારે મારી પ્રજાને બતાવવુ છે કે, જે ભૂલો કરે તેને પણ મારી ઇચ્છા હોય તો હું માફી આપી શકું છું, અને મારી હજુરમાં બેસાડી શકું છું એમ લોકોની ખાત્રી કરવા માટે અને મારી દયાદૃષ્ટિ બતાવવા માટે હુ તને આ ગામ વંશપરંપરા ઇનામમાં આપું છું, અને આજથી તને મારો અમીર બનાવુ છું. આ વખતે હું શું મ્હોડું ઉંચું રાખી શકું? હું તેના પગમાં પડી ગયો અને ઉપકારનાં આસુથી તેમના પગ ધોવા લાગ્યો, એ મારી હકીકત છે. એટલે હુ શું મ્હોડું લઇને વાત કરૂં? કારણકે મારા કામો કંઇ સારાં નથી, પણ માત્ર રાજાની કૃપાને લીધેજ હું ઉમરાવ પદ ભોગવું છું.

આ દાખલો આપીને તે મહાત્મા સમજાવતા કે, પ્રભુની હજુરમાં તો કંસ, હિરણ્યાક્ષ, રાવણ, જરાસંધ, શિશુપાળ, પુતના વગેરે પાપીઓ પણ ગયેલા છે. પણ જેવા ધ્રુવ, પ્રહ્‌લાદ, અંબરીષ, જનકવિદેહી, હરિશ્ચંદ્ર, શિબિરાજા, પરિક્ષિત્, નરસિંહ મહેતો, મીરાંબાઇ, તુકારામ, તુલસીદાસ, સુરદાસ વગેરે શોભે તેવા કંઈ કંસ કે કાળયવન શોભે ખરા કે? નહિજ. માટે યાદ રાખજો કે, પ્રભુની કૃપાથી મોક્ષ મેળવી લેવો એ જુદી વાત છે, અને પોતાનાં આચરણો સુધારીને પવિત્ર બનીને મોક્ષ મેળવવો એ જુદી વાત છે કારણકે પ્રભુની કૃપાથી મોક્ષ મેળવવો એમા કંઇ ખાસ ખુબી નથી, પણ પોતાની પવિત્રતાના બળથી અને ભજનના બળથી મોક્ષ મેળવવો તેમાં તો ખાસ ખુબી છે માટે બંધુઓ! ભૂલમાં ને પાપમાં નહિ પડ્યા રહેતાં જેમ બને તેમ ઉત્તમ પ્રકારનુ જીવન ગાળતાં શીખો, અને જેમ બને તેમ પ્રભુની નજીકમા રહેવાની કોશીશ કરો અને સદ્‌ગુણ, પવિત્રતા તથા જ્ઞાન ધ્યાનના બળથી આગળ વધવાની કોશીશ કરો, એટલે પ્રભુ તમારા મદદગાર થશે, અને તમો રાજી થઇને મોક્ષનાં સુખો ભોગવી શકશો, તથા હરિની હજુરમાં જઇ શકશો. માટે ચારિત્ર સુધારવાની અને ભલા થવાની ખાસ તજવીજ રાખો.

---

## ૨૨–ઈશ્વરમાં જેને આનંદ આવી ગયો છે એવા ભજનાનંદી ભકતો દુનિયાને લગતી બહારની બાબતોમાં ઝાઝું રોકાઇ રહેતા નથી.

આ જગતમા કેટલાક એવા માણસો હોય છે કે, જેઓ આપણને કાઇ પણ આપતા નથી છતાં પણ તેઓની ઉપર આપણને બેહદ પ્રેમ આવ્યા કરે છે. એ પ્રેમમાં આપણો કોઇ પણ જાતનો સ્વાર્થ હોતો નથી છતા પણ એવા માણસોને જ્યારે આપણે જોઇએ ત્યારે રાજી રાજી થઈ જઇએ છીએ, અને તેના ગુણ ગાવા મંડી પડીએ છીએ. તેમજ ઈશ્વર આપણને કાંઈ પણ ન આપતો હોય છતાં પણ તેની ઉપર આપણો અતિશય પ્રેમ રહે ત્યારેજ ખરી ભક્તિ સમજવી. કારણ કે કોઈ પણ

જાતના સ્વાર્થની ખાતર કે કોઇ પણ જાતની આશા રાખીને ભક્તિ કરવી એમાં કાંઈ બહુ મોટી વાત નથી. કારણકે સ્વાર્થ એ એવી વસ્તુ છે કે, ઘણા માણસોની પાસે તે ન કરવાનાં કામો પણ કરાવે છે, ત્યારે સ્વાર્થને લીધે સારા માણસોથી ભક્તિ થાય તેમા કાઇ નવાઈ નથી. પણ એવી જાતની ભક્તિમાં પ્રભુનો પ્રેમ એ વાત મુખ્ય હોતી નથી પણ પોતાનો સ્વાર્થ એજ વાત મુખ્ય હોય છે, તેથી એવી જાતની ભક્તિ હલકી ગણાય છે. અને કોઇ પણ જાતના સ્વાર્થ વિના માત્ર ઈશ્વરને ખાતર ઈશ્વરને ચહાવો એ ભક્તિ ઉત્તમ પ્રકારની કહેવાય છે

જે ખરા હરિજનો છે, જે નિષ્કામી ભક્તો છે, અને જે વસ્તુને સમજી ગયેલા જ્ઞાનીઓ છે, તેઓને ઈશ્વર પાસેથી બીજુ કાંઈ પણ જોઇતું નથી માત્ર ઈશ્વર પોતેજ તેઓને જોઇએ છે. અને એને મેળવવા માટે ધન, આબરૂ, કે પ્રાણની પણ તેઓને દરકાર હોતી નથી. એ બધી બાબતો ઈશ્વરની આગળ તેઓને રમકડાં જેવી લાગે છે એથી ઉલટુ જે કાચા ભક્તો હોય છે, જે સ્વાર્થી ભક્તો હોય છે, અને જે પ્રભુ કરતા પ્રભુની બનાવેલી વસ્તુઓને મોટી સમજનારા હોય છે, તેઓ પ્રભુનું ભજન કરીને કોઇ મત્ર મારફત યા યોગ મારફત કોઇ કોઈ જાતની સિદ્ધિઓની ઇચ્છા રાખે છે, અને એવી નાની બાબત સારૂ કરીને પ્રભુ જેવી ઉત્તમમા ઉત્તમ બાબતને છોડી દે છે. એમ ન થાય માટે બંધુઓ ! જરા વિચાર કરજો કે, આ બે જાતના ભક્તોમાથી આપણે પોતે કઇ જાતના ભક્ત છીએ ? તે તપાસી જુઓ અને અંતરમા સમજી લો કે આપણે કોઇ પણ જાતના સ્વાર્થને ખાતર ભક્તિ કરીએ છીએ કે પ્રભુનો મહિમા સમજીને પ્રભુને ખાતર પ્રભુને ભજીએ છીએ. એ વાતનો વિચાર કરશો તો ખરી બાબત જણાશે. માટે જો સાચા ભક્ત થવું હોય તો નજીવા નજીવા સ્વાર્થમાં પડયા રહો મા, પણ જેમ સાચા ભક્તો સર્વશક્તિમાન મહાન પરમાત્મા ઉપર ધન, આબરૂ, પ્રાણ, વિગેરે કુરબાન કરી નાખે છે તેમ તમે પણ પરમકૃપાળુ પરમાત્મા કરતા એ બધી ચીજોને વધારે માન આપો માં, અને તેના મોહમાં પડયા રહો ના. કારણકે પ્રભુ સીધી રીતે એજ વખતે કદાચ કાંઇ પણ ન આપે તોપણ તેની દોસ્તીથી આગળ

જતાં અતિશય લાભ થઇ શકે તેમ છે. એનો સ્નેહ કદી પણ ફોગટ જતો નથી. માટે રમકડાં જેવી જગતની વસ્તુઓમાં નહિ મોહવાઇ રહેતાં અનંત બ્રહ્માંડના નાથની નિષ્કામપણે ભક્તિ કરો. નિષ્કામપણે ભક્તિ કરો.

## ૨૩–સંસારી જનોને મોત વખતે બહુ દુઃખ થાય છે, અને ભકતોને મોત વખતે બહુ આનંદ થાય છે, તેનું કારણ શું ?

બંધુઓ ! આ જગતમા અનેક જાતનાં દુઃખો છે, તેમાં મોતનું દુઃખ માણસોને સૌથી વધારે વસમું લાગે છે કારણ કે મરણથી આ જગત સાથેનો સદાનો વિયોગ થાય છે, મરણથી પોતાના સબંધીઓ સાથેનો હમેશનો વિયોગ થાય છે, અને મરણથી માણસોની આશા તૃષ્ણા ઉપર બહુ જબરજસ્ત ફટકો પડે છે, તેથી જગતમાં જે ખરાબમા ખરાબ વસ્તુઓ છે તે કરતા પણ સંસારી જનોને મરણ વધારે ખરાબ લાગે છે. તેથી મોતનું નામ સાંભળીને પણ એવા લોકો ડરી જાય છે, અને થોડા વખત મોતના પંજામાંથી છુટવા માટે અનેક પ્રકારનાં ફાંફા મારે છે.

બંધુઓ ! આપણે સૌ મોતથી અતિશય ડરીએ છીએ, અને મરણ વખતે બહુ દુઃખી થઇએ છીએ, તેનું કારણ શું ? એ તમે જાણો છો ? એ કારણો આપણે જાણવાં જોઇએ. એ માટે સંતો કહે છે કે,

જેને સગાંવ્હાલામાં બહુ મોહ હોય તેને મરવું ગમતું નથી, જેને ધનનો બહુ મોહ હોય તેને મરવું ગમતું નથી, જેને આ જગતના વૈભવો ભોગવવાની બહુ પ્રબળ ઇચ્છાઓ હોય તેને મરવું ગમતું નથી, જેને પોતાની ઇન્દ્રિયોના વિષયો ભોગવવાની બહુ આકાંક્ષા હોય તેઓને મરવું ગમતું નથી, જેનામાં ધર્મનું બળ ન હોય તેને મરવું ગમતું નથી, જેણે કોઈ પણ જાતનાં મોટાં સત્કર્મો ન કર્યા હોય તેને મરવું ગમતું નથી, જે પોતાના આત્માનું સ્વરૂપ ન સમજ્યા હોય ને પ્રભુનો મહિમા ન સમજ્યા હોય તેને મરવું ગમતું નથી, જેઓ નાની નાની બાબતમાં ગુંચવાઇ ગયા હોય અને એમાંજ પોતાના

મનને બાંધી રાખ્યું હોય તેઓને મરવુ ગમતું નથી, જેઓએ પોતાની જીંદગીમાં કોઇ પણ મોટાં પાપો કરેલા હોય તેઓને મરવું ગમતું નથી, જેઓ અજ્ઞાનપણામા રહેલા હોય ને માયાના મોહમાં રચીપચી રહેલા હોય તેઓને મરવુ ગમતું નથી, જેઓને અનંત બ્રહ્માંડના નાથ કરતાં અને મોક્ષધામના સુખો કરતાં પણ આ જગતની વસ્તુઓ વધારે વ્હાલી લાગતી હોય તેઓને મરવું ગમતું નથી આત્મા એટલે શુ ? પરમાત્મા એટલે શુ ? અને આ જગત સાથેનો આપણો સંબધ કેટલીવારનો છે ? તથા આ જગતની કઈ વસ્તુ કેટલી હદ સુધી કામની છે ? એ બાબતનો જેને ખરો ખ્યાલ હોતો નથી તેને મરવુ ગમતું નથી જેઓ અભિમાની હોય છે અને બધુ પોતાનીજ મરજી પ્રમાણે કરવા ઇચ્છે છે તેઓને મરવુ ગમતું નથી, અને જે પ્રભુથી વિમુખ હોય તથા દુનિયાદારીની આસક્તિમા પોતાના મનના તથા જગતની નજીવી વસ્તુઓના ગુલામ બની ગયેલા હોય તેઓને મરવુ ગમતું નથી. એટલુજ નહિ પણ આવી જાતના સંસારી માણસોને મોત વખતે અતિશય દુખ થાય છે, તેથી તેઓ મોતનું નામ સાભળીને પણ કમકમી ઉઠે છે, અને મોત શબ્દને પણ અશુભ ગણે છે, તથા મોત સબધી કાઈપણ વાત સાભળવા તેઓ ચ્હાતા નથી.

બધુઓ ! એક તરફથી સસારી લોકો જ્યારે મોતથી આટલા બધા ડરે છે ને મોતને અપશુકનભરેલું ગણે છે, ખરાબી વાળું ગણે છે, અને દૈવના કોપ જેવુ ગણે છે, ત્યારે બીજી તરફથી જે હરિજનો છે, જેઓ ભકતો છે, જેઓ સતો છે, અને જેઓ મહાત્માઓ છે તેઓ કહે છે કે,

મોત એ ઇશ્વરનો આશીર્વાદ છે, મોત એ જુની સ્થિતિમાથી નવી સ્થિતિમાં લઇ જનાર દેવદૂત છે, મોત એ સ્વર્ગના બારણાં ખોલનાર કુંચી છે, મોત એ અનેક જાતનાં દુઃખોમાંથી છોડવનાર દયાળુ દેવ છે, મોત એ મનુષ્ય જાત ઉપર ઉતરેલી ઈશ્વરની દયા છે, મોત એ આત્માની સ્વતંત્રતા તથા આત્માનું અમરપણું અપાવનાર ફિરેશ્તો છે, મોત એ ઈશ્વરી માર્ગ છે, અને મોત એ એક એવો પ્યાલો છે કે જેના આનદની ખબર મહાત્માઓનેજ હોય છે.

બંધુઓ ! ભકતો મોતનું આવું આવું સ્વરૂપ સમજે છે, માટે જ્યારે મરણનો સમય આવે ત્યારે તેઓ અતિશય આનંદમાં આવી જાય છે. કારણ કે જે ખરા ભકતો છે તેઓનો મોહ આ જગતની જડ વસ્તુઓમાં હોતો નથી, જે ખરા ભકતો છે તેઓનો મોહ શરીરો તથા તેમાં રહેલાં લોહી માસ ઉપર કે વિકારો ઉપર હોતો નથી, જે ખરા ભકતો છે તેઓનો મોહ કાંઈ પોતાની ઇન્દ્રિયોને રાજી રાખવામાં હોતો નથી, અને જે ખરા ભકતો છે તેઓનાં સુખ કાંઈ જગતની વસ્તુઓમા હોતા નથી, પણ તેઓનાં સુખ તો પરમ કૃપાળુ પરમાત્માની અંદર રહેલાં હોય છે. તેથી એવા ભકતો જ્યારે આ જગતમાં જીવતા હોય છે ત્યારે હમેશા પ્રભુના રસ્તા ઉપર ચાલે છે અને તેઓને ખાત્રી હોય છે કે, આ રસ્તેથી અમારી અગાઉ લાખો ભકતો ભગવાનની હજુરમા ચાલ્યા ગયા છે, તેમ અમે પણ આ રસ્તે ઇશ્વરની હજુરમાં પહોંચી શકીશુ. આમ તેઓની ખાત્રી હોય છે, તેથી મોત તેઓને આનંદરૂપ લાગે છે બીજું એ કે, આવા ભકતોએ ભજનમાં, ધ્યાનમા, ને જ્ઞાનમાં પોતાની જીંદગી ગાળેલી હોય છે, તેથી તેઓને મોત આનદરૂપ થઈ પડે છે. એવા ભકતો ઈશ્વરની ઈચ્છાને આધીન થનારા હોય છે, તેથી તેઓને મોત આનંદરૂપ થઇ પડે છે. એવા ભકતો પ્રભુને ખાતરજ જીવનારા હોય છે, તેથી જ્યારે પ્રભુ તેઓને ખેંચી લે ત્યારે તેઓ ઉલટા વધારે આનંદમાં આવી જાય છે. એવા ભકતોએ પોતાની જીંદગીનાં દરેક કામો ભગવાનને અર્પણ કરેલાં હોય છે એટલે કોઇ પણ કામમા તેમને મોહ હોતો નથી, તેથી તેઓને મરણ વખતે પણ આનંદ થાય છે. એવા ભકતો ભગવાનના નિમય પ્રમાણે વર્ત્યા કરે છે તેથી તેઓનાં શરીર તથા મન મજબુત થઇ ગયેલાં હોય છે, એટલે મરણ વખતે પણ તેઓ આનંદમાં રહી શકે છે. અને એવા ભકતો આ જગતની વસ્તુઓ કરતાં ભગવાનની અનંતગણી વધારે કિંમત સમજે છે, તેથી તેઓને મોત વખતે પ્રભુને મળવાની ઉમેદને લીધે ખાસ આનંદ થાય છે.

આવી રીતે સંસારીઓમાં ને હરિજનોમાં ફેર છે. હવે વિચાર કરો કે, જગત જેને મોટામા મોટું દુઃખ સમજે છે

એવું મોત પણ ભક્તોની પાસે જ્યારે આનંદરૂપ થઈ પડે છે ત્યારે બીજાં ન્હાનાં ન્હાનાં ઘડીકવારનાં દુઃખોની તો વાતજ ક્યા કરવી ! માટે જો બધી જાતનાં દુઃખોમાંથી છુટવુ હોય, ને મોત વખતે પણ મહા આનંદ ભોગવવો હોય તો ભક્ત થાઓ, ભક્ત થાઓ.

---

## ૨૪–ઈશ્વરકૃપા એટલે આપણા અંતરમાં ઈશ્વર તરફ જાગેલો પ્રેમ, તે વિષે.

બંધુઓ ! ભક્તિમાર્ગમાં ઈશ્વરકૃપા એ બહુજ મોટું અંગ છે. અને એ અંગ જેને બરાબર રીતે સમજાઈ જાય છે તેનુ બહુ કામ થઇ જાય છે કારણ કે આપણે જોઇએ છીએ કે, કોઇ સારા માણસની કોઇ ગરીબ માણસ ઉપર કૃપા થઈ જાય તોપણ તે માણસને ઘણોજ લાભ થઇ જાય છે. જેમકે કોઇ ધનવાનની કૃપા થાય તો તે ગરીબાઇ મટાડી દે છે, કોઈ વિદ્વાનની કૃપા થાય તો તે બહુ સહેલી રીતે ઉંચી ઉંચી વિદ્યા આપી દે છે, કોઈ મહાત્માની કૃપા થાય તો કાંઇક ચમત્કારિક ઋદ્ધિ સિદ્ધિ આપી દે છે, અને કોઇ રાજાની કૃપા થાય તો વંશપરંપરા માટે ગામ ગરાસ આપી દે છે આવી રીતે માણસોની કૃપાથી પણ ઘણોજ લાભ થઇ શકે છે ત્યારે જો અનંત બ્રહ્માંડના નાથની કૃપા થઇ જાય તો એમાથી કેટલો બધો લાભ થઇ જાય તે વિચારવુ કાંઇ મુશ્કેલ નથી.

બન્ધુઓ ! પ્રભુની કૃપા એટલે શુ ? એ તમે જાણો છો ? એ માટે સંતો કહે છે કે —

વગર વાવે અઘોર જંગલમાં પોતાની મેળે ગુલાબનો છોડ ઉગી નીકળે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

જે ઠેકાણે બાવળ, બોરડી, ગોરડીઆ, સમડી, વિગેરે કાંટાવાળા ઝાડ થતાં હોય, તેવી જગામાં ઓચિંતો હાપુસનો આંબો ઉગી નીકળે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

સર્વ શક્તિમાન પરમ કૃપાળુ પરમાત્મા ઉપર અતિશય પ્રેમ આવી જાય તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

પ્રભુ તરફ જવાનો અંતઃકરણમાં નવો નવો ઉત્સાહ આવે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

ગરમ મુલકોમાં ગરમીના વખતમાં ઓચિંતી ઠંડી લેહર ચાલી આવે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

જીવનું સ્વરૂપ બદલાઈ જાય અને બીજું નવું સ્વરૂપ થઈ જાય એટલે કે સંસારી જીવનમાંથી પવિત્ર જીવન થઇ જાય તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ

ખારા સમુદ્રમા મીઠા પાણીનો ઝરો વહેવા માંડે તેને અમે ઈશ્વરકૃપા કહીએ છીએ.

દ્વિજ થવું એટલે કે ફરીથી નવો જન્મ થવો તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

પારકા મુલકનો નવી જાતનો રોપ આપણા દેશમા પોતાની મેળે ઉગી નીકળે તેને અમે ઈશ્વરકૃપા કહીએ છીએ.

એક તરફ બહુ જોરથી નદી વહી જતી હોય તે બીજી તરફ વળી જાય તેમ આપણી મનોવૃત્તિ માયામાથી નીકળીને ભગવાન તરફ જવા લાગે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

માટીની ખાણમાથી ઓચિતો કિંમતી હીરો નીકળી આવે તેને અમે પ્રભુકૃપા કહીએ છીએ.

મતલબ કે જ્યારે ઈશ્વરની કૃપા થાય છે ત્યારે જીવ ભગવાનની તરફ વળે છે, એટલુંજ નહિ પણ ભગવદ્ધર્મ પાળવાની તેનામા શક્તિ આવે છે એ પછી ધીરે ધીરે પાપથી બચી શકાય છે, અને એ પછી પ્રભુકૃપાથી કૃપા ઉતરેલા ભક્તની જીંદગી બદલાઇ જાય છે. જેમકે, જે ખરાબ માણુસ હોય તે ભલો માણુસ બની જાય છે, જે મોહવાદી સંસારી હોય તે ભક્ત બની જાય છે, જે બહુ લોભીઓ હોય તે બહુ લહેરી બની જાય છે, જે માયામાં બંધાએલો હોય તે સ્વતંત્ર બની જાય છે, જે બહુ જંજાળી હોય તે શાન્તિવાળો બની જાય છે, અને જે બહુ પાપી હોય તે પણ પુન્યશાળી થઇ જાય છે આવી રીતે ઈશ્વરની કૃપાથી જીંદગી બદલાઇ જાય છે માટે કૃપા એ બહુજ મોટી વાત છે.

બંધુઓ ! મહાત્માઓ કહે છે કે, આખી દુનિયાની દોલત કરતા અને ત્રણ લોકના રાજ્ય કરતાં પણ ઈશ્વરની કૃપાની કિંમત ઘણીજ વધારે છે. કારણ કે પ્રભુની કૃપા એટલે શુ ? એ સાધારણ લોકો જાણુતા નથી, પણ હરિજનો જાણે છે કે,—

રાજા પોતાના આખા રાજ્યનો ધણી કહેવાય છે પણ એનો વાસ તો રાજમહેલમાંજ હોય છે, તેમ સર્વશક્તિમાન મહાન ઈશ્વર પોતાના સર્વવ્યાપકપણાથી સર્વ જગ્યામાં ને અનંત બ્રહ્માંડમાં રહેલા છે, છતાં પણ ભગવત્કૃપા પામેલા ભક્તોના હૃદયમા તેનો ખાસ વાસ હોય છે. આવી રીતે કૃપા વખતે ભક્તોના હૃદયમા ભગવાન પોતે રહે છે, માટે કૃપાવાળી સ્થિતિ બહુજ ઉંચી ગણાય છે. કારણ કે જેને મેળવવા માટે અનેક જાતનાં તપ કરવામાં આવે છે, જેને મેળવવા માટે અનેક જાતના વ્રત કરવામાં આવે છે, જેને મેળવવા માટે અનેક પ્રકારના દાન આપવામા આવે છે, અને જેને મેળવવા માટે અનેક જાતના કષ્ટ સહન કરવામાં આવે છે, તથા જેને મેળવવાથીજ જીંદગીની સાર્થકતા થાય છે, તે સર્વશક્તિમાન મહાન ઈશ્વર કૃપાને વખતે ભક્તોના હૃદયમા પધારેલા હોય છે. એટલે એ કરતાં વધારે આનંદનો વખત બીજો કયો ? મનુષ્યની જીંદગીમાં એ કરતા ઉત્તમ લાવ બીજો કયો ? અને હૃદયમા ભગવાન પધારે એ કરતાં વધારે આનંદની પળ બીજી કયી ? આમ સમજીને ખરા સતો ભગવત્કૃપા ઉપર અતિશય ભાર મૂકે છે.

બધુઓ ! આવી ઉત્તમ કૃપા મેળવવા માટે લાયકાત મેળવવી જોઇએ, અને એવી લાયકાત મેળવવા માટે તથા પ્રભુકૃપાને વધારવા માટે દરેક ભકતોએ નિષ્કામ વૃત્તિથી પરમાર્થના કામો કરવાં જોઇએ જેમ બને તેમ વધારે વધારે સેવાસ્મરણ કરવુ જોઇએ, અને જેમ બને તેમ પ્રભુનો મહિમા સમજાય તેવુ જ્ઞાન મેળવવુ જોઇએ. એમ કરવાથી કૃપા વધતી જાય છે

કોઇ મોટા શેઠીઆની દોસ્તી કરવા માટે કે કોઇ મોટા રાજાની દોસ્તી કરવા માટે અને તેની કૃપા મેળવવા માટે ઘણીએ મેહેનત કરવી પડે છે, ઘણુએ ખર્ચ કરવું પડે છે, અને ઘણીએ હેરાનગતી ભોગવવી પડે છે, તથા ઘણો ટાઇમ ગુમાવવો પડે છે, ત્યારે પ્રભુની કૃપા મેળવવા માટે કેટલું બધું કરવુ પડે તેનો જરા ખ્યાલ તો કરો ! અને તેમ છતાં પ્રભુની કૃપા મેળવવા માટે આપણે કેટલું બધું થોડું કરીએ છીએ તે જરા જુઓ તો ખરા ! એ જોઇએ તો આપણી નાલાયકી ને

આપણી નબળાઇ આપણને સમજાઇ ગયા વિના રહે નહિ. કારણ કે એક તરફ ક્યાં ભગવાનની કૃપા ? અને બીજી તરફ ક્યાં આપણી બેદરકારી ? એ સરખામણી કરતાં ખરા ભકતોના અંતરમાં બહુ તાલાવેલી થઇ જાય છે. માટે આપણી ભક્તિને જાગતી રાખવા સારૂ આપણા ધર્મની આવી ઉંડી ઉંડી ને ઉત્તમ ઉત્તમ વાતો જાણી રાખવાની જરૂર છે.

પ્રભુકૃપાની વાતો સાંભળીને કોઈ નાસ્તિક માણસ કહે કે, પ્રભુ કોઇની ઉપર ખાસ કૃપા કરે એ શું બનવા જોગ છે ? એના જવાબમા સતો કહે છે કે રાજા પોતાની બધી રૈયત ઉપર સરખો પ્રેમ રાખે છે, છતાં પણ જે માણસો રાજ્યના હિતનાં કામો કરે છે, જે માણસો પ્રજાના હિતનાં કામો કરે છે, અને જે માણસો જગતને સુધારવા વધારવાનાં કામો કરે છે તથા જે માણસો આત્માના કલ્યાણનાં મહાન કામો કરે છે તેઓની ઉપર બીજા લોકોના કરતા રાજા વધારે હેત રાખે છે, અને તેવા મહાન મનુષ્યોને ભલા રાજાઓ ખેતાબો આપે છે, વર્ષાસનો આપે છે, જાગીરો આપે છે અને પોતાના અમીરો બનાવે છે. તેમજ પરમકૃપાળુ ભગવાનનું સૌ જીવો ઉપર સરખુંજ હેત હોય છે, પણ તેમ છતા જે ભકતો પ્રભુના નિયમો પાળે છે અને પ્રભુને અર્થે પરમાર્થનાં કામો કરે છે તેને પ્રભુ પોતાનો વહાલો ભકત સમજે છે, અને તેની ઉપર ખાસ કૃપા કરે છે.

કોઇ માણસને રાજા પોતાની કચેરીમાંથી કાઢી મૂકે અગર કોઇ ગવર્નર પોતાની કાઉન્સિલમાંથી કોઇ સભાસદનું નામ કાઢી નાંખે તો એ અપમાન માટે તે બહુ માનવાળા મોટા માણસોને જેટલી દિલગીરી થાય છે, તે કરતાં પણ જો કોઇ ભક્ત ઉપરથી ભગવાન પોતાની કૃપા ખેંચી લે તો તે ભકતને ઘણીજ વિશેષ દિલગીરી થાય છે. કારણ કે ભકતોના જીવનમાં જે મીઠાશ છે તે પ્રભુકૃપાનીજ હોય છે. તેથી જ્યારે તેઓમાથી પ્રભુની કૃપા નીકળી જાય ત્યારે તેઓની જીંદગીની મીઠાશજ નીકળી જાય છે, તેથી તેઓનો ભવ બગડી જાય છે અને જાણે જીવતે નરકમાં પડ્યા હોય તેવું દુ:ખ તેઓને થાય છે આટલો બધો કૃપાનો મહિમા છે. માટે એવી ઉત્તમ

ઈશ્વરી કૃપા ફોગટ ન વહી જાય તેની દરેક હરિજનોએ ખાસ સંભાળ રાખવી જોઈએ.

બંધુઓ ! જગતની બીજી વસ્તુઓ કરતાં મનુષ્યમાં અને તેમાં પણ ખાસ કરીને ભકતોમાં શું વિશેષતા છે એ તમે જાણો છો ? એ માટે સંતો કહે છે કેઃ—

પથ્થરમાં હૈયાતી છે પણ ઇંદ્રિયો નથી. ઝાડોમાં પથ્થર કરતાં કાંઈક વધારે શક્તિ છે, કારણ કે તે પોતાનાં મૂળોવડે રસ ખેંચી શકે છે, એટલે પથ્થર કરતા શ્રેષ્ઠ ગણાય છે. ઝાડ કરતાં જનાવરો વધારે ઉંચા ગણાય છે કારણ કે તેઓ દેખી શકે છે, ખાઈ શકે છે, અને હરી ફરી શકે છે અને મનુષ્ય તેથી પણ વધારે ઉંચા ગણાય છે. કારણ કે તેઓની અંદર બુદ્ધિ રહેલી છે. અને માણસોમાં પણ જેની ઉપર પ્રભુની કૃપા ઉતરેલી હોય તે સૌથી શ્રેષ્ઠ ગણાય છે કારણ કે તે ઈશ્વરને ઓળખે છે, અને ઇશ્વરને ભજે છે માટે જગતની બધી વસ્તુઓ કરતાં તથા બધા માણસો કરતા કૃપા પામેલા ભકતો શ્રેષ્ઠ ગણાય છે.

બંધુઓ ! આ જગતમાં જુદી જુદી વસ્તુઓમાં તથા જુદા જુદા પ્રાણીઓમાં જુદી જુદી જાતના મહાન ગુણો રહેલા છે, પણ તે કોઇ ગુણ કૃપાને પહોંચી શકે નહિ. જેમ કે હાથીમાં સિંહના જેવું બળ હોય છે, પણ સિંહના જેવી ઝડપ હોતી નથી તેમજ સિહમાં બહુ ઝડપ હોય છે પણ હાથી જેવું તેનું કદ હોતું નથી ઝાડોમા બહુ સુદર ફળફૂલ થાય છે પણ તેઓને ઇંદ્રિયો હોતી નથી પ્રાણીઓમા ઇંદ્રિઓ છે, પણ તેઓમાં ઝાઝી અક્કલ હોતી નથી અને મનુષ્યોમાં અક્કલ હોય છે પણ ઘણી વખત ઘણા જણમાં ઈશ્વરની કૃપા હોતી નથી. અને યાદ રાખજો કે પ્રભુની કૃપા વિના બધું ખોટું છે માટે જેમ બને તેમ પ્રભુની કૃપા મેળવવાની કોશીશ કરવી જોઇએ.

બંધુઓ ! જેમ નાનકડા બીજની અંદર આખું ઝાડ રહેલું હોય છે તેમ પ્રભુકૃપામાં બધી જાતનાં મહાન ફળો રહેલાં છે. માટે યાદ રાખજો કે, કદી કોઇ ભક્તમાં બહારની સફાઈ અને બહારની વિદ્યા બહુ ઓછી હોય પણ જો તેનામાં ભગવત્-કૃપા હોય તો તેને હલકો સમજવો નહિ, કારણ કે ભલે તે સાફ થયા વગરનો અને સરાણે ચડયા વગરનો છે તોપણ તે

એક સાચો હીરો છે. અને જે લોકોના ઉપર કૃપા ઉતરેલી નથી, તેઓ તેની આગળ પથ્થર જેવા અથવા કોલસા જેવા છે. માટે ભલે અભણ હોય, સાદોસુદો હોય, અને સમયને અનુસરતી ચતુરાઇવિનાનો હોય, તોપણ જેની ઉપર ઈશ્વરની કૃપા હોય તેને શ્રેષ્ઠ ભક્ત સમજવો.

જેમ સ્વચ્છ કાચમાં સૂર્યનું પ્રતિબિંબ ચોખ્ખે ચોખ્ખું દેખાય છે, તેમ ઈશ્વરની કૃપાવાળા પ્રેમી ભક્તોના હૃદયમા પ્રભુ ખુલ્લે ખુલ્લા, પ્રકટરૂપે દેખાય છે. માટે એવા સાચા ભક્તોની સેવા કરવી જોઇએ, અને તેઓની સોબતમાં રહેવુ જોઇએ. કારણુ કે બહુ જ્ઞાનવાળા પડિતો તથા ઈશ્વરી જ્ઞાનવાળા ભક્તો કરતાં પણુ ઈશ્વરી કૃપાવાળા ભક્તો બહુ શ્રેષ્ઠ છે, કારણુ કે એવા જ્ઞાનીઓ તો દીવો લઇને વસ્તુઓને જુએ છે, પણુ એવા કૃપા પામેલા ભક્તો તો સૂર્યના પ્રકાશમાં વસ્તુને જુએ છે એટલુંજ નહિ પણુ બહુ જ્ઞાનવાળા પંડિતો ઈશ્વરને અક્કલથી જુએ છે અને પ્રભુપ્રેમી-કૃપાવાળા ભક્તો આંતર દૃષ્ટિથી પ્રભુને જુએ છે, અને અનુભવે છે, માટે તેઓ શ્રેષ્ઠ છે

હરિજનો ! ઈશ્વરની કૃપામાં આટલી બધી મહાન ખુબીઓ રહેલી છે, માટે જેમ બને તેમ ઈશ્વરી કૃપા મેળવવાની તજવીજ કરો, અને જો મળેલી હોય તો તેને સાચવી રાખવાની તથા તેને વધારવાની તજવીજ કરો, કારણુ કે ભગવત્ કૃપાની અદર સર્વસ્વ આવી જાય છે માટે કૃપા મેળવો, કૃપા મેળવો.

## ૨૫—ગમે તેનો સંગ કરશો મા, પણુ જો સંગ કરવો હોય તો પ્રભુપ્રેમીઓનોજ કરજો.

આ દુનિયામાં રહીને માણુસોને કોઇનો પણુ સંગ કર્યા વગર ચાલે તેમ નથી. કારણુ કે દુનિયાની રચનાજ એવી છે અને માણુસોનો સ્વભાવજ એવો છે કે, તેઓ કોઇ પણુ જાતના સંગ વિના કદિ પણુ રહી શકશેજ નહિ. આમ હોવાથી કોઇનો ને કોઇનો પણુ સંગ તો કરવોજ પડશે. અને તેની સાથે આ વાત પણુ યાદ રાખજો કે, સંગની અસર બહુ બળવાન છે. જેનો સંગ કરીએ તેનો રંગ લાગી જાય છે, માટે ગમે તેનો

સંગ કરવો નહિ, પણ જેમ બને તેમ વિચારી વિચારીને આપણું કલ્યાણ થાય તેવાજ માણસોનો સંગ કરવો જોઇએ. હવે કલ્યાણ થાય તેવો સંગ કોનો કહેવાય? એ માટે મહાત્માઓ કહે છે કે, જેના હૃદયમાં ભગવાનનો પ્રેમ જાગેલો હોય તેવા હરિજનોનો સંગ કરવો. કારણ કે તેઓના સંગથી તેઓની અંદર જેવા સદ્‌ગુણો હોય તેવા સદ્‌ગુણો આપણામાં પણ આવતા જાય છે, માટે ભક્તોનો સંગ કરવો જોઇએ.

ભક્તોનો સંગ કરવો જોઇએ, એમ મહાત્માઓ કહે છે, પણ ઘણા ભક્તો બહારના દેખાવમા બહુ સારી અસર કરે તેવા હોતા નથી, તેથી તેઓનો સંગ કરવો કેટલાક ફક્કડ જુવાનોને ગમતો નથી. કારણ કે કેટલાક ભક્તો બહુજ ગરીબ સ્થિતિના હોય છે, કેટલાક ભક્તો બહુજ સાદું જીવન ગાળનારા તથા ડોળડિમાક વિનાના હોય છે, કેટલાક ભક્તો ઘણી જાતનાં દુઃખ ભોગવતા હોય એમ દેખાય છે, કેટલાક ભક્તો ઉદાસ જેવા દેખાય છે, કેટલાક ભક્તો શરીરે બહુજ દુબળા પાતળા, માંદા સાજા, અને ડાચાં બેસીગયેલા હોય છે, કેટલાક ભક્તો હાલના વખતમાં સુધરેલા ગણાતા માણસો, માને નહિ તેવી બાબતોને, બહુજ શ્રદ્ધાથી માનનારા હોય છે, કેટલાક ભક્તો વિરક્ત રહેનારા હોય છે; કેટલાક ભક્તો પોતાની ભાવના પ્રમાણે ચાલનારા હોવાથી વિચિત્રસ્વભાવના હોય છે. કેટલાક ભક્તો બહુજ બેદરકાર રહેનારા હોય છે, અને કેટલાક ભક્તો બહુ જ્ઞાનવિનાના હોય છે. તેને લીધે ઘણા માણસોને એવા ભક્તોનો સંગ કરવો ગમતો નથી. પણ યાદ રાખજો કે, જે ભક્તો તમારી નજરે આવા ગરીબડા, ઉદાસીન, અને બેદરકાર દેખાય છે, તથા બહારથી બહુજ સાદા અને જેમ હોય તેમ ચલાવી લેનારા દેખાય છે, તેઓ પણ પોતાના અંતરમા ઘણાજ સુખી હોય છે, તેઓ બહુજ સંતોષી હોય છે, તેઓ પોતાના મનને બહુ શાન્તિમાં રાખી શકે છે, તેઓ વિશ્વાસની દોરી ઉપર ચાલી શકે છે, અને તેઓ ભગવદિચ્છા પ્રમાણે ચાલી શકે છે. એટલુંજ નહિ પણ તેઓમાં પવિત્રતા આવી ગયેલી હોય છે; તેઓના સંશયો મટી ગયેલા હોય છે, તેઓને એક જાતની કુદરતી તૃપ્તિ મળી ગયેલી હોય છે, અને તેઓને

પોતાના પ્રભુમાં અતિશય આનંદ આવી ગયેલો હોય છે. તેથી તેઓ બહારથી ગાંડાઘેલા જેવા અને ઢીલાપોચા જેવા દેખાતા હોવા છતાં પણ અંતરમાંથી મહા આનંદમાં રહેનારા હોય છે. એટલે તેઓનો સંગ કરવાથી તેઓના જેવા સદ્‌ગુણો મળી શકે છે, અને તેઓના જેવો આનંદ આવતો જાય છે. પણ ભકતોમાં રહેલા આ બધા મહાન ગુણો બહારની ઉપલક નજરે જોનારા લેભાગુ જુવાનીઆઓને દેખાતા નથી, તેથી તેઓ ભકતોની કિંમત સમજી શકતા નથી. પણ જેઓ પ્રભુપ્રેમી હોય, જેઓ સાચા જિજ્ઞાસુ હોય, અને જેઓ સાચી વસ્તુને શોધતા હોય, તેઓ ધીરે ધીરે એવા ભકતોને ઓળખી શકે છે, અને તેઓના સંગમા રહેવાની તજવીજ કરે છે.

બંધુઓ! ભક્તિની, ધર્મની, ને ઈશ્વરની વાતો કહેનારા તો ઘણાએ મળે છે. પંડિતોને, શાસ્ત્રીઓને, કથા વાંચનારા વ્યાસોને, ભાષણ કરનારાઓને, હરિકથા કરનારાઓને, અને એવાજ બીજા ઘણા લોકોને ધર્મની વાતો કરતાં બહુ આવડે છે. પણ યાદ રાખજો કે, ધર્મને હૃદયમાં ઉતારવો એ વાત જુદી છે, અને પઢેલા પોપટની પેઠે ધર્મની વાતો કહી દેવી એ વાત કાઇક જૂદી છે. ભક્તિની વાતો કરવી એ વાત જૂદી છે, અને ભક્તિ કરી બતાવવી એ વાત જૂદી છે, અને ઈશ્વરની વાતો કરી બતાવવી એ વાત જૂદી છે, અને ઈશ્વરનો મહિમા સમજી પ્રેમપૂર્વક તેને પોતાના અંતરમાં પધરાવવો એ વાત કાઇક જૂદીજ છે આમ હોવાથી ધર્મની તથા ભગવાનની વાતો કરનારા માણુસોમા અને સાચા ભકતોમાં ઘણોજ તફાવત હોય છે. એ તફાવત કેટલો બધો હોય છે તે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે:-

કોઇ માણુસ કોઈ શેઠને મળવા માટે તેને ઘેર જઈ આવે પણ ડેલીએથી પાછો ફરે, ને શેઠને મળે નહિ, અને બીજો માણુસ શેઠને ઘેર જઇ તેને રૂબરૂ મળી તેની સાથે વાતોચીતો કરી આવે, ને પોતાને જોઇતા ખુલાસા શેઠ પાસેથી મેળવી આવે, તે બન્ને માણુસમાં જેટલો તફાવત છે તેટલો તફાવત ધર્મની વાતો કરનારા માણુસો અને ધર્મ પાળનારા ભકતોની વચ્ચે છે. કારણુ કે જે માણુસો માત્ર ધર્મની વાતોજ કરનારા છે

તેઓ ધર્મના અનુભવ વિનાના છે, અને જેઓ બહારથી, પેહેલી નજરે રફ્યિન જેવા લાગતા હોય, તથા બહુ ભણેલા ગણેલા ન હોય, તેવા ભકતો તો ખરા ધર્મને પાળનારા હોય છે, એટલે તેઓ અનુભવી હોય છે. તેથી એવી વાતો કરનારા પંડિતો તથા બીજા બ્રાહ્મણ, સાધુઓના કરતાં ભગવાનને જેણે પોતાના અંતરમાં અનુભવ્યા હોય તેવા ભકતોના સંગથી ઘણોજ વધારે લાભ થાય છે. માટે જે પ્રભુના રસ્તામા આગળ વધેલા હોય તેવા સાચા ને ઉંચા ભકતોના સંગમાં રહેવું જોઇએ.

ભકતોમા ને પડિતોમાં શું ફેર છે, તે સમજાવવા માટે અને સંતોની સોબતમાં રહેવાનું શીખવવા માટે જુદા જુદા મહાત્માઓ જુદી જુદી જાતના દ્રષ્ટાંતો આપે છે. જેમકે એક મહાત્મા કહેતા કે, દાણા વેચનાર વેપારીઓ પોતાની દુકાનમાં ઉંચી ઉંચી જાતનાં અનાજો રાખે છે જેમકે સુરતી તુવરદાળ, ખંડવાના ઘઉ, જંબુસરી ચણા, સુગંધીદાર ચોખા વિગેરે મોંઘી મોંઘી કિંમતના દાણાઓ તેઓની વખારોમા ભરેલા હોય છે, પણ તેઓ પોતે કાંઇ દરરોજ એ જાતનું અનાજ ખાતા નથી. તેઓ તો હંમેશા સસ્તી કિંમતનુંજ અનાજ ખાય છે, અને બહુ ઉચો ઉંચો માલ તો બીજાઓને વેચાતો આપવા સારૂજ રાખી મૂકે છે. એ માલ કાંઇ તેઓને પોતાના ઉપયોગમાં આવતો નથી. પણ એ ઉંચો માલ ખાનારા શેઠીઆઓ તો જુદાજ હોય છે. તેમજ જે માણસો માત્ર ધર્મની ને ભગવાનની વાતોજ કરી જાણે છે, પણ જેવો ધર્મને પાળવો જોઇએ તેવો પાળતા નથી, તેઓ પેલા દાણા વેચનાર વેપારીઓના જેવા છે કારણ કે જેમ વેપારીઓની દુકાનમાં ઘણો માલ ભરેલો હોય છે પણ તેઓને પોતાના ઉપયોગમાં તેમાંથી બહુજ થોડો આવે છે; તેમજ જે પંડિતો, કવિઓ, વક્તાઓ, અને ઉપદેશકો ધર્મની વાતો કરનારા હોય છે. તેઓની જીભમા ને તેઓના મગજમાં ઘણો માલ ભરેલો હોય છે, પણ તેઓના આત્માની ભૂખ મટાડવામાં તેઓને એ માલ કામ લાગતો નથી. માટે એવાઓની સોબતથી કંઇ વળતું નથી. પણ જે સાચા ભકતો હોય છે તેઓ તો ઉંચો ઉંચો માલ ખાનારા શેઠીઆઓના જેવા હોય છે. કારણ કે ધર્મના સિદ્ધાંતો અને ઇશ્વરની કૃપા તથા ઇશ્વરનો પ્રેમ

તેઓના હૃદયમાં ઉતરેલો હોય છે, એટલે તેઓના સંગથી બેહદ લાભ થાય છે. માટે જો સંગ કરો તો ભકતોનોજ કરજો, એજ અમારી ભલામણ છે.

જે બંદૂકમાં ગોળી ન ભરેલી હોય તે બંદૂક પણ, માત્ર દારૂના જોરથી ધડાકો કરી શકે છે, પણ એ ખાલી ધડાકાથી ગોળી વિના કાંઇ ધારેલું નિશાન પાડી શકાતું નથી. તેમજ યાદ રાખજો કે, જેઓ પોતે ધર્મ પાળતા નથી, જેઓ પોતે પ્રભુપ્રેમી નથી, અને જેઓ પોતે પોતાના અંતરમાંથી ગળી ગયેલા નથી, તેવા માણસો ધર્મની ને ભગવાનની જે જે વાતો કરે છે, તે બધી વાતો ગોળીવિનાની બંદુકના ધડાકા જેવી હોય છે, પણ પ્રભુપ્રેમી ભકતો જે ઉપદેશ આપે છે તેમાં તો, તેમની વાણીરૂપી બંદૂકમાં પ્રભુપ્રેમરૂપી ગોળી હોય છે, તેથી તેઓનો અવાજ ફોકટ જતો નથી. પણ તેઓ તો ધારેલું નિશાન પાડી શકે છે. એટલે કે સામા માણસ ઉપર પોતાની મરજી-મુજબની અસર કરી શકે છે. માટે ખાલી ધડાકા કરનારની સોબતમાં રહી જશો મા, પણ જેની બંદુકમાં ગોળી ભરેલી હોય, એટલે કે જેના હૃદયમાં પ્રભુપ્રેમ હોય તેની સોબત કરજો, તેના સંગમા રહેજો; અને તેનો રંગ લાગે તેવી તજવીજ કરજો.

કોઇ નાનું છોકરૂં રસ્તામાં ભૂલું પડી ગયેલું હોય, ને પોતાની માને મળવા માટે રોતું હોય તે છોકરાને રસ્તામાં ઉભેલા માણસો બહુ બહુ રીતે સમજાવે, મીઠા મીઠા શબ્દો કહે, કાંઈક ખાવાનું લઇ આપે, અને તેનો વાંસો થાબડે તોપણ તેથી એ છોકરૂં રાજી થતું નથી, ને તે કોઇની સાથે પ્રેમ આણીને વાતો કરતું નથી. પણ એ પછી જ્યારે તેની મા મળી જાય છે ત્યારે તે બાળક બહુજ રાજી થઈ જાય છે, અને બહુજ પ્રેમથી તેની સાથે વાતો કરવા મંડી જાય છે. તેજ પ્રમાણે જે ખરા હરિજનો છે તેઓને બહારના ડોળઘાલુ માણસોના ઉપદેશથી કે સંગથી તૃપ્તિ થતી નથી, પણ જ્યારે સાચી તાળી લાગી ગયેલા ભકતોનો સંગ તેઓને મળે છે ત્યારેજ તેઓ રાજી થાય છે, અને ત્યારેજ તેઓ તૃપ્તિ પામે છે. માટે યાદ રાખજો કે, ગમે તેના સંગથી કાંઈ કામ થવાનાં નથી, તેમજ અંતરની તૃપ્તિ પણ થવાની નથી. એટલુંજ નહિ પણ આત્માને

જેવો સગ જોઇએ છે તેવો સંગ જ્યાં સુધી તેને નહિ મળે ત્યાં સુધી તે તરફડતોજ રહેશે. માટે બંધુઓ ! તમારા આત્માને તરફડતો રાખશો મા, પણ જેમ બને તેમ તેને કોઇ પ્રેમી ભક્તનો સંગ મળી જાય તેમ કરજો.

---

## ૨૬–ગમે તેનો સગ કરશો મા, પણ જો સંગ કરવો હોય તો પ્રભુપ્રેમીઓનોજ કરજો, તે વિષે ભાગ બીજો.

સગ વિના માણસોથી રહી શકાતુ નથી, માટે ભૂલમાં તથા અજ્ઞાનપણામાં ગમે તેનો સંગ થઇ જાય છે, અને તેમાથી ઘણી વખત થણે ઠેકાણે બહુ માઠા પરિણામો નિપજે છે એટલુંજ નહિ પણ સારા સારા માણસો પણ નબળા સંગને લીધે બગડી જાય છે. એવું ન થાય માટે સત્સગની બાબતમા તો અમે હજી ભાર મૂકીને ઘણીએ વાતો કહેવા ચાહીએ છીએ. કારણ કે સત્સંગ એ ધર્મનું પ્રથમ પગથીઉં છે અને સત્સંગ એ ધર્મનુ બહુ મોટું અંગ છે. માટે એ સંબધી જેટલો વધુ ખુલાસો થાય એટલુ વધુ સારૂં, એમ અમોને લાગે છે માટે હજી પણ આ બાબતના થોડાક દાખલા સાંભળવાની તસ્દી લો, ને તેને યાદ રાખી તે પ્રમાણે વર્તવાની મહેરબાની કરો. એજ અમારી વિનતિ છે.

પાણી વલોવવાથી કાઇ માખણ મળે નહિ, અને કુશકાને કુટયા કરવાથી કાંઈ લોટ થાય નહિ, તેમજ જેના હ્રદયમા પ્રભુપ્રેમ નથી તેવા માણસોની વાતો સાંભળવાથી કાંઇ આત્માનું કલ્યાણ થાય નહિ. માટે એવાઓના સગમાં વખત ગાળવો તે વખત ગુમાવવા બરોબર છે, એમ સમજીને જે સાચા હરિજનો હોય છે તેઓ પ્રભુપ્રેમ વિનાના માણસોની સોબતમા રહેતા નથી.

કોઈ ભક્ત કદી અભણ હોય, ડોળડીમાક વગરનો હોય, તદ્દન સાદો હોય, ભાગી તુટી, જાડી–મોટી બોલી બોલનારો હોય, વ્યાવહારિક ચતુરાઈ વિનાનો હોય અને બહારના વિવેકો વિનાનો હોય, છતાં પણ એવો ભક્ત બીજા સાચા ભકતોને બહુ ગમે

છે. કારણ કે તેઓ બન્ને એક બીજાના અંતરને ઓળખે છે, અને તેઓ બન્નેના વિચારમાં એકજ જાતનો તાર લાગેલો હોય છે, તેથી સાચા ભકતોને એવા સાદા સાદા અભણ ભકતો પણ પોતાના દેશી જેવા લાગે છે તેથી તેઓનાપર પ્રેમ આવે છે, ને તેઓનો સંગ કરવો ગમે છે. કારણ કે તેઓની અંદર પ્રભુ-પ્રેમનો ઝરો વહ્યા કરતો હોય છે. પણ જે માણુસોની અંદર પ્રેમનો ઝરો ન હોય તેઓ તેમને સૂકા ટાટ જેવા અને પર-દેશી જેવા જણાય છે. એટલે તેઓના સંગમાં રહેવું તેમને ગમતું નથી. જે આવા પ્રભુપ્રેમના તરસ્યા ભકતો હોય તેઓને બીજા દેશનો, બીજા ધર્મનો, ને બીજી ભાષા બોલનારો પ્રેમી ભક્ત મળે તો તે પણ તેઓને વહાલો લાગે છે, અને તેને પણ તે પોતાનો દેશી સમજે છે. અને પોતાનો સગોવહાલો હોય, પોતાના ઘરમાજ રહેનારો હોય, કે પોતાનો પાડોશી હોય, તેમ છતાં જો તેનામાં પ્રભુપ્રેમ ન હોય તો તેઓ તેને પરદેશી સમજે છે, ને તેઓના સંગમાં રહેવું તેઓને ગમતું નથી કારણ કે બહારનાં કપડાં ઉપરથી, અગર રહેવાની જગ્યા ઉપરથી તેઓ દેશી પરદેશીપણુ સમજતા નથી, પણ અંતરમાં જે પ્રભુપ્રેમનો પ્રવાહ ચાલતો હોય કે ન ચાલતો હોય તે ઉપ-રથી તેઓ દેશી પરદેશીપણું સમજે છે માટે બંધુઓ ! જો સંગ કરવો હોય તો એવા દેશીઓનો કરજો, પરદેશીઓના સંગમાં પડ્યા રહેશો મા, એટલે કે જેમા ભગવાનનો પ્રેમ ન હોય તેવાઓની સોબતમા પડ્યા રહેશો મા.

કોઈ રાજા કોઈ કોઈ વખત કેદીઓ ઉપર પણ મહેરબાની રાખે છે તેથી તેઓના પગમાં બેડી હોય છે છતાં પણ તેઓને પોતાના શેહેરમાં ફરવા હરવાની રજા આપે છે. તેથી ઘણાએ બેડી-વાળા કેદીઓ શેહેરમાં ફર્યા કરે છે. એવા કેદીઓને જેલના કેદીઓ કરતા વધારે આનંદ મળે છે એ ખરૂં, પણ જે માણસો તદ્દન છુટા હોય અને જેના પગમાં બેડી ન હોય તે માણસને જેવો આનંદ મળે તેવો આનંદ કાંઈ બેડીવાળા કેદીને મળી શકે નહિ. ભલે તે શેહેરમાં ફરે તોપણ બેડી તે બેડીજ. અને કેદી તે કેદીજ. તેમજ યાદ રાખજો કે, જે પ્રભુપ્રેમી અભયવાળા ને સ્વતંત્રતાવાળા ભક્તો છે તેઓ શેહેરમાં વસનારા મોટા ગૃહસ્થો જેવા છે; અને જેઓ

માયાનાં બંધનોમાં રહેલા છે તથા કામ, ક્રોધ, લોભ, વિગેરેની ગુલામગીરીમાં રહેલા છે તેવા પંડિતો તથા કથા કરનારાઓ, તેવા બ્રાહ્મણો ને સાધુઓ, એ બધા શહેરમાં છુટથી ફરનારા પણ પગમાં બેડીવાળા કેદીઓ જેવા છે. એટલે સ્વતંત્રતાવાળા ભક્તોના જેવો આનંદ તેઓને હોઇ શકેજ નહિ. માટે બંધુઓ ! જો સંગ કરવો હોય તો એવા છુટેલા ભક્તોનો કરજો કે જેથી તેઓ તમને બંધનમાંથી છોડી શકે પણ જે પોતેજ કેદમાં પડેલા હોય, જેના પોતાનાજ પગમાં બેડીઓ હોય તે બીજાઓને કેવી રીતે છોડાવી શકે ? માટે જો માયાનામોહના બંધનમાંથી છુટવું હોય તો, જે તેમાંથી છુટેલા હોય તેવા સાચા ભક્તોનો સંગ કરજો, એજ અમારી ભલામણ છે.

બંધુઓ ! એક નાની હોડીમાં બેસીને કેટલાક છોકરાઓ તે હોડીને ચલાવવાની મહેનત કરતા હતા, પણ તે હોડી ચાલતી નહોતી. એ જોઇને કિનારે ઉભેલા એક ડાહ્યા માણસે તે નાનકડા અજ્ઞાન છોકરાઓને કહ્યું કે, એ હોડીનું દોરડું કાંઠે બાધેલું છે, તેથી તે હોડી ચાલતી નથી, માટે પ્રથમ દોરડું છોડી નાંખો, એટલે હોડી ચાલશે. દોરડું છોડ્યા વિના હોડી કેમ ચાલી શકે ? મફતની મહેનત કાં કરો ? પ્રથમ દોરડું છોડો ને પછી હલેસા મારો. એ સાંભળીને છોકરાઓએ તે પ્રમાણે કર્યું, તેથી તેઓની હોડી ચાલવા માડી.

આ દાખલો આપીને એક સંત એમ સમજાવતા કે, ઉપદેશ આપનાર કે ઉપદેશ સાંભળનાર ગમે તે માણસ હોય, પણ જ્યાં સુધી તેનાં પોતાનાં બંધન કપાએલાં ન હોય ત્યાં સુધી તેઓ આગળ વધી શકતા નથી. માટે જો પ્રભુના રસ્તામાં આગળ વધવું હોય તો જેનાં દોરડાં ખુંટા સાથે કિનારે બાંધેલાં હોય, ને જેનાં લંગરો સમુદ્રમાં–તળીઆમાં પડેલાં હોય, તેવી હોડીઓમાં બેસશો મા. પણ જે હોડીઓનાં લંગરો ઉપાડેલાં હોય, અને જેનાં દોરડાં છોડી નાંખેલા હોય, એટલે કે જેના મોહ મટી ગયા હોય, અને જેના અંતરની ગાંઠો કપાઇ ગઈ હોય તેવાઓના ઉપદેશ સાંભળજો, ને તેવાઓની સોબતમાં રહેજો. એટલે તેઓની સાથે–તેઓના પ્રતાપે તમારૂં પણ કામ થઇ જશે.

હરિજનોને ભકતોના સંગ વિના ગમતુંજ નથી, એ વાત બહુજ ચોખ્ખી રીતે ને બહુજ ખુલાસાથી સમજાવવા માટે એક મહાત્મા પોતાના હરિજનોને કહેતા કે ભાઇઓ ! કોઇ નાના છોકરાને બહુ ભૂખ લાગી હોય તેથી તે રોતું હોય, પણ એ વખતે ઘરમાં દૂધ હાજર ન હોય તેથી તેને ફોસલાવવા માટે દૂધ પાવાનો ખાલી ચમચો તેના મ્હોંડામાં ઘાલ્યા કરે એથી કાંઈ તે બાળકનું પેટ ભરાય કે ? અને એથી કાંઇ તે બાળકને તૃપ્તિ થાય કે? નજ થાય. જરાકવાર એ ખાલી ચમચાથી છેતરાય, પણ પછી ઉલટું વધારે વધારે રોવા માંડે છે. તેમજ યાદ રાખજો કે, પ્રભુપ્રેમવિનાના જે પંડિતો છે તેઓની વાતો દૂધ વિનાનો ખાલી ચમચો મ્હોંડામાં ખોસવા જેવી હોય છે. પણ પ્રભુપ્રેમથી તરબોળ થયેલા ભકતોના મ્હોડામાંથી જે વાણી નીકળે છે તે વાણીમા તો—એ ચમચામાં તો પ્રભુપ્રેમનું અમૃત ભરેલું હોય છે, તેથી એ પ્રસાદી લેનારને મહાન લાભ થાય છે. એમાં કાંઇ પણ શક નથી. માટે બંધુઓ ! જેમ બને તેમ પ્રભુપ્રેમી ભકતોનો સંગ થાય તેમ કરજો.

હરિજનોને ભકતોના સંગ વિના બીજા લોકોનો સંગ કરવો ગમતો નથી, એ વાત ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ વળી એમ કહેતા કે, માખીઓ ઘણી જાતની થાય છે, પણ તેમાં મુખ્ય બે જાતની માખી હોય છે. એક મધમાખી, ને બીજી સામાન્ય માખી તેમાં જે સામાન્ય માખી હોય છે, તે માખી જે ચીજ મળે તે સૌની ઉપર બેસી જાય છે, પણ જે મધમાખી હોય છે તે તો જ્યાં મધ મળે ત્યાજ બેસે છે.

બીજી સામાન્ય માખીઓ જેમ મલિન ઠેકાણે તથા મલિન વસ્તુઓમાં પણ બેસી જાય છે તેમ મધમાખીઓ કાઇ મલિન ઠેકાણે કે મલિન વસ્તુઓમાં બેસી જતી નથી, પણ સાચી મધમાખીઓ તો જે ઠેકાણે, કે જે વસ્તુમાં મધ હોય તે ઠેકાણેજ બેસે છે, તેમજ જે સાચા હરિજનો હોય છે તેઓ ગમે તેના સંગમાં ભળી જતા નથી, પણ જ્યાં પ્રભુપ્રેમીઓ મળતા હોય અને જ્યાં ભક્તિરસના પૂર્ણ લ્હાવા લેવાતા હોય, તેવે ઠેકાણેજ જાય છે, ને એવા પ્રભુપ્રેમી ભકતોના સંગમાંજ તેઓ રહે છે. એવા સાચા ભકતો કાઇ ગમે તે ઠેકાણે રખડતા ફરતા નથી કે

ગમે તેના સંગમાં ભળી જતા નથી, પણ જ્યાંથી પોતાના આત્માને મીઠાશ મળે તેવે ઠેકાણેજ તેઓ જાય છે. તેમજ હે હરિજનો ! જો તમારે સાચો સંગ કરવો હોય અને સત્સંગની ખરી મજા ચાખવી હોય તો ગમે તેના સગમાં ભળી જશો મા, પણ મધમાખીની પેઠે જ્યાં મધ હોય એટલે કે જ્યાં તમારા આત્માને સતોષ થાય તેવું હોય, જ્યાં તમારી જીંદગી સુધરે તેવુ હોય, અને જ્યાં તમારા હૃદયનાં પાપ જાય તેવું હોય તેવા સત્સગમાજ ભળજો એમ અમારી ભલામણ છે.

સત્સંગનો પ્રભાવ કેટલો બધો છે તે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે, લોખંડમા કાંઇ ગરમી નથી, પણ લોખંડનો કટકો હાથમાં લઇને જોઇએ તો ઉલટો ઠડો ઠડો જણાય છે, એટલુંજ નહિ પણ લોખડનો રગ કાંઇ સોના જેવો હોતો નથી, પણ તેનો રંગ તો કટાએલો ને કાળો હોય છે, છતાં પણ જ્યારે એ લોખંડને અગ્નિની સોબત થાય છે ત્યારે તેનામાં અગ્નિના ગુણો આવી જાય છે, અને રંગ પણ અગ્નિના જેવો બની જાય છે, તેમજ જે ખરાબ માણસો હોય તેઓ પણ જેટલો વખત સત્સગમાં રહે તેટલો વખત સારા માણસ બની જાય છે કારણકે અગ્નિના સગને લીધે લોખંડને જેમ અગ્નિના ગુણો પકડવા પડે છે, તેમજ જે ખરાબ માણસો હોય તેઓને પણ ભકતોના સગને લીધે એટલો વખત ભક્ત જેવા થવુ પડે છે. અને એમ કરતા કરતાં આગળ જતા સાચા ભક્ત થઈ શકાય છે માટે કદી કોઇ માણસમા કાંઈ દુર્ગુણ હોય તોપણ તેણે સત્સંગથી ડરીને દૂર દૂર ભાગવુ નહિ, પણ જેમ બને તેમ પ્રભુપ્રેમી ભકતોના સત્સગમાં મચ્યા રહેવુ. કારણ કે જો એમ કરવામા આવે તો ધીરે ધીરે સત્સંગના બળથી ઘણી જાતના દુર્ગુણો નીકળી જાય છે. માટે પ્રભુપ્રેમી ભકતોના સત્સંગમા મચ્યા રહો, પ્રભુપ્રેમી ભક્તોના સત્સગમા મચ્યા રહો.

બંધુઓ ! આ બધાં દ્રષ્ટાંતોમાંથી જે સાર લેવાનો છે તે એજ કે, જે સાચા ભકતો હોય, જે ગળી ગયેલા ભકતો હોય, અને જેઓના અંતરમાં પ્રભુ પધારતા હોય તેવા મહાન ભકતોના સંગમાં રહેજો, તેઓની સેવા કરજો, ને તેઓનો ઉપદેશ સાંભળજો. એટલે તેઓની સાથે તમારૂં પણ કામ થઇ જશે.

પણ એને બદલે જો મોહવાદી વાતુડાના સંગમાં પડયા રહેશો તો તમે પણ તેવા થઇ જશો, ને એથી આગળ જતાં ઉલટી ખરાબી થશે. એમ ન થાય માટે જેમ બને તેમ સાચા ભકતોનો સંગ કરો. સાચા ભક્તોનો સંગ કરો. એજ અમારી પ્રાર્થના છે.

## ૨૭–કેટલાક ભકતો પરમાર્થનાં કામો કરીને પ્રભુને રાજી કરવા ચાહે છે, અને કેટલાક ભકતો ભગવાનનું ભજન કરીને તેને રાજી કરવા ચાહે છે.

ઘણા ભકતોને પરમાર્થનાં કામો કરવાં બહુ ગમે છે, અને કેટલાક ભકતોને ભજન કરવું બહુ ગમે છે. એ બન્ને પ્રકારના ભક્તોને જોઇને ઘણા લોકો વિચારમાં પડે છે કે, આ બન્ને પ્રકારના ભકતોમાં ઉત્તમ પ્રકારના ભક્તો કયા હશે? એના ખુલાસામાં સંતો કહે છે કે—

પ્રભુ આપણી પાસેથી રૂડાં કામો કરવા ઇચ્છે છે, પણ તેની અગાઉ તે એમ ઇચ્છે છે કે, તમે મારા થઇ જાઓ. કારણ કે ઘણા ભકતો ભગવાનને પોતાનું સર્વસ્વ આપી શકે છે પણ પોતે તેના થઇ શકતા નથી. અને ભક્તિની ખરી કુંચી તથા ખરી ખૂબી એ છે કે, આપણે આપણા અંતરમાથી ખરેખરી રીતે ભગવાનનાજ બની જવું જોઇએ, અને પછી પરમાર્થનાં કામો કરવા જોઇએ જો એમ કરતાં આવડે તો એની કિંમત બહુ વધારે છે, પણ પ્રભુના થયા વિના પરમાર્થનાં કામો કરવા લાગીએ તો એ કામોમાં કાંઇ બહુ દમ જેવું હોતું નથી, કે એ કામોમાં કાંઇ રસકસ હોતો નથી, પણ આપણે પોતે પ્રભુના થઈ ગયા, પછી જે જે કામો કરીએ છીએ તે તે કામોમાં કાંઇ અજબ પ્રકારની ખૂબી આવી જાય છે, માટે પ્રભુને હૃદય-મંદિરમાં પધરાવીને પછી જો શુભ કામો થાય તો તેની અસર કાંઈ ઓરજ થઇ પડે છે. કારણકે પ્રભુના થઈ જવું તે વાત પ્રભુને બહુજ ગમે છે. એ બાબત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કેઃ—

કોઈ બાપને પોતાનો પુત્ર બહુજ વ્હાલો હોય તે દીકરો કહે કે, બાપા, હું કમાણી કરવા માટે પરદેશ જાઉં છું. ત્યારે

તેનો સમૃદ્ધિવાન બુઢ્ઢો ને ભલો બાપ કહે કે, નહિ દિકરા, તું મારી પાસે રહે તેમા હું વધારે ખુશી છું તારી કમાણી મને જોઇતી નથી. પણ તારી હાજરી મને જોઈએ છે કારણકે વૃદ્ધ બાપને દિકરો પાસે રહેવાથી જેટલો સતોષ થાય તેટલો સંતોષ કાંઈ દિકરો દૂર જાય તેથી થાય નહિ. કારણ કે બાપનું હેત એ કાંઇક જુદી વસ્તુ છે અને બહારની ભેટ સોગાતની વસ્તુઓ એ કાંઇક જુદી વાત છે આજ પ્રમાણે જે ભકતો પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તી પ્રભુના સાંનિધ્યમાં રહે છે, અને પ્રભુને પોતાના હૃદયમંદિરમા પધરાવે છે, તથા પોતે પ્રભુના થઇને રહે છે, તેઓના ઉપર પ્રભુ જેટલા રાજી થાય છે, તેટલા પ્રભુથી દૂર રહીને પરમાર્થના કામો કરનારા ભકતો ઉપર પ્રભુ રાજી થતા નથી. માટે પરમાર્થના કામો કરવા કરતા પણ આપણે પોતે પ્રભુના થઇ જવુ એ વધારે ઉંચી વાત છે.

બંધુઓ ! પ્રભુ કહે છે કે, મને તમારા કામો જોઇતા નથી પણ મને તમારૂં અતર જોઇએ છે માટે તમે મને ફળ, ફૂલ, વાઘાવસ્ત્ર અને સેવાશણગાર તથા ધૂપ નૈવેદ્ય અર્પણ કરો તેની અગાઉ તમારા હૃદય અર્પણ કરો કારણ કે હૃદય અર્પણ કર્યા પછી જો એ બધી વસ્તુઓ અર્પણ કરશો તો એવા નાના નાના અર્પણોમાથી પણ બહુ મોટું કામ થઇ જશે પણ પ્રભુને હૃદયમા પધરાવ્યા વિના એવી જાતના અર્પણો કરવા તેની કાઇ બહુ કિમત નથી એ તો એકડા વિનાના મીડા જેવા છે માટે ભાઇઓ ! એવા એકડા વિનાના મીડામાજ રહી જશો મા, પણ પ્રભુને અતરમા લાવીને તથા પ્રભુના થઇ જઇને પછી તમારી શક્તિ પ્રમાણે શુભ કામો કરજો, એટલે તમારા નાના કામોને પણ દયાળુ પ્રભુ બહુ મોટા માની લેશે, અને વખત આવે તારી લેશે. માટે પ્રભુના થઈ જાઓ; પ્રભુના થઇ જાઓ.

---

## ૨૮—ઘણો વખત સુધી સારી રીતે ભક્તિ કરીએ તે પછીજ ઈશ્વરની મહત્તા સમજી શકાય છે.

જ્યારે છોકરાઓ પ્રથમ ભણવું શીખે છે ને એકડાઓ ઘુંટે છે તથા આકની પાટ લે છે અને ગણિતની કુંચીઓ ગોખે છે

ત્યારે તેઓને તેમાં કાંઇ રસ પડતો નથી. એ વખતે ઇતિહાસ, ભૂગોળ, વ્યુત્પત્તિ, વ્યાકરણ, ગણિત વિગેરે બધી બાબતો કંટાળાભરેલી લાગે છે, અને તેમાં કાંઇ સમજાતું નથી, તથા રસ પણ પડતો નથી. પણ એ પછી જ્યારે વિદ્યાર્થીઓ મોટી ઉમરના થાય છે અને વિદ્યાની ખુબી સમજવા લાગે છે તથા તેનો શોખ લાગે છે ત્યારે જુદી જુદી જાતના ગ્રંથો વાંચી વાંચીને રાજી રાજી થાય છે, અને તેની ખુબી સમજી સમજીને હૃદયમાંથી આનંદના ઉભરાઓ નીકળવા માંડે છે, તથા એ વખતે પુસ્તકને હાથમાંથી મૂકવાં ગમતાં નથી, અને તે છોડીને બીજા કોઇ કામમાં ધ્યાન આપવું પડે તો તે કંટાળાભરેલું થઇ પડે છે, તેમજ બંધુઓ ! યાદ રાખજો કે, જ્યારે કોઇ પણ માણસ પ્રથમ ભક્તિ કરવા લાગે છે ત્યારે તેને ભજનમાં, ધ્યાનમાં, જપમા ને તપમા મુશ્કેલી લાગે છે. એ વખતે તે થાકી જાય છે, શંકાશીલ થાય છે, વચમા વચમાં છોડી દેવાનું મન થાય છે, અને બીજા પણ મનમાં અનેક સંકલ્પ વિકલ્પ થયા કરે છે, પણ એ પછી જેમ જેમ ભક્તિની ખુબી સમજાતી જાય અને ઈશ્વરનો મહિમા સમજાતો જાય તેમ તેમ ધીરે ધીરે તેમાં આનંદ આવતો જાય છે, જેમ કે કોઇ અજાણ્યો માણસ આપણા સમાગમમાં આવે ત્યારે પ્રથમ તેની ખરી ખુબી આપણે જાણુતા નથી, પણ જ્યારે ખુબ ઓળખાણ થઇ જાય, વારેવારે તેના સંબંધમાં આવ્યા કરીએ, અને પાકી દોસ્તી થઈ જાય, ત્યારે તેના ગુણ, સ્વભાવ, તથા લાગણીઓ બરોબર રીતે સમજી શકાય છે, તેમજ ભગવાનની ભક્તિમા શું શું ફાયદા છે, તે હમણા આપણે બરોબર રીતે જાણુતા નથી. કારણ કે હજુ આપણે શરૂઆતના ભક્ત છીએ, હજુ આપણે કાચા ભક્ત છીએ, હજુ આપણે પ્રભુથી દૂર દૂર રહેનારા છીએ, અને હજુ આપણુને પ્રભુ સાથે બરોબર રીતે ઓળખાણ થઈ ગઈ નથી, તેથી પ્રભુના ગુણગાનમાં શું લાભ છે, પરમાર્થનાં કામો કરવામાં શું લાભ છે, પ્રભુની ઈચ્છાને આધીન થઇ જવામાં શું લાભ છે, પ્રભુમય જીંદગી કરી નાખવામાં શું લાભ છે, પ્રભુના નામસ્મરણમાં શુ લાભ છે, અને પ્રભુની સેવા કરવામાં તથા પ્રભુને અર્થે દાન દેવામાં શું શું લાભ છે તે આપણે જાણુતા નથી. પણ ધીમે ધીમે જ્યારે આપણી ભક્તિ વધી જશે ત્યારે એ બધી

બાબતોના ફાયદાઓ જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહેશે નહિ. કારણ કે ભક્તિનાં જે જે અંગ છે, તે બધાં અંગો માણસોની જીંદગી બદલી નાખે તેવાં છે, તે બધા અંગો સિદ્ધિ આપી શકે તેવાં છે. તે બધા અંગો પ્રભુ પાસે લઇ જાય તેવાં છે. અને તે બધા અંગોમાં પ્રભુ પોતે રહેલા છે, પણ આપણે હજી અધૂરા ભક્ત છીએ, એટલે એ બધી બાબતોની ખરી ખુબીઓ આપણે સમજી શકતા નથી. પણ યાદ રાખજો કે, ઇશ્વરની ભક્તિ કરવી એ બહુજ મોટી વાત છે એટલુંજ નહિ પણ જે જાતના લાભ જોઇતા હોય તે બધી જાતના લાભ ભક્તિમાંથી મળી શકે તેમ છે, અને વ્યવહાર તથા પરમાર્થ, એ બંને બાબતો ભક્તિ કરવાથી સુધરી શકે તેમ છે માટે બન્ધુઓ ! હિંમત નહિ હારતા, કાયર નહિ થતા, તથા શંકાશીલ નહિ થતાં ભક્તિમાં મચ્યા રહો, એટલે ધીરે ધીરે સર્વ શક્તિમાન મહાન પરમાત્માની મહત્તા સમજાશે, અને એ પછી તેમાં એવો મહા આનંદ આવી જશે કે, જે આનંદનું વર્ણન કરતાં અમને આવડતું નથી. માટે એવો અલૌકિક અખંડ આનંદ મેળવવો હોય તો ભક્તિમાં મચ્યા રહો, ભક્તિમા મચ્યા રહો

## ૨૯—કેટલાક છોકરાઓને મીઠાઇ લેવી ગમે છે પણ તેની કિંમતના પૈસા દેવા ગમતા નથી, તેમજ ઘણા લોકોને ધર્મ જોઇએ છે પણ ધર્મ મેળવવા માટે જે કિંમત આપવી જોઇએ તે આપવી ગમતી નથી.

દુનિયાનાં દરેક ધર્મશાસ્ત્રો એમ કહે છે કે, ધર્મ મેળવવા માટે અને પ્રભુને રાજી કરવા માટે કાંઇક ભોગ આપવો જોઇએ. ભોગ આપ્યા વિના કોઈ કામ થઇ શકે નહિ ભોગનું બીજું નામ યજ્ઞ છે, અને ભોગનું ત્રીજું નામ દાન છે, માટે શાસ્ત્રોમાં દાનની મહત્તા વારંવાર આવ્યા કરે છે, છતાં પણ આપણે જોઇએ છીએ કે, ઘણા લોકો ઘણા પ્રસંગે ઘણી જાતનાં, આપવાં જોઇએ, તે દાનો પણ આપી શકતા નથી તેથી તેઓ પાછળ રહી જાય છે. કારણ કે જો ધારે તો તેઓ દાન આપી શકે તેવી

સ્થિતિમાં હોય છે, છતાં પણ આળસને લીધે, મનની નબળાઇને લીધે, મોજશોખની ઇચ્છાને લીધે, સ્વાર્થને લીધે, ભયને લીધે, અને અજ્ઞાનપણાને લીધે તેઓ વખતસર યોગ્ય પ્રકારનાં દાન આપી શકતા નથી. આટલુજ નહિ પણ કેટલાક માણસો સમજવા છતા અને મનમાથી આપવાની ઇચ્છા હોય છતાં પણ કેટલીક જાતના દાનો આપી શકતા નથી. અને તેમ છતા તેઓને ધર્મ જોઇએ છે, તથા પ્રભુ જોઇએ છે. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે –

એક નાના છોકરાને મીઠાઈ ખાવાનો બહુ શોખ હતો, તે છોકરો પોતાના બાપની સાથે બજારમાં જતો તે વખતે જ્યારે મીઠાઇની દુકાન આવે ત્યારે પોતાના બાપને કહેતો કે, બાપા મને આ હલવો જોઇએ છે. એટલે એના બાપ એ છોકરા સારૂ હલવાનુ પડીકું બધાવતા, અને છોકરાને કહેતા કે, એની કિંમતના પૈસા તારા ખીસામાથી આપી દે. ત્યારે તે છોકરો કહેતો કે, મારી પાસે પૈસા નથી. ત્યારે તેના બાપે કહ્યુ કે, મે તને કાલે બે આના આપ્યા હતા, જો, તે ખીસામા હશે છોકરાએ જોયું તો ખીસામાં બે આની પડી હતી, પણ તે આપવાનું મન થતું નહોતું. એ જોઇને હલવાવાળાએ કહ્યું કે, પૈસા આપ તો મીઠાઈ આપુ છોકરો લાઓ હાથ કરીને ઝટ ઝટ હલવાનું પડીકું લેવા ગયો, પણ પૈસા આપ્યા નહિ તેથી મીઠાઇવાળાએ તેને હલવો આપ્યો નહિ એ જોઇને તે છોકરો રોવા લાગ્યો ત્યારે તેના બાપે કહ્યું કે, પૈસા ન આપવા ને મીઠાઈ ખાવી એમ કાઈ ચાલે? જો હલવો લેવો હોય તો પૈસા આપ હલવો ખાવો ગમે છે ને પૈસા આપતી વખત રૂવે છે, એ કાઈ કામ આવે? મફત હલવો તે કોણ આપે? એની કિંમત તો આપવીજ જોઈએ. આવી રીતે જ્યારે તે છોકરાને બહુ બહુ સમજાવ્યો ત્યારે મનમા કોચવાતે કોચવાતે પરાણે પરાણે તે અજ્ઞાન છોકરાએ તે મીઠાઇવાળાને માડમાડ પૈસા આપ્યા. અને તે પણ બાપા સાથે થોડાક કજીઓ કર્યા પછી.

આવીજ રીતે ઘણા હરિજનોને ધર્મ મેળવવો ગમે છે, પણ ધર્મ મેળવવા માટે તેની કિંમત તરીકે જે દાન આપવાં જોઇએ તે દાન આપવા મળતાં નથી. આ સાંભળીને કોઈ લોકોને એમ

લાગશે કે, બધા માણસો દાન કયાંથી આપી શકે? જે શ્રીમંત હોય તે દાન આપે, પણ ગરીબો માંડમાંડ પોતાનું પૂરૂં કરતા હોય તેઓ દાન કયાંથી આપે? આના જવાબમાં મહાત્માઓ કહે છે કે—

દાન આપ્યા વિના ચાલવાનુંજ નથી. પ્રભુના કર ચૂકાવ્યા વિના તેના માર્ગમા આગળ જઈ શકાતુંજ નથી. વ્રજની નાજુકડી પ્રમીલી, પ્રભુની વ્હાલી ગોપીઓને પણ દાન આપવાં પડ્યાં હતા, એટલે કે પ્રભુના કર ચૂકવવા પડ્યા હતા. ત્યારે પ્રભુથી દૂર રહેલા બીજા વ્યવહારી માણસોને પ્રભુના કર ચૂકાવ્યા વિના કેમ ચાલશે? પ્રભુના માર્ગમા જવા માટે દાન તો આપવુંજ પડશે દાન આપ્યા વિના પ્રભુના માર્ગમા જઈ શકાય તેમ નથી. પણ દાન શબ્દ સાભળીને કે કર શબ્દ સાંભળીને કાંઈ બ્હી જવાનું નથી કારણકે માત્ર પૈસાનુજ દાન અપાય છે એમ નથી, પણ દાન ઘણી જાતના આપી શકાય છે. જેમકે –

શરીરથી જાત મહેનતના દાન આપી શકાય છે, વાણીનાં દાન આપી શકાય છે, ક્ષમાનું દાન આપી શકાય છે, શાતિનું દાન આપી શકાય છે, ઇંદ્રિયનિગ્રહનું દાન આપી શકાય છે. કેટલાક જીવોને અભયદાન આપી શકાય છે બુદ્ધિના દાન આપી શકાય છે, સ્વાર્થત્યાગના દાન આપી શકાય છે મીઠા શબ્દોના દાન આપી શકાય છે, જ્ઞાનના દાન આપી શકાય છે, દીલાસાનાં દાન આપી શકાય છે, અને અંતરાત્માના દાન પણ આપી શકાય છે. આવી રીતે અનેક પ્રકારના દાન આપી શકાય છે, તેમાથી જે જાતનું દાન જે વખતે આપવુ જોઇએ તે વખતે તે જાતનું દાન અપાય તો ધારેલુ ફળ મળી શકે છે. એ માટે આપણાં શાસ્ત્રોમા એમ કહેલુ છે કે, જુદા જુદા તીર્થોમા જુદી જુદી જાતના દાનનું માહાત્મ્ય હોય છે જેમકે કોઈ તીર્થમા ગોદાનનું ફળ વધારે હોય છે, કોઇ તીર્થમા અન્નદાનનું ફળ વધારે હોય છે, કોઇ તીર્થમા ભૂમિદાનનું ફળ શ્રેષ્ઠ કહેલું છે, કોઈ તીર્થમાં સુવર્ણદાન વખણાય છે, અને કોઇ તીર્થમાં જ્ઞાનદાન શ્રેષ્ઠ ગણાય છે તેમજ જુદી જુદી પર્વણીએ જુદી જુદી વસ્તુઓના દાન આપવાના હોય છે. જેમકે, કોઇ વખત તલનું દાન સારૂં ગણાય છે, કોઇ વખત ઘીનું દાન સારૂં ગણાય છે, કોઇ વખત

લાકડાનું દાન સારૂં ગણાય છે, કોઇ વખત વાસણનું દાન સારૂં ગણાય છે, કોઇ વખત મધનું દાન સારૂં ગણાય છે, કોઇ વખત દૂધનું દાન સારૂં ગણાય છે, અને કોઇ વખત લોઢાનું તથા ધાણીનું દાન પણ સારૂં ગણાય છે.

આ બધી બાબતો આપણને એમ શીખવે છે કે, માત્ર એકલા ધનનું દાન કરવું એટલુંજ કાંઇ બસ નથી, પણ જે વખતે ને જે ઠેકાણે જે જાતના દાનની જરૂર હોય તે વખતે ને તે ઠેકાણે, તે જાતનુ દાન કરવાથી અધિક પુન્ય થાય છે, આ નિયમ સમજીને આપણી સ્થિતિ પ્રમાણે ને આસપાસના સંજોગો પ્રમાણે આપણે દાન કરતાં શીખવું જોઇએ, અને પરમ કૃપાળુ પરમાત્માએ આપણને જે જાતની બક્ષીસ આપી હોય તેનું વધારે દાન આપવુ જોઇએ. જેમકે, શરીર સારૂં હોય તો જાતમહેનતથી બની શકે તેવાં સેવાના કામો કરવા જોઇએ. બુદ્ધિ વિશાળ હોય તો તેનો લાભ-તેનાં દાન લોકોને દેવા જોઈએ ધન વધારે હોય તો તેનું દાન કરવું જોઇએ. વાણીથી કોઇનું ભલું થઈ શકે તેમ હોય તો સારી જીભ વાપરવી જોઇએ. આવી રીતે જેનાથી જે બને તે જાતનુ દાન તેઓએ દેવુજ જોઇએ. કારણ કે દાન આપ્યા વગર આગળ વધી શકાતું નથી મીઠાઈ ખાવી ને પૈસા ન આપવા એમ કાંઈ ચાલવાનુ નથી. માટે જો ધર્મ પાળવો હોય ને પ્રભુને મેળવવા હોય તો તમારી સ્થિતિના પ્રમાણમા ને તમારી શક્તિના પ્રમાણમા કોઈક ને કોઈક જાતનું દાન તો આપવુજ પડશે. એટલુંજ નહિ પણ એકલા ધનના દાન કરતાં ક્ષમાનું દાન, શક્તિનું દાન, દીલાસાનું દાન, જ્ઞાનનું દાન, અભય દાન, અને અન્તરનું દાન એ વધારે ઉત્તમ દાન છે. માટે બંધુઓ! જો સત્ય ધર્મ મેળવવો હોય ને પરમ કૃપાળુ પરમાત્માના વ્હાલા થવું હોય, તો ધનના દાનની સાથે આવી જાતનાં દાન આપતા શીખો, એટલે પ્રભુના રસ્તામાં સહેલાઇથી આગળ વધી શકાશે.

---

## ૩૦—ગુરૂ બનવાનો ઉપાય.

એક મોટા કેદખાનામાં ઘણા કેદીઓ હતા. તે બધા કેદીઓએ ગુન્હા કર્યા હતા. તેથી તેમને કેદખાનાની સજા થઇ હતી.

એ બધા કેદીઓમાં એક બુઢ્ઢો ને જુનો કેદી હતો, તે કેદી પાસે બીજા ઘણા કેદીઓ આવીને બેસતા અને તે દરરોજ બીજા કેદીઓની પાસે કાંઇક કાંઇક નવી નવી વાત કહેતો હતો. કોઇ દિવસ કેદીઓને કહે કે, આજે આપણા મહારાજા સાહેબ દિલ્હી જવાના છે, કોઈ દિવસ કહે કે આપણા નગરશેઠને ત્યાં આજે લગ્ન છે, કોઈ દિવસ કહે કે આજે ગામમાં ફલાણો મોટો માણસ ગુજરી ગયો છે તેથી નિશાળો બંધ છે, કોઇ દિવસ કહે કે આજે આપણને જમણ આવવાનું છે. આવી રીતે દરરોજ કાંઇ ને કાંઇ નવી નવી ખબર તે આપ્યા કરતો હતો, તેથી બધા કેદીઓ બહુ અજબ થતા હતા, અને તેની ઉપર દેખરેખ રાખનાર જેલના પહેરેગીર સિપાઇઓ પણ અજબ થતા હતા. કારણ કે તે સૌને એમ લાગતું કે, જેવા આપણે કેદી છીએ તેવો આ માણસ પણ એક કેદી છે આપણે જેમ પાપ કરેલાં છે તેમ તેણે પણ પાપ કરેલાં છે, આપણા હાથમા જેમ બેડી છે તેમ તેના હાથ પગ પણ બેડીમા છે, તેમ છતા આ કેદી બધી વાતો કયાથી જાણે છે? તેની પાસે છાપો આવતો નથી, ટપાલના કાગળો આવતા નથી, કે બહારના કોઇ માણસો તેની પાસે આ કેદખાનામાં આવી શકતા નથી, અને તેમ છતા શહેરના બનાવોની ખબર કેમ આપી શકે છે? એ માટે સૌ પોતપોતાના મનમા મુઝાતા હતા અને અજબ થતા હતા તેથી એક દિવસ એક ચોકીદારે તે બુઢ્ઢા કેદીને પૂછયું કે, તું આવી રીતે ગુરૂ બની બેઠો છે અને બીજા કેદીઓ ન જાણી શકે તેવી ખબરો તું જાણી શકે છે, તેનું શુ કારણ છે?

ત્યારે તે બુઢ્ઢા કેદીએ કહ્યુ કે, સાહેબ! હું જે ઓરડીમાં રહું છું તે ઓરડીમાં એક જાળીયું છે તે જાળીયાને લીધે મને ખબરો મળ્યા કરે છે. એ જાળીયા પાસે ઉભા રહીને બહાર રસ્તા ઉપર જોઈ શકાય છે, એટલે જ્યારે તક મળે ત્યારે એ નાનકડી બારી જેવા જાળીયા પાસે ઉભો રહું છુ. અને ત્યાંથી જે માણસ ચાલ્યા જતા હોય તેઓને રોજ રોજ કાંઇ ખબર પૂછી લઉં છું, અથવા તેઓની વાતો સાભળી લઉં છું, અને તે વાતો પાછી મારી સાથવાળા કેદીઓને કહી સંભળાવું છું. તેથી ઘણા કેદીઓ મારી ઉપર બહુ ભાવ રાખે છે, અને

મારી વાતો સાંભળવા મારી પાસે ચાલ્યા આવે છે, પણ એમાં કાંઈ મારો ચમત્કાર નથી. એ તો મને જે બારી મળી ગઈ છે તે બારીની ખુબી છે. કારણ કે એ બારીને લીધેજ હું બધી હકીકત જાણી શકું છું.

બન્ધુઓ ! આ દાખલો આપીને એક મહાત્મા પોતાની સત્સંગ મંડળીમાં કહેતા કે, ભાઈઓ ! મારામાં કાંઈ માલ નથી. હું તો તમારા જેવો કેદીજ છું, હું કાંઈ કેદમાથી એટલે કે કર્મના બંધનોમાંથી છુટી ગયેલો નથી, પણ હું જે તમારી આગળ આવી વાતો કરી શકું છું તેનું મુખ્ય કારણ એ છે કે, મને એક નાનકડી બારી મળી ગઈ છે. એ બારી કયી ? તે તમારે જાણવું છે ? એ બારી તે શ્રદ્ધા છે એ બારી તે પ્રભુ ઉપરનો પ્રેમ છે એ બારી તે આપણા બન્ધુઓની સેવા છે એ બારી તે આપણાં ઉત્તમ ધર્મશાસ્ત્ર છે. એ બારી તે પ્રભુનું નામસ્મરણ છે એ બારી તે ભક્તનો મહિમા સમજવો તે છે. એ બારી તે પ્રભુના ગુણ ગાન કરવા તે છે એ બારી તે ઈશ્વરનો ઉપકાર માનવો તે છે અને એ બારી તે અંત કરણની શુદ્ધિ છે આવી જુદી જુદી જાતની બારીઓ જેને મળી જાય છે તે ગુરૂ બની જાય છે માટે બન્ધુઓ ! જો તમારે પણ આગળ વધવુ હોય અને ઘણા જણની ઉપર રૂડી અસર કરવી હોય તો આવી એકાદી મોટી બારી મેળવી લો, એટલે એમાંથી આગળ જતા તમને ઘણું જાણવાનું મળશે અને ધીરે ધીરે ગુરૂપણુ પ્રાપ્ત થશે. માટે ભાઈઓ ! ગુરૂઓની અદેખાઈ કર્યા કરવામાજ પડયા રહો મા, પણ આ ગુરૂ બનવાની કુંચી મેળવી લો, અને આગળ જતાં બીજા મોટા ગુરૂઓ જેવા શ્રેષ્ઠ બની શકો તેમ કરો, એજ અમારી વિનતિ છે.

---

## ૩૧—જે માબાપો પોતાનાં છોકરાંઓને ઈશ્વરી જ્ઞાન આપવાની મહેનત કરતાં નથી તેઓ પોતાનાં છોકરાંઓનું બહુજ બુરૂં કરે છે, એમ જાણજો.

ઈશ્વરી જ્ઞાન એ કેટલી બધી ઉંચી વાત છે તે ઘણા માણસો જાણતા નથી, તેથી એ જ્ઞાન ફેલાવવાની બાબતમાં માણસો બેદરકાર રહે છે. જંગલી માણસો એવી ભૂલ કરે તે જુદી વાત

છે, પણ અમે જોયું છે કે, સારા સારા ગણાતા માણસો તથા કેટલાક હરિજનો પણ આવી બાબતમાં બેદરકારી રાખે છે, અને પોતે પોતાના નિયમો પ્રમાણે વર્ત્યા કરે છે પણ પોતાનાં છોકરાઓમાં એ જાતનુ જ્ઞાન વધારવા માટે કાંઈ પણ ખાસ મહેનત લેતા નથી; એમ કરવું એ ઘણુજ ખરાબ છે એ માટે તાળી લાગેલા ભકતો કહે છે કે —

" કોઇ છોકરૂં માબાપની ભૂલથી પડી જાય તેને લીધે તે લુલું થઈ જાય કે લંગડુ થઇ જાય, અગર માબાપોની બેદરકારીને લીધે બચ્ચાઓને મંદવાડ વધી જાય અને તેમાથી તે આંખ આંધળુ થાય, કાણુ થાય, કે બહેરૂ થાય, અગર બીજી કોઈ જાતની શરીરની ખોડ ખાપણવાળુ થાય, એ જેટલુ ખરાબ છે તે કરતા પણ પોતાના બાળકોને અજ્ઞાન રાખવા, અભણ રાખવા, અને મૂર્ખ રાખવા એ વધારે ખરાબ છે

કારણ કે અજ્ઞાનપણાને લીધેજ તેઓની આખી જીંદગી દુખમાં જાય છે, અજ્ઞાનપણાને લીધેજ તેઓ ઘણી જાતના પાપમાં ફસાઇ જાય છે, અને અજ્ઞાનપણાને લીધેજ તેઓ માનસિક આનંદ ભોગવી શકતાં નથી, તથા બુદ્ધિબળનો આનંદ પણ ભોગવી શકતા નથી, તેથી તેઓનું સુખ બહુજ ટુંકી હદમાં આવી જાય છે માટે પોતાના બાળકોને અજ્ઞાન રાખવા એ તેઓની જીંદગી બગાડી નાખવા જેવુ છે પણ યાદ રાખજો કે પોતાના બાળકોને ઈશ્વરી જ્ઞાન વિનાના રાખવા એ તો તેઓને ભણાવી ગણાવી, પરણાવી, મોજમજા કરાવીને નરકમા મોકલવા જેવું છે. કારણ કે જે માણસમા ઈશ્વરી જ્ઞાન ન હોય તેને નરકમાં જવું જ પડે, એમાં કાંઇ નવાઇ નથી, માટે પોતાનાં બાળકોને ઈશ્વરી જ્ઞાન ન આપવું એ બહુજ ખરાબ છે કારણ કે ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી સત્ત્વવિનાની હોય છે. ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી પોલમપોલવાળી હોય છે, ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી દુખી હોય છે, ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી લોભ અને લાલચોથી ભરેલી હોય છે. ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી ઉંચી જાતના હેતુઓ વિનાની હોય છે, ઈશ્વરી જ્ઞાનવિનાના માણસોની જીંદગી એક જાતની તેજી વિનાની હોય છે, ઈશ્વરી જ્ઞાન-

વિનાના માણુસોની જીંદગી પાપ કરવા તરફ વળી જાય તેવી હોય છે. અને ઈશ્વરી જ્ઞાનવિનાના માણુસોની જીંદગી અંધકારવાળી હોય છે. એવી અધમ જીંદગીમા પોતાના બાળકોને રાખી મૂકવાં અને નરકમાં યમદૂતોના હાથમાં તેઓને સોપવાં, એ શું મોટામાં મોટી ભૂલ નથી ? એ શું ભયકર ગુન્હો નથી ? અને એ શું પોતાના બાળકોની મોટામા મોટી ખરાબી નથી ? બંધુઓ ! આવી ભયંકર ખરાબીમાં ન રહી જવાય માટે તમારા બાળકોને જેમ બને તેમ સાચામા સાચું ને ઉચામાં ઉચુ, આ જીંદગી સુધરે તેવું તથા પરલોક સુધરે તેવું ઈશ્વરી જ્ઞાન આપવાની કોશિશ કરજો. ઈશ્વરી જ્ઞાન આપવાની કોશિશ કરજો.

## ૩૨–અંતરમાં રહેલાં પાપોને કેમ કાઢવાં તેનો ખુલાસો.

આ દુનિયામાં ઘણુા માણુસો ભક્તિ કરે છે, એટલુંજ નહિ પણુ ઘણુ કરીને સોના દીલમાં ધર્મની તથા ઈશ્વરની લાગણી હોય છે પણુ તેમ છતાં ભક્તોના મુખ્ય બે પ્રકાર હોય છે. પહેલો પ્રકાર એ કે ઘણુા માણુસો માત્ર ભક્તિના બહારના ચિન્હો ધારણુ કરવાથીજ રાજી થઈ જાય છે અને છેવટ સુધી બહારની ક્રિયાઓ કરવામાજ પડયા રહે છે, પણુ પોતાનુ અતર સુધારવા તરફ ધ્યાન રાખતા નથી, તેઓ કાચા ભક્તો કહેવાય છે, તેઓ ઉપલકીયા ભક્તો કહેવાય છે, અને તેઓ વ્યવહારિક રીત પ્રમાણે ભક્ત ગણાયા કરે છે, પણુ જે પ્રભુના પ્યારા ભક્તો હોય છે તેઓ તો કાઇક જુદાજ પ્રકારના હોય છે. કારણુ કે, તેઓ જ્યારથી ભક્તિમા લાગે છે અને પ્રભુનુ શરણુ લે છે ત્યારથી ધર્મના બહારના મુખ્ય મુખ્ય નિયમો પાળે છે, પણુ એટલાથી તેઓને તૃપ્તિ થતી નથી, કારણુ કે તેઓ પોતાના અંતર સામે જોઇ શકે છે અને ત્યા જોતા તેઓને એમ ખબર પડે છે કે, અમારા મનમાં તો હજી ઘણી જાતની પાપ વાસનાઓ રહેલી છે, અને જ્યાંસુધી એ પાપ વાસનાઓ જાય નહિ ત્યાંસુધી મોક્ષ મળી શકતો નથી, માટે અમારા અતરમા રહેલા પાપોને અમારે કાઢવાં જોઇએ, આમ લાગવાથી તેઓ પોતાના માનસિક પાપો છોડવા માટે બહુ લડત લડે છે, પણુ

ઘણા વખત સુધી તેઓના એવા પાપો જઈ શકતાં નથી. કારણ કે બહુ લાંબો કાળ થયા એવી જાતના પાપો કરવાની તેઓને ટેવ પડી ગયેલી હોય છે, એટલુંજ નહિ પણ મનનો સ્વભાવજ એવો છે કે, મોહ તરફ, લાલચ તરફ, આશાઓ તરફ, તૃષ્ણાઓ તરફ, અને સ્વાર્થ તરફ દોડયું જવુ. આમ હોવાથી ઈચ્છા ન હોય છતા પણ ઘણી જાતના પાપો ઘણા માણસોથી થઈ જાય છે પણ જ્યારે શુદ્ધ થવા ઈચ્છતા ભક્તથી પોતાની મરજીવિરૂદ્ધ આવી જાતના પાપો થઈ જાય તથા પાપના વિચારો મનમા રમ્યા કરે ત્યારે તેઓને બહુ ત્રાસ લાગે છે, અને પોતાના મનમા ને મનમા ધિક્કાર લાગ્યા કરે છે કે, હું હવે ભક્ત થવા ઈચ્છું છુ, સત્સંગમા રહુ છું, સદ્દગુરૂનો ઉપદેશ સાભળુ છુ, મારી શક્તિ પ્રમાણે મારાથી બની શકે તે ભજન ધ્યાન કરૂ છું, અને અંતરમાથી ચોખ્ખો થવા ઈચ્છું છુ, તેમ છતા મારા મનમાં હજુ પાપની વાસનાઓ કેમ રહે છે ? હું ઘણો વખત થયા પાપ તજવા માટે મહેનત કરૂં છું અને માનસિક લડાઈ લડયા કરૂં છું, છતા પણ મારા અંતરનાં પાપ હજુ સુધી કેમ જતા નથી ? શુ એ પાપો નહિ જ જાય ? આવી લડાઈ તે મારે કયાંસુધી લડવી પડશે ? આવી રીતે પોતાના મનમાથી તરફડયા કરે છે છતા પણ ઘણા ભક્તોમાં કોઈ કોઈ જાતના જે બહુ મોટા પાપો રહેલા હોય છે તે જતાં નથી, તેથી તેઓ બહુ દીલગીર થાય છે, અને કેટલીક વખત એવા હઠીલા પાપને વારવાર થતા જોઈને તેઓ નિરાશ થઈ જાય છે, અને નિરાશ થવાથી તેઓ પોતાની લડતમા ઢીલા પડી જાય છે એમ ન થાય માટે જે સાચા ભક્તોને પોતાના અંતરમા રહેલા પાપો સારૂ લડાઈ લડવી પડતી હોય તેવા ભક્તોને મહાત્માઓ કહે છે કે —

બધુઓ ! જ્યારે આપણે શુદ્ધ ભાવથી પ્રેમપૂર્વક પ્રભુને શરણે જઈએ ત્યારે–એજ વખતે આપણા અગાઉના બધા પાપો બળી જાય છે પણ આપણા અંતરમા પાપની જે જે વાસનાઓ રહેલી હોય તે વાસનાઓ જતી નથી, એ તો કાયમજ રહે છે. અને જેમ જમીનની અદર રહેલાં બીજો ઉપર જ્યારે વરસાદ પડે છે ત્યારે તે બીજો ઉગી નીકળે છે, તેમ આપણા

અંતરમાં પાપની જે વાસના રહેલી હોય છે તેને જ્યારે કાંઇ અનુકૂળતા મળી આવે છે ત્યારે તે પાપો પ્રકટ થઇ જાય છે. કારણ કે એ પાપો મરી ગયેલાં હોતાં નથી, પણ તેના બી અંતરમાં રહી ગયેલાં હોય છે, તેથી જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે તેમાંથી નવી નવી ડાળો ફૂટયાજ કરે છે. પણ જે ભકતો જાગેલા હોય છે તેઓ એ પાપને અટકાવી દે છે, અને તેની ડાળોને કાપી નાંખે છે. પણ વળી પાછી જ્યારે કાંઈ તક મળી જાય છે ત્યારે ફરીથી પાપ ખડું થઇ જાય છે, એમ વારંવાર બન્યા કરે છે, કારણકે એવા શરૂઆતના ભકતોએ પાપ તજવા માટે જે જે નિશ્ચયો કરેલા હોય છે, તે નિશ્ચયો હજી કાચા હોય છે, અને પાપનું જોર હજી વધારે હોય છે, તેથી જ્યારે ખરેખરો અણીનો વખત આવી લાગે ત્યારે પાપ ન કરવાના નિશ્ચયો ભાગી જાય છે, અને પાપ થઇ જાય છે, એવે વખતે એવા ચો ખા થવા ઇચ્છનારા ભકતોને બહુ પસ્તાવો થાય છે, અને તેમ છતા ફરી ફરીથી એનાં એ પાપો પ્રસ ગોપાત બની જાય છે, અને પાપ ન કરવા માટે પોને જે નિયમો લીધેલા હોય ને નિયમો તુટી જાય છે.

બ ધુઓ ! તમે સાચા ભક્ત થવા ઇચ્છો છો છતા પણ આમ શા માટે થાય છે? અને દયાળુ પ્રભુ એમ શામાટે થવા દે છે? એ તમે જાણો છો ? તેનું કારણ એ છે કેઃ—

પાપ કરવા આપણી ઇચ્છા નથી એટલુંજ નહિ પણ પાપ નહિજ કરવુ એવો આપણે ઠરાવ કરેલો છે, તેમ છતાં આપણાથી પાપ થઇ જાય છે, અને જ્યારે જ્યારે એવી રીતે પાપ થઈ જાય ત્યારે આપણને અતિશય દુઃખ થાય છે આ બધી હકીકત પરમકૃપાળુ પરમાત્મા જાણે છે, છતાં પણ આપણા કલ્યાણ સારૂ ખાસ ચાહીને તે એમ બનવા દે છે કારણ કે આપણાથી જો કાંઇક પાપ થઇ જાય તો આપણામાં દીનતા રહે છે, આપણામાં તરફડાટ રહે છે, ને આપણી નબળાઇ આપણને સમજાય છે, તેથી પ્રભુપ્રેમ બન્યો રહે છે, પણ ભક્તિમા લાગે કે તુરતજ બધાં પાપ જતા રહેતા હોય તો તે માણસને પોતાનાં થોડાક નાનાં નાનાં કર્મોનું પણ અભિમાન થઈ જાય, અને હું મહુ બહાદુર છું એમ તેને ખુમારી ચ્હડી જાય. એથી ઉલટો

તે ભ્રષ્ટ થઇ જાય. એમ ન થાય, પણ ક્રમે ક્રમે આગળ વધી શકે તે સારૂ ઘણા ભક્તોને પાપની સાથે લડાઈ લડવી પડે છે, અને તેઓની ઇચ્છા ઉપરાત પાપ થઈ જાય છે પણ યાદ રાખજો કે, જે લોકો પોતાના સ્વાર્થને ખાતર, પાપ ઉપરના પ્રેમને લીધે પાપ કરે છે તેઓને તેનાં પાપ જેટલાં નડે છે, તેટલાં તરફડતા હ્રદયે, લાચારીથી, પાપના જોરે પાપ કરે તેને તે નડતાં નથી. એ બન્ને પ્રકારના પાપના પરિણામમા ઘણો તફાવત છે. માટે યાદ રાખજો કે, અજ્ઞાનીઓના પાપમા અને ભકતોના પાપમા ઘણો ફેર હોય છે. કારણકે અજ્ઞાનીઓ પોતાની ખુશીથી તથા પાપ ઉપરના પ્રેમને લીધે પાપ કરે છે, અને ભકતો પોતાની લાચારીથી તથા પાપને ધિક્કારતે ધિક્કારતે અને બ્હીતે બ્હીતે પાપ કરે છે એટલે જ્ઞાનીઓના પાપ જેવા જોરાવર હોય તેવા ભકતોના પાપ જોરાવર હોતા નથી, તેથી એ બન્નેના પાપના ફળમા ફેર પડે છે

કોઇ ખેલાડી આપણે ત્યા કાઇ ખેલ કરવા આવ્યો હોય ત્યારે જો તેના ખેલ આપણને સારા લાગતા હોય અને તે હજી વધારે ખેલ કરે તો સારૂં એમ જો આપણી ઇચ્છા હોય તો આપણે તેને પૈસા આપતા વાર લગાડીએ છીએ, તેમજ પ્રભુ જ્યારે આપણને બહુ મોટા ભક્ત કરવા ઇચ્છે છે ત્યારે તે આપણી પાસે બહુજ વધારે ભજન, ધ્યાન, તપ, દાન વિગેરે કરાવવા ઇચ્છે છે અને યાદ રાખજો કે, જ્યા સુધી અતરનાં પાપ ન જાય ને પાપ માટે હ્રદયમાથી તાલાવેલી થાય ત્યાં સુધી જ એ બધી બાબતો બરોબર રીતે બની શકે છે, પણ જો અતરના પાપ જતા રહે તો એ બધી બાબતમા ઢીલાપણુ આવી જાય છે, તેથી ભક્તિમા આગળ વધી શકાતું નથી. માટે પાપ થઇ જવાને લીધે જે દુ ખ થાય છે તે દુ ખ ભગવાન તુરતજ દૂર કરતા નથી. કારણ કે એ દુઃખ દૂર થાય તો આપણે આપણી ભક્તિમાં એટલેથીજ અટકી પડીએ ને મહાન ભક્ત થઈ શકીએ નહિ આવી ખરાબી ન થાય તે સારૂ આપણને જાગતા રાખવા માટે અને પ્રભુ સાથે તાર લાગેલો રહે તથા દીનતા રહે તે સારૂ તે આપણા અંતરનાં પાપ એજ વખતે કાઢી નાખતા નથી પણ ધીરે ધીરે કાઢે છે.

સાપને જ્યારે અંદરથી નવી ચામડી આવે છે ત્યારે તેની જુની ચામડી પોતાની મેળે મેળે ઉતરી જાય છે, તેમજ જ્યારે આપણી ભક્તિ પરિપૂર્ણ થશે ત્યારે બધાં પાપો એની મેળે મેળે જતાં રહેશે. માટે હે હરિજનો! તમે પાપની ચિંતામાં પડયા રહો મા, પણ જેમ બને તેમ દીનતા રાખી તથા ભગવદ્‌આશરાનું બળ રાખી ભજન ધ્યાનમાં આગળ વધ્યા કરો, એટલે વખત આવે પાપ એની મેળે જતાં રહેશે.

અંતરના પાપને તજવાનો સૌથી સહેલો ઉપાય એ છે કે, આપણા અંતરમાં પ્રભુને પધરાવવા. એટલે સિંહની ગુફામાં જેમ શિયાળવાં જઇ શકે નહિ તેમજ જેના હૃદયમાં પ્રભુ પધારેલા હશે તેની પાસે કોઇ પણ જાતના પાપ જઇ શકશે નહિ. માટે જો સહેલામાં સહેલી રીતે પાપને દૂર કરવાં હોય તો પાપની ફીકર કર્યા કરવામા રહી જાઓ મા, અને પાપ જતા નથી, પાપ જતા નથી, એમ કર્યા કરો મા. તથા પાપ જતાં નથી એટલે અમે શુ કરીએ? એમ નિરાશ થયા કરો મા. પણ શ્રદ્ધાથી, પ્રેમથી, અને ઇશ્વરનો મહિમા સમજીને ઈશ્વરને તમારા હૃદયમાં લાવો, એટલે પાપનો ભાર નથી કે તે જરા વાર પણ ત્યાં રહી શકે. માટે પાપથી હારી નહિ જતાં આ ઉપાય અજમાવવાની કોશિશ કરો.

## ૩૩—અંતરમાં રહેલાં પાપોને કેમ કાઢવાં તેનો ખુલાસો— ભાગ ૨ જો.

પાપને તજવાની બાબતમાં આ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે, આપણે માત્ર આપણાજ બળથી પાપને કાઢવા ઇચ્છીએ છીએ, પણ યાદ રાખજો કે, એકલા આપણા બળથીજ કાંઈ પાપ જવાનાં નથી, પણ પાપને કાઢવા માટે જ્યારે પ્રભુની મદદ લઇશુ ત્યારેજ પાપ દૂર થઈ શકશે, અને પ્રભુની મદદ લેવાની રીત એ છે કે, પ્રભુપર દ્રઢ વિશ્વાસ રાખી વારંવાર તેની પ્રાર્થના કર્યા કરવી જોઈએ કે, હે પ્રભુ! જે પાપો મને ગમતાં નથી તેજ પાપો મારાથી વારંવાર કેમ થઈ જાય છે? હે નાથ! આ મહા દુઃખમાંથી હવે મને છોડાવો. આવી રીતે જીગરની લાગણીથી સાચા તરફડાટથી, ખરી દીન-

તાથી અને ખરી શ્રદ્ધાથી જો વારંવાર પ્રાર્થના કરવામાં આવે તો એથી પણ ધીમે ધીમે અંતરનાં પાપ મટતાં જાય છે. માટે હરિજનોએ આ અકસીર ઉપાય પણ અજમાવવા જેવો છે. પ્રભુની મદદ લેવાથી પ્રભુના બળને લીધે પાપ દૂર કરી શકાય છે એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા કે:—

એક ડોસી હતી, તેને એક દીકરો હતો, તે બહુજ ખરાબ ચાલચલણનો હતો. તેને સુધારવા માટે તે ડોસીએ અનેક જાતના ઉપાય કર્યા, પણ તે છોકરો સુધર્યો નહિ. એ પછી તે ડોસી તેથી હારીને એક મહાત્મા પાસે ગઇ, અને કહ્યું કે, મહારાજ ! મેં મારા છોકરાને સુધારવા માટે ઘણી જાતના ઉપાયો કર્યા, જેમકે, તેને ધમકાવ્યો, માર્યો, લાલચ આપી, શરમાવ્યો, કેદમાં નખાવ્યો, સારા માણસોની પાસે શીખામણ અપાવી, અને બીજુ જે કાઈ બન્યુ તે બધુ કર્યું, પણ એ છોકરો સુધરતો નથી, માટે હવે મારે શુ કરવુ ? એનો કાઇ રસ્તો બતાવવાની કૃપા કરો, ત્યારે તે મહાત્માએ કહ્યું કે, બાઇ ! તે ઘણા ઉપાયો કર્યા પણ એને સુધારવાને માટે તેં અનત બ્રહ્માડના નાથને અરજ કરી નથી, માટે એની પ્રાર્થના કર્યા કર અને એની મદદ માગ્યા કર, એટલે એના બળથી તે સુધરી જશે જ્યા તારૂં બળ કામ નહિ આવે ત્યા એનુ બળ કામ આવશે એ પછી પોતાના દીકરાને સદ્બુદ્ધિ આપવા માટે તે ડોસી પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરવા લાગી, તેથી થોડા વખતની અદર તેનો તોફાની દીકરો સુધરી ગયો આવી રીતે જ્યા આપણુ કાઇ પણ ચાલતું નથી ત્યાં પણ પ્રભુની મદદથી ફાવી જવાય છે માટે જો તમારા અંતરનાં પાપો ન જતા હોય તો પ્રભુની મદદ લેવાની કોશિશ કરો.

બધુઓ ! પાપ એ આપણો દુશ્મન છે માટે પ્રભુ પોતે પાપનો નાશ કરતો નથી, પણ આપણે હાથે તે પાપનો નાશ કરાવવા ઇચ્છે છે, તેથી પાપનો નાશ થાય એવા સાધનો તે આપણને પૂરા પાડે છે. જેમકે એક ગામડામા ચોર આવ્યા કરતા હતા અને ત્યાંના લોકોને હેરાન કરતા હતા, તેથી તે લોકોએ પોતાના રાજા પાસે ફરિયાદ કરી કે, અમોને ચોર લોકો લૂંટી જાય છે. ત્યારે રાજાએ કહ્યું કે હું તમોને હથિયાર આપું છું માટે તમે તેની સામે થાઓ. ત્યારે તે ગામવાળા-

ઓએ કહ્યું કે અમે એ બહારવટીયાઓને પહોંચી શકતા નથી. માટે તમારી મદદની જરૂર છે. ત્યારે રાજાએ કહ્યું કે, હું તમોને મદદ કરવા તૈયાર છુ. તેથી તમોને પૈસા તથા હથિયાર આપું છું, માટે તમે તમારા ગામનો કીલ્લો બાધી લ્યો, એટલે ચોર આવી શકશે નહિ. એ પછી તે લોકોએ કીલ્લો બંધાવ્યો, અને હથિયારો વાપરતાં શીખ્યા, એટલે ચોરના જુલમમાથી બચી શકયા. તેમજ બંધુઓ ! આપણા પાપરૂપી દુશ્મનનો નાશ કરવા માટે દયાળુ પ્રભુ આપણને સાધન પૂરા પાડે છે, અને સારી સારી તકો આપે છે, એ બધાનો પાપની સામે લડવામાં આપણે ઉપયોગ કરવો જોઇએ મતલબ કે જો હમેશા સારા સારાં કામો કરીએ, ધર્મના કામો કરીએ, અને ભજન ધ્યાન કર્યા કરીએ તો એ બધાં પુન્યનાં કામો આપણને પાપથી બચાવનાર મોટા કીલ્લારૂપ થઇ પડે છે, તેથી આગળ જતાં પાપથી બચી શકાય છે માટે જો અતરના પાપથી બચવું હોય તો શુભ કામોના કીલ્લા બનાવો, અને ભજન, ધ્યાન, કથા, કીર્તન, જપ, તપ, વિગેરે હથિયારો વાપરતાં શીખો, એટલે પાપરૂપી દુશ્મનોનો નાશ કરી શકશો.

ઘણી જાતનાં ઝાડને ખેડુતો ઉપર ઉપરથી વરસો વરસ કાપ્યા કરે છે તોપણ થોડા વખતની અદર ફરી ફરીથી એ ઝાડ પાછા ઉગ્યા કરે છે, પણ જો એક વખત એ ઝાડના મૂળમા મીઠુ ભરી દીધુ હોય તો ફરીથી એ ઝાડ ઉગતું નથી, કારણ કે મૂળમા મીઠુ નાખવાથી મૂળનો નાશ થાય છે એટલે ફરીથી તે ઝાડ ઉગી શકતું નથી. તેમજ આપણા અંતરમાં પાપને રહેવાની જે જગ્યા છે તથા પાપને ઉઠવાની જે જગ્યા છે, તે ઠેકાણે જો પ્રભુપ્રેમને ભરી રાખીએ અને પ્રભુના નામસ્મરણનું જોર રાખીએ તો વખત જતાં છેવટે પાપ નિર્મૂળ થાય છે પણ જ્યાં સુધી પાપના મૂળમાં પ્રભુપ્રેમરૂપી મીઠું ન પડે ત્યા સુધી પાપનું ઝેરી કાટાવાળું ઝાડ ફરી ફરીથી ઉગ્યા કરે છે; પણ તેને ઉગતું અટકાવવાનો ઉપાય એજ છે કે અતરમા પ્રભુપ્રેમ વધારી દેવો, ને પ્રભુના નામનું સ્મરણ વધારી દેવું, એટલે પાપનું ઝાડ ફરીથી ઉગી શકશે નહિ.

બંધુઓ યાદ રાખજો કે, મહારાજાધિરાજ કાંઇ એકલા જતા નથી, તે જ્યાં જાય છે ત્યાં મોટા મોટા કારભારીઓ

તેની સાથે હોયજ છે. તેમજ જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેના હૃદયમાં પ્રભુ પોતે આવે છે, અને એ તો સમજી શકાય એવી વાત છે કે, પ્રભુ કાંઇ એકલા કે ખાલી હાથે કોઇને ત્યાં જતા નથી પ્રભુની સાથે તથા પ્રભુપ્રેમની સાથે અનેક જાતના સદ્‌ગુણો હોય છે એટલે જ્યા પ્રભુપ્રેમ હોય ત્યાં સદ્‌ગુણો વધી જાય છે, તેથી દુર્ગુણોને તથા પાપને પોતાની મેળેજ ભાગી જવુ પડે છે. આવી રીતે સદ્‌ગુણોને વધારવાથી પાપનો નાશ કરી શકાય છે માટે જો અતરમા ઉઠતા પાપોથી બચવું હોય તો પ્રભુપ્રેમી થાઓ, અને સદ્‌ગુણોને ખીલવો, એટલે પાપથી બચી શકશો

જેમ કોઇ માણસની કમ્મરે દોરડું બાધી, બે માણસો સામસામી બાજુએ તેના બે છેડા ખેંચતા હોય તેમ, પુન્ય અને પાપ આપણા મનને જુદી જુદી દિશામા ખેચે છે, અને એમાં જ્યારે પાપનુ જોર વધી જાય છે ત્યારે આપણે પાપ તરફ ખેંચાઈ જઇએ છીએ અને જ્યારે પુન્યનું જોર વધી જાય છે ત્યારે આપણે પુન્ય તરફ ખેંચાઈ જઇએ છીએ પણ એ બને જાતનાં ખેચાણનું મૂળ આપણા મનમાજ રહેલું છે. માટે જો પાપના ખેંચાણમા ન ખેંચાવુ હોય તો મનમાં પાપની જે જે વાસનાઓ ઉઠે તેની સાથે મનને રમાડવુ નહિ, પણ જેમ બને તેમ પાપના વિચારને મનમાંથી હડસેલીને દૂર કરી નાખવા અને તે વખતે કાંઈ બીજા કામમા લાગી જવુ જો એમ કરતાં આવડે તો પાપના ખેચાણમાથી બચી શકાય છે. કારણ કે મનનો એવો સ્વભાવ છે કે જે જાતના વિચારો વારે વારે કર્યા કરીએ, જે જાતના વિચારો બહુ ઉંડાણથી કર્યા કરીએ, અને જે જાતના વિચારો બહુ પ્રેમપૂર્વક કર્યા કરીએ, તે જાતનાં કામો કોઈ ને કોઈ વખત આપણને કરવા પડે છે. માટે પાપના વિચારો સાથે મનને રમવા દેવુ નહિ, પણ જ્યારે પાપના વિચારો મનમાં આવી જાય ત્યારે તુરતજ એ વિચારોને અટકાવી દેવા, અને જો એ વિચારોને એજ વખતે સહેલાઈથી ન અટકાવી શકાય તો બીજાં કોઇ પોતાને ગમતાં હોય તેવાં જરૂરી કામમા રોકાઇ જવું. એમ કરવાથી પણ ધીરે ધીરે પાપના ખેંચાણમાથી બચી શકાય છે, અને અંતરનાં પાપ ઓછાં થતાં જાય છે. માટે પાપના વિચારોસાથે રમ્યા કરવું નહિ અને શુભ કામમાં રોકાએલા રહેવું, એ પણ પાપથી બચવાનો મોટો ઉપાય છે.

નાનું બાળક જ્યારે પ્રથમ ચાલતાં શીખે છે ત્યારે તે વારે વારે પડી જાય છે, કોઇ વખત વાગી જાય છે, અને કોઇ વખત કાંઇક વધારે હેરાન પણ થવું પડે છે, તેમ છતાં તે ફરીથી ઉઠીને ચાલવા માંડે છે, અને જ્યારે એમ કરે ત્યારેજ તે આગળ જતાં સારી રીતે ચાલતાં, ને પછી દોડતાં શીખી શકે છે. તેમજ યાદ રાખજો કે, જ્યારે આપણે ભક્ત થવાની શરૂઆત કરીએ ત્યારે બહુ પવિત્રતાથી રહેવા ઇચ્છીએ છતાં પણ કોઈ કોઇ વખત કોઈ કોઈ જાતનું પાપ થઇ જાય છે, પણ એ પછી જેમ જેમ આપણી ભક્તિ વધતી જાય છે, જેમ જેમ આપણા નિશ્ચયો મજબુત થતા જાય છે, જેમ જેમ પ્રભુનો મહિમા સમઝાતો જાય છે, અને જેમ જેમ પ્રભુપ્રેમમા આનંદ આવતો જાય છે, તેમ તેમ અંતરમાં ઉઠતા પાપો એની મેળે મેળે દૂર થતા જાય છે પણ જેમ કોઇ બાળક એકદમ પહેલીજ વખત ચાલતાં શીખી જાય નહિ, તેમ કોઈ પણ ભકતનાં પાપ ભક્તિમાં દાખલ થાય કે તુરતજ જતાં રહેતાં નથી, પણ ધીરે ધીરે પ્રભુપ્રેમ વધતો જાય તેમ તેમ જતા જાય છે. માટે પાપ કહાડવામાં મહેનતની તથા ધીરજની પણ જરૂર છે, એ વાત યાદ રાખજો.

એક રાજાના સિપાઇઓ દુશ્મનો સામે લડતા હતા પણ દુશ્મનોનુ જોર બહુ વધારે હતું તેથી વારે વારે એ સિપાઇઓ હારી જતા હતા, અને હારને લીધે કેટલાક સિપાઇઓ નિરાશ થઈ જતા હતા; તે જોઇને તેના કમાન્ડરે કહ્યું કે, ઓ બહાદુર યોદ્ધાઓ ! હારવાથી દિલગીર થાઓ મા, કારણ કે આપણે તો સિપાઇ બચ્ચા છીએ, માટે પોતાની છેલ્લી ઘડી સુધી આપણા દુશ્મનોની સાથે લડવુ એ આપણી ફરજ છે. અને યાદ રાખજો કે, આપણો ધણી બહુ મોટો છે, માટે અંતે ફતેહ તેનીજ છે. હમણાં કદી થોડો વખત હારીએ તો શું થઇ ગયું ? માટે ડરો મા, પણ હિંમત રાખીને લડયા કરો. તમારી હારથી તમારી મેહેનતનું ઇનામ કાંઇ જવાનું નથી. એ સાંભળીને તેના સિપાઇઓ બહાદુરીથી લડયા અને અંતે જીત્યા. આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પાપથી હારી ગએલા પોતાના હરિજનોને કહેતા કે, ભાઇઓ ! તમે દિલગીર થાઓ મા, એ રાજાના સિપાઇઓની પેઠે આપણે પણ પ્રભુના સિપાઇઓ છીએ, અને આસુરી સંપત્તિની સામે દૈવી સંપત્તિનું

યુદ્ધ કરવું એ આપણી ફરજ છે, એટલુંજ નહિ પણ એ યુદ્ધ તો આપણી જીંદગી સુધી ચાલવાનું છે, અને તેમાં ઈશ્વરની કૃપાથી અંતે આપણીજ ફતેહ છે, કારણ કે પરમ-કૃપાળુ પરમાત્માએ આપણને કોલ આપેલો છે કે, "न मे भक्तः प्रणश्यति" મારા ભક્તનું ભુંડું થાયજ નહિ. એટલુંજ નહિ પણ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને વળી એમ પણ કહેલું છે કે, પાપ એ તો જલદીથી સળગી ઉઠે તેવા લાકડા છે, અને જે ભગવાનનું જ્ઞાન છે તે તો અગ્નિ છે માટે લાક-ડાંને બાળતા અગ્નિને શું વાર? આવી રીતે ઈશ્વરી માયા જ્ઞાનની આગળ પાપ કાંઈ હિસાબમાજ નથી. માટે યાદ રાખજો કે, હમણા પાપ આપણને ગમે તેવાં જોરાવર લાગતા હોય પણ અંતે ફતેહ આપણીજ છે આવો નિશ્ચય રાખીને પાપની સામે ભક્તિના હથિયારથી લડવામા મચ્યા રહો મચ્યા રહો.

---

## ૩૪–અંતરમાં રહેલાં પાપોને કેમ કાઢવાં તેનો ખુલાસો. ભાગ ૩ જો.

ઘણી વખત ઘણા ભકતોમા પાપનુ જોર બહુ વધારે હોય છે, પણ તેઓને જ્યારે સાચી ભક્તિ લાગે છે ત્યારે પાપની દુષ્ટતા તેઓથી જીરવાતી નથી, તેથી પોતાની અંદરના નાનાં નાનાં પાપને જોઇને પણ તેઓનો જીવ બળી જાય છે, અને એવાં પાપો માટે પણ અતિશય અફસોસ કર્યા કરે છે, કારણ કે એ બાબતમાં તેઓની લાગણી બહુ નાજુક થઈ ગએલી હોય છે, અને શુદ્ધ અંતઃકરણથી તેઓ તદ્દન ચોખ્ખા થવા ઈચ્છતા હોય છે; એટલે જરાક જેટલું પાપ પણ તેઓને બહુ ભારે પડી જાય છે, તેથી પાપની સામે તેઓ મોટો કોલાહલ મચાવી દે છે, અને પોતાનાથી થઈ ગએલા પાપને વારંવાર યાદ લાવી અતિશય દિલગીર થયા કરે છે. પણ આવા ભકતોને આગળ વધેલા સંતો કહે છે કેઃ–

ઓ હરિજનો! પાપને વારંવાર યાદ કર્યા કરવામાં અને થઇ ગએલાં પાપો માટે અફસોસ કર્યા કરવામાં, તથા રોયા કરવામાં વખત ખોઈ નાંખવો એ કાંઇ વાજબી નથી, અને એ કાંઇ ઉંચા ભકતોનું લક્ષણ નથી. કારણ કે ઉત્તમ વાત તો એ છે કે,

બનતાં સુધી પાપ કરવુંજ નહિ, તથા કોઇ પણ રીતે પાપ ન થઈ જાય તેની ખાસ સંભાળ રાખવી. અને તેમ છતા જો કદી પાપ થઈ જાય તો તુરતજ તેનો પસ્તાવો કરી લેવો તથા ફરીથી એ જાતનું પાપ નહિ કરવાનો ઠરાવ કરવો, અને પ્રભુ તરફ વળી જવુ. એમ કરવાથી પાપની સામે થવાનું બળ મળે છે. પણ એમ કરવાને બદલે જો પાપથી દબાઇ જઇએ અને થઈ ગએલા પાપના અફસોસમાંજ પડયા રહીએ, તો એ પાપનુ જોર ઉલટું વધતું જાય છે. એમ ન થાય માટે થઇ ગએલાં પાપને વારે વારે યાદ કર્યાં કરવાં નહિ, પણ એનો વિધિસર પસ્તાવો કરી લેવો, અને પછી તુરતજ પ્રભુ તરફ વળી જવુ. એટલે એ વાત એટલેથીજ અટકી જાય છે માટે પાપને વારવાર યાદ કરી દિલગીર થયા કરો મા, પણ પાપનો પશ્ચાત્તાપ કરી તુરત જ પ્રભુ તરફ વળી જાઓ એટલે ધીરે ધીરે પાપથી બચી શકશો.

બંધુઓ ! મેટ્રીકની, બી એ ની, વકીલની, ડૉકટરની, ઇજિનેરની, ખેતીવાડી ખાતાની, રસાયણશાસ્ત્રની કે વિજળીની વિદ્યાની પરીક્ષાઓમાં પાસ થવુ હોય તો કાઇ એકદમ પાસ થઈ જવાતું નથી, પણ જ્યારે ઘણો વખત સુધી ઘાણી મહેનત કરવામા આવે ત્યારેજ તેમા પાસ થઇ શકાય છે તેમજ યાદ રાખજો કે, કાઇ એક દિવસમાં ભક્ત થઇ જવાતું નથી, કે ટુંક વખતની અંદર ભક્તિની પરીક્ષામા પાસ થઈ જવાતું નથી, પણ સાચા ભક્ત થવા માટે અને અંત કરણમાથી પવિત્ર થવા માટે તો બહુજ મહેનત કરવી પડે છે, અને બહુજ ધીરજ રાખવી પડે છે માટે પાપથી હારી જશો મા, અને તેની સામે લડાઇ લડતાં કંટાળી જશો મા, પણ ધીરજ રાખીને મંડયા રહેજો, એટલે પ્રભુ તમારા મદદગાર થશે, અને તમે અંતરના પાપનાં દુઃખો-માથી છુટી શકશો.

એક નાનો છોકરો હતો, તેને તેના મસ્તીખોર પાડોશીઓ ડરાવ્યા કરતા હતા, તેથી તે છોકરો ડરી જતો હતો, પણ એ પછી તે છોકરો પોતાના બાપના ખોળામાં બેસી ગયો એટલે તેનામાં હિંમત આવી ગઈ. ત્યાર પછી કોઇ માણસ તેને ડરાવવા લાગ્યો ત્યારે તે ડર્યો નહિ.

આવીજ રીતે પાપ આપણને ડરાવે છે ત્યારે આપણે હમણાં તેનાથી ડરી જઇએ છીએ, પણ જો આપણે આપણા પ્રભુના

ખોળામાં બેસી જઇએ તો પછી આપણી બીક ઓછી થઈ જાય છે, એટલે એ વખતે પાપ આપણને ડરાવી શકતું નથી. માટે અંતરના પાપમાથી બચવાનો રામબાણ ઉપાય એ છે કે, આપણે આપણા પ્રભુના ખોળામાં બેસી જવું જોઇએ, અને તેના ખોળામાં બેસવાની રીત એ છે કે, તેનું શરણ પકડી લેવું, તેનો વિશ્વાસ રાખવો, તેને આપણે ઇચ્છાની લગામ સોંપી દેવી, અને સર્વ વાતે તેના થઈ જવું તેનું નામ પ્રભુના ખોળામાં બેસવુ છે. અને એવા થઇ ગયા પછી પાપનો ભય રહેનો નથી માટે પાપના ભયમાથી બચવા સારૂ આવી રીને પ્રભુના ખોળામા બેસતા શીખો.

પ્રભુના ખોળામાં બેસતા શીખો

એક સાધુ ઘણા વરસ થયાં તપ કરતો હતો અને પહાડ ઉપર એકાતમા રહી બ્રહ્મચર્ય પાળતો હતો તેને એક દિવસ વિષયવાસનાના બુરા વિચારો આવ્યા, તેથી તે બહુજ દિલગીર થયો. કારણ કે તેને એમ લાગ્યું કે, આટલા બધા વરસની મારી આટલી બધી મહેનત છતા મારા અંત કરણમાં આવી ખરાબ વાસના કેમ ઉપજે ? એથી તેને દિલગીરી થઈ, ને એ દિલગીરીમા આપઘાત કરવા વિચાર કરી તે માટે ઉઠીને ચાલવા લાગ્યો. એટલામા સામેથી એક સંત આવી નિકળ્યા. તેમણે કહ્યું કે, કયાં જાઓ છો ? ત્યારે તે સાધુએ એ સત આગળ બધી હકીકત કહી, અને કહ્યું કે, પાપનો વિચાર થઈ ગયો માટે મરવા જાઉં છું. ત્યારે તે સંતે કહ્યુ કે, ભાઈ ! આજ સુધી તમારા મનમા એવુ અભિમાન હતું કે, હુ મારા તપના બળથી પવિત્ર રહી શકુ છું, તેથીજ તમારા આવા હાલ થયા છે માટે હવે એ અભિમાનને કહાડી નાંખો, અને પરમ કૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરતે કરતે કહો કે, હે પ્રભુ ! મને પાપથી બચાવવાની કૃપા કરો એટલે તે તમોને પાપથી બચવાનું બળ આપશે એટલે તેના બળથી તમે બચી શકશો. એ પછી તે સાધુએ તે પ્રમાણે કર્યું અને તેથી અંતરના પાપથી બચી શકયો.

અંતરનાં પાપ તજવાની બાબતમાં આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, એ કાંઇ ઉતાવળનું કામ નથી, પણ ધીમે ધીમે અને વખત આવે થઈ શકે તેવું કામ છે. જેમકે કોઇ માણસ દાદર ઉપર ચ્હડવા ધારે તો તે કાંઈ એકદમ બધાં પગથીઆં ઉપર ચ્હડી શકે નહિ પણ ધીરે ધીરે અકેક પગથીએ

સ્હુડી શકાય છે. તેમજ કોઇ ખેડુત ખેતરમાં અનાજ વાવીને તુરતજ ગાડાં ભરી લેવા ઇચ્છે, તો તેમ કાંઈ તુરતજ બની શકે નહિ, પણ જ્યારે ખાતર નાંખે, પાણી પાય, વાડ કરે, અને ધીરજથી વાટ જુએ ત્યારેજ મોસમ આવે પાકના ઢગલાઓ થાય છે. તેવીજ રીતે ભક્તિમાં લાગીએ કે તુરતજ અંતરનાં પાપ જતાં રહેતાં નથી, પણ જ્યારે રાત દિવસ ભક્તિ કર્યા કરીએ અને પાપ તજવા માટે ખાસ કાળજી રાખ્યા કરીએ ત્યારેજ ભક્તિ દૃઢ થાય છે, અને તે પછીજ પાપ જાય છે. માટે એ બાબતમા અતિ ઉતાવળા થઈ જવું નહિ, પણ બનતો પ્રયત્ન કર્યા કરવો, અને જાગતા રહેવુ તથા પ્રભુની મદદ માગ્યા કરવી, એટલે ધીમે ધીમે અંતરનાં પાપ દૂર થતા જશે

કોઇ વિદ્યાર્થી નિશાળે ભણવા બેસે એટલે તુરતજ કાંઇ પંડિત થઇ જતો નથી પણ મહાન પંડિત થવા માટે તો ઘણાંએ વરસો લાગે છે, તેમજ કોઇ માણસ ભક્તિમાં લાગે કે તુરતજ કાંઈ તેના બધાં પાપ જતાં રહેતાં નથી, પણ ધીમે ધીમે જ્યારે તે ખરો ભક્ત થાય ને મહાન ભક્ત થાય ત્યારેજ તેના બધાં પાપો દૂર થાય છે માટે કોઈ શરૂઆતના ભક્તમાં કાઇ કાઇ પાપ દેખાય તો તેથી તેનો તિરસ્કાર કરવો નહિ, પણ પોતાના પાપ દૂર કરવા માટે પોતાના મનમા તે કેટલી બધી લડાઇ લડે છે તે સામે જોતા શીખવુ, અને જેમ એવા ભકતો પોતાના અંતરના પાપને તજવા માટે ખરેખરી લાગણીથી તરફડે છે તેવી રીને આપણે પણ આપણા પાપોથી કમકમવુ જોઇએ, અને એ પાપોને દૂર કરવા માટે બનતી મહેનત કરવી જોઇએ તથા યોગ્ય ધીરજ રાખવી જોઇએ.

બંધુઓ ! યાદ રાખજો કે, બહારથી ભક્તિનો વેષ ધારણ કરી લેવો એ જુદી વાત છે, અને અંતરમાંથી પાપ તજીને ભક્ત થવું એ કાંઇક જુદીજ વાત છે હાલના વખતમા આપણે ઘણાએ બાવાઓને જોઇએ છીએ કે તેઓ માત્ર પોતાનો બહારનો વેષ બદલીનેજ ફરનારા હોય છે, પણ અંતરમાથી પાપ તજવાની મહેનત લેનારા હોતા નથી, એથી તેઓ આગળ વધી શકતા નથી. એટલુંજ નહિ પણ જે ભકતો કે જે ત્યાગીઓ પોતાના અંતરનાં પાપની સામે જોયા કરે નહિ અને તેને દૂર કરવાની મહેનત કરે નહિ તેઓ કોઈ વખત બહુ મોટા પાપમાં

પડી જાય છે. કારણ કે પાપ એ એવી બૂરી વસ્તુ છે કે, મોટા મોટા ઋષિઓને પણ તેણે નીચે પાડી દીધા હતા, અને પવિત્ર જીવન ગાળનારા કેટલાક સ્વર્ગના દેવોને પણ અંતરનાં પાપોએ ડોલાવી નાખ્યા હતા. પાપની અંદર એટલું બધું બળ રહેલું છે. હવે વિચાર કરો કે, જ્યારે જંગલમાં રહેનારા ને ફળફૂલ ખાનારા પવિત્ર ઋષિઓને તથા સ્વર્ગમા રહેનારા દેવોને પણ પાપ નડે છે ત્યારે આ સંસારમા માયાની અંદર રચીપચી રહેલા માણસોને પાપ નડે એમાં નવાઈ શુ ? માટે પાપની બાબતમાં જરા પણ ગફલતી નહિ રાખવી જોઈએ, પણ જેમ બને તેમ પાપ દૂર થાય તેવા ઉપાય કરવા જોઇએ અને પાપ દૂર કરવા સારૂ સર્વશક્તિમાન મહાન ઈશ્વિરની મદદ લેવી જોઇએ

અંતરનાં પાપને દૂર કરવામા ઈશ્વરની કૃપા બહુજ મદદ કરે છે એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા કે, કોઈ શ્રીમંતને ઘેર તેને મળવા જઇએ છીએ ત્યારે કેટલેક ઠેકાણે ત્યા બારણામાજ મોટો કુતરો બેઠેલો હોય છે. એ કુતરો આપણને અજાણ્યા માણુસ સમજી અંદર જવા દેતો નથી, પણ જ્યારે ઘરધણી પોતે એ કુતરાને કહે કે, ટીપુ, ચુપ ત્યારે એ તુરતજ માથુ ઝુકાવી દે છે, અને આપણને ઘરની અંદર જવા દે છે તેમજ પાપને તજવા માટે આપણે જ્યારે પ્રભુની મદદ માગીએ ત્યારે તે પોતાની માયાને ખેસવી લે છે, એટલે આપણે તેની હજુરમા જઈ શકીએ છીએ, કારણ કે માયા આપણે મન મોટી છે પણ પ્રભુની આગળ તે કાઇ વીસાતમા નથી, માટે અંતરના પાપોને તજવા સારૂ આપણી ભક્તિની સાથે પ્રભુની સહાયતા મેળવવી જોઇએ

બંધુઓ ! અંતરના પાપ તજવાની બાબતમા હવે ઘણુએ કહેવાયુ છે અને હજી આ બાબતમા બીજુ ઘણુએ કહી શકાય તેમ છે, પણ ટુંકામા એજ કે, જે ડાળ ઝાડની સાથે જોડાએલી રહે છે તે ડાળમા ફળફૂલ થાય છે, અને જે ડાળ ઝાડથી છુટી પડી જાય છે તે ડાળ સૂકાઇ જાય છે, અને તેમા કાઇ ફળફૂલ થતા નથી. તેમજ જે હરિજનો, જે ભકતો અને જે સાધુઓ સત્સંગથી છુટા પડી જાય છે તેઓના પાપ જતા નથી, પણ જે સત્સંગમા મંડયા રહે છે અને પ્રભુ સાથે જોડાએલા રહે છે તેઓના પાપ વખત આવે જતાં રહે છે માટે છેવટ અમારી

એજ ભલામણ છે કે, ભાઈઓ ! સત્સંગમાં મંડયા રહેજો અને પ્રભુ ઉપરનો પ્રેમ વધારતા રહેજો, એટલે તેની કૃપાથી તમારાં અંતરનાં પાપો દૂર થઇ જશે, અને તમે સાચા ભકત થઇ ખરી શાન્તિ અને મહા આનંદ ભોગવી શકશો. અને એવી તક પરમ કૃપાળુ પરમાત્મા તમોને જલદી આપે એમ અમે ઇચ્છીએ છીએ.

---

## ૩૪ અ-ઈશ્વરે આપણને જે આપ્યું હોય તે આપણે બીજાઓને આપવું જોઇએ. જો ન આપીએ તો પાપ લાગે છે, કારણ કે આપણે તો પીરસણીઆ છીએ. જમણવાર કરનાર તો કોઈ બીજોજ ધણી છે.

આ જગતમા ઘણા માણસો પાસે ઘણુએ ધન હોય છે. ઘણા માણસોને મોટા મોટા અધિકાર હોય છે. ઘણા માણસોમા શરીરનુ બળ હોય છે ઘણા માણસોમા બુદ્ધિનું બળ હોય છે. ઘણા માણસોમાં ધર્મનુ બળ હોય છે. ઘણા માણસોમા ઘણીક જાતના ચમત્કારો કરવાનુ બળ હોય છે. ઘણા માણસોમા કોઈ કોઈજાતના મહાન સ ગુણો હોય છે અને ઘણા માણસો ઉપર ઘણી જાતની પ્રભુની કૃપા ઉતરેલી હોય છે. અને એ બધું પોતાની જરૂર કરતાં જેટલુ વધારે હોય, તે બધુ પોતાના બીજા ભાઈબિધોને મદદ કરવાને માટેજ હોય છે કારણ કે પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા એવી છે કે, જગતના સૌ જીવો જેમ બને તેમ વધારે ને વધારે સુખી થવા જોઇએ. તે સારૂ તેણે કેટલાક માણસોમાં, કેટલાક પ્રાણીઓમા, અને કેટલીક વસ્તુઓમા કાંઇક ખાસ ખુબી મૂકેલી હોય છે, તે ખુબીઓનો, ગુણોનો, તથા શક્તિઓનો ઉપયોગ કરવાથી ઘણા જીવોને ઘણી જાતની મદદ કરી શકાય છે, અને ઘણા જીવોનું ઘણા પ્રકારનું સુખ વધારી શકાય છે તેથી દરેક માણસોને પોતાની જરૂરીયાત કરતાં ઘણી વધારે શક્તિ આપેલી છે, અને એમ હુકમ કરેલો છે કે, તમારી પાસે જે વધારે શક્તિ છે, તમારી પાસે જે વધારે ઐશ્વર્ય છે, અને તમારી પાસે જે વધારે ઈશ્વરની કૃપા છે તેનો જેમ બને તેમ બીજાઓને લાભ આપો. કારણ કે તમારી પાસે તમારા ઉપયોગ કરતાં જે કાંઇ વધારે શકિત છે તે નકામી રાખી મૂકવા માટે નથી, પણ એ શકિતનો

ઉપયોગ કરીને તેમાંથી તમે આગળ વધો અને તમારા બન્ધુઓને તેનો લાભ આપી તમે પ્રભુના કૃપાપાત્ર થાઓ તે સારૂ, તમોને એ શકિત આપવામાં આવેલી છે. માટે તમારામાં જે ગુણુ હોય અથવા તમારામાં જે શકિત હોય તેનો બીજાઓને લાભ આપવામાં જરાપણુ લોભ કરશો મા. કારણુ કે તત્વ સમજવાવાળા મહાત્માઓ એમ કહે છે કે,—

બન્ધુઓ ! તમે તો પીરસણીઆ છો, માલ તો કોઇક બીજાનોજ છે જેમ કોઇ મોટો શેઠીયો નાત જમાડતો હોય ને તેમાં ઘણી ચીજો હોય, તેમાંથી કોઇ રસોયો જલેબી પીરસતો હોય, કોઇ મોહનથાળ પીરસતો હોય, કોઇ ઘેબર પીરસતો હોય, કોઇ બરફી પીરસતો હોય, કોઇ મેસુબ પીરસતો હોય, કોઈ ભજીઆ પીરસતો હોય, કોઇ ખમણુઢોકળા પીરસતો હોય, કોઈ ચટણી પીરસતો હોય, કોઇ સભારીયા શાક પીરસતો હોય, કોઇ દૂધ પીરસતો હોય, કોઇ પાણી આપતો હોય, અને કોઇ પાન બીડાં આપવાનુ કામ કરતો હોય, તે રસોયાઓ જો પીરસવામાં ગફલત કરે અને જમનારાઓને જે ચીજ જોઇતી હોય તે ચીજ આપે નહિ તો એ ઘણુજ ખોટું કરે છે, તેમજ પ્રભુએ કૃપા કરીને આપેલા ગુણો તથા શક્તિઓનો જે માણુસો પોતાના બીજા બધુઓને લાભ આપતા નથી તેઓ પણુ ઘણીજ મોટી ભૂલ કરે છે અને યાદ રાખજો કે એમ કરવુ એ માત્ર ભૂલજ નથી પણુ એમ કરવુ એ બહુજ મોટું પાપ છે કારણુ કે આપણામા જે કાંઇ ગુણો હોય, જે કાઇ લાયકાત હોય, કે જે કાઇ સમૃદ્ધિ હોય તે બધો પ્રભુનો માલ છે, અને તે પીરસવા સારૂ પ્રભુએ આપણુને હુકમ કરેલો છે, માટે આપણે આપણી પાસેના માલના પ્રમાણમા બહુ છુટથી પીરસવુ જોઈએ, પણુ એવી રીતે પીરસવાને બદલે જો લોભ કરીએ, અને આપણી પાસે વસ્તુઓ પડી હોય છતા પણુ ભૂખ્યા તથા નોતરેલા માણુસોને આપીએ નહિ તો એ ઘણુજ ખોટું કહેવાય, ને એમ કરનાર પીરસણીઆએ પોતાના માલીકનું અપમાન કરેલું કહેવાય. માટે બંધુઓ ! વિના કારણુ એવી ભૂલમાં ને એવા પાપમાં પડયા રહેશો મા પણુ જેમ બને તેમ પ્રભુએ આપેલી શક્તિ તથા સદ્ગુણો તમારા બંધુઓમાં ખુબ છૂટથી પીરસાય તેમ કરજો, કારણુકે એમાંજ પ્રભુ રાજી છે, ને એમાંજ તમારૂં કલ્યાણુ છે.

## ૩૫–કોઇ માણુસ ભગત થવા ચાહે તોપણ તે એકદમ ભગત થઈ શકતો નથી, પણ ધીરે ધીરે ભગત થઈ શકાય છે.

ભગતોની ટીકા કરનારા માણુસો એમ કહે છે કે, આ માણુસ ભગતનો ડોળ ઘાલીને ફરે છે પણ તે કાંઇ સાચો ભગત નથી. જુઓને, તે મંદિરોમા દોડાદોડી કરે છે, પણ એનુ અતર હજી ક્યાં ઠરેલું છે? માળા તો ઘણીએ ફેરવે છે પણ, હજી એનું મન કઇ મરેલું છે? ધર્મની વાતો તો બહુ કરે છે, પણ હજી એના વિકારો ક્યાં ગયા છે? પુજામાં તો રોજ બેસે છે, પણ હજી એને ખરો રગ ક્યા લાગ્યો છે? ગુરૂને તો ઘણો બહુ માને છે, પણ બીજાં માણુસો સાથે ક્યાં પાધરો ચાલે છે? મદિરોમાં ન ચાલે ત્યારે દોઢીયાં આપે છે, પણ બાયડીને તો લુગડાં ઘરેણાં સારૂ રોવરાવ્યા કરે છે. ઘરણુ કે કોઇ પર્વણીનો દિવસ આવે ત્યારે તીર્થમા ન્હાવા માટે દોડ્યા કરે છે, પણ મનમાંથી પ્રપંચ હજી કયાં ગયો છે? ગીતાનો રોજ પાઠ કરે છે, પણ એ બધુ ઉપલકજ, ગીતાનો ખરો અર્થ તે ક્યાં સમજે છે? સુંદર માળા પહેરતા, તે બહાર દેખાડતા, અને તેને પોતાને ગમે તેવું તીલક કરતાં તેને આવડે છે, પણ તેના અંતરમાં ભગવાનનો પ્રેમ હજી કયા છે? બહારની નજીવી આભડછટને મુખ્ય ધર્મ માની તે બાબતમાં બહુ ચોકસાઇ રાખે છે, પણ અતરની સફાઈ રાખવાની ખરી આભડછટ પાળતા હજી તેને ક્યા આવડે છે? અને ભગતોની મડલીમા જવાનો તથા આગળ આગળ બેસવાનો તેને શોખ છે, પણ જગતને જરૂરના પરમાર્થનાં બીજાં શુભ કામોમા તે ક્યાં જાય છે? શું ભગતો આવા હોય કે? એતો બધું પોલેપોલું!! ખરા ભગતો તો કાંઇક જુદાજ હોય છે. આ તો બધા લેભાગુ કળીયુગ્યા ભગત કહેવાય, એ કાઈ સાચા ભગત કહેવાય નહિ, ને તેઓની જરાકવારની બહારની ભક્તિથી કાંઇ વળે નહિ.

ભગતોની વિરૂદ્ધમાં ઘણા માણુસો આવી રીતની વાતો કર્યા કરે છે. પણ આવી દોષદષ્ટિયે જોનારા અને આવી વાતો કરનારા માણુસોએ જાણવું જોઇયે કે, સાચા ભગત થવું એ કાંઈ

રમતની વાત નથી. અતરમાથી ભગત થવું એ કાંઈ નાનીસુની વાત નથી, અને ભગવાન રાજી થાય તેવા ભગત થવું એ કાંઈ એકદમ બની જાય તેમ નથી. કારણુ કે સાચા ભગત થતાં બહુ વાર લાગે છે. કોઇપણુ માણુસ ગમે તેવો હુશિયાર હોય, ગમે તેવો બહાદુર હોય, ગમે તેવડી ઉમરનો હોય, અને બહુ સારા સંસ્કાર તથા બહુ સારા સંજોગોવાળો હોય તોપણુ તે કદીપણુ એક દિવસમાં ભગત થઈ શકતો નથી. કારણુ કે બહુ લાબા કાળથી માણુસોના અતઃકરણુમાં અનેક જાતના સસ્કારો પડેલા હોય છે, તે બધા સંસ્કારો કાઇ એકજ દિવસમાં ભુસાઈ જતા નથી. તે બધો મેલ કાંઇ એકદમ ધોવાઈ જતો નથી. તે બધા જખમો કાંઈ ટુંક મુદતમા રૂઝાઈ જતા નથી, અને તે બધાં પાપો કાંઇ એકદમ એકજ વખતે બળી જતાં નથી. પણુ એ બધુ કરવા માટે ઘણો સમય જોઈએ છે. અને એવી રીતે અતર સાફ થઈ ગયા પછીજ સાચા ભગત થઈ શકાય છે. એટલે અંતરમાંથી ખરા ભગત થતા બહુ વાર લાગે છે. અને તેમાંપણુ આજના જમાનામા સાચા ભગત થવું એ કામ બહુજ મુશ્કેલ છે. માટે ભગતોની નિંદા કરનારા માણુસોએ આ બધી વાતો યાદ રાખવી જોઇયે. એટલુંજ નહિ પણુ તેની સાથે એ પણુ સમજી લેવું જોઇયે કે પ્રથમ બહારથી ભગત થાય છે, ને પછી ધીરે ધીરે અંતરમાથી ભગત થાય છે. જેમકે—

ઘણુાએ ગૃહસ્થો પોતાના છોકરાઓને સારા સારાં લુગડાં ઘરેણાં પહેરાવીને ગૃહસ્થ જેવા બનાવીને પોતાની સાથે ફેરવે છે, અને બીજાઓને બતાવે છે કે અમારા છોકરાઓ પણુ બહુ સારા ગૃહસ્થ છે. પણુ ખરી વાત એ છે કે, બાર ચૌદ વર્ષની ઉમરે પાઘડી અગરખો પહેરાવવાથી કાઈ એ છોકરાઓમાં ગૃહસ્થપણું આવી જતું નથી. થોડીકવાર બહારના વિવેકો જાળવતાં આવડે, અને સારી રીતે હસ્તે મ્હોડે જેગોપાલ કરતાં આવડે તેથી કાઇ એજ વખતે તેઓમાં ગૃહસ્થપણું આવી જતું નથી. સુંદર કીનારીવાળી પછેડી, સાફસુફ કપડાં, નવા બૂટ, અત્તરની સુગંધી, સાબુથી ધોયેલુ મ્હોઢું, અને ગાડીમા બેસી મ્હોટાં માણુસો સાથે ફરવાથી એજ વખતે એ છોકરાઓમા કાઈ ગૃહસ્થ

પણ આવી જતું નથી, પણ ખરા ગૃહસ્થ થતાં તો બહુ વાર લાગે છે. જેમકે—

ખરેખરા ગૃહસ્થ (જેન્ટલમેન) થવા માટે તો ઘણી જાતના અનુભવો મેળવવા જોઇયે, લગ્ન કરવું જોઇયે, કુટુંબની સગવડો સાચવવી જોઇયે, દેશાટન કરવું જોઇયે, સુખ દુઃખ ભોગવવામા બહુ ધીરજ રાખવી જોઇયે, બહુ સારી રીતે વેપાર ખેડતા કે ધંધો રોજગાર કરતા આવડવું જોઇયે. પોતાની ફરજો રૂડી રીતે બજાવવી જોઇયે, જ્યાં જ્યા બની શકે ત્યા ત્યા યોગ્ય મદદ આપવી જોઇયે, સૌ લોકોનો પ્રેમ મેળવી લેવો જોઇયે, પ્રજાના લાભનો કામોમા આગેવાની ભરેલો ભાગ લેવો જોઇયે, અમલદાર વર્ગમા પોતાનો માન મરતબો સાચવવો જોઇયે, દેશકાળ પ્રમાણે ન્યાય રસ્તે પૈસા કમાવા જોઇયે, અને પોતાનો ધર્મ રૂડી રીતે બજાવવો જોઇયે જ્યારે આ બધા ગુણો હોય તથા પીઢપણુ હોય ત્યારે તે ગૃહસ્થ કહેવાય છે. એ બધુ ખોટા ગૃહસ્થ જેવા બની શેઠીઆઓની સાથે ફરનારા તેઓના નાના છોકરાઓમાં એજ વખતે કયાથી હોય ? નજ હોય. પણ તેથી શું એ છોકરાઓને એ વખતે ગૃહસ્થના જેવો પોશાક ન પહેરાવવો! અને ગૃહસ્થના જેવા વિવેકો ન શીખવવા ? નહિ, નહિ, એમ કાંઈ બને નહિ. તેઓને એ બધું શીખવવું જ જોઇયે. કારણ કે એમ કરતે કરતે જ વખત જતા તે સાચા ગૃહસ્થ થઈ શકશે.

ભાઇઓ ! ગૃહસ્થ થવું એ પણ બહુ મોટી વાત છે, ત્યારે જરા વિચાર તો કરો કે થોડા દિવસમાં એકદમ ઉચી જાતના ભગત તે કેમ થઈ શકાય ? કારણ કે ભગત થવું એટલે શું ? એ તમે જાણો છો ? એ માટે સંતો કહે છે કે—

ભગત થવું એટલે દયાળુ થવું ભગત થવું એટલે ક્ષમાવાન થવું. ભગત થવું એટલે ન્યાયી થવું. ભગત થવું એટલે પરમાર્થી થવું. ભગત થવું એટલે અતરમાં ઉઠતા વિકારોની ઉપર ચોકી રાખનાર થવું. ભગત થવું એટલે ખમી ખાતાં શીખવું. ભગત થવું એટલે વિશ્વાસના તાર ઉપર ચાલનારા થવું. ભગત થવું એટલે નમ્રતાવાળા થવું. ભગત થવું એટલે સૌ સાથે ભલાઈ રાખવી. ભગત થવું એટલે પોતાની ફરજો બજાવવામાં ચુકવું નહિ.

ભગત થવું એટલે પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છવું. ભગત થવું એટલે ઇન્દ્રિઓની ગુલામગીરીમાથી છૂટવું. ભગત થવું એટલે ઉદાર થવું. ભગત થવું એટલે ભગવાનના હુકમ પાળનારા થવું. ભગત થવું એટલે સતોને પગલે પગલે ચાલનારા થવું. ભગત થવું એટલે સૌના સેવક થવું. ભગત થવું એટલે શાસ્ત્રના રહસ્યો અનુભવનાર થવું. ભગત થવું એટલે અતરમાં ઈશ્વરી જ્યોતિ પ્રગટાવવી. ભગત થવું એટલે શાન્તિના રાજ્યમા જવું. ભગત થવું એટલે ખુબ પવિત્ર થવું. ભગત થવું એટલે એક વખત મરી જઇને પાછા જીવતાં થવું, અને ભગત થવું એટલે મનુષ્યરૂપ છતાં અંતરમાથી દેવ બનવુ. મતલબ કે આ સસારમા રહ્યા છતાં સ્વર્ગ ભોગવવું તેને અમે ભક્તી કહીયે છીયે, અને તેનેજ અમે ભગતપણુ કહીયે છીયે. હવે વિચાર કરો કે, આ બધુ શું ઘડીકમાં, થોડા દિવસમા, કે થોડા વખતમા બની જાય તેવું છે? નહિ, એ તો ધીરે ધીરેજ થાય છે. માટે ભાઇઓ! જે ભગતો હમણાં તમને ખોટા, ઢોગી, ડોળઘાલુ કે કાચા લાગે છે, તેઓની ખોટી સાચી વાતો કર્યા કરવામા, તેમની ખામીઓ જોયા કરવામાં, તેઓનો દ્વેષ કરવામાં, તેઓની નિદા કરવામા અને તેઓને હલકા પાડવાના વિચારો કર્યા કરવામાજ ન પડ્યા રહો, પણ તમે પોતે ભગત થવાની તજવીજ કરો, એટલે તમને ખબર પડશે કે ભગત થવું એ કેટલું બધુ મુશ્કેલ છે? એ મુશ્કેલીઓ જોઇને પછી તમને શરૂઆતના ભગતોની મદદમા રહેવાનુ મન થશે, અને તેઓને સાચો રસ્તો બતાવી શકશો. તેથી ધીરે ધીરે આગળ જતા તેઓ પવિત્ર અને મહાન ભગત થઈ શકશે. માટે ભગતોના દોષ જોવામાજ રહી જાઓમા, પણ તેઓની મુશ્કેલીઓ સમજી તેઓના મદદગાર થાઓ, એટલે ઈશ્વરકૃપાથી તેમની સાથે તમારૂં પણ કામ થઈ જશે.

---

## ૩૬—ભગવદ્ ઇચ્છાને આધીન થઈ ગએલા ભગતો વિષે.

એક મોટી આગબોટ વિલાયતથી અમેરિકા જતી હતી. તે આગબોટ બહુજ મોટી હતી. તેમાં ચાર મજલા હતા ને અદરનાં ભંડારીયામાં ચાર મોટા ઇજીનો ચાલતા હતાં. તે ઇજીનો ચલાવવા

માટે એક હુશિયાર ઇજનેર ઇંજીનો પાસે હાજર રહેતો હતો ત્યા એક મુસાફર એ ઇંજીનો જોવા માટે ગયો, અને ઇજનેર સાથે વાત કરતે કરતે તેણે પૂછ્યું કે, આ આગબોટ અહિં ઉભી કેમ રહી ગઈ? ત્યારે તે ઈજનેરે કહ્યું કે, એનું કારણ હું જાણતો નથી. ઉપરથી કેપટને હુકમ કર્યો એટલે મેં ઉભી રાખી. એ પછી આગબોટને બહુ જલદીથી ચલાવવાનો હુકમ થયો, ત્યારે તે ઈજનેર તેને ઝપાટાબધ ચલાવવા લાગ્યો, ત્યારે વળી એ મુસાફરે ઈજનેરને પૂછ્યું કે, આગબોટને બહુ ઉતાવળી કેમ ચલાવો છો? ત્યારે ઈજનેરે કહ્યું કે, એનું કારણ હું જાણતો નથી, હુતો હુકમ પ્રમાણે કામ કર્યા કરૂં છુ. એ પછી આગબોટની દિશા બદલાણી. પૂર્વમા ચાલતી હતી તેને બદલે ઉત્તરમાં ચાલવા માડી, ત્યારે પેલા મુસાફરે પૂછ્યું કે, આમ કાં? ત્યારે ઈજનેરે કહ્યુ કે, મને ખબર નથી. એ બધી કેપટનને ખબર. જોખમદારી તેની ઉપર છે. તેના હુકમ પ્રમાણે ઇંજીનો ચલાવવા એ મારૂં કામ છે. પણ તેને ક્યાં રોકવી, કઈ દિશામાં ફેરવવી, ને કેટલી ચાલ રાખવી એ કાઈ મારા અખતિયારની વાત નથી. એતો કેપટનની મુનસફી ઉપર છે. કારણકે હુ આગબોટની અંદર ભોયરામાં છુ ને કેપટન ઉપર છે, એટલે આગબોટના બચાવની બધી કુંચીઓ તે જાણે છે, પણ હું કાઇ તેના જેટલું જાણતો નથી. એ પછી આગબોટને બહુજ ધીમી ચાલે ચલાવવાનો હુકમ થયો, ત્યારે ઇજનેર તે પ્રમાણે આગબોટને ચલાવવા લાગ્યો. એ જોઈ તે મુસાફરે પૂછ્યું કે, આટલી બધી ધીમી ચાલ કા? ત્યારે ઈજનેરે કહ્યું કે, કેપટનનો હુકમ. એ શીવાય બીજું કાઇ કારણ હુ જાણતો નથી.

એ પછી તપાસ કરતા તે મુસાફરને સમજાયું કે, આગબોટમાથી કોઈ માણુસ સમુદ્રમાં પડી ગયો હતો તેને બચાવી લેવા માટે કેપટને આગબોટને ઉભી રખાવી હતી. ધારેલે ઠેકાણે નક્કી કરેલા ટાઇમે પહોચવામા અડચણ ન આવે તેથી આગબોટની ઝડપ વધારવાનો કેપટને હુકમ કર્યો હતો. રસ્તામાં સામે બરફના ડુગરો તરતા તરતા આવતા હતા, તેની સાથે આગબોટ ન અથડાઇ જાય તે સારૂ આગબોટની દિશા બદલવા કેપટને કહ્યું હતું. અને રસ્તામાં મોટો ખરાબો તથા છીંછરાં પાણી આવી

ગયાં હતાં તેથી એ ઠેકાણે આગબોટની ચાલ બહુ જ ધીમી કરવા કેપટને હુકમ કર્યો હતો. આ બધી વાતો જાણીને તે મુસાફર બહુ અજબ થયો ને બહુ ખુશી થયો, અને કેપટનના ડહાપણ માટે તેનો ઉપકાર માનવા લાગ્યો.

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, આપણે તો ઇજનેર છીયે, પણ હુકમ કરનાર કેપટન તો પરમ કૃપાળુ પરમાત્મા પોતે જ છે. માટે તે જે હુકમ કરે તે પ્રમાણે આપણે જગતના વ્યવહારનાં કામકાજો કરવા જોઇયે. તે જલદીથી આગળ વધારે તો જલદીથી આગળ વધવું જોઈએ. તે એક ઠેકાણે ઉભા રહેવા હુકમ કરે તો તેમ વર્તવું જોઇએ. તે આપણી દિશા બદલે તો આપણે આપણી બદલાયેલી દિશાને આધિન થવું જોઇયે. અને તે ખરાબામાથી લઇ જાય તો તેમ કરવું જોઇયે. કારણકે આપણા કલ્યાણ માટે જ એ બધું હોય છે. આપણે અદરના ભંડારીયામાં છીયે, એટલે કે અજ્ઞાનતામાં છીયે તેથી એ બધા ભેદો સમજતા નથી, પણ આપણો કેપટન તો—આપણો માલેક તો ઉપર પ્રકાશમા છે, અને બધી તરફથી છૂપી જાતના સંદેશા તેની પાસે ચાલ્યા આવે છે, તેથી તેતો સર્વજ્ઞ છે, એટલે આપણે જેટલુ આપણુ ભલુ સમજીએ તે કરતાં તે આપણુ ઘણુ જ વધારે ભલું સમજી શકે છે. માટે આપણે આગબોટના ઈજીનો ચલાવવામા ઇજનેર જેવા બહુ બાહોશીથી કામ લેનારા થવું જોઇયે, અને કેપટનના હુકમ પ્રમાણે જ વર્તવું જોઇયે. કારણકે એમા જ ખરૂ કલ્યાણ છે. એને બદલે—કેપટનના હુકમ વિના ઇજનેર જો પોતાની મરજી પ્રમાણે આગબોટ ચલાવ્યા કરે તો એ આગબોટનો નાશ થયા વિના રહે નહિ. તેમજ પ્રભુની ઇચ્છાને બાજુએ મૂકીને જો આપણે બધું આપણી જ મરજી પ્રમાણે કરીયે તો આપણો પણ નાશ થયા વિના રહે નહિ. માટે આપણે આપણા કલ્યાણ સારૂ સર્વશક્તિમાન મહાન ઈશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇયે. અને તેને આપણી આગબોટનો કેપટન બનાવી આપણે તેના ઈજનેર બનવું જોઇએ. એનું જ નામ ખરો ધર્મ છે. અને જેને એવી રીતે ઈજનેર બનતાં આવડે તેજ ખરેખરો નિષ્કામી ભગત કહેવાય છે. માટે ભાઇઓ અને બ્હેનો! જો આ દુનિયામા સુખી થવું હોય

અને મુવા પછી મોક્ષ મેળવવો હોય તો ભગવદઇચ્છાને આધીન રહેનારા આવા નિષ્કામી ભગત થાઓ. નિષ્કામી ભગત થાઓ.

નિષ્કામી થાઓ એટલે તમારી સ્થીતિના ધર્મ બજાવો, હમેશાં હરિસ્મરણ કરો, ભગવદ ધ્યાનમાં મચ્યા રહો, જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો, અને પેલા ઇજનેરની પેઠે હમેશાં પોતાનું કામ કર્યા કરો, તથા એનું પરિણામ શું આવશે તે બાબત પરમકૃપાળુ પરમાત્માને સોપો. કારણકે આપણું કલ્યાણ શેમાં છે, તે આપણા કરતા આપણો સર્વશક્તિમાન કેપ્ટન સારી રીતે સમજે છે. માટે તેના હાથમાં લગામ સોપી દેવી ને તેની ઇચ્છામાં આપણી ઈચ્છાને મીલાવી દેવી, તેનું જ નામ નિષ્કામપણું છે, માટે એવા નિષ્કામીભગત થાઓ, એવા નિષ્કામી ભગત થાઓ.

---

## ૩૭–ભક્તિનાં ઘણાં અંગો છે, તેમાંથી દરેક ભગતોમાં એકાદું અંગ બહુ ખીલેલું હોય છે, ને બીજાં અંગો નબળાં હોય છે. એ જોઇને ભગતોએ બીજા ભગતોની નિંદા ન કરવી જોઇએ.

ઘણા ભગતો બહુ સદ્ગુણી હોય છે, બહુ પવિત્ર હોય છે, બહુ નમ્રતાવાળા હોય છે, બહુ ત્યાગી હોય છે, બહુ અનુભવી હોય છે, બહુ તપ કરનારા હોય છે, અને બહુ પ્રેમા હોય છે. છતા પણ ઘણા ભગતોમાં એક જાતનો બહુ મોટો દુર્ગુણ હોય છે, અને તે એ કે, પોતાની અદર જે જાતના ગુણ હોય, તથા પોતાના જેવા આચારવિચાર હોય, તેવીજ જાતના ગુણ જે ભગતોમાં હોય તેનેજ તેઓ સાચા ભગત સમજે છે, અને એ સિવાયના બીજા ભગતોની તેઓ નિંદા કર્યા કરે છે. જેમકે–

કોઇ ભગતમાં ત્યાગ બહુ હોય છે તે ત્યાગીઓનેજ વખાણે છે. પણ કોઇ ભગતમાં ત્યાગ ઓછો હોય ને તેને બદલે ભજનનું જોર વધારે હોય તોપણ તે તેને ગમતો નથી. કોઇ ભગત જ્ઞાની હોય છે તેઓ જ્ઞાનીઓનેજ ભગત સમજે છે, પણ કેટલાક ભગતો જ્ઞાનની બાબતમાં મોળા હોય છે અને ધ્યાનમાં બહુ આગળ વધેલા હોય છે, પણ એવા જ્ઞાનીઓ ધ્યાનીઓની

કિંમત સમજતા નથી. કેટલાક ભગતો તીર્થોમાં ફર્યા કરે છે, તથા વારંવાર જાત્રા કર્યા કરે છે, અને જે એવી રીતે જાત્રા કર્યા કરે તે ભગતોનેજ તેઓ સાચા ભગત સમજે છે, ને તેઓની ઉપરજ પ્રેમ રાખે છે. પણ જે ભગતો એકાંતનું સેવન કરનારા હોય છે. અને એકાતની મોજ લુંટનારા હોય છે, તેને તેઓ પુરા ભગત સમજતા નથી. કેટલાક ભગતો અમુક દેવને, અમુક ગુરૂને, અમુક ધર્મને કે અમુક શાસ્ત્રનેજ માનનારા હોય છે, અને જે પોતાના મત પ્રમાણેનું માને તેનેજ તેઓ ભગત સમજે છે. અને જે એ બધું ન માને તેને ભગત સમજતા નથી. પણ તેઓએ જાણવું જોઇયે કે, એ બધુ ન માનતા હોય ને બીજુંજ કાઇ માનતા હોય તે પણ ભગત હોઇ શકે છે. કારણ કે આ જગતમા ઘણા ધર્મો છે, ઘણા શાસ્ત્રો છે, ઘણા દેવો છે, અને ઘણા ગુરૂઓ છે. અને તે સૌ સારા હેતુથીજ થયેલા છે, એટલે તેમને માનવાથી પણ ભગત થઇ શકાય છે પણ આ ખ્યાલ ઘણા ભગતોને હોતો નથી, તેથી તેઓ પોતાનાથી જુદી જાતના આચારવિચારવાળા ખરા ભગતોને પણ ભગત માની શકતા નથી. એટલુંજ નહિ પણ ઉલટી તેઓની નિંદા કરે છે. કેટલાક ભગતો બહુ ઉદ્યોગી હોય છે, અને આખો દિવસ પરમાર્થના કામમાજ રોકાયલા રહે છે, તેઓને નિવૃત્તિપરાયણ ભગતો હલકા લાગે છે. તેથી તેઓ કહે છે કે, ગુફામાં કે ઓરડીમા બેસીને માળા ફેરવ્યા કરવામા શુ વળે ? એમાતો એક જાતનો આનદ આવે છે, માટે એ તો સૌને ગમે, પણ પોતાના સ્વાર્થનો ભોગ આપીને જીવોના કલ્યાણ માટે પુરૂષાર્થ કરવો એજ મોટી વાત છે. આવા વિચારને લીધે નિવૃત્તિપરાયણ ભગતોની તેઓ બહુ ઓછી કિંમત કરે છે. જે મૂર્ત્તિપૂજક ભગતો છે તે મૂર્ત્ત નહિ પૂજનાર ભગતને ભગત સમજતા નથી, અને જે મૂર્ત્તિને નહિ પૂજનારા ભગતો છે તે મૂર્ત્તિપૂજકોને સાચા ભગત સમજતા નથી. પણ ખરૂ જોતાં જે ભગતો મૂર્ત્તિ પૂજે છે, તે પણ પ્રભુને રીઝવવા માટેજ મૂર્તિ પૂજે છે, કાઈ મૂર્ત્તિ ઉપરના પ્રેમને ખાતર મૂર્ત્તિને પૂજતા નથી. અને જે મૂર્ત્તિને નથી પૂજતા તે પણ પ્રભુને રાજી રાખવા ખાતર મૂર્ત્તિ પૂજતા નથી. કાઇ મૂર્ત્તિ ઉપરના દ્વેષને ખાતર

મૂર્ત્તિનો તીરસ્કાર કરતા નથી. આવી રીતે બન્ને પક્ષવાળા ભગતો પ્રભુને ખાતર જ એકબીજાથી ઉલટી રીતે વરતે છે. કેટલાક ભગતો જીવદયા ઉપર જ બહુ ભાર મૂકે છે પણ ઇશ્વર ઉપર બહુ ભાર મૂકતા નથી, અને કેટલાક ભગતો ઇશ્વર ઉપર જ ખાસ ભાર મૂકે છે અને જીવદયાને ગૌણુ ગણે છે. કેટલાક ભગતો પોતાના કર્મના બળ ઉપરજ આધાર રાખે છે અને કેટલાક ભગત ઇશ્વરકૃપા ઉપર જ પોતાના ઉદ્ધારનો આધાર રાખે છે. અને કેટલાક ભગતો પ્રેમથી જ મુક્તિ મળી શકે છે, એમ માને છે, અને કેટલાક ભગતો જ્ઞાનથી જ મુક્તિ મળી શકે છે, એમ માને છે.

આવી રીતે જુદા જુદા ભગતોનાં જુદાં જુદાં અંગો હોય છે, અને સૌનું નોખુ નોખુ અગ હોય તેમા કાંઇ નવાઈ નથી, તેમજ જેનું જે અગ જોરાવર હોય તેને તે અગ પાળવાથી ખાસ લાભ થાય તેમાં પણુ કાંઇ નવાઇ નથી. પણુ પોતાની અદર જે મુખ્ય અગ છે તેજ અગ જેનામા હોય તેજ સાચા ભગત કહેવાય અને એ સિવાયના બીજા બધા ભગતોને અધુરા સમજવા એ ભુલ છે, એટલુંજ નહિ, પણુ પોતાના આચારવિચારના ન હોય તેવા ભગતોની નિંદા કરવી એતો ઘણુ જ ખરાબ છે. માટે જે ખરા ભગતો હોય તેઓએ તો ખાસ એવો વિચાર કરવો જોઈયે કે–

જ્યારે વરસાદ પડે ત્યારે જમીનમાં જે જાતનું બીજ હોય તે જાતનું ઝાડ ઉગી નીકળે છે, તેમજ જ્યારે પ્રભુની કૃપા ઉતરે –પ્રભુની કૃપારૂપી વરસાદ વરસે ત્યારેજ ભગત થવાય છે. પણુ એ કૃપાના વરસાદથી જે ભગતની અદર જે જાતની મુખ્ય લાગણી હોય, મુખ્ય ભાવના હોય, મુખ્ય સસ્કાર હોય, કે મુખ્ય સજોગ હોય તે પ્રમાણે તેની ભક્તિનું અગ ખીલી નીકળે છે. આમ હોવાથી એક જ ગુરૂ હોય, એક જ શાસ્ત્ર ભણેલા હોય, એક જ મંદિરમાં સૌ સાથે જતા હોય, અને એક જ સત્સગ મડળમાં મળતા હોય, છતાં પણુ જુદા જુદા ભગતોમાં ભક્તિનાં જુદાં જુદાં મુખ્ય અંગો હોય છે. જેમ કે,

કોઇ ભગતમાં દયા વધારે હોય છે, કોઇ ભગતમાં જ્ઞાન વધારે હોય છે, કોઇ ભગતમાં ત્યાગ વધારે હોય છે,

કોઇ ભગતમાં પરમાર્થ વધારે હોય છે, કોઇ ભગતમાં દીનતા વધારે હોય છે, કોઈ ભગતમા પ્રભુપ્રેમ વધારે હોય છે, કોઇ ભગતમા શાન્તિ વધારે હોય છે, કોઇ ભગતમાં ઉપદેશક વૃત્તિ વધારે હોય છે, કોઇ ભગતમા મૌનપણુ વધારે હોય છે, કોઇ ભગતમા ધ્યાન વધારે હોય છે; અને કોઇ ભગતમાં ઇન્દ્રિયનિગ્રહ વધારે હોય છે. આવી રીતે એક જ ગુરૂ, એક જ શાસ્ત્ર, એક જ મદિર તથા એકજ સત્સગમા જુદા જુદા ભગતોના જુદા જુદા મુખ્ય અગ હોય છે. ત્યારે આ દુનિયામા તો જુદા જુદા દેશ છે, જુદા જુદા ગુરૂઓ છે, અને જુદાં જુદા શાસ્ત્રો છે, એટલે જુદા જુદા ભગતોના જુદા જુદા આચારવિચાર હોય તેમા કાઇ નવાઇ નથી. માટે જો સાચા ભગત થવું હોય તો "બધા મારા જેવા જ ભગત થાય તો ઠીક, એમ ઇચ્છશોમા." કારણુ કે એમ કદી પણુ બનવાનુ જ નથી. જુદા જુદા ભગતોમાં તો જુદા જુદા ગુણો રહેવાના જ, માટે તમારા જેવા આચારવિચારના ન હોય તેવા ભગતોની નિંદા કરી પાપમા પડશોમાં, પણુ તેઓની તરફ ઉદારતાથી જોજો. અને પ્રભુએ તેઓને એ અગ આપેલું છે એમ સમજજો. ટુકામાં એજ કે તમે તમારો ધર્મ મૂકશો મા, ને બીજાઓના ધર્મની નિંદા કરશો મા.

---

## ૩૮—આપણા સંબંધમાં આવી ગયેલા બહુ થોડા ભગતોને જ આપણે ઓળખીયે છીયે, પણુ જેટલા ભગતોને આપણે જાણીયે છીયે તેના કરતાં અજાણુમાં રહી ગયેલા ભગતો ઘણાજ વધારે છે.

મદિરો બધાવનારા, સદાવ્રતો આપનારા, ધર્મશાળાઓ બધાવનારા, કુવા તળાવ ખોદાવનારા, પાઠશાળા ખોલનારા, બ્રાહ્મણોને જમાડનારા, તીર્થોમા ફરનારા, કથા કરનારા, ગુરૂ બની ગયેલા, દેવો પાસે નાચનારા તથા ગાનારા, અને ત્યાગી થઈ ગયેલા તથા બહુ પ્રસિદ્ધિમાં આવી ગયેલા સજ્જનોને જ આપણે ભગત સમજીયે છીયે. કારણુ કે તેમનાં કામો આપણુને દેખાયા કરે છે, અને તેમનાં નામો આપણે કાને પડયા કરે છે, તેથી તેઓ જાહે-

રમા આવી ગયેલા છે, એટલે એવાઓને આપણે મોટો ભગત સમજીયે છીયે. પણ યાદ રાખજો કે એના કરતા ઘણા વધારે ઉચા આચારવિચારવાળા ભગતો આ જગતમા બીજા ઘણા છે. અને તેમ છતા તેઓ ગુપ્ત રહેલા છે. તેમા કેટલાક તો આપણી નજર આગળ હોય છે, તથા આપણા કુટુબમા ને પડોશમાં જ હોય છે, છતા પણ આપણે તેઓને ભગત તરીકે ઓળખી શકતા નથી. જેમકે–

જે માણસ મદિર બધાવે તેને આપણે ભગત કહીયે છીએ, પણ જે ગરીબ માણસ પોતાના ઘરમા શાન્તિથી રહે છે, ને અખડ ભજન કર્યા કરે છે, તેને આપણે ભગત તરીકે ઓળખતા નથી. જે માણસ મંદિરોમા કથા કરે છે તેને આપણે ભગત સમજીયે છીયે, પણ જે માણસ કજીયા પતાવી દેવા માટે પચમાં નીમાય છે ને લવાદ તરીકે કામ કરી સમાધાની કરાવી આપે છે, તેને આપણે ભગત તરીકે ઓળખતા નથી. જે બાઈઓએ મરજાદ લીધી હોય તેને એટલે કે જે ધર્મના વિશેષ નિયમો પાળે છે તેને આપણે ભગત સમજીયે છીયે, પણ જે બાઇઓ બહુ જ ગરીબાઇની વચ્ચે પણ બહુજ શાન્તિથી રહે છે, અને પોતાના ધણી તથા છોકરાઓની બહુ પ્રેમપૂર્વક સભાળ લેય છે, તથા તેમને સુધારે છે, તેને આપણે ભગત સમજતા નથી. ધર્મનાં પુસ્તકો લખનારને કે ભાષણો આપનારને આપણે ભગત તરીકે ઓળખીયે છીયે, પણ કુટુબના વડાઓ પોતાના સગાઓને ઘેર જઈ જઇને વગર માગ્યે જે સારી સલાહ આપ્યા કરે છે, તથા જુવાનીઆઓને દાબમા રાખે છે, ને તેમને સુધારે છે, તેને આપણે ભગત તરીકે ઓળખતા નથી. ધર્મશાળાઓ બંધાવનારને આપણે ભગત તરીકે ઓળખીયે છીયે, પણ ધર્મશાળામા પડેલા, પારકું સદાવ્રત ખાનારા, શરીરે દુઃખી થઈ ગયેલા, સાધનો વિનાના, અને તેમ છતા અતરમાંથી પ્રભુપ્રેમની ધારા વહેવરાવનારા, તથા આશીર્વાદના ઉમળકાઓ કહાડનારા ગરીબડાઓને આપણે ભગત તરીકે ઓળખતા નથી. જાહેરમાં ધન આપનાર તથા ફાળાઓમા મોટી રકમ ભરી આપનાર શ્રીમંતોને આપણે ભગત માનીયે છીયે, પણ જે ગરીબ માણસો અનેક જાતની ઉપાધીઓ છતા આખી જીદગી સુધી દરરોજ નિયમપૂર્વક મંદિરોમાં જાય છે તેનાં નામ

કાંઇ છાપામાં છપાતાં નથી, એટલે તેને લોકો મોટા ભગત તરીકે જાણતા નથી. કથા વખતે આગળ આગળ બેસનારા, અને પુરાણની વાતો કરનારા બોલકણા માણસને આપણે ભગત સમજીયે છીયે, પણ જે માણસ કથામા સૌથી પહેલા જાય છે, ને જગ્યા સાફ કરે છે, તથા દીવાબત્તી કરે છે, અને શ્રદ્ધાથી કથા સાભળે છે, તે ગરીબડાઓને આપણે મોટા ભગત સમજતા નથી. જે ગૃહસ્થો જાહેરમાં વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપે છે તેને આપણે વખાણીયે છીયે, પણ જે ગૃહસ્થો સસ્કૃત ભણનારા વિદ્યાર્થીઓને ખાનગી રીતે ખાવાનુ આપે છે, તથા પુસ્તકો આપે છે, તેનાં નામો આપણે જાણતા નથી. જે માણસો દવાખાના ખોલે છે તેને આપણે માન આપીયે છીયે, પણ જે માણસો પોતાના દૂરના માદા સગાઓ કે મિત્રોને પોતાને ઘેરે આશ્રય આપે છે, અને તેમના લાબા મદવાડમા ધીરજ રાખી સેવા કર્યા કરે છે, તેની કિમત આપણે સમજતા નથી, ને તેમના નામો આપણે જાણતા નથી. સ્કુલો ખોલનારાને આપણે ઓળખીયે છીયે, અને તેના વખાણ કરીયે છીયે, પણ પોતાના શુદ્ધ ચરિત્રથી, નિસ્પૃહીપણાથી ને સારી સલાહથી પોતાની આસપાસના માણસોને જે અજબ જેવી રાતે સુધારી શકે છે, તેવા ગામડામા રહેતા ગરીબડા સાદા માણસને આપણે ઓળખતા નથી,ને ઓળખવાની દરકાર પણ રાખતા નથી.

બધુઓ! જગતમા જેટલા જાણીતા ભગતો છે તે કરતા આવી રીતે અજાણમા રહેલા ભગતો ઘણા વધારે છે. એટલુ જ નહિ પણ એવા અજાણ્યા રહેલા ભગતોમા કેટલાક ભગતો તો બહુ જ પ્રસિદ્ધિમા આવી ગયેલા જાણીતા ભગતો કરતા પણ બહુ ઉચી કોટીના હોય છે, માટે એવા માણસોની પણ કિમત સમજતા તથા કદર કરતા શીખજો. અને એવા થવાની કોશીષ કરજો. કારણ કે ડોળડીમાક રાખીને કે પોતાનામા થોડુ હોય છતા પણ તેને ઘણુ કરી બતાવીને પ્રસિદ્ધીમા આવવું તે કરતા શાન્ત રીતે ને ગુપચુપપણે પોતાનાથી બની શકે એટલી ભલાઇ રાખવી ને અંદરથી ભગત થવું, એનો કિંમત ઘણી વધારે છે, ને એજ પ્રભુને પ્રિય છે. એ યાદ રાખજો.

---

## ૩૯–ભગતોની ઉપર કુદરતી રીતેજ સૌને પ્રેમ હોય છે તે વિષે.

ઘણી વખત આપણે ઘણા ભગતોની નિંદા સાભળીએ છીએ તથા ભક્તિમાં કાંઈ વળે નહિ ને એ બધા ઢોગ છે, એમ પણ કોઈ કોઈ ઠેકાણેથી આપણા સાભળવામાં આવ્યા કરે છે, છતાં પણ આપણને ભક્તિ તથા ભગતો ગમ્યા કરે છે.

આપણી ઓળખાણમાં કે પાડોશમા કોઈ ગરીબડો ભગત હોય તો તેની કેટલાક લોકો મશ્કરી કર્યા કરે છે તથા કાંઇક ન ગમે એવી વાતો કર્યા કરે છે, છતા પણ એવે વખતે પણ જે આગળ વધેલો માણસ હોય છે તે બહુ ધીરજ રાખી શકે છે, કડવાં વચનો પણ સાખી શકે છે, અને કોઇ કંઇ કહી લેય તોપણ ઉલટો સામો હશી પડે છે. આ બધુ જોઇને અતે પરિણામ એ થાય છે કે જે લોકો ભગતની મશ્કરી કરતા હોય તે લોકો પણ એવા ભગતોની ઉપર હેત રાખે છે, અને ખાવાપીવાના કે પૈસા સબધી ફાયદો થાય એવા પ્રસંગો આવી પડે ત્યારે એ ભગતોને યાદ કરે છે, તથા તેની મશ્કરી કરતે કરતે પણ તેને માલ અપાવે છે.

બધુઓ! આમ કેમ થાય છે, એ તમે જાણો છો? એનુ કારણ એ છે કે, ભગતોને મોટો ભાગીઓ મળી ગએલો હોય છે, તેથી તેઓના આચરણમા ઘણી જાતની ખુબીઓ આવી ગએલી હોય છે, એટલે ભગતો સૌને ગમ્યા કરે છે. જેમકે બીજા સસારી લોકો કરતાં ભગતો વધારે શાતિવાળા હોય છે. બીજાઓના વાક માફ કરવાનુ તેઓમા બળ હોય છે. કોઇ કાંઇ કહી જાય તો તેનો ધક્કો પોતાના હૃદયમા લાગવા દેવો નહિ, ને એ વાતને અધરને અધરથી ઉડાવી દેવી, એવી તેઓમા આવડત હોય છે. ટુક ખરચમા ચલાવી લેવું ને જે મળ્યું તેથી સતોષી રહેવું એ તેમનામા ગુણ હોય છે. વળી ભક્તિને લગતી કાંઇક સારી સારી વાતો કહેતા તેઓને આવડે છે. તેઓના વિશ્વાસમાં કાંઈક ખાસ બળ હોય છે. પ્રભુની ખાતર તેઓ શરીરનાં તથા મનનાં કષ્ટ સહન કરી શકે છે. અને દુઃખ તથા આફતને વખતે તેઓ બીજાઓનાં કરતા ઘણી વધારે ધીરજ રાખી શકે

છે. આ બધુ જોઇને તેની આસપાસના લોકોને તેઓની ઉપર પોતાની મેળે મેળે હેત આવ્યા કરે છે, અને તેમા પણ જો એ ભગત વિદ્વાન હોય, વિવેકી હોય, શાન્ત સ્વભાવનો હોય, અને સૌની સાથે ઉદારતાથી વરતતો હોય તો તો ઘણા લોકો તેની ઉપર બહુ પૂજ્યભાવ રાખે છે. અને જો એ બધુ તેનામાં ખીલેલું ન હોય તોપણ બીજા સસારી લોકોના કરતા ભગતોને લોકો સારા સમજે છે, ને તેઓની ઉપર પ્રેમ રાખે છે. કારણકે તેઓના હ્રદયમાં ભગવાન હોય છે, માટે તેઓ સૌને વ્હાલા લાગે છે. પ્રભુપ્રેમમા ને ભક્તિમા આવી ખુબી છે. માટે બધુઓ ! ભગત થવાની કોશિશ કરો. ભગત થવાની કોશિશ કરો.

---

## ૪૦–ઘણાં માણસો મંડળીમાં ભગત થઇને ફરે છે, પણ ઘરમાં તો કજીયા કરે છે, તેઓ ખરા ભગત નથી, એમ જાણજો.

ભાઇઓ ! મદિરોમા થોડીવાર ભગત થવું, સભાઓમા થોડીવાર ભગત રહેવુ, અને બીજા અજાણ્યા લોકો સાથે વાત-ચીત કરતી વખત જ્યા કાઇ પોતાને લેવાદેવા ન હોય તેવી બાબતોમા પોતાની ભક્તિ દેખાડયા કરવી, એમા કાંઈ મોટી વાત નથી. કારણકે એતો જરાક વારનુ કામ હોય છે, એટલે એટલો વખત પોતાના વખાણ સારૂ કે ગૃહસ્થપણાને લીધે ભક્તિ દેખા-ડાય તેમાં કાઇ નવાઇ નથી, પણ પોતાના ઘરમા ને પોતાના સગાઓ સાથેની વર્તણુકમા ભક્તિ રાખવી એ બહુ મોટી વાત છે. કારણકે જે લોકો સાથે ઝાઝુ કામ ન હોય, જે લોકો સાથે વારે વારે કામ પડતું ન હોય, જે લોકો સાથે પોતાના સ્વાર્થ લાગેલા ન હોય અને જે લોકો સાથે દૂરથી સાહેબસલામનો જ વ્યહવહાર હોય એવા લોકોની સાથે સારી રીતે વરતવું એમા કાઈ નવાઈ નથી, પણ જે લોકોની સાથે આપણને રાતદિવસ કામ છે, જે લોકોની સાથે આપણા સ્વાર્થ જોડાએલા છે, અને જે માણસોના સ્વભાવ તથા આચારવિચાર આપણાથી જુદા પ્રકારના હોય છે, તેઓની સાથે નભાવી લેવું, તેમને રાજી રાખવા, અને

તેમ છતાં આપણા મનને ધક્કો લાગવા દેવો નહિ, એજ ખુબીની વાત છે, ને એનુંજ નામ ખરી ભક્તિ છે. ભક્તિની કસોટીનું ઠેકાણું કુટુંબ અને સગાંવહાલા છે. કારણકે બહારના લોકો આપણા માટે જેટલું માન રાખે તેટલું માન ઘરના લોકો ઘણી વખત રાખી શકતા નથી. કારણકે તેઓને કોઇ કોઇ વખત કોઇ કોઈ બાબતમાં આપણા દોષ દેખાયા કરે છે, એટલુજ નહિ પણ તેઓની સાથે આપણને વારંવાર કામ પડયા કરે છે, અને તેમા કેટલાક માણસો તો એવા હઠીલાં હોય છે, એવા અજ્ઞાની હોય છે, એવાં કઠોર હોય છે, અને એવા સખત શબ્દો બોલનારા હોય છે કે તેઓની ઉપર હેત રાખવું એ ઘણા માણસોને બહુ મુશ્કેલ થઇ પડે છે. તેથી ઘણે ઠેકાણે બહાર ભગત ગણાતા હોય તેવા માણસોના ઘરમા પણ કજીઆ હોય છે. છતા પણ આ બાબત ઉપર ઘણા હરિજનોનું ધ્યાન ખેચાતું નથી, કારણકે એમાં તેઓ મોટી વાત સમજતા નથી, અને કેટલાક તો એમજ સમજ્યા કરે છે કે, ઘરમા તો એમજ ચાલે. આવા આવા કારણને લીધે મદિરોમાને મડળીઓમા ભગત રહેનારા માણસો પોતાના ઘરની અદર ભગત રહી શકતા નથી. પણ હવે જરા વિચાર કરો કે, આ રીત શુ વ્યાજબી છે? બહારના લોકોમાં ભગત રહેવું અને પોતાના નજીકના સગાઓ કે જેનો આપણી ઉપર ખાસ વિશેષ હક છે, તેઓની સાથે કલેશ રાખવો, કે ઉચુ મન રાખવું, કે બેદરકારી રાખવી, કે અણગમતી ટીકાઓ કરવી, એ શું વ્યાજબી છે? અને નજીકના સગાઓ સાથે એવી રીતે વરતીને તથા ઘરમા કલેશ રાખીને શુ સાચા ભગત થઇ શકાય છે? બેશક, એટલું ખરૂં છે કે ઘણી વખત ઘણા ભગતોને બહુજ વિરૂદ્ધ પ્રકૃતિના માણસો વચ્ચે રહેવું પડે છે. ઘણા ભગતોને કોઇ કોઇ વાતમા બહુજ હઠે ભરાઈ ગએલા સગાઓની વચ્ચે રહેવું પડે છે. અને કેટલીક વખત ધર્મ સબધી એક એકથી ઉલટા વિચારો ધરાવતા હોય તેવા સગાઓની વચ્ચે રહેવું પડે છે. એટલે બહુજ ઈચ્છા હોવા છતા પણ કેટલીક જાતના વિરોધો મટી શકતાજ નથી. પણ એવી વખતે પણ જે ખરા ભગતો છે તે પોતાના સગાંઓ ઉપરનો પ્રેમ ઓછો કરતા નથી, કે તેઓની તરફની પોતાની ફરજો બજાવવામા ભૂલ કરતા નથી.

બીજાંઓ પોતાની સાથે આડી રીતે વરતે છતા પણ તેઓ તો તેમનું ભલુંજ કરે છે. બીજા સગાઓ આકરા વચનો કહી જાય છતાં પણ ભગતો તે સાંખી જાય છે, અને બીજાઓ હલકી હલકી વાતો કરીને ભગતની આબરૂને ધક્કો પહોચાડે છે, છતા પણ જે ખરા ભગતો હોય છે તેતો એવા માણસોના ગુણોના પણ વખાણ કર્યા કરે છે. કારણકે તેઓ એમ સમજે છે કે અમે જ્યારે સૌ લોકોની ઉપર હેત પ્રીત રાખી શકીએ ત્યારેજ અમારી ભક્તિ સફળ થાય છે. અને તેમા પણ અમારા સગાઓનો તો અમારી ઉપર વધારે હક છે, માટે તેઓને સુખી રાખવા સારૂ અમારાથી બનતી મહેનત અમારે કરવીજ જોઇએ, અને તેઓની ખાતર જેટલું ખમાય તેટલું ખમવું જોઇએ. આમ સમજીને તેઓ પોતાના ઘરના તથા નજીકના સગાઓ સાથે બહુજ સારી રીતે વરતે છે. કારણકે બહુ ચોખ્ખી રીતે તેઓ એમ સમજી ગએલા હોય છે કે જો ઘરમા રોજના કલેશ હોય તો ભક્તિ ટકી શકેજ નહિ. કલેશને લીધે મનમા વિક્ષેપ થયા કરે છે, અને જીવ ઉકળી જાય છે. અને વધુ વખત તો ઘરમાજ રહેવાનું હોય છે, તથા નજીકના સગાઓની સાથેજ વધારે કામકાજ હોય છે, માટે તેઓને રાજી રાખવા એ બહુજ જરૂરની વાત છે. કારણ કે તે બધા જો અનુકુળ હોય તો આપણી ભક્તિને બહુ પુષ્ટી મળી જાય છે, અને વિરૂદ્ધ હોય તો આપણી ભક્તિને ધક્કો લાગ્યા કરે છે, તેથી ભક્તિ ઢીલી પડી જાય છે. માટે બધુઓ ! તમે મદિરોમાને મડળીઓમાજ ભગત ન રહો, પણ ઘરમા તથા સગાઓમાં પણ ભગત રહી શકાય તેમ કરો. અને જો એમ નહિ કરો ને કુટુબમા કલેશ રાખી મુકશો તો તમારી ભક્તિ ઢીલી પડી જશે. માટે એ યાદ રાખજો કે જરાક ખમી ખાતાં ન આવડે તેને લીધેજ ભક્તી ઉડી જાય એ કાંઇ ઠીક કહેવાય નહીં. માટે જેમ બહારના ભગત રહો છો તેમ કુટુબની અદર પણ ભગત રહી શકાય તેમ કરો, ને એ ઠેકાણે પણ ભક્તિ ટકી રહે તેમ કરો. એજ અમારી ભલામણ છે.

---

## ૪૧–યાદ રાખજો કે ભક્તિનાં બહારનાં સાધનો રાખવાં એ જુદી વાત છે, અને અંતરમાંથી પ્રભુની ઓળખાણ કરી લેવી એ જુદી વાત છે.

ઘણાં માણુસો ઇશ્વરને સૌથી સારામા સારો, મોટામા મોટો અને પવિત્રમાં પવિત્ર માની તેની કથા કરે છે, તેના કીર્તન કરે છે, તેનુ સ્મરણુ કરે છે, તેના ગુણુ બીજાઓને સભળાવે છે, અને હમેશાં નિયમસર મદિરમાં દર્શન કરવા કે પ્રાર્થના કરવા જાય છે, છતાં પણુ તેઓ પ્રભુની ઓળખાણુવાળા થઈ ગયા હોય એમ જણુાતું નથી. કેટલાક ભગતો બહુ માળાઓ પહેરે છે, તીલકો કરે છે, ભસ્મ લગાવે છે, ભગવા લુગડા પહેરે છે, જટા રખાવે છે, મુંડન મુંડાવે છે, અગ્નિ રાખે છે, અને બહારના બીજા ઘણી જાતના ડોળડીમાક રાખે છે, નથા એમ કરી જગતને જણુાવા ઇચ્છે છે કે અમે પ્રભુના છીએ ને પ્રભુ અમારો છે, પણુ ખરી રીતે જોતા તેમ હોતું નથી. બહારના આવા બહુજ ઠાઠમાઠ છતાં પણુ અન્તરમાથી પ્રભુથી તેઓ બહુજ દૂર હોય છે. કેટલાક લોકો ભગવાનને અર્થે ઘણી જાતના પરમાર્થના કામો કરે છે. જેમકે કોઇ સદાવૃત અપાવે છે, કોઈ ધર્મશાળા બધાવે છે, કોઇ મદિરો બનાવે છે, કોઇ પાઠશાળાઓ ખોલે છે, કોઇ કુપ તલાવો ખોદાવે છે, કોઈ પુસ્તકો રચાવે છે, કોઇ નિશાળો ખોલે છે, કોઈ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપે છે, કોઈ ગરીબ માણુસોને મદદ કરે છે, કોઈ અન્નક્ષેત્ર ચલાવે છે, અને કોઇ પાજરાપોળમા મદદ કરે છે. આવી રીતે પરમાર્થના કામો કર્યા કરે છે, અને લોકોને એમ બતાવે છે કે અમે આવા આવા પરમાર્થનાં કામો કરીએ છીએ માટે ભગત છીએ. પણુ આવા પરમાર્થના કામો કર્યા છતા પણુ ઘણાં માણુસો અન્તરમાથી ભગત હોતા નથી. કારણુ કે તેઓને પ્રભુની સાથે ખાસ ઓળખાણુ થયેલી હોતી નથી. અને યાદ રાખજો કે, જ્યાં સુધી પ્રભુ સાથે પુરેપુરી ઓળખાણુ થઇ જાય નહીં ત્યાં સુધી કોઈપણુ માણુસ સાચો ભગત થઈ શકતો નથી. કેટલાક ભક્તો લોકોમા જ્ઞાન ફેલાવવા માટે ધર્મનો ઉપદેશ કરે છે, અને બીજા ધર્મના લોકોની સાથે ધર્મ સંબંધી મોટા વાદવિવાદો કરે છે,

તથા જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં ધર્મનીજ ચર્ચા કર્યા કરે છે, છતાં પણ તેઓ પ્રભુને ઓળખતા હોય એમ હોતું નથી. બહારને બહાર રહીને પણ—પ્રભુથી દૂરને દૂર રહીને પણ આવી વાતો કરતાં ઘણા માણસોને આવડી શકે છે; માટે ઇશ્વર સંબંધી વાદવિવાદ કરવાથી પણ ભગવાનને ઓળખી લીધા એમ સમજવાનું નથી. કારણ કે ભગવાનને ઓળખવાને તેના દોસ્ત બનવું કે સાચા સેવક બનવું, એ કાંઇક જુદીજ વાત છે.

ઘણા માણસો ભગવાનને અર્થે વૃતો કરે છે, અપવાસો કરે છે, યાત્રાઓ કરે છે, અને કેટલીક જાતનાં દેહને કષ્ટ આપનારાં તપ કરે છે, છતા પણ તેઓ ભગવાનને ઓળખતાં હોય એમ જણાતું નથી. કેટલાક માણસો ઇશ્વરને અર્થે ઘર છોડે છે, બાયડી છોકરાંને તજે છે, ધન માલને તજે છે, અને ત્યાગી થઇ જગલમા ચાલ્યા જાય છે, અગર સન્યાસ લઇ લેય છે, અને બહુ કઠીનતાથી વેરાગના સખ્ત નિયમો પાળે છે, છતા પણ તેઓ ભગવાનને ઓળખતા હોય એમ લાગતું નથી. કારણ કે જેઓ ભગવાનને ઓળખતા હોય તેઓના રંગ ઢગ કાઇક જુદાજ હોય છે.

બધુઓ! આ બધું સાભળીને તમને એમ લાગશે કે એમ કેમ બને? આટલું આટલું કરતાં છતાં પણ ભગવાન ન ઓળખાય ત્યારે પછી ભગવાનને ઓળખવા માટે શુ કરવું? અને તેને કેમ ઓળખવા? એના જવાબમા સંતો કહે છે કે—

જે ગરીબ માણસને બહુ મોટો શેઠીઓ ભાગીઓ મળી જાય તે ગરીબ માણસની સ્થીતિ થોડા વખતની અદર બદલાઇ જાય છે. મોટા શેઠના મુનીમ થયા પછી તેના આચાર વિચાર ને રીતભાતમા ઘણોજ ફેરફાર થઈ જાય છે. અને જે માણસ રાજાનો હજુરીઓ બની જાય તેનામાં પણ બીજા સાધારણ માણસોના કરતા ઘણી વિશેષતા આવી જાય છે. તેમજ જે માણસ પોતાના અન્તરમાથી ખરેખરો ભગત થઇ જાય, અને જેને પ્રભુની બરોબર ઓળખાણ થઇ જાય, તે ભગતની રહેણીકહેણી પણ બદલાઇ જાય છે. કારણ કે જે ભગત દરરોજ ભગવાનના સબન્ધમા આવતો હોય તે ભગતની તેજી જ કાંઇક જુદા પ્રકારની હોય છે. જેને પ્રભુ સાથે ઓળખાણ થઇ ગઈ હોય તે

ભગતમાં એક જાતની કુદરતી ખુમારી આવી જાય છે, તેથી તે વ્યવહારની નાની નાની ઘણી બાબતો તરફ બેદરકારી રાખી શકે છે. જે ભગતને પ્રભુની ઓળખાણુ થઈ ગઈ હોય ને જે પોતાના હૃદયમાં પ્રભુને પધરાવતો હોય, તથા પોતે પ્રભુના હૃદયમાં ચાલ્યો જતો હોય, તેનામા ઘણી જાતની તૃપ્તિ આવી જાય છે. તેના પ્રપચો જતા રહે છે, તેનું મન ઠરી જાય છે, તેનો મોહ મટી જાય છે, તેનામાં દીનતા આવી જાય છે. તેને જગતનું મીથ્યાપણું સમજાઈ જાય છે, તેથી તેના બધી જાતના મોહ મટી જાય છે. તેનામાં સ્વાભાવિક શાન્તિ આવી જાય છે. તેના હૃદયમાંથી પ્રભુનો પ્રેમ ઝર્યા કરે છે, તેના ચ્હેરા ઉપર પ્રભુનું તેજ છવાઇ રહે છે, અને તેની આખો પ્રભુનો મહિમા જોઇ રહી હોય એમ દેખાયા કરે છે. આવા પ્રભુની પીછાન થઇ ગયેલા ભગતોની દશા કાઇક જુદીજ હોય છે. હમેશા તેઓ આનદી હોય છે. તેઓના દરેક કામમા રસ કસ હોય છે. તેઓની વાતોમા અદ્દભૂત મીઠાશ હોય છે. તેઓને માટે લોકોનો અતિશય ભાવ હોય છે. તેઓને કોઇપણુ જાતની ઇચ્છા ન હોય છતાં પણુ અનેક પ્રકારના વૈભવો એના પગમા આવીને પડે છે. તેઓ કદી બહુ જ્ઞાની ન હોય છતા પણુ તેમના વચનોમાથી શાસ્ત્રોનાં સિદ્ધાતો જણુાયા કરે છે, અને તેઓની આસપાસનું વાતાવરણુ જ ખાસ અસર કરનારૂં બની જાય છે. તથા જે જે માણુસો તેઓના સબન્ધમા આવે તે બધાને કાંઇકને કાંઇક લાભ થયાજ કરે છે. આવી સ્થીતિ દેખાય ત્યારે સમજવું કે આ ભગત પ્રભુની પીછાનવાળા છે. પણુ જ્યાં સુધી આ બધુ ન હોય ને માત્ર ભક્તિના બહારના સાધનોજ હોય ત્યાં સુધી એવા ભગતોને કાચા સમજવા. માટે બધુઓ! એવા ખોટા ભગત ન રહી જવાય એ સભાળજો, અને પ્રભુપ્રેમવાળા તથા પ્રભુની પીછાનવાળા સાચા ભગત થવાય તેમ કરજો. પ્રભુની પીછાનવાળા સાચા ભગત થવાય તેમ કરજો.

---

## ૪૨–યાદ રાખજો કે દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, પણ ઉપકાર માનનારા ભગતો જ પ્રભુને ગમે છે.

એક મહાત્મા કહેતા કે દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, કારણ કે ભગત એટલે શું ? અને દુઃખ એટલે શું ? એ તમે જાણો છો ? અનંત બ્રહ્માંડના નાથની સાથે જેને સ્નેહ થાય તેનું નામ ભગત છે. જેના અનેક જન્મનું પાપ કપાઇ જાય તેવું નામ ભગત છે. જેની ઉપર પ્રભુની કૃપાનો વર્ષાદ વરસી રહ્યો હોય તેનું નામ ભગત છે. જેનાં હૃદય ગલી ગયાં હોય–દ્રવિભુત થઇ ગયાં હોય તેનું નામ ભગત છે. જેના અન્તરમાથી પ્રભુપ્રેમની ધારાઓ વહેતી હોય તેનું નામ ભગત છે. જેનામા સાચી સમજણ આવી ગઇ હોય ને જેનું જ્ઞાન ઠરી ગયેલું હોય તેનું નામ ભગત છે. જેના વિચારો ખીલી ગયા હોય અને જેના અન્તરમાં કુદરતી શાંતી આવી ગઇ હોય તેનું નામ ભગત છે. જેની વાણીમાં મીઠાશ આવી ગઇ હોય, જેના ચ્હેરા ઉપર એક જાતનું સ્વભાવિક તેજ છવાઇ રહ્યું હોય, અને જેનાં નેણ નીચાં ઢળી ગયાં હોય તેનું નામ ભગત છે. જેના મનમાથી શકાઓ મટી ગઈ હોય, અને જેના સંકલ્પ વિકલ્પ કાબુમા આવી ગયા હોય તેનું નામ ભગત છે. જેને સહન કરતાં આવડતું હોય તેનું નામ ભગત છે. જેના અન્તરના બગીચામા અનેક જાતના સદ્ગુણોનાં પુષ્પો ખીલ્યાં હોય તેનું નામ ભગત છે. જે સુખ દુઃખમા સમતા રાખી શકે તેનું નામ ભગત છે. જેની આસપાસની હવા પણ શુદ્ધ થઇ ગઇ હોય અને જેની અદર કાંઇક ખાસ પ્રકારનું આકર્ષણ આવી ગયું હોય તેનું નામ ભગત છે. અને પ્રભુપ્રેમમા જે તરબોળ થઇ ગએલા હોય તથા એમા ડુબકી મારી ગએલા હોય અને ફરીથી તેમાથી નીકળવાનું મન જ ન થતું હોય તેનું નામ ભગત છે. હવે મને કહો કે, આવા ભગતોમાં દુઃખ કયે ઠેકાણે રહી શકે ? કારણ કે દુઃખ એટલે શું ? એ તમે જાણો છો ? એ માટે સતો કહે છે કે–

દુઃખ એટલે અજ્ઞાન, દુઃખ એટલે પાપ. દુઃખ એટલે હદબહારનો સ્વાર્થ. દુ ખ એટલે લાગણીઓની ગુલામગીરી. દુઃખ એટલે એક જાતનો અન્ધકાર. દુ ખ એટલે ખોટો મોહ. દુઃખ એટલે પ્રભુની પીછાન વગરની સ્થીતિ. દુ ખ એટલે પોતાના

હુંપણાની વધી ગએલી ભાવના. દુ ખ એટલે વિકારોનું તથા વાસના-ઓનું જોર. દુ ખ એટલે આત્માનું અજ્ઞાન. દુઃખ એટલે માનસિક નબળાઈ. દુઃખ એટલે પરાધીનતા, અને દુઃખ એટલે ઈશ્વરથી વિમુખપણું. જીવની આવી સ્થીતીને અમે દુઃખ કહીએ છીએ. અને તે ભગતોમાં હોય કે? કહો કે નહિ જ. અને જેનામાં એ બધું અથવા એમાંનું કાંઈપણ હોય તે માણસ મોટા ભગત કહેવાય કે? નહિ જ. કારણ કે ભગતને અને દુઃખને તો દુશ્મનાઈ છે. એટલે ભગત પાસે દુઃખ રહી શકે જ નહિ, અને દુ ખમાં ભગત રહી શકે જ નહિ. આવો મહાનિયમ હોવાથી મહાત્માઓ કહે છે કે, દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, પણ ઉપકાર માનનારા ભગતો જ પ્રભુને ગમે છે. માટે હવે જરા આપણી પોતાની સામું જુવો તો ખરા કે આપણે કઇ જાતના ભગત છીએ?

આપણને તો હજી વાત વાતમાં દુઃખ લાગી જાય છે. જેમ કે ખાવા પીવામાં દુઃખ, સુવા બેસવામા દુ.ખ, પહેરૂવા ઓઢવા-મા દુઃખ, વાતો ચીતોમા દુ ખ, મલવા હળવામાં દુ ખ, અને એવા જ બીજા નાના મોટા ઘણી જાતના દુઃખો દરરોજ આપ-ણને નડ્યા કરે છે. એટલુંજ નહિ પણ જેની દરકાર કરવાની જરૂર ન હોય તેવા નાનાં નાના દુઃખોને પણ મોટા મોટાં બના-વીને આપણે વધારી વધારીને દુ ખની વાતો કર્યા કરીએ છીયે. અને તેમ છતાં આપણે ભગત છીએ એમ આપણા મનમાથી સમજ્યા કરીએ છીએ. પણ એ કેટલી બધી મોટી ભૂલ થાય છે? એનો જરા ખ્યાલ તો કરો. માટે બધુઓ! એવી ભૂલમાં નહિ પડ્યા રહેતા દુ ખનું તથા ભગતનું ખરૂં સ્વરૂપ સમજી લઈને જેમ બને તેમ સર્વ શક્તિમાન મહાન પરમાત્માનો ઉપકાર માનતાં શીખો, મહાન પરમાત્માનો ઉપકાર માનતાં શીખો. કારણ કે જે સાચા ભગતો છે તેને તો દરેક ઠેકાણે અને દરેક પ્રસગે પ્રભુની કૃપા તથા પ્રભુનો મહિમા સમજાયા જ કરે છે. ઝાડ જોતાં તેમાં આવેલાં ફળો જોઇને ભગતોને પ્રભુનો ઉ-કાર માનવાનું મન થઈ જાય છે. નાનાં બાળકોને હસતા રમતાં જોઇને તેઓના ઉપર ઉતરેલા ઇશ્વરના આશીર્વાદો ભગતોને દેખાય છે કે, તેથી એ જોઇને તેઓને ઇશ્વરનો ઉપકાર માન-વાનું મન થઇ જાય છે. જગતમાં કાંઇ સારા કામો થાય એ

સાંભળીને તેઓ રાજી થઇ થઇને પ્રભુનો ઉપકાર માન્યા કરે છે. પોતાને જ્યારે કંઈ ફાયદો થાય ત્યારે તેઓ પ્રભુનો ઉપકાર માને છે. અને જ્યારે કંઈ નુકસાન થાય ત્યારે પણ તેઓ પ્રભુનો ઉપકાર માને છે, એવા ભયથી કે, એટલાંજ નુકસાનથી છુટકો થયો, કારણ કે કદાચ એથી ઘણુ વધારે નુકશાન થયું હોત તો પણ હુ શું કરી શકત? પણ મ્હારા વ્હાલાએ? આટલા જ નુકશાનથી મને બચાવી લીધો. એમ સમજીને નુકસાન થાય ત્યારે પણ ખરા ભગતો તો પ્રભુનો ઉપકારજ માને છે. આવી રીતે દરેક બાબતોમાં ભગતોને તો ઉપકારજ માનવાનું હોય છે, પણ ખરેખરી દુઃખની વાત તો ક્યાઇ દેખાતીજ નથી. આવું ભગતોનું જીવન હોય છે. માટે સતો કહે છે કે, જે દુઃખમા પડ્યા રહેલા હોય ને તેમાંજ હેરાન થયા કરતા હોય તે સાચા ભગતો નથી, ને એવા દુઃખી ભગતો પ્રભુને ગમતા નથી, પણ જે ઇશ્વરનો ઉપકાર માનનારા ભગતો છે તે ભગતોજ પ્રભુને પ્યારા લાગે છે, માટે જો સાચા ભગત થવું હોય તો જેમ બને તેમ દુઃખને દૂર કરો. અને જેની કૃપા દરેક ક્ષણે દરેક ઠેકાણે વરશી રહી છે તે પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનતા શીખો. પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનતા શીખો.

---

## ૪૩—ભગતો અંદરથી આનંદ લેય છે, ને વ્યવહારિક લોકો બહારથી આનદ લેય છે, તે વિષે.

વ્યવહારિક લોકોની વચ્ચેજ ભગતો રહે છે, અને તેમ છતા વ્યવહારિક લોકોની રીતભાતમા તથા ભગતોની રીતભાતમાં ઘણો ફરક હોય છે. કારણકે તેઓ સાથે રહેવા છતા પણ તેમના આચારવિચાર એક બીજાથી બહુ જુદા હોય છે. જેમકે વ્યવહારિક લોકોને પણ આનદ જોઇએ છે, અને ભગતોને પણ આનંદ જોઇએ છે. પણ તે બનેના આનદમાં ફેર છે, અને આનદ મેળવવાની રીતોમાં પણ ફેર છે. જેમકેઃ—

વ્યવહારિકલોકોને ખાવાપીવામાથી આનદ જોઇએ છે. તેઓને સુવા બેસવામાથી આનદ જોઇએ છે. તેઓને નાટકશાળા, સરકસો, સીનેમેટોગ્રાફ, ગાવું બજાવવું વગેરે રમતગમતનાં તથા મોજશોખનાં

સાધનોમાંથી આનદ જોઇએ છે. તેઓને દાગીનામાથી ને વસ્ત્રોમાથી આનદ જોઇએ છે. તેઓને મકાનો, બગલાઓ અને બગીચાઓમાંથી આનદ જોઇએ છે. તેઓને ગાડી, ઘોડા, મોટરને બાઈસીકલોમાથી આનદ જોઇએ છે, તેઓને કુતરા, પોપટ ને વાદરાઓમાંથી આનદ જોઇએ છે. તેઓને સુદર ફરનીચરને છત્રી, પલંગમાથી આનંદ જોઇએ છે. તેઓને ચાદી સોનાના વાસણોમાથી આનંદ જોઇએ છે. તેઓને મીઠાઇઓ, ફળો ને સરબતોમાથી આનદ જોઇએ છે. અને તેઓને બીજા માણુસો પાસેથી આનદ જોઇએ છે. આવી રીતે વ્યવહારિક લોકોનો આનદ બહારની વસ્તુઓમાં રહેલો હોય છે, તેથી તેઓને આનદ મળતા વાર લાગે છે. વળી એ આનદ થોડીવારમા દુઃખરૂપ થઈ પડે છે. એવો બહારનો આનદ મેળવતા બહુ વખત જાય છે, બહુ પૈસા ખરચવા પડે છે, અને બહુ મહેનત કરવી પડે છે, છતા પણ એ આનદ પરાધીન રહે છે, માટે એ હલકા પ્રકારનો આનદ કહેવાય છે.

હવે એને બદલે ભગતોની અદર જે આનદ હોય છે તે આનદ કાંઈક જુદી જ જાતનો હોય છે. માટે એ આનદ કેવો હોય છે તે સાભળવાની જરા મહેરબાની કરો. ભાઇઓ ! ખારા સમુદ્રમા મીઠી વીરડીઓ હોય છે એ વાત તમે સાભળી છે ? મુંબઇમાં વાલકેશ્વરમાં સમુદ્ર કિનારે મીઠા પાણીનો એક બહુ નાનકડો ઝરો છે; તે ઝરામાથી હમેશા મીઠા પાણીનું ઝરણુ વહ્યા જ કરે છે. જ્યારે સમુદ્રમા બહુ મોટી ભરતી આવે ત્યારે એ મીઠા પાણીના ઝરા ઉપર સમુદ્રના ખારા પાણી ફરી વળે છે, અને તે ઝરાને થોડીવાર ઢાકી દેય છે, છતા પણ—એ વખતે પણ એ ઝરામાથી તો મીઠું પાણી નીકળ્યા જ કરે છે, તેમજ જે સાચા ભગતો છે તેઓના અંતરમાં આનદનો ઝરો વહ્યા જ કરે છે, ને તેઓની ભક્તિને લીધે, તેઓના પરમાર્થના લીધે, તેઓની શાન્તિને લીધે, તેઓની શ્રદ્ધાને લીધે, અને તેઓની પવિત્રતાને લીધે પરમકૃપાળુ પરમાત્મા તેઓના હૃદયમાં કુદરતી આનદનો ઝરો વહેવરાવ્યા કરે છે, તેથી પ્રતિકુળ સ્થીતિમાં પણ તેઓને આનદ મળ્યા કરે છે. બીજાઓને જ્યા કાંઈપણ દેખાતું નહોય તેવી બાબતોમાં પણ તેઓને આનદ મળ્યા કરે છે. પોતાની ભાવ-

નાઓ સાથે રમ્યા કરતા હોય ત્યારે પણ તેઓને આનંદ મળે છે. શ્રદ્ધાના અદૃશ્ય તાર ઉપર તેઓ ચાલ્યા કરતા હોય ત્યારે પણ તેઓને આનદ મળે છે. જીવોના કલ્યાણ માટે પોતાને પ્રેરણા થાય તેવા પરમાર્થનાં કષ્ટ સહન કરતા હોય ત્યારે એ કષ્ટમાં પણ તેઓને આનંદ મળ્યા કરે છે. એકાતમાં એકલા બેઠા હોય ત્યાં પણ તેઓને આનદ હોય છે. ધ્યાન દઇને ધર્મનું પુસ્તક વાંચતા હોય તેમા પણ તેઓને આનદ હોય છે. મસાણમાં આભડવા ગયા હોય ત્યાં પણ તેઓના અતરમા આનદનો ઝરો વહ્યા કરે છે, અને પોતે બિમાર પડે ત્યારે પણ તેઓના આનદનો ઝરો કાયમનો કાયમ રહે છે. પ્રસંગ પ્રમાણે ખારાં પાણી એટલે કે અડચણ આવી પડે તેમ છતાં એ મીઠો ઝરો તો વહ્યાજ કરે છે, બહારના કોઇપણ કારણસર એ અદરના આનદનો ઝરો બધ પડતો નથી. આમ હોવાથી સાચા ભગતોને બીજા વ્યવહારિક લોકોની પેઠે આનદ મેળવવા માટે બહાર ભટકવું પડતું નથી.

ભાઇઓ ! ભગતોના અને વ્યવહારિક લોકોના આનદમાં આવો મોટો ફેર હોય છે, માટે ભગત બનીને આવો કદી પણ ન ખૂટે તેવો પોતાના અતરમાથી પ્રગટ થએલો ખરો ઇશ્વરી આનદ મેળવવાની તજવીજ કરો.

---

## ૪૪–યાદ રાખજો કે નાનું પાપ પણ બહુ મોટી ખરાબી કરી નાંખશે, માટે પાપથી ચેતતા રહેજો.

આફ્રિકાના ઉજ્જડ જગલોમા તથા હિમાલયના પહાડોમા જેઓ રાતને વખતે મુસાફરી કરે છે તેઓએ પોતાની પાસેના ફાનસને બહુજ સંભાળવું જોઇએ છે. કારણ કે કાચનું ફાનસ એ એવી નાજુક વસ્તુ છે કે જો તેને કાંઇ જરાક અડચણ પડે તો પણ તે ફુટી જાય છે, અથવા તેમા ફાટ પડી જાય છે, અને એવે ઠેકાણે પવનના એવા મોટા સુસવાટા ચાલતા હોય છે કે જરાક જેટલી ફાટ પડે તો પછી ફાનસમા દીવો રહી શકતો નથી. અને જો એવા જંગલમાં દીવો બુઝાઇ જાય તો પછી આખી રાત વાઘ વરૂના ભયમાં અને અધારામા કાઢવી પડે છે. તેમજ યાદ રાખજો કે આ સંસાર છે તે અજ્ઞાન માણસોને મન એક મોટું

જંગલ છે. એ જંગલમાં કામ, ક્રોધ, લોભ વીગેરે ફાડી ખાનારાં જનાવરો છે અને માણુસની અંદર જે ભગવાન રહે છે તે ફાનસની અંદરનો દીવો છે. માણુસની અંદર જે ધર્મ છે તે ઇશ્વરનો પ્રકાશ છે માણુસની અંદર જે જ્ઞાન છે તે અનુપમ જ્યોતિ છે, અને માણુસોની અંદર જે સદ્ગુણો છે તે દીવો છે. એ પ્રભુ પ્રેમના દીવાને જ્યારે પાપના પવનની ઝાપટ લાગે છે ત્યારે એ દીવો બુઝાઇ જાય છે અને તેને પવન લાગવો તેમાં કાંઇ નવાઇ નથી. કારણકે એક તો માણુસોનું મન બગડેલું છે, બીજુ વિરૂદ્ધ પ્રકારની દુનીયામાં તેને રહેવું પડે છે; અને તેની અંદર પ્રભુના પ્રેમની જે જ્યોતિ હોય છે તે તો હજી શરૂઆતની હોય છે, બચપણની હોય છે, અને સહેલાઇથી બુઝાઇ જાય તેવી હોય છે, અને પાપના પવનના ઝપાટા તો બહુ જોરાવર હોય છે, છતા પણ એ નાના દીવાને પણ જો સાચવ્યો હોય તો તે જીંદગી બચાવી દેય છે. પણ જો એ નાનકડો દીવો બુઝાઇ જાય તો પછી અંધકાર થઇ પડે છે, અને ચોતરફથી જંગલી ભયંકર પ્રાણીઓ ત્રાસ આપવા મંડી જાય છે. માટે આ સંસારમાં મુસાફરી કરનાર હરિજનોએ પોતાની અંદરનો પ્રભુપ્રેમનો દીવો પાપના પવનની ઝપટથી ન બુઝાઇ જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇયે કારણ કે જો એ દીવો કાયમ હશે તો આ સંસાર સુખરૂપ થઇ પડશે, જો પ્રભુ પ્રેમનો દીવો કાયમ હશે તો જીંદગીમા મીઠાશ આવશે, અને જો પ્રભુ પ્રેમનો દીવો અંતરમા કાયમ હશે તો અંતે મોક્ષ ધામમાં જઇ શકાશે. માટે પાપના પવનથી પ્રભુ પ્રેમનો દીવો ન હોલાઇ જાય એ સંભાળજો. ખાસ સંભાળજો.

---

## ૪૫–આળસુ તથા ઢોંગી ભગતો વિષે.

ઘણા માણુસોને કામ કરવું ગમતું નથી બધું સ્હેલું સ્હેલું જોઇએ છે ને તેમ છતાં મોટો લાભ જોઇએ છે પણ યાદ રાખજો કે ભક્તિમાં કાંઇ એવું પોલાણુ ચાલતું નથી.

ઘણાં માણુસો એવાં હોય છે કે તેઓને ખેતરો ખેડીને તેમાં અનાજ વાવવાની મહેનત કરવાનુ ગમતું નથી તેમ છતાં ડુંડાં વીણવાનું મન થયા કરે છે. ઘણાં માણુસો એવાં હોય છે

કે તેઓ ખાવાપીવાના બહુ સ્વાદીઆ હોય છે પણ તેઓને રાખવું ગમતું નથી. કેટલાક બીમારોને સાજા થવાની બહુ હોંશ હોય છે પણ તેઓને કરી પાળવી ગમતી નથી એવા ઘણા વિદ્યાર્થીઓ હોય છે કે જેઓને પંડિત થવું ગમે છે પણ ભણવું ગમતું નથી. ઘણા લોકોને પૈસાદાર થવું બહુ ગમે છે પણ પૈસા મેળવવા માટે જે લાયકાત મેળવવી જોઇએ તે લાયકાત મેળવવા માટે તેઓ મહેનત કરતા નથી. એવા લોકોને ખાણુ ખોદ્યા વિના સોનાના લાઠાઓ જોઇએ છે, એવા માણસોને સમુદ્રમાં ડુબકી માર્યા વીના ને છીપો કાઢયા વિના મોતી જોઇએ છે એવા માણસો પાયો ચણાવ્યા વિના ઘર બાંધવાની ઇચ્છા રાખે છે. એવા માણસોને પોતાની નાતમાં મોટાં કામો કર્યા વિના નાતના શેઠ થવાનું ગમે છે. એવા માણસોને પરમાર્થના કામો કર્યા વિના સરકારી ડીગ્રીઓ મેળવવાનું મન થયા કરે છે. એવા ઢીલાપોચા માણસોને લડાઇમાં ગયા વિના માત્ર હથીયારો બાંધીને જ બહાદુર ગણાવું ગમ્યા કરે છે. એવા નિર્બળ માણસોને પરીક્ષા આપ્યા વિના ઇનામ મેળવવાનું મન થયા કરે છે અને એવા ડોળઘાલુ માણસોને ભક્તિ કર્યા વિના ભક્ત ગણાવુ બહુ ગમે છે, પણ યાદ રાખજો કે, આ દુનિયામાં થોડુ પોલાણુ ચાલે છે તેથી તપ કર્યા વિના કેટલાક લોકો તપશી કહેવાયા કરે છે. ત્યાગ કર્યા વિના કેટલાક લોકોને કેટલાક માણસો ત્યાગી સમજ્યા કરે છે. ખરી રીતે ધન દીધા વિના કેટલાક માણસો ઉદાર ગણાયા કરે છે. અંદરથી પવિત્રતા રાખ્યા વિના કેટલાક માણસો બહારથી પવિત્ર હોવાનો ડોળ રાખી શકે છે. સાચી વિદ્યા જાણ્યા વિના ઘણા માણસો વિદ્વાન હોવાનો ફાંકો રાખી શકે છે. વૈદ્યકના જ્ઞાન વિના કેટલાક માણસો મહાન વૈદ્ય તરીખે ઓળખાયા કરે છે. ભક્તિનો છાંટો ન હોય છતાં પણ ઘણા માણસો પોતાને ભગત કહેવરાવ્યા કરે છે. મન અતિશય ચંચલ હોય ને પ્રપંચમાં રમ્યા કરતું હોય છતાં પણ ઘણા લોકો પોતાને બ્રહ્મનિષ્ટ ને નિવૃત્તિપરાયણ મહાત્મા કહેવરાવ્યા કરે છે. અને પોતાની પાસે કોઈ પણ જાતનું ખરૂં સાધન ન હોય છતા પણ અમારામાં કાઈક સિદ્ધિ આવી ગયેલી છે એમ ઘણા માણસો ભોળા લોકોને દેખાડયા કરે છે ! બંધુઓ !

આવી રીતનું પોલાણુ આ દુનીયામાં થોડા વખત થોડાક લોકોમાં કદી ચાલી શકશે. પણું યાદ રાખજો કે, પ્રભુને ઘેરે કાંઈ એવું પોલાણુ ચાલવાનું નથી, ત્યાં તો જે માથાં મુકશે તેજ માલ કાઢશે. પોતાના તનની, ધનની, ને મનની ખરી મહેનત વિના ઈશ્વરી રસ્તામાં કદી પણુ આગળ વધી શકાશે નહીં, પણુ જ્યારે અતરમાં હમેશાં ભગવાનનું સ્મરણુ થયા કરે, ભગવદ્ ઇચ્છાથી આવી પડેલાં સુખ દુઃખને સમયે શાતિ રહ્યા કરે, કોઇ જાતનું મોટુ પાપ અતરમાં ઘર કરીને રહે નહીં, જે કાંઇ કરવું હોય તે બધુ કેવળ ભગવદ્ અર્થ થયા કરે, અને સર્વ રીતે નિષ્કટ રહી પુર્ણ પવિત્રતાથી વરતાય ત્યારે ખરા ભગત થઇ શકાય છે. તે શીવાય કાંઈ ભગત થઈ જવાતું નથી. મન માર્યા વિના, ઇદ્રિયોને કબજે કર્યા વિના, ધન તથા મનની વાસનાઓને તજ્યા વિના, અને સર્વશક્તિમાન મહાન ઈશ્વર ઉપર પ્રેમ રાખ્યા વિના કોઇ પણુ માણુસ ભગત થઇ શકતો નથી. માટે જો સાચા ભગત થવું હોય ને અતરમાંથી ભગત થવું હોય તો પ્રભુને અર્થે અને તમારા આત્માના કલ્યાણુને ખાતર સીદ્ધે રસ્તે જેટલી બને એટલી મહેનત કરો અને ખુબ પુરૂષાર્થ કરો. એ વીના ઢીલાપોચા રહીને મહાન ભગત થઇ શકાતું નથી, એ વાત યાદ રાખજો.

---

## ૪૬—દુઃખથી ડબાઇ જઇને રોયા કરો માં, પણુ દુઃખને લીધે પણુ ઘણા ફાયદા થાય છે, તે સમજતાં શીખો.

સૌ જીવો કુદરતી રીતે જ સુખને ઇચ્છે છે, કારણુ કે આત્મા ને પરમાત્મા આનદ સ્વરૂપ છે તેથી સૌ જીવો આનંદને શોધી રહ્યા છે, એટલે કોઇ પણુ જીવોને દુઃખ ગમતું નથી. અને તેમ છતાં પ્રાણીઓના સ્વભાવની રચના જ એવા પ્રકારની છે, તથા સૃષ્ટિની રચના જ એવા પ્રકારની છે કે, પ્રસગોપાત તેઓને દુઃખ થયા વિના રહે જ નહીં. બહુ જ ચોકસાઇથી રહીએ, ઘણી જ ધીરજ રાખીએ, બહુ ખમી ખાઇએ, અને બહુ વિચારી વિચારીને ચાલીએ, છતાં પણુ કેટલીક જાતનાં દુઃખો થયા વિના રહેતાં નથી. કારણુકે માત્ર

આપણી હમણાની ભુલોથી જ દુઃખ થાય છે એમ નથી, પણ દુઃખ ઉત્પન્ન થવાના અનેક કારણો છે. જેમકે,

(૧) કેટલાંક દુઃખો પ્રારબ્ધને લીધે થાય છે.

(૨) કેટલાંક દુઃખો વરાળ, વીજળી, ધરતીકંપ, વગેરે અકસ્માતને લીધે થાય છે.

(૩) કેટલાક દુઃખો વંશપરંપરાથી વારસામાં મળેલા હોય છે.

(૪) કેટલાંક દુઃખો આપણને ગમે નહીં તેવા કાયદાઓને લીધે થાય છે.

(૫) કેટલાક દુઃખો સમાજના બંધનને લીધે તથા નાતોના રીવાજને લીધે થાય છે.

(૬) કેટલાક દુઃખો માબાપો, છોકરાઓ તથા બીજા સગાવ્હાલાઓના દબાણને લીધે અગર તેઓને રાજી રાખવા સારૂ થાય છે.

(૭) કેટલાક દુઃખો અભ્યાસ નહીં કરવાને લીધે થાય છે, તથા કેટલાંક દુઃખો બહુ વધારે અભ્યાસ કરવાને લીધે થાય છે.

(૮) કેટલાક દુઃખો દેહની સાથે વળગેલા હોય છે.

(૯) કેટલાક દુઃખો મનની સાથે જોડાએલા હોય છે.

(૧૦) કેટલાક દુઃખો રૂતુઓના ફેરફાર સાથે સંબંધ રાખનારા હોય છે

(૧૧) કેટલાક દુઃખો વગર વિચારે પોતાની સ્થિતિ વિરૂદ્ધના ધર્મ પાળવામાંથી થાય છે.

(૧૨) કેટલાક દુઃખો ખરાબ શબ્દો બોલવાને લીધે કે સાભળવાને લીધે થાય છે.

(૧૩) કેટલાક દુઃખો ગાડી, ઘોડા, રેલવે, સ્ટીમર વગેરેના અકસ્માતને લીધે થાય છે.

(૧૪) કેટલાક દુઃખો નોકરી ચાકરીને લીધે તથા ધંધારોજગારને લીધે થાય છે.

(૧૫) કેટલાંક દુઃખો દુકાળને લીધે થાય છે.

(૧૬) કેટલાંક દુઃખો આપણી આસપાસના બીજા રોગીઓના ચેપ લાગવાથી થાય છે.

(૧૭) કેટલાંક દુઃખો ભયમાંથી થાય છે.

(૧૮) ટલાક દુઃખો જેટલાં હોય તે કરતાં તેને વધારે મોટાં

ને વધારે ખરાબ માની લઇએ એમાંથી થાય છે.

(૧૯) કેટલાક દુખોની જગતમાં હયાતી જ ન હોય છતાં પણ આપણા સકલ્પ વિકલ્પમાંથી નવાં નવાં દુખને ઉભા કર્યા કરીએ છીએ.

(૨૦) કેટલાંક દુઃખો પોતાની ફરજો બજાવવામા કુશળતા ન હોય તેને લીધે થાય છે.

(૨૧) કેટલાક દુઃખો આપણે સમજી શકીએ નહીં તેવાં અદ્રશ્ય કારણોને લીધે થાય છે.

(૨૨) કેટલાક દુખો સગાંઓનાં મરણને લીધે થાય છે.

(૨૩) કેટલાક દુઃખો વૃદ્ધાવસ્થાને લીધે થાય છે.

આ બધા દુઃખોને કાઇ દરેક માણસ પુરેપુરા અટકાવી શકે નહીં, ગમે તેટલી ચોકસી રાખીએ તોપણ કોઇકને કોઈકિ જાતનું દુખ આવી પડે છે. માટે એવે વખતે દુખમા ડબાઈ જઈએ નહીં ને હેરાન થઇ જઈએ નહીં માટે દુખની બીજી બાજુ પણ જોવી જોઇએ, અને દુખના ફાયદા સમજવાની પણ કોશેષ કરવી જોઇએ, કારણ કે, દુનિયાંમાંથી દુઃખને ઓછુ કરવું એ ધર્મનું મુખ્ય કામ છે, અને તે હરિજનોની મુખ્ય ફરજ છે. માટે દુઃખમાથી થતા ફાયદા આપણે જાણી લેવા જોઇએ, કે જેથી કરીને એવે વખતે ધીરજ રહી શકે, અને શાન્તિમા રહી શકાય. એ માટે ભગતો કહે છે કે, દુખે જગતને જેટલો ફાયદો કર્યો છે ને દુખે જગતને જેટલું સુધાર્યું છે તેટલુ સુખે કર્યું નથી. દુખમા પ્રભુના જેટલા ગુણ ગવાયા છે, તેટલા સુખમા ગવાયા. નથી. દુઃખીઓએ જેટલી શોધ કરી છે તેટલી સુખીઓએ કરી નથી. અને ભગવાનના ધામમાં પણ જેટલા દુઃખીઓ ગયા છે તેટલા સુખીઓ ગયા નથી. માટે બંધુઓ ? દુખથી રોયા કરશોમા, પણ એમ સમજજો કે આપણને આગળ વધારવા માટે અને ઉંચે ચડાવવા સારૂ જ થોડુક દુખ આવે છે, કારણ કે દુખમા એક એવી ખુબી છે કે, સુખના કરતાં તે બહુ જલદીથી આગળ વધારી શકે છે. કારણ કે સુખથી ધકકો વાગતો નથી પણ દુઃખથી બહુ મોટો ધકકો વાગી જાય છે, તેને લીધે બહુ જલદીથી આગળ વધી જવાય છે માટે દુખથી કાયર થઇ જશોમાં, ને હિંમત હારી

જશોમાં. પણ જો લાભ લેતાં આવડે તો આપણને મદદ કરવા માટે જ દુઃખ આવેલું છે, એમ સમજજો. કારણ કે દુઃખની સાથે ને દુઃખની પાછળ સુખ રહેલું જ છે, એમાં કાંઈ પણ શક નથી. એટલું જ નહિ પણ કેટલીક જાતનાં દુખો તો દુનિયાંમાં રહેવાના જ, માટે મનને મજબૂત રાખી દુખ ખમી ખાવાનો અભ્યાસ કરવો જોઇએ, અને દુઃખમા દિલાસો રાખી શકાય, તથા દુખમાંથી પણ કાઇક લાભ લઇ શકાય તેમ કરવું જોઇએ. એમ કરવું એ જ ખૂબી છે, અને તે હરિજનોથી જ બની શકે તેમ છે. માટે જો સાચા ભગત થવું હોય તો દુઃખને વખતે ધીરજ રાખતાં શીખો, તથા દુઃખના ફાયદા સમજી તેનો લાભ લેતાં શીખો, એટલે ઘણી જાતના દુઃખ પણ ઉલટા સુખરૂપ થઇ પડશે.

---

## ૪૭—દરેક ભગતોની અંદર કોઈ કોઈ વખત વગર તેડયે ભગવાન પોતાની મેળે પધારે છે, તે વિશે.

બધુઓ! અનત બ્રહ્માડનો નાથ સર્વ શક્તિમાન્ પવિત્ર પિતા પરમાત્મા એવો દયાળુ છે કે, તેને દરેક ભગતોની પાસે વારંવાર જવુ ગમે છે. તે એવો કૃપાળુ છે કે આપણા આમ-ત્રણની પણ વાટ જોતો નથી, અને આપણે ન તેડાવ્યો હોય છતા પણ કોઈ કોઈ વખત તે આપણા હૃદયમા આવી બેસે છે. આ વખતની હકીકત જાણવા જેવી હોય છે, અને તે જાણવાથી ઉડા ઉતરેલા ભગતોને બહુ આનદ થાય છે. માટે આજે એ બાબત તમોને કહીએ છીએ, એમ કહીને એક ભક્તરાજ મહારાજે પોતાની મંડળીના હરિજનોને કહ્યું કે,—

જે ધર્મશાળામા બહુ ગરીબ માણસોની ઘણી ભીડ થઇ જાય છે ત્યા મોટા માણસોને ઉતરવાની જગ્યા મળતી નથી, તેમજ પરમકૃપાળુ પરમાત્મા તો આપણા હૃદયમા આવવા માટે હંમેશા તૈયાર જ છે, પણ આપણા હૃદયમાં દુનિયાદારીની જંજાળોની બહુ ભીડ થઇ ગયેલી હોય છે, તેથી તેને ત્યાં ઉતરવાની જગ્યા મળતી નથી, એટલે આપણી એવી ભુલને લીધેજ તે આપણા અંતરમાં આવી શકતા નથી.

પ્રભુ તો હમેશાં તમારી પાસે આવવા તૈયાર જ છે, પણ જેમ કોઇ નવા અજાણ્યા માણસને આપણે આપણા ઘરના બારણા પાસેથી જ વાતો કરીને જવા દઇએ છીએ ને તેને ઘરની અંદર દાખલ કરતા નથી, તેમજ પ્રભુને પણ આપણે છેટો છેટો રાખીને જ જરાવાર વાતો કરી લઇએ છીએ, પણ તેને આપણા હૃદય મંદિરમાં પેસવા દેતા નથી. જો કે-આવે એ આપણને ગમે છે, છતાં પણ આપણે દુનિયાદારીની બીજી બધી મોહવાદી ચીજોમાં એટલા બધા ફસાઇ પડેલા છીએ કે, નવા માણસની પેઠે પ્રભુને બહારને બહાર જ રાખીએ છીએ, તેની ઇચ્છા છે છતા પણ આપણે તેને આપણા હૃદય રૂપી ઘરની અંદર પેસવા દેતા નથી.

આપણે આપણા અજ્ઞાનપણાને લીધે તથા આપણા મનની નબળાઇને લીધે આવી ભુલ કરીએ છીએ છતાં પણ આપણા નાથની અંદર એટલી બધી દયા છે કે, જેમ કોઇ ભલો શેઠ કે ભલો રાજા કોઇ વખત પોતાના નોકરને ઘેરે વગર તેડયે ઓચીંતો ચાલ્યો જાય તેમ ઘણી વખત વગર તેડયે ભગતોના હૃદયમાં ઓચિંતા પ્રભુ પધારે છે. તે વખતે જેમ ગરીબ હજુરીઆને પોતાને ઘેરે પધારેલા મહારાજાધિરાજને જોઈ આનંદ આનંદ થઇ જાય તેમજ પ્રભુને પોતાના હૃદયમા પધારેલા જોઇને એ વખતે સાચા ભગતોને મહા આનદ આનદ થઈ જાય છે. કારણ કે, હમણા પ્રભુ પધાર્યા વિનાની સ્થિતિમા આપણે જે ભક્તિ કરીએ છીએ તેમા અને પ્રભુ પધારે ત્યારે જે ભક્તિ થાય છે તેની વચ્ચે ઘણો તફાવત છે. એ માટે સતો કહે છે કે, કોઈ વહાલા માણસની, પોતાના ભલા શેઠની, ન્યાયી રાજાની છબી જોઈને જેટલો આનદ થાય છે તે કરતા પણ પોતાનાં વહાલાંઓને, શેઠને કે રાજાને નજરે જોવાથી અતિશય આનંદ થાય છે. તેમજ પ્રભુ પધાર્યા વિનાની જે ભક્તિ છે તે ભક્તિ પ્રભુનો ફોટોગ્રાફ જોવા જેવી છે, પણ જે વખતે પોતાની ખુશીથી પ્રભુ પોતે ભગતોના હૃદયમાં પધારે છે ત્યારે એ ભગતને એમ લાગે છે કે, જાણે હમણાં મને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે. એમ અનુભવ થવાથી તેના આનદની હદ રહેતી નથી, તેથી એ વખતે એવા ભગતમાં બહુ ફેરફાર થઈ જાય છે અને તેની સ્થિતિ બદલાઈ જાય છે. કારણ કે, કોઇ

સારો માણસ ઘરમાં આવે તો તે પણ ભાડુ આપ્યા વિના જતો રહેતો નથી, ત્યારે પ્રભુ પોતે અંતરમાં પધારે તે આપણું કલ્યાણ કર્યા શિવાય કેમ રહે? તે તો જરૂર કલ્યાણ કરેજ. તેથી જ્યારે પોતાની મેળે પ્રભુ પધારે ત્યારે એ વખતે એ ભગતની બધી કલ્પનાઓ બંધ થઈ જાય છે. જેમ મહેલમા રાજા આવ્યાથી નોકરો ચુપાચુપ થઇ જાય છે તેમ આપણી બધી મનોવૃત્તિ પ્રભુ પધારે ત્યારે ઠરી જાય છે. તેથી તે વખતે ગુસ્સો, અદેખાઈ, લોભ, સ્વાર્થ વગેરે બધા દુર્ગુણો જતા રહે છે, અને જેમ સમુદ્રમા નદી ખોવાઇ જાય છે તેમ આપણી અહભાવવાળી વૃતિ ઇશ્વરમાં ગુમ થઇ જાય છે. તેથી એવા ભગતને એવે વખતે અવર્ણનીય આનદ થયા કરે છે. એ આનદ એવો છે કે જેનું વર્ણન કરતાં અમોને આવડતું નથી. માટે બન્ધુઓ! જ્યારે ઇશ્વર કૃપા કરીને વગર તેડયે તમારા હૃદયમાં પધારે ત્યારે તમે એ દરકારી રાખશોમા, અને એ અમુલ્ય તકને ગુમાવશો મા, પણ એવી તક તમોને વારે વારે મળે તેવી કોશીશ કરજો. અને એવી તક વારે વારે મળે તે સારૂ જે મહાન ભગતની અદર પોતાની મેળે પ્રભુ વારે વારે પધારતા હોય તે ભગતોની સોબતમા રહેજો. એટલે તેઓના સગને લીધે તમોને પણ નવો રગ ચ્હડશે. કારણ કે મહાન ભગતોના હ્રદયમાં વારવાર પ્રભુ પધાર્યા કરે છે તે ભગતો કમળનો શોખીન ભમરો જેમ કમળની આસપાસ ગુજારવ કર્યો કરે છે ને ફર્યા કરે છે, તેમ એવા ભગતો પણ ભગવાનની આસપાસ ફર્યા કરે છે, અને તેના પ્રેમમાજ તરબોળ રહે છે. તેથા ગરીબાઇ, દુઃખ, લોકલાજ વીગેરે કાઈપણ વસ્તુ તેને નડતી નથી, એટલે તેઓ હમેશા આનદમા રહી શકે છે, અને એવા આનંદી મહાત્માઓની સોબતથી આનદ મળે તેમા કાઇ નવાઇ નથી. માટે જો તમારા હૃદયમાં વારવાર પ્રભુને પોતાની મેળે પધરાવવાની ઇચ્છા હોય તો જેના હૃદયમા પ્રભુ પધારતા હોય તેવા ભગતોની સોબતમા રહેજો, અને તમારા હ્રદયમા પ્રભુ પધારે ત્યારે તેનો જેમ બને તેમ રૂડામાં રૂડી રીતે લાભ લઇ લેજો. એ જ અમારી વિનતી છે.

---

## ૪૮–ઇશ્વરનું ભજન કરતી વખત કોઇ વખતે બહુ આનંદ આવે છે, અને કોઈ વખત બહુ કંટાળો લાગે છે, તે બાબતનો ખુલાસો.

હરિજનો હમેશા પોત પોતાના સંપ્રદાયના રીતરીવાજો પ્રમાણે તથા પોતાના નિયમો પ્રમાણે પાઠ, પૂજા, દર્શન, જપ, ધ્યાન વિગેરે કરે છે. એ વખતે એમ બને છે કે, કોઇ કોઈ દિવસ ભક્તિ કરવામા અતિશય આનંદ આવે છે, અને જાણે હજી વધારે વાર સુધી બેઠા રહીએ તો સારૂં, એમ થાય છે. એટલુ જ નહીં પણ પોતાના નિયમ પ્રમાણે પાઠ, પૂજા, જપ વિગેરે થઈ રહે ત્યારે જાણે હૃદય હલકુ ફુલ જેવું થઇ ગયું હોય, જાણે મનમા બહુ પવિત્રતા આવી ગઈ હોય, અને જાણે કોઈ મહા આનદ ભોગવી લીધો હોય તેવી સ્થિતિ થાય છે. તેથી એવે વખતે ભજન કરવું બહુ ગમે છે. પણ કોઈ કોઇ દિવસ એ ફરતાં ઉલટીજ દશા થઈ પડે છે. જેમ કે, ભજન કરવા બેસે છતાં પણ તેમા રસ લાગતો નથી. મનમાં અનેક જાતના તર્ક વિતર્ક થયા કરે છે. જાણે હવે જલદી ઉઠી જઇએ તો ઠીક, એમ થાય છે. અંદરથી મન મુઝાયા કરે છે, અને બહુ જ કંટાળો લાગ્યા કરે છે. આવી સ્થિતિ શરૂઆતમા દરેક ભગતને વારંવાર આવ્યા કરે છે, અને જ્યારે આવી કટાળા ભરેલી સ્થિતિ આવે છે ત્યારે ઘણા ભગતો પોતાના મનમાં બહુ દિલગીર થયા કરે છે. કારણ કે તેઓને એમ લાગે છે કે, આવી કટાળા ભરેલી સ્થિતિમા કાઈ સારૂં ભજન થઈ શકે નહીં, તેથી તેઓ અધુરૂં ભજન મુકીને ઉઠી જાય છે. અને કેટલાક ભગતો પોતાના નિયમ પ્રમાણે, રોજ નીમેલા ટાઇમસર ભજન કરે છે, છતાં પણ પોતાના મનમાથી એમ સમજે છે કે, અમારી આજની ભક્તિ પ્રભુની હજુરમાં મજુર થએલી નથી. કારણ કે અમે આજે સારી રીત ભજન ધ્યાન કરી શકયા નથી, અને એ વાતોમાં અમારૂં મન આજે ખુંચ્યુ નથી, કે તેમા અમારૂં મન આજે ઠર્યું નથી, એટલે એ ભક્તિથી કાઇ ભગવાન રાજી થાય નહીં. આમ સમજીને તેઓ દીલગીર થયા કરે છે. અને કેટલાકો તો આવી દશાથી હારી જઇને ભજન છોડી દેય છે. એમ

ન થાય માટે આવી સ્થિતિમાં આવી પડેલા ભગતોને સમજાવવા સારૂ અનુભવી સતો કહે છે કે,—

બધુઓ ? જે વખતે ભજન કરતાં તમોને કંટાળો લાગે અને તેમ છતાં જોર કરી કરીને તમો ભજન કર્યા કરો એ વખતનું તમારૂં ભજન કાંઇ ફોગટ જતું નથી, પણ એ વખતના ભજનની કીંમત તો પ્રભુની હજુરમાં ઉલટી ઘણીજ વધારે થાય છે. કારણ કે જે કામમાં આનદ આવે તે કામ તો સો કોઇ કરે, તેમાં નવાઇ શું ? પણ જે વખતે ભજનમાં રસ પડતો નથી, જે વખતે મન મુંઝાય છે, જે વખતે અંતરમાં અનેક જાતના સકલ્પ વિકલ્પ થાય છે, અને જે વખતે માયાનો જોરાવર હુમલો થાય છે, અને કહે છે કે, ભજન છોડી દે, છોડી દે, તેવે વખતે એ બધી પ્રતિકૂળતાઓની સામે થવું, તેમા ટકી રહેવું, ને ભજન કર્યા કરવું, એજ બહુ મોટી વાત છે. એજ ખરી કસોટીનો સમય છે, અને એજ બહુ બહાદુરીનો વખત છે. એટલે એમાં જેને ટકી રહેતા આવડે તે ભગતનું કામ થઈ જાય છે. માટે જ્યારે ભજન કરતા એવી કટાળા ભરેલી સ્થિતિ આવી પડે ત્યારે દીલગીર થઇને ભજન છોડી દેશોમા, પણ ભજનમા મડ્યા રહેજો. એટલે એમાથી આગળ જતાં અમૂલ્ય લાભ થઈ શકશે.

આ બાબત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે ઉડા ઉતરેલા મહાન્ ભગતો એમ પણ કહે છે કે, દુધને જ્યારે ગરમ કરીએ ત્યારે બહારની ગરમીને લીધે દુધમાં ઉભરો ચડે છે, તેથી એ વખતે દુધ ઝાઝું દેખાય છે. પણ ખરી રીતે જોતા ઉભરો ચડવાથી દુધ કાંઇ વધી જતું નથી, પણ જેટલું હોય તેટલું જ રહે છે. તેમજ ભક્તિ કરતી વખત આનદનો ઉભરો આવી જાય તેથી બહુ સારીસારીને ઝાઝી ઝાઝી ભક્તિ દેખાય, પણ એ આનદના ઉભરાથી ભક્તિ હોય તે કરતા કઈ વધી જતી નથી, માટે ભક્તિમા બહુ જ આનદ આવી જાય ત્યારે જ ખરી ભક્તિ થાય છે, એમ માની બેસવું નહીં, કારણ કે કેટલીક વખત કેટલાક ભગતોને ભક્તિમાં આનદ મળે તેથી લાભ થાય છે, અને કેટલીક વખત કેટલાક ભકતોને ભક્તિ કરતા કટાળો લાગે ને તેમ છતાં ભક્તિમાં મડ્યા રહે તેથી જ ઉલટો વધારે લાભ થાય છે.

શરૂઆતના કાચા ભગતોને ભક્તિ કરવાનું મન થાય અને ભક્તિમા પ્રેમ જામે તે સારૂ કૃપાળુ ભગવાન તેઓને પાઠ, પુજા, જપ, ધ્યાન, તથા કિર્તન વીગેરે બાબતોમાં આનદ આપે છે. પણ યાદ રાખજો કે, સાચા ભગતો કાઇ આનદના ગુલામ હોતા નથી, અને આનદ મેળવવાને ખાતર જ ભક્તિ કરતા નથી, પણ ભક્તિને ખાતર જ ભક્તિ કરે છે. પ્રભુને ખાતર જ ભક્તિ કરે છે, અને ભક્તિ કરતાં આનંદ મળો અથવા કટાળો લાગો તેની કાંઈ તેઓ દરકાર રાખતા નથી, પણ તેઓ તો પોતાની ફરજ સમજીને તથા પોતાની જીદગીની સાર્થકતા સમજીને ભક્તિમાં મડયા રહે છે. અને એવી રીતે કોઇ પણ જાતના સ્વાર્થની ઇચ્છા રાખ્યા વિના ભક્તિ કરવી તેનું નામ સાચી ભક્તિ છે.

બંધુઓ ! યાદ રાખજો કે, ભક્તિ એ કાંઈ કોઈ એક જાતની જરાકવારની લાગણી નથી, પણ ભક્તિ એતો એક ખરેખર વ્યસન છે. એટલે કેટલાક બધાણીઓને જેમ કેટલીક જાતના નિશા વગર ચાલતું જ નથી ને નિશો ન મળે તો ટાટીયા ઘસવા પડે છે ને નાડો તુટે છે, તેમ જે વ્યસનદશા-વાળા ભગતો હોય છે તેઓ ભક્તિ કર્યા વગર રહી શકતા જ નથી. કોઇ દિવસ કોઈ કારણસર ભક્તિ ન થઈ શકે અથવા રોજના નિયમ કરતા ઓછી ભક્તિ થાય તો તેઓનો જીવ બળ્યા કરે છે, મન મુંઝાયા કરે છે, અને આજનો દહાડો જીદગીમાથી ફોગટનો ગયો એમ તેઓને લાગ્યા કરે છે. આવી વ્યસનદશા થાય તેનું નામ ખરી ભક્તિ છે. એ વિના માત્ર જરાવાર ભજનો ગાઈ લેવા, નાચી લેવું, કુદી લેવું, પરસાદ ખાઈ લેવો, કોઇ જગ્યામાં જઈ આવવું, કોઈ તીર્થમાં નાહી આવવું, કે કાઇક નાનુંમોટુ સારૂ કામ કરી લઇને જરાકવાર રાજી થઇ જવું એનું જ નામ કાઈ ખરી ભક્તિ નથી. પણ હમેશાં જીવને ઇશ્વરની સાથે પ્રેમપૂર્વક જોડી રાખવો તેનું જ નામ ખરી ભકિત છે. માટે યાદ રાખજો કે, આનદની સાથે અથવા કંટાળાની સાથે ભકિતને સબધ નથી, પણ પ્રભુની સાથે જોડાઇ રહેવા સાથે ભકિતને સંબધ છે.

આ બધુ જાણ્યાથી હવે તમે સમજી શક્યા હશો કે, ભકિતના કોઇક જાતના સાધનમાંથી જરાવાર મજા લઇ લેવી તેનું નામ કાંઈ સાચી ભક્તિ નથી, એમ કરવું એ કોના જેવું છે તે જાણો છો ? એ માટે સતો કહે છે કે, મોટા તળાવમાંથી પાણીની ચાચ ભરીને જેમ ચકલું પોતાના મનમાં મલકાયા કરે અને એમ સમજ્યા કરે કે, મે ખુબ પાણી પી લીધું, તેના જેવી એ દશા છે, કારણ કે પ્રભુના આનદની કાંઈ હદ નથી, અને ભકિતની વ્યસન દશાના સુખો કાઇ કહ્યા જાય તેમ નથી. પણ એ બધુ જોયા વિના ને ત્યા સુધી પહોચ્યા વિના માત્ર કોઇક જાતના સાધનથી જરાકવાર રાજી થઇ જવું ને તેથી ફુલાયા કરવું એમા કાઇ મોટી વાત નથી, એતો બહુ સાધારણ વાત છે. કારણ કે ભકિતના દરેક અગમા આનંદ તો હોય જ, અને પ્રભુ દયા કરીને પોતાની કૃપા ઉતારે છે તેથી શરૂઆતમા જેને જે અગ ગમી ગયેલું હોય તેમાથી કાંઇક કાઇક આનદ તો મળે જ, એટલે એ આનદના આવેશમા જ જે કાઇ ભકિત થાય તેની કાઇ બહુ મોટી કીંમત નથી, પણ ભગવાનની સાથે એક થઇને રહેવાય એવી જે ભકિત છે તે જ સાચી ભકિત છે, અને તેની જ બહુ મોટી કીમત છે. માટે જો સાચા ભગત થવું હોય તો ભકિતના એકાદા સાધનના ક્ષણિક આનદમા ન રહી જાઓ, તેમ જ કટાળીને ભકિતને ન છોડી દો, પણ જેમ બને તેમ પ્રભુ સાથે એકતા અનુભવાય એવી જાતની ભકિત કરો ત્યારે જ ખરી સાર્થકતા થઇ શકશે.

---

## ૪૯—ઇશ્વરનું ભજન કરતી વખત કોઈ વખતે બહુ આનંદ આવે છે, અને કોઈ વખત બહુ કંટાળો લાગે છે, તે બાબતનો ખુલાસો ભાગ બીજો.

આ પ્રસંગે આ વાત પણ સમજી લેજો કે, જ્યારે ભક્તિ કરતાં કંટાળો લાગે અને તેમ છતાં તેમા મડયા રહેવાય ત્યારે પ્રભુ તરફથી તેનું ઘણુજ વધારે ઇનામ મળે છે, એમા કાંઇ પણ શક નથી. પણ વાત એમ છે કે, કોઇ વખત કોઇ ભક્તને તે રોકડુ ઇનામ આપી દેય છે, અને કોઈ વખત કોઇ ભક્તને

પાછળથી ઇનામ આપે છે, અને જે ઈનામ પાછળથી મળે તે ઘણું કરીને વધારે જ હોય છે, માટે યાદ રાખજો કે, ભજન કરતી વખત એજ વખતે આનંદ આવે તે રોકડુ ઇનામ છે, એટલે એટલેથીજ છુટકો થઈ જાય છે, અને ભક્તિ કરતાં કંટાળો આવે તેમ છતા ભજન કર્યા કરે તેને પ્રભુ તરફથી પાછળથી ઈનામ મળે છે, ને તે ઇનામ બહુ મોટું હોય છે. માટે જ્યારે ભજન કરતાં કંટાળો લાગે ત્યારે દીલગીર થશોમાં, અને પ્રભુની તમારાપર ઓછી કૃપા છે એમ સમજશોમા, પણ તમને હજી વધારે મોટા ઈનામ મળવાના છે એમ સમજજો, ને એવી ખાતરી રાખજો એમ અમારી ભલામણ છે.

ઓ હરિજનો ! જરા વિચાર તો કરો કે, ભજન કરતા આનદ મળે તોજ તમે ભક્તિ કરો એ તમારી લાયકી કહેવાય કે ભજન કરતાં કટાળો લાગે છતા પણ તમે ભજન કર્યા કરો એ તમારી લાયકી કહેવાય ? આ બન્ને બાબતમા વધારે ખુબીની વાત કઇ ? એનો જરા ખ્યાલ તો કરી જુઓ ! ખરી ખુબીની વાત તો એજ છે કે, ભજનમા આનદ ન આવતો હોય છતાં પણ ભજન કરવાનો પોતાનો નિયમ છોડવો નહીં, અને ગમે તેટલો કટાળો લાગે, ગમે એવા મનમા સંકલ્પ વિકલ્પ થાય, અને ભજન છોડી દેવાની બહુ પ્રબળ ઇચ્છા થાય છતાં પણ આ બધુ મારી કસોટી માટે થાય છે, અને એનું ઇનામ બહુ મોટું છે, એમ સમજી ભજનમાં મંડ્યા રહેવું એજ બહુ મોટી વાત છે, અને એજ બહુ ઉંચી વાત છે.

ભજન કરવું એ ઘણુ સારૂ કામ છે અને ભકિતના દરેક અગોમાં ખાસ આનદ રહેલો હોય છે છતા પણ કેટલીક વખત ભજન કરતા બહુ જ કટાળો લાગે છે, એનું કારણ શું ? તે જાણવાની ઘણાએક હરિજનોને ઇચ્છા થાય છે. તેથી તેના ખુલાસામા સતો કહે છે કેઃ—

આપણે હમેશા આઠે પહોર માયાના ઘેરામા જ રહીએ છીએ, અને ભજન તો બહુ થોડો વખત કરીએ છીએ. તેથી જ્યારે માયાને તજી ઇશ્વર સાથે જીવને જોડવા ઇચ્છીએ ત્યારે માયા બેવડા જોરથી આપણા ઉપર હુમલો કરે છે, કારણકે આપણે માયાને છોડી દઇએ એ કામ માયાને ગમતુ નથી તેથી એવે

વખતે બહુ જોરથી તે આપણી ઉપર હુમલો કરે છે, ને આપણા શુભ માર્ગમા અડચણ નાખે છે કે એટલુંજ નહીં પણ કેટલીક વખત માયા એટલી બધી હઠીલી બને છે કે, ઘણા ભગતોને એવી સ્થિતિમા તે બહુ મુંઝવી દેય છે, અને જેમ હઠીલી માખીને મોઢા ઉપરથી ઉડાડીએ છતા પણ તે વારેવારે મોઢાં ઉપર આવીને બેસે છે, તેમજ ઘણાએ હલકા વિચારોને મનમાંથી કહાડી મુકીએ છતા પણ એનાએ વિચારો વારેવારે ભજન કરતી વખતે મનમાં આવ્યા કરે છે, પણ એથી દીલગીર થવું નહી, એથી હીંમત હારવી નહી, અને ભજન છોડવું નહી, પણ એવી લડાઈ લડવાથી આગળ જતાં બહુજ લાભ થશે, અને હમણા પણ આપણને ન સમજાય તેવા કાંઇક કાંઇક લાભ થયાજ કરે છે, એમ સમજી કટાળો લાગે છતા પણ ભજનમાં મંડયા રહેવું તેમાજ ખરી ખુબી છે. માટે અમારી એજ ભલામણ છે કે, કોઇ કોઈ વખત તમારી આવી દશા થઇ જાય તોપણ ભજન છોડી દેશોમાં, પણ એવે વખતે માયા સાથે ને મન સાથે લડાઈ લડયા કરજો. એટલે પરમકૃપાળુ પરમાત્મા તમોને આગળ જતા જરૂર આનંદ ને ફતેહ આપશેજ.

બંધુઓ! ભજનમા કંટાળો આવે છે તેનું એક કારણ મહાત્માઓ એમ પણ કહે છે કે ઘણી વખત નાનકડા દીકરાની સાથે બાપ રમે છે ત્યારે કોઈ કોઇ વખત બાપ સ્હુપાઈ જાય છે ને કોઈ કોઇ વખત મોઢુ દેખાડયા કરે છે. તેમજ પ્રભુ પણ કોઈ કોઇ વખત પોતાના ભગતોને આનંદ આપવા સારૂ પોતાનુ દર્શન આપ્યા કરે છે, અને કોઈ કોઈ વખત પોતાના ભગતોમા તરફડાટ જગાડવા સારૂ સ્હુપાઈ જાય છે. તેથી ભજનમાં કંટાળો લાગે છે, પણ બાપ પોતાના દીકરાને રમાડવા માટે જ સ્હુપાઇ જાય છે, તેમજ ખાતરી રાખજો કે, પ્રભુ પોતાના ભગતોને ઊંચે ચડાવવા સારૂં, પવિત્ર બનાવવા સારૂ, તથા તેઓને વધારે ઉચી જાતના બીજા મહા આનંદો આપવા સારૂ જ ભજનમાં કાંઇક કાઇક વિઘ્ન થવા દેય છે. માટે ભજન કરતાં કંટાળો લાગે તેથી હીંમત હારશોમાં, ને ભજન છોડી દેશોમાં, પણ એવી સ્થિતિમાં જે ભજન થાય તેની કિંમત ઇશ્વરની હજુરમાં ઘણીજ વધારે છે એમ સમજી જપ, ધ્યાન, પાઠ,

પૂજા, કીર્તન, નામ સ્મરણ વિગેરે સાધનોમા મંડ્યા રહેજો, એજ અમારી વિનંતી છે:—

---

## ૫૦—આ જગતમાં ઘણી જાતનાં સારાં સારાં કામો છે, પણ તે બધાં કાંઈ આપણાથી બની શકે નહિ, આપણે તો આપણી સ્થિતિના પ્રમાણમાં કરી બતાવવું જોઈએ.

બંધુઓ ! મીઠાઇવાળાની દુકાને ઘણી જાતની મીઠાઈ હોય છે, અને તે બધી જાતની મીઠાઈ જુદા જુદા સ્વાદવાળી તથા જુદા જુદા ગુણવાળી હોય છે, અને તેમાંની ઘણી મીઠાઇ આપણને ગમે છે, પણ તેમ છતા એ બધી મીઠાઈ કાઇ આપણાથી લઇ શકાય નહિ. પણ જે જાતની મીઠાઇની ખાસ જરૂર હોય તે જાતની મીઠાઈ જરૂર જેટલી જ લેવાય છે. તે જ પ્રમાણે ધર્મના પણ અનેક કામો છે, અને તે બધા કામો બહુ સુંદર તથા બહુ કીંમતી લાગે તેવા હોય છે, પણ એક માણસથી કાંઇ બધા કામો થઇ શકે નહિ. માટે આપણે આપણી સ્થિતિના પ્રમાણમા જે કામની ખાસ જરૂર હોય તે કામ કરવું જોઇએ.

કાપડ મારકીટમા જઇએ ત્યારે ત્યાં દરેક દુકાનમા જુદી જુદી ઘણી જાતના કપડાંના ઢગલાઓ હોય છે, અને એ બધાં કપડા બહુ સારા હોય છે, તથા તેમાથી ઘણી જાતના કપડા આપણને બહુ ગમી જાય તેવાં હોય છે. એટલું જ નહિ પણ તેમાં સુતરાઉ, ગરમ, રેશમી, સણના વિગેરે કેટલાક ભેદો હોય છે. પણ એ બધાં કપડાં કાંઈ આપણે લેતા નથી, પણ જે જાતના કપડાં પહેરવાની જરૂર હોય તેવાં રૂતુ પ્રમાણેના જરૂર જેટલા કપડાં લઇએ છીએ. તેમ જ પરમાર્થના પણ અનેક કામો છે, અને તે બધાં કામો કરવાનુ શાસ્ત્રમા કહેલું હોય છે. તથા કોઈ કોઈ મહાત્માઓને એમાના કાંઈ કાંઇ કામો કરતાં આપણે જોઇએ છીએ. તેથી એવાં કામો કરવાની આપણને મરજી થઈ જાય છે. પણ એવી મરજી થાય ત્યારે આપણે આપણી સ્થિતિનો વિચાર કરવો જોઇએ, અને જે કામ આપણાથી સહેલાઇથી બની શકે તેવું હોય તથા પ્રભુની ઇચ્છા

પ્રમાણેનું હોય તે કામ આપણે કરવું જોઇએ, અને જો સ્થિતિની બહારનાં કામ કરવા જઇએ તો ઉલટી ધર્મ કરતાં ધાડ આવી પડે છે, ને મુશ્કેલીમા ઉતરવું પડે છે. જેમકે, કેટલાક માણસો દેવ દર્શનમા, નહાવા ધોવામા, વૃત ઉપવાસમાં, તીર્થયાત્રામા, અને તિલક માળામાં બહુ જ ધ્યાન આપે છે, અને એમાં એટલો બધો વખત ગાળે છે કે પોતાના ધંધા રોજગારમાં પણ ઘટતું ધ્યાન આપી શકતા નથી, તેથી પરિણામ એ થાય છે કે, આગળ જતાં તેઓને મોટી નુકશાનીમાં ઉતરી જવું પડે છે. એથી પછી દેવ દર્શન ને તીર્થ યાત્રાનુ કામ પણ રખડી પડે છે, ને પોતે પણ બેઆબરૂ થઈ જાય છે, તથા કુટુંબ દુઃખી થાય છે. આ બધું થવાનું કારણ એ જ હોય છે કે તેઓ સ્થિતિના ધર્મ સમજતા નથી. તેથી પ્રભુની ઈચ્છા કાંઇક કરાવાની હોય અને પોતે તેથી ઉલટુ જ બીજુ કાંઈક કર્યા કરે છે, તેને લીધે આવા માઠા પરિણામો આવે છે, અને આવાં માઠા પરિણામો જોઇને કેટલાક માણસો ધર્મની વગોવણી કર્યા કરે છે. તથા આવા માણસોના દાખલા આપીને કહે છે કે, “બહુ ધર્મ પાળે તેના તો દીવાળા નીકળી જાય છે.” પણ એ વાત જુઠી છે. ખરો ધર્મ પાળવાથી કદી પણ કોઇ પણ માણસને કાંઈ પણ નુકશાન થતુ જ નથી, પણ જ્યારે પોતાની સ્થિતિ વિરૂદ્ધના તથા ભગવદ્ ઈચ્છાની વિરૂદ્ધના ધર્મ પાળવામા આવે ત્યારે જ ખરાબી થાય છે. માટે ભગવદ્ ઈચ્છાની વિરૂદ્ધના તથા પોતાની સ્થિતિ વિરૂદ્ધના ધર્મમાં ન ફસાઈ જવાય એ સભાળજો.

કોઇ વૈદ્ય કે દાકતર હરિ કથા સાભળવા બેઠા હોય ત્યાં ખુબ આનંદ જામ્યો હોય ને ભગવાનની જ કથા થતી હોય એ વખતે કોઈ બીમાર માણસને વૈદ્યની ખરેખરી જરૂર પડી હોય, તાત્કાલિક મદદની જરૂર હોય, અને બહુ ગંભીર કેસ હોય, તેવે વખતે પણ જો તે વૈદ્ય કથામા બેસી રહે ને પોતાના દર્દીને ઘેરે વખતસર ન જાય તો તેને પાપ લાગે છે. જો કે કથા સાંભળવી એ બહુ સારી વાત છે, ને કથામાંથી ઉઠી જવું એ ઘણુ ખોટુ છે. છતા પણ આવે ખરે વખતે જો તે વૈદ્ય કથામાથી ન ઉઠે તો એ મોટી ભૂલ કરે છે, અને પોતાની

સ્થિતિનો ધર્મ સમજતો નથી, એમ જાણવું. કારણ કે માણસની જીંદગીના સવાલની આગળ તેણે પોતાની કથાના આનંદનો ભોગ આપવો જોઇએ, પણ ઘણા માણસો આવી વાતો સમજતા નથી તેથી આવી જાતની ભૂલો થયા કરે છે, અને તેમાથી ખરાબ પરિણામો નીપજ્યા કરે છે.

કોઈ માણસ પાઠ કરવા, પૂજા કરવા કે પ્રાર્થના કરવા એકાંતમાં બેઠો હોય, અને તેણે મનમાથી એમ ધારેલું હોય કે એક કલાક સુધી અહીંથી ઉઠવું નથી, પણ એટલામાં કોઈ નાનું બચુ રમતે રમતે દાદર ઉપરથી ઓચીંતું નીચે પડી જાય અને બીજુ કોઈ માણસ ત્યા હાજર ન હોય તો તેણે એ બાલકને ઉપાડી લેવું જોઇએ, અને તેની સારવાર કરવી જોઇએ. એમ કરવાને બદલે જો તે માણસ પોતાની પૂજામા જ બેઠો રહે ને બાલક પડી જાય છતા પણ ઉઠે નહીં તો એ બહુ મોટી ભૂલ કરે છે. અને એવી ભૂલ વખત વખતના ધર્મ ન સમજવાને લીધે જ થાય છે. માટે જો ખરેખરો ધર્મ પાળવો હોય અને પ્રભુને રાજી કરવો હોય તો આપણે આપણી સ્થિતિના ધર્મ સમજી લેવા જોઇએ.

બંધુઓ! યાદ રાખજો કે આપણે આપણી સ્થિતિના ધર્મ પાળવા માટે બધાયેલા છીએ, પણ આપણી સ્થિતિની બહાર બીજા અનેક રૂડા કામો હોય છે તે કરવાને કાંઈ આપણે બધાયેલા નથી. માટે આપણે આપણી સ્થિતિના ધર્મ શુ છે તે બહુ ચોખી રીતે સમજી લેવુ જોઇએ. કારણ કે જો એ ન સમજીએ તો બહુ મોટા ગોટાળા થઈ જાય છે, માટે જો ખરા ભગત થવું હોય તો આ બધી બાબતોના વિચાર કરજો, અને પોતાની સ્થિતિના ધર્મને ભૂલીને બીજાઓની સ્થિતિનાં મોટા મોટા કામોના વિચાર કરીને ફોગટ વખત ગુમાવશો મા, કારણ કે બીજાઓની સ્થિતિને અનુકૂળ હોય તેવા મોટા કામોથી કાઇ તમારો ઉદ્ધાર થવાનો નથી, પણ તમારી સ્થિતિના પ્રમાણમાં ઇશ્વર ઇચ્છાથી તમે જે નાના નાના કામો કરો તેમાંથી જ તમારૂં કલ્યાણ થવાનું છે. કારણ કે એ કામો તમોને પ્રભુએ સોપેલાં છે, અને તમારી પાસે એવાં નાનાં નાના કામો કરાવવાની તેની ઇચ્છા છે, તેથી જ તે નાનાં કામો તમારી સ્થિતિને બંધ

બેસતા થયેલાં છે. માટે બધુઓ! સ્થિતિનો ધર્મ છોડીને વધારે મોટાં કામોમાં પડવાનો લોભ રાખશો માં, નહીં તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થઇ પડશો, અને "ધોબીનો કુતરો નહીં ઘાટનો કે નહીં ઘરનો" તેવા હાલ થઇ પડશે. કારણ કે તમારી સ્થિતિનાં કામોને નાનાં સમજીને જો તમો નહીં કરો તો એ કામ પણ રહી જશે, અને તમારી સ્થિતિની બહારનાં કામો પણ તમારાથી પુરેપુરાં બની શકશે નહીં, એટલે બનેમાંથી ચુકશો, ને રઝળી પડશો. એમ ન થાય માટે બીજાઓની સ્થિતિનાં સારાં સારા ને મોટા મોટાં કામો સામે જોયા કરવામાં જ રહી જાઓ માં, પણ ભગવદ્ ઇચ્છાથી આવી મળેલા તમારી સ્થિતિ પ્રમાણેનાં કામો કરો, કારણકે આજ વાત શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભાગવત ગીતામા અર્જુનને કહેલી છે. માટે તેનું રહસ્ય સમજી તમારી સ્થિતિના ધર્મ પાળો. તમારી સ્થિતિના ધર્મ પાળો.

---

## ૫૧—દરેક ધર્મના ગુરૂઓ પોતાના મનમાંથી એમ ડર્યા કરે છે કે, અમારા ચેલાઓ અમને છોડીને જતા રહેશે તો? એવા ભયને લીધે તેઓ પોતાના ચેલાઓને કહે છે કે, તમે બીજા ધર્મગુરૂઓ પાસે જશો માં. પણ તેમની એ બ્હીક ખોટી છે તે વિષે.

જગલમા કુવા, તળાવ, નદી અગર વાવને કિનારે જ્યા પાણી પીવાની જગ્યા હોય ત્યાં બપોરની વખતે ઘણા ભરવાડો પોતાના ઘેટા બકરાં તથા ગાય ભેસો લઇને ભેળા થઈ જાય છે. તે વખતે ત્યા હજારો ઢોરો હોય છે. એ જોઇને અજાણ્યા માણસોને એમ લાગે છે કે, આ બધા બકરાઓ પોતાના ધણીને કેમ ઓળખી શકશે? અને ગોવાળો પોતાના મેંઢાંને, બકરાને તથા ગાય ભેસોને કેમ ઓળખી શકશે? કારણ કે બહારના દેખાવમાં કાંઈ બહુ ફેર જણાતો નથી.

બધુઓ! પશુઓના બહારના દેખાવમાં પહેલી નજરે કાંઈ ફેર દેખાતો નથી. છતાં પણ તે બધાને તેનો રખેવાળ ઓળખે છે. અને તે પશુઓ પણ પોતાના ધણીને ઓળખે છે. અને તે પણ નજરે જોવાથી ઓળખે છે એટલુ જ નહીં, પણ અવાજથી

પણ ઓળખી શકે છે. અંધારી રાતે ગોવાળોના અવાજ ઉપર તેઓનાં મેંઢાંઓ, બકરાંઓ, ગાયો ભેંસો, ઘોડાઓ, કુતરાંઓ અને ગધેડાંઓ ચાલ્યાં જાય છે. તેઓમાં અવાજ ઓળખવાની એવી તીક્ષ્ણ બુદ્ધી હોય છે કે તે જોઇને આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહીં. હવે વિચાર કરો કે, જ્યારે આવી જાતનાં પશુઓ પણ પોતાના ધણીને તથા પોતાના ગોવાળને ઓળખે છે ત્યારે શું, લાયક ચેલાઓ પોતાના ખરા ગુરૂને નહીં ઓળખી શકે? અને ખરા ગુરૂઓ શું પોતાના સાચા ચેલાઓને નહીં ઓળખી શકે?

ઢોરોને છેતરવા માટે કદી કોઇ માણસ તેઓના ગોવાળના જેવોજ અવાજ કાઢે તોપણ તેથી ઢોરો છેતરાતાં નથી. તેઓ બનાવટી અવાજને તુરતજ ઓળખી કાઢે છે. તેમજ કોઈ ગુરૂઓ બીજાઓના ચેલાઓને પોતાની પાસે ખેંચવા માટે ગમે તેવી યુક્તિઓ કરે તોપણ ખરા ચેલાઓ તેઓની તેવી યુક્તિઓથી ભોળવાઇ જતા નથી, ને પોતાના સાચા ગુરૂને છોડી દેતા નથી.

જે સગીતના શોખીન હોય છે, અને જે એ વિદ્યામાં આગળ વધેલા હોય છે, તેઓ ઉસ્તાદ ગવૈયાના રાગને તુરતજ ઓળખી કાઢે છે. તેમ જ સાચા ગુરૂના ખરા ચેલાઓ પોતાના સદ્ગુરૂના ઉપદેશને ઓળખી લેય છે.

કોઈ બાઈ બીજા કોઇ છોકરાની માતા જેવો સાડલો પહેરે, અગર કોઇ માણસ કોઇ છોકરાના બાપના જેવી પાઘડી પહેરે તેથી કાઇ બાળકો પોતાના ખરાં માબાપને ભૂલી જતા નથી. પોતાની સગી માની આખમા જે પ્રેમ હોય છે તે પ્રેમની ઝલક બાળકોને બીજી કોઇ પણ સ્ત્રીની આખમા જણાતી નથી. તેમ જ જે સાચા ગુરૂઓ છે તેમને તેમના ખરા ચેલાઓ કદી પણ ભૂલી જવાના નથી કે તજી દેવાના નથી, માટે ખરા ગુરૂઓએ એવો જાતની બ્હીક રાખવાની જરૂર નથી, પણ જેનું ઘર નબળું હોય, પડી જાય તેવું હોય, અને પોતે બ્હીકણ હોય તેને પોતાના જુના ઘરને ટેકા દેવા પડે છે, તથા ગાબડાં પુરવાં પડે છે ને થીગડાં દેવા પડે છે. તેમ જે બીચારા ધર્મ ગુરૂઓ ભોળા હોય, અધુરી સમજણવાળા હોય, અને કાચા પોચા હોય તેઓ પોતાના મનમાંથી ડર્યા કરે છે. તેથી પોતાના ચેલાઓને એમ કહે છે કે, તમે

બીજા કોઈ ગુરૂનુ જ્ઞાન સાભળવા જશો માં. બીજાઓની કથા સાંભળવા જશો મા, પારકા ધર્મવાળાઓનીસાથે ધર્મની ચર્ચા કરશો માં, અને જો આ પ્રમાણે નહીં વરતો તો તમને બહુ પાપ લાગશે, આમ કહે છે, ને ડરાવ્યા કરે છે પણ તેઓએ જાણી લેવું જોઇએ કે, ખરાં સોનાને કદી કોઇ હજારો માણસો ભેળા થઇને કેહે કે, આ ખોટુ સોનુ છે, તો તેથી કાંઈ ખરૂ સોનું ખોટુ થઇ જવાનુ નથી. તેમ જ તમારૂ સત્ય જ્ઞાન કદીપણ કોઇથી પણ અસત્ય થઇ શકવાનુ નથી. માટે હે પવિત્ર ગુરૂઓ! તમે ફોગટના બીજા ધર્મ ગુરૂઓથી ડરો મા, ડરોમા. પણ તમે પોતે જેમ બને તેમ તમારા ધર્મમા મસ્ત રહો, અને તમારા ચેલાઓને પણ સાચો પ્યાલો પાઇ દો, એટલે પછી તેઓ તમને છોડીને બીજે કોઇપણ ઠેકાણે જઇ શકે તેમ નથી એ નક્કી વાત છે. માટે ખોટી બહીકમા ન રહી જાઓ, પણ તમારા ચેલાઓને સત્ય જ્ઞાનનો પ્યાલો પાઓ, ને સત્ય પ્રેમનો પ્યાલો પાઓ, એટલે તે તમારાજ છે અને તમે તેના જ છો

---

## પર–ભગવાનનું માન વધારવા માટે આપણે આ જગત્માં જનમ્યા છીએ, માટે આપણા શુભ કર્મોનું માન આપણે ન લેવું જોઇએ. પણ એ માન પ્રભુને દેવું જોઇએ.

બધુઓ! એક દુકાનમા બે ભાગીયા હોય તો તેમા જે બહુ મોટો ભાગીયો હોય અને જેની મુડી હોય તેનું દુકાનમા નામ ચાલે છે, પણ કાઇ મહેનત કરનારા નાના ભાગીયાનુ મુખ્ય નામ હોતું નથી. તેમજ યાદ રાખજો કે, પરમકૃપાળુ પરમાત્મા આપણો મોટો ભાગીયો છે, અને આપણે તો તેની પાસે કામ કરનાર નિમિત્ત માત્ર છીએ. આપણે તો તેના હથિયારો જેવા છીએ. માટે આપણાથી ધને કરીને, મને કરીને, અને શરીરે કરીને જે કાઇ શુભ કામો થાય તે બધા કામોનુ માન **સર્વ શકિતમાન** પરમકૃપાળુ પિતા પરમાત્માને આપવું જોઇએ અને એમ જો ન કરીએ ને આપણા કામોનુ બધુ માન આપણે જ લઇ

લઇએ તો તેમાંથી શું પરિણામ થાય છે એ તમને ખબર છે! એ માટે એક મહાત્મા કહેતા કે–

એક આંધળો ભીખારી હતો, તે રસ્તા ઉપર બેઠો બેઠો ભીખ માગતો હતો. તેથી દયાળુ લોકો તેને કાંઇ કાંઇ પૈસા આપતા હતા એ પૈસા તે ભીખારી પોતાના ખીસામા નાખતો હતો. આવી રીતે તેણે ઘણા પૈસા ખીસામા નાખ્યા. એ પછી તે ભીખારી પોતાને ઘેર ગયો, અને ત્યા પૈસા કાઢવા સારૂ ખીસામા હાથ નાખ્યો પણ જુએ છે તો એકે પૈસો ખીસામાં નહોતો. કારણકે ખીસામા કાણું હતું તેમાથી બધા પૈસા રસ્તામાં પડી ગયા હતા, તેનુ એ ભીખારીને કાઈ ભાન નહોતું. તેથી ઘણુ કમાયા છતા જ્યારે ઘેર આવીને ખીસામા પૈસા ન દેખ્યા ત્યારે તે બહુજ દીલગીર થવા લાગ્યો.

ભાઇઓ! આવીજ રીતે આંધળા ભીખારીની પેઠે જો ખીસામા કાણુ રહેવા દેશો એટલે કે તમારાં શુભ કામોનુ માન તમે પોતેજ હમણા લઇ લેશો અને લોકોની વાહવાહથીજ રાજી થઇ મનમા મનમા ફુલાયા કરશો, તે સર્વ શકિતમાન્ પરમકૃપાળુ ઇશ્વરને વિસરી જશો તો તમારા કામોની કીંમત ઇશ્વરની હજુરમા કાઇપણ થઈ શકશે નહીં, ને ઘણુ એ કમાયા છતા ઘેરે પહોચશો ત્યારે ખાલી ખીસાવાળાજ રહી જશો. એમ ન થાય માટે બંધુઓ! જે જે સતકર્મ કરો તેનું માન પ્રભુને આપો, અને એ કર્મો પ્રભુને અર્પણ કરો, એટલે તે ટકી શકશે અને મોટો લાભ આપી શકશે.

આ જગતમા તમે ગમે એટલા મોટા કામો કરો અને કદી આખી દુનિયાનું કલ્યાણ થાય તેવા સત્કર્મ કરો છતા પણ જો એ બધુ માત્ર તમારા પોતાનાજ નામને તથા માનને ખાતર કર્યુ હોય અને ઇશ્વરને અર્થે ન કર્યુ હોય તો એની કાઈ પણ કિંમત નથી. પ્રભુને સાથે રાખ્યા વિના અને પ્રભુને અર્પણ કર્યા વિના જે જે કામો કરો તે બધા કામો ભલે હમણા તમને ગમે એટલા મોટાં ને ગમે એટલાં સારાં લાગતાં હોય તોપણ અંતે તે બધા કામો એકડા વિનાનાં મીંડા જેવાંજ છે એમ જાણજો. એમાં કાઈ પણ શક નથી. માટે આપણાં બધા કર્મો બ્રહ્માર્પણ વિધિથી કરતા શીખવું જોઇએ.

ભલે નાનામાં નાનું કામ હોય પણ તે જો સર્વ શક્તિમાન્ અનંત બ્રહ્માંડના નાથને અર્થે કર્યું હોય તો એ કામ જેવું તેને વહાલું લાગે છે, તેવા મોટા યજ્ઞો, મોટાં દાનો, અને બીજાં ઘણી જાતનાં પુણ્યનાં કામો કે જે આપણા નામના ખાતરે કરેલાં હોય તે તેને એટલા વહાલાં લાગતાં નથી એ બરોબર યાદ રાખજો.

બંધુઓ ! પારસના સ્પર્શથી જેમ લોઢું પણ સોનું થઈ જાય છે તેમ ભગવાનને અર્થે કરવાથી ઘર સંસારનાં અને દેહનાં કામો પણ મોટા યજ્ઞરૂપ થઈ પડે છે, અને આપણા શરીરનાં તથા આપણા ઘરનાં નાના નાના કામોને પણ પરમકૃપાળુ પ્રભુ પોતાના કામ માની લેય છે, અને પ્રભુ જેને પોતાનાં માની લેય તેવાં કામથી કેટલો બધો ફાયદો થાય એ વિચારવું કાંઈ મુશ્કેલ નથી. માટે જેમ બને તેમ તમારા નામનો મોહ મુકીને પ્રભુનું નામ વધે તેમ કરો. પ્રભુનું નામ વધે તેમ કરો.

---

## ૫૩—ઘણા માણસોને એક બીજા સાથ બનતું નથી તેથી કલેશ થાય છે, એવે વખતે શાન્તિમાં રહેવાના ઉપાયો.

આપણે જોઇએ છીએ કે, ઘણીએ વહુઓને પોતાની સાસુ સાથે બનતું નથી. ઘણાએ નોકરોને પોતાના શેઠ સાથે બનતું નથી. ઘણા લોકોને તેઓના પાડોશીઓ સાથે બનતું નથી. ઘણા લોકોને પોતાના સગાંવ્હાલાઓ સાથે બનતું નથી. ઘણા લોકોને પોતાની નાતવાળાઓ સાથે બનતું નથી. ઘણા નીશાળીઆઓને પોતાના માસ્તરો સાથે બનતું નથી. અને ઘણાએ શિષ્યોને પોતાના ગુરૂ સાથે બનતું નથી, તેથી સૌ એક બીજાની ફર્યાદ કર્યા કરે છે, અને કહે છે કે આ બધા અમને વિના કારણ બહુ દુઃખ દેય છે. અમારો કાંઇ પણ વાંક નથી, છતાં પણ અમને તેઓ વારવાર હેરાન કર્યા કરે છે. આ પ્રમાણે સમજીને તેઓ પોતાના મનમાં બહુ મુઝાયા કરે છે ને દુઃખી થયા કરે છે. અને આવા લાખો ને કરોડો માણુસો છે, માટે તેઓનું દુઃખ ઓછું થાય એવા ઉપાયો બતાવવાની જરૂર છે. એ માટે સતો કહે છે કેઃ—

ભાઈઓ! તમો બીજાઓનો વાંક કાઢો છો ને તેઓની ભુલો જુઓ છો તે અગાઉ જરા વિચાર કરજો કે, એમાં કાંઈ તમારી ભુલ તો નથી? તમારા પોતાના સ્વભાવની અંદર તમે કાંઇ સુધારો વધારો ન કરી શકો એવું તો નથી? તમારે માટે કોઇ કાઈ સાચી વાત કહે તોપણ તમે તે સાંભળી શકો નહિ એવા તો નથી? બહુ નાનકડી વાત હોય તેમાથી રજનુ ગજ કરી બેસો ને ફોકટના મનમાં મનમા મુંઝાયા કરો એવા તો નથી? કોઇ બીજાઓને માટે વાત થતી હોય અને તમે તમારી ઉપર ઓઢી લ્યો, એવા તો નથી? રીસામણીના છોડને જરાક હાથ લગાડે ત્યાં સંકોચાઇ જાય તેવી પ્રકૃતિના તો નથી? તમારૂં પોતાનુ મન માન્યું ન થાય ત્યારે બળી મરો એવા તો નથી? બીજાને તાબે રહેવું પડે તે ન પાલવે તેથી આંકેલા ગોધાની માફક પોતાથી ગરદન ઉપર કોઇને પણ ધોંસરૂં મુકવા દેવુંજ નહીં, એવા તો નથી? અને તમારૂં કામકાજ કરતા ન આવડે તથા તમારી ફરજો બજાવવામાં તમે ગફલતી કરો એવા તો નથી? ભાઈઓ ને બ્હેનો! જરા વિચાર કરો, કારણકે અમને તો એમ લાગે છે કે, એમાંનો કાંઇક પણ અવગુણ તમારામાં હશે ને તેને લીધેજ તમને બીજાઓ સાથે નહિ બનતું હોય. કાંઈ હમેશાં બધો વાંક કાઢતાં પહેલા જરા તમારી પ્રકૃતિ તો જુઓ. બીજાઓનો વાંક કાઢતાં પહેલાં જરા તમારા સ્વભાવ સામે તો જુઓ. બીજાઓનો વાક કાઢતાં પહેલાં જરા તમારી કામ કરવાની રીત સામે તો જુઓ. એ બધું જોશો તો તમને સમજાઇ જશે કે, બીજાઓનો વાંક કાઢવામાં અરધી ભુલ તો અમારી પોતાનીજ છે, અને અરધી ભુલ સામેના માણસોની હોય છે. તેમાથી બચવા માટે થોડીક ઉપયોગી સુચનાઓ યાદ રાખી લેવી જોઇએ, અને તે પ્રમાણે વરતવાની કોશીશ કરવી જોઈએ, જેમકે, તમારા વિરોધીઓ જે વાતો કરે તે વાતોને તમારે તમારી પોતાની ઉપર લઇ લેવી નહિ. અને એવી અધરથી થતી વાતોની, તથા બીજાઓથી સાભળેલી વાતોની, અને કંઇ કઇ કારણોસર મીઠું મરચું ભભરાવેલી વાતોની દરકાર રાખવી નહી. એટલી મજબુતી રાખતાં આવડે તો ઘણી જાતનો કલેશ ઓછો થઇ જાય છે, ને મનમાં થતી ઘણી મુંઝવણ મટી જાય છે.

બીજું એવો વિચાર કરવો કે, આ દુનિઆમાં જુદી જુદી અનેક પ્રકૃતિના માણસો હોય છે. એ બધાં માણસોના સ્વભાવ જુદા જુદા હોય છે, તેઓની આસપાસના સજોગો જુદા જુદા હોય છે, તેઓની કેળવણી જુદી જુદી જાતની હોય છે, અને દરેક માણસના આચાર વિચારમા પણ કાંઈક કાઇક ફેરફાર હોય છે. કારણ કે વિવિધતા અને વિચિત્રતા એતો મનુષ્ય સ્વભાવમા ને કુદરતમાં રહેવાનાં જ. તેથી જો તમે તમારા મનમાં એમ ધારો કે, આ બધા અમારા જેવા વિચારના થઈ જાય તો સારૂં, પણ તેમ કદી પણ બનવાનુ નથી. આપણી ખાતર કોઇ બીજા માણસો પોતાના આચારવિચાર, પોતાની રીતભાત, અને પોતાની ટેવો બદલી નાખે તેમ નથી. તેઓ જે રસ્તે ચાલતા હશે તેજ રસ્તે ચાલ્યા જશે ને જે પ્રમાણે વર્તતા હશે તેવીજ રીતે વર્ત્યા કરશે. માટે જો સલાહસપ રાખવાં હોય અને અતરમાંથી શાંતિ ભોગવવી હોય તો આપણે આપણા સ્વભાવમા ફેરફાર કરવો જોઇએ કારણકે આપણે કાઈ દુનિઆને ફેરવી શકીએ તેમ નથી, પણ આપણે આપણા સ્વ ભાવને ફેરવી શકીએ તેમ છે, અને એને ફેરવવાથી જ આપણુ ભલું થઇ શકે તેમ છે, માટે જો વગર મફતના કજીઆઓમાથી બચવું હોય તો આપણે આપણા સ્વભાવને કાબુમા રાખતાં શીખવું જોઇએ, ને આપણી ચાલચલગતમા આપણે સુધારો વધારો કરવો જોઇએ.

આ સિવાય આ પ્રસગે આ વાત પણ સમજી લેવા જેવી છે કે, વોટરપ્રુફ છત્રી ઉપર ગમે એટલો વરસાદ પડે તોપણ તે પાણી બહારનું બહાર ચાલ્યું જાય છે, છત્રીની અદર ઉતરતું નથી, તેમજ તમારે પણ તમારી વિરૂદ્ધની બધી ટીકાઓને તથા બધી બાબતોને બહારની બહાર ને દૂરની દૂરજ રાખવી જોઇએ. એવી વાતોને બહુ નજીવી સમજી અંતરના ઉંડાણમાં પેસવા દેવી નહિ. જો એમ કરતા આવડે તો એથી પણ મનની ઘણીએ મુંઝવણ ઓછી થઈ જાય છે. માટે ભાઈઓ અને બ્હેનો ! યાદ રાખજો કે, આ જગતમા ઘણી વાતો આપણને નહિ ગમે તેવી થાય છે, ઘણાં બનાવો આપણને નહિ ગમે તેવા બને છે, અને ઘણા માણસો આપણને નહિ ગમે તેવા હોય છે, એ

બધાંને કાંઈ આપણે આ દુનિઆમાથી કાઢી મુકીએ એમ બનવાનું નથી. એતો બધા રહેશે જ, અને પોતપોતાની રીત પ્રમાણેજ વરતશે, માટે આપણે આપણી ટેવો સુધારવી જોઇએ, અને એ બધાની અસરો આપણને ન થાય તેવા વોટરપ્રુફ છત્રીના જેવા આપણે થવું જોઇએ. તોજ સુખેથી રહી શકાય, ને શાંતિ ભોગવી શકાય. માટે દુનિઆહારીના નાના મોટા બનાવોનો અંતઃકરણ સૂધી ધક્કો ન પહોચે એવા થવાની કોશિસ કરો, એવા થવાની કોશિસ કરો.

---

## ૫૪–બહારથી માણસો ગમે તેટલા સારા થાય પણ અંતરમાં તો સૌ થોડા ઘણા બગડેલાજ હોય છે.

એક અથાણાવાળો હતો. તેને ત્યા ઘણી જાતના અથાણા હતા. એ અથાણા તેણે જુદી જુદી જાતની બરણીમા રાખેલા હતા. તેમા કોઇ બરણી પીળી હતી, કોઇ બરણી સફેદ હતી, કોઇ બરણી લીલા રંગની હતી, કોઈ બરણી તપખીરીઆ રંગની હતી, કોઇ બરણી કળી હતી ને કોઈ બરણી ભુરા રંગની હતી, એટલુજ નહીં પણ તેમાંથી કોઇ બરણી ચીનાઈ માટીની હતી, કોઇ બરણી ફ્રેંચ પાલીસવળી હતી, કોઈ બરણી વિલાયતી હતી, કોઇ બરણી જરમનીની હતી, કોઇ બરણી કાશીની હતી, અને કોઇ બરણી આફ્રિકાની હતી. એ બધી બરણીઓ એક દિવસ વાદવિવાદ કરવા લાગી. જેમ કે,

તેમાથી એકે કહ્યુ કે, હું કાશીમા બનેલી છુ માટે ઉત્તમ છુ. ત્યારે બીજીએ કહ્યું કે, તું તો જંગલી જેવી લાગે છે, મારી ઉપરની જરા પાલીસ તો જો, હુ પેરીસમા બનેલી છુ. ત્યારે ત્રીજીએ કહ્યુ કે, હુ કાચની બનેલી છુ ને જરમનીથી અહી આવેલી છુ. ત્યારે ચોથાએ કહ્યું કે, મારી ઉપરના ચિત્રો તો જુઓ ? અને મારો સુંદર રંગ તો જુઓ ? હુ જાપાનથી આહીં આવેલી છું. ત્યારે પાચમીએ કહ્યું કે, તમે બધા મરડટ શેનો કરોછો ? તમે સૌ ઘડીકમા ભાગી જાઓ તેવા છો, ભલે હું કાળીછુ પણ મારામા મજબુતી કેટલી છે ? એ તો જરા જુઓ. અને તમે સૌ પરદેશી છો, પણ હું તો આ દેશનીજ છુ, માટે

તમારા કરતાં હું શ્રેષ્ઠ છું. આવી રીતે બરણીઓ અંદર અંદર વાદવિવાદ કરવા લાગી. બરણીઓનો આં કજીઓ સાંભળીને બરણીવાળાને ગુસ્સો લાગ્યો. તેથી તેણે કહ્યું કે,

રાંડો ! બહારની સફાઇ સારૂ ને બહારના દેખાવ સારૂ શું લડી મરોછો ? જરા અંદર તો જુઓ ? તમારી સૌની અંદર અથાણું ભરેલું છે, અને અથાણામા તો મીઠું, મરચા, તેલ, ખટાશ વિગેરે ચીજો હોય છે, એ સામે જોતા નથી અને બહારની સફાઈ ઉપર શું મરોછો ? જરા અંદર તપાસો તો ખરાં ! એ સામે જોશો તો બધાનું પોત ઉઘાડું થઇ જશે, માટે તમારી અંદર રહેલા તેલ, મરચા, લીંબુ, હીંગને મીઠાં સામે જુઓ. આ સાંભળીને બધી બરણીઓ શરમાઇ ગઇ ને ચુપ થઈ ગઈ.

આ દાખલો આપીને એક મહાત્મા હરિજનોને એમ સમજાવતા કે બંધુઓ ! કેટલાક લોકો મુંડ મુંડાવવાથી પોતાને મોટા સમજે છે. કેટલાક લોકો જટા રખાવવાથી પોતાને મોટા સમજે છે. કેટલાક લોકો મોટી મોટી માળાઓ પહેરવાથીજ પોતે પવિત્ર બની ગયા છે એમ સમજ્યા કરે છે. કેટલાકો ખૂબ ગોપીચંદન ચોપડવાથીજ પોતાનામાં કાંઈક આવી પડયું છે એમ માન્યા કરે છે. કેટલાક લોકો અમુક જાતના તિલકો કરવાથીજ અમે શ્રેષ્ટ છીએ એમ સમજ્યા કરે છે. કેટલાક લોકો સાધુપણાંનું અભિમાન રાખ્યા કરે છે. અને કેટલાક લોકો કાંઇ તપ કરતા હોય, વૃત કરતા હોય, જપ કરતા હોય, તીર્થ કરતા હોય, દાન કરતા હોય, કે અમુક પુસ્તકનો કે અમુક સ્તોત્રોનો પાઠ કર્યા કરતા હોય તેને લીધેજ તેઓ પોતાને મોટા ભગત સમજ્યા કરે છે. પણ તેઓ કોઈ પોતાના અંતર તરફ જોતા નથી, જો પોતાના અંતર તરફ જોય તો તુરતજ તેઓને ખબર પડી જાય કે, જેમ જુદી જુદી જાતની બરણીઓની અંદર તેલ, મરચાં, લીંબુ, હીંગ, મીઠું, મરી, વગેરે વસ્તુઓ ભરેલી હોય છે, તેમજ અમારી અંદર પણ કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, અદેખાઈ વગેરે ઘણી જાતના દુર્ગુણો ભરેલા છે અને તેમ છતાં પેલી બરણીઓ જેમ બહારથી પોતાની શોભા માટે ખોટી ખુમારી કરતી હતી તેમજ અમે પણ અમારા બહારના આડંબરોને લીધે, બહારના વેશોને લીધે, બહારના ફેરફારોને લીધે, અને બહારના

દેખાવોને લીધે ફોગટના અભિમાનમાં રહી જઇએ છીએ. કારણ કે બહારની સફાઇવાળી બરણીઓમા પણ જેમ ખારાં ખાટાં અથાણાં ભરેલાં હોય છે તેણુજ અમારા અંતરમાં પણ મીઠાં, મરચાં, તેલ ને ખટાશ રૂપી કામ, ક્રોધ, લોભ, મોહ વીગેરે વિકારો રહેલા છે. માટે કોઇ પણ સાધુઓએ, સન્યાસીઓએ, જતીઓએ, સેવડાઓએ, ખાખીઓએ, બ્રાહ્મણોએ, પંડિતોએ ભગતોએ, મંદીરના પુજારીઓએ, ધર્મગુરૂઓએ, અને એવાજ બીજા દરેક માણસોએ યાદ રાખવું જોઇએ કે, ભલે અમે બહારથી અમે તેવા રૂડા દેખાતા હોઇએ તો પણ જ્યાં સુધી અંતરમાંથી વિકારો ગયા નથી ત્યા સુધી તો સૌ સરખાજ છીએ. અને તેમ છતાં અમે સારા ને તમે ખરાબ, અમે ઉંચા ને તમે નીચા, અમે જુના ને તમે નવા અને અમે પવિત્ર ને તમે અપવિત્ર, એમ કરી પેલી બરણીઓની પેઠે ફોગટના લડીએ મરીએ છીએ. માટે બંધુઓ! આવી ભૂલ ન થાય એ સભાળજો. અને એમ સમજી લેજો કે, બહારથી ગમે તેવા જુદા જુદા દેખાવના હોઇએ પણ જ્યાં સુધી અંતરમાથી વિકારો ગયા નથી ત્યા સુધી સૌ સરખાજ છીએ. એમ સમજી જેમ બને તેમ એકબીજાની વચ્ચેનો કલેશ દૂર થાય તેમ કરવાની કોશીશ કરજો, અને જેમ બને તેમ અંતરમાંથી વિકારો ઓછા થાય તેમ કરવાની મહેરબાની કરજો, એજ અમારી વિનંતી છે.

---

## ૫૫—ભાઈઓ! જગતમાં અનેક સુંદર વસ્તુઓ પડેલી છે તે છોડીને ખુણે ખોચરે પડેલા થોડાક કચરા સામે શું જોયા કરો છો?

એક શેઠીઆએ ઘણા રૂપીઆ ખરચીને બહુ સુંદર મકાન બંધાવ્યું. તે મકાન દેખાડવા માટે પોતાના એક દોસ્તને તેડી ગયો, એ વખતે બારણા પછવાડે તે દોસ્ત પોતાની છત્રી મુકવા ગયો, ત્યાં થોડો કચરો પડેલો દેખાયો. કારણ કે ઘાટી ઝાડુ વાળતો હતો એટલામાં તેને શેઠાણીએ બોલાવ્યો, તેથી દીવાનખાનાનો કચરો એક ખુણામાં વાળી દીધો હતો અને તે ઉપાડવા તેને વખત મળ્યો નહોતો. તે ઠેકાણે છત્રી મુકતાં પેલા

દોસ્તની નજર એ કચરા ઉપર પડી ગઇ. એ પછી તે શેઠ પોતાનું મકાન પોતાના દોસ્તને બતાવવા માડ્યું, અને તેની ખુબીઓ સમજાવવા લાગ્યો. તેણે કહ્યુ કે જુઓ, આ બીલી-યર્ડનું ટેબલ ખાસ વિલાયતથી મગાવેલું છે. આ વીજળીના પંખા ને આ વીજળીના દીવા દરેક ઓરડામાં લીધેલા છે. આ મકાનમાં જે ફરનીચર છે તે બધુ બહુ ઉચી જાતનું ને નકશી-કામ વાળું છે. જુઓ, આ ફૂલ મુકવાની કુંડીઓ પેરીસથી મગાવેલી છે. આ પડદાઓ ટર્કીશ રીત મુજબના છે. આ ગાલીચો કાશ્મીરી છે. આ રમકડાનું કબાટ તો જુઓ! આપણો કાકુ પણ બડો શોકીન છે. જે સારૂં રમકડું દેખે તે ઉપાડી લાવે છે. આ બધા કબાટો રમકડાથી ભરેલા છે. આ દુનિઆના નકશાનો ગોળો જુઓ. એની આસપાસનું ગ્રહ મંડળ પણ જોવા જેવુ છે. યુરોપિયનો પણ બહુ સારી સારી યુક્તિઓ કરે છે. આ ટેબલ ઉપર સોનેરી જેપાનીઝ માછલીઓ જોઈ કે? એ માછલીઓનો નાચ આખો દિવસ ચાલ્યા કરે છે. એ જોવામા પણ ઠીક ગમ્મત મળે છે. આ બારીમા વાપરેલા કાચ જોયા કે? તેમા એ ખુબી છે કે, આ બાજુનો અવાજ પેલી બાજુ જવા દેય નહિ. આ દિવાનખાનામાં જે ચિત્રો છે તે બધા ચિત્રો જાણીતા મહાન ચિતારાના હાથના છે, ને એની બહુ મોટી કીંમત આપેલી છે. આ બાજુના ઓરડામા લાઇબ્રેરી છે તેમાં વીણી કાઢેલા સારામા સારા પુસ્તકો ગોઠવેલાં છે, અને તે એવી સરસ રીતે ગોઠવેલા છે કે, જે પુસ્તક જોઈએ તે બટન દાબવાથી પા મિનિટમા ટેબલ ઉપર આવી પડે. આ ખુરસી ઉપર બેસવાથી વજન થઈ જાય છે, અને એ વજનનો આંકડો કહી સભળાવે છે. આંકડો જોવાની પણ મહેનત કરવી પડતી નથી. આજના વખતની સગવડોની તો કંઇ વાતજ ન પૂછો. આવી આવી ઘણી વાતો થઇ, અને ઘણીએ નવી નવી સુદર ચીજો તે શેઠે પોતાના મિત્રને બતાવી. એ બધું જોયા પછી તે દોસ્તે કહ્યુ કે, આ બધુ તો ઠીક છે પણ પેલા ખુણામાં બારણા પછવાડે જરા કચરો પડેલો છે એ ઠીક નહિ.

એ સાભળીને તે શેઠે કહ્યુ કે, ભાઈ! આટલી બધી સુંદર ચીજો જોવી છોડી દઇને ખુણે પડેલા એ જરાક જેટલા કચ

શામાં તમારૂં ચિત્ત ક્યાં ગયું ? એમ ખુણે ખાચરે તો કોઇ કોઇ ઠેકાણે કચરો હોયજ. તેને આપણે આપણા મગજમા શા માટે ઘાલવો જોઇએ ? મને માફ કરજો પણ કહેવા દો કે, તમારી એ રીત મને તો કાંઇ ગમી નહિ. એમ કહી તે શેઠે જરા પોતાનું મોઢું બગાડયું, અને એ જોઇ પેલો દોસ્ત પણ જરા શરમાઈ ગયો.

બંધુઓ ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ સમજાવતા કે, બહુ મોટાં સુદર ઘરમાં અનેક ચીજો સારી હોય તેમા કોઈ ઠેકાણે કોઇની ભુલથી જરા કચરો રહી ગયો હોય તો એમાં આપણે શા માટે જોયા કરવું જોઈએ ? તેમજ આપણા સબધમાં આવતાં ઘણાં માણસોમાં ઘણી જાતના ગુણો હોય છે, કોઈ માણસ બહુ ઉદાર હોય છે, કોઈ માણસ બહુ ભલી લાગણીવાળા હોય છે, કોઇ માણસ બહુ ભજનાનદી હોય છે, કોઈ માણસ બહુ પવિત્ર હોય છે, કોઈ માણસ બહુ શાન્તિવાળા હોય છે, કોઈ માણસ બહુ સતોષી હોય છે, કોઈ માણસ બહુ ખમી ખાનારા હોય છે, કોઇ માણસ પોતાની ઇન્દ્રિઓને કબજે રાખનારા હોય છે, કોઇ માણસ પોતાના સ્વભાવને બદલી શકે તેવા હોય છે, કોઇ માણસ પોતાની આસપાસના ઘણા લોકોને ઘણી જાતની મદદ કરનારા હોય છે, કોઇ માણસ બહુ નાનાં પાપથી પણ ડર્યા કરે ને તેની ચોકસી રાખ્યા કરે તેવા હોય છે, કોઈ માણસ બહુ અક્કલવાળા હોય છે, કોઇ માણસ બહુ દયાળુ હોય છે, કોઇ માણસ ઘણું કામ કરનારા હોય છે, અને કોઇ માણસો બહુ પ્રભુ પ્રેમી હોય છે. આવી રીતે જુદા જુદા માણસોમા જુદી જુદી જાતના ઘણાએ ગુણો હોય છે. એ ગુણો સામે ન જોઇએ ને તેઓના એકાદા દેખાઇ આવતા દોષ સામેજ જોયા કરીએ એ શું વ્યાજબી છે ? ને એ શું ધર્મ છે ? એ તો જે સાંકડા વિચારના માણસો હોય, જે ટુંકી દ્રષ્ટિવાળા હોય, અને જેને બીજું કંઇ કામકાજ ન હોય તે બીજાઓના દોષ જોવામા પડયા રહે. સાચા ભગતો એમાં શામાટે ધ્યાન રાખે ? કારણ કે બીજાઓના દોષ જોવા કરવાથી અને દોષોનોજ વિચાર કર્યા કરવાથી આગળ જતાં આપણી ખરાબી થાય છે. માટે હરિજનોએ કોઇના પણ દોષ જોયા કર-

વામાં રહી જવું નહિ. પણ જેમ બને તેમ ગુણગ્રાહક થવું ને સાર ગ્રાહી દ્રષ્ટિ રાખવી. તેથી આગળ જતાં બહુ લાભ થાય છે. માટે હે હરિજનો! કોઈના પણ દોષ જોવામાં ન રહી જાઓ, પણ સૌના ગુણ જોનારા થાઓ, સૌના ગુણ જોનારા થાઓ.

---

## ૫૬—ગુલાબના ઝાડમાં કાંટા થાય છે તે સામે ઘણા માણસો જોયા કરે છે, પણ તેમાં જે સુગંધી ફુલો હોય છે તે ઉપર નજર રાખતા નથી.

કોઈ પણ માણસની કે કોઈ પણ વસ્તુની ખામી જોતાં આપણને વાર લાગતી નથી. બહુ નાની ખામી હોય તો પણ તે તુરતજ દેખાઇ આવે છે. કારણકે ખામીઓ જોવા તરફ આપણું મન બહુ જલદીથી દોડયું જાય છે. પણ એજ માણસોમાં ને એજ વસ્તુઓમાં જે અનેક જાતની ખુબીઓ હોય છે તે સામે આપણું ધ્યાન ખેંચાતું નથી. આવો ઘણા માણસોનો સ્વભાવ હોય છે, તેથી બહુ ખરાબી થાય છે. કારણકે બીજાઓના અવગુણ જોયા કરવાથી આપણું મન હલકા પ્રકારનું થઈ જાય છે, અને બીજાઓના ગુણ જોવાથી આપણામાં ગુણ આવતા જાય છે. કારણકે જેવી ભાવના રાખીએ તેવું ફળ મળે છે. માટે જેને સાચા હરિજન થવું હોય, તેણે તો ગુણગ્રાહક થવું જોઇએ, તેણે તો સારગ્રાહી થવું જોઇએ, અને તેણે તો ઉદાર નજરવાળા થવું જોઇએ. પણ આ વાતની ચોખી સમજણ ન હોવાના લીધે ઘણા માણસો બીજાઓના દોષ જોયા કરવામાજ રહી જાય છે. અને ગુલાબના ઝાડના કાટાઓ પોતાના મનમા ખુચવ્યા કરે છે, પણ ગુલાબના ફૂલમા જે સુગંધી હોય છે તેનો લાભ તેઓ લઇ શકતા નથી. જેમ કે,

જ્યારે બહુ વરસાદ પડે ત્યારે આપણે ફૂરીયાદ કરીયે છીએ કે, હવે તો બહુ ટાઢ વાય છે, સરદી બહુ થઇ ગઈ છે, અને વરસાદના દુખથી હેરાન થવું પડે છે. આવી રીતે વધારે વરસાદ માટે બડબડયા કરીએ છીએ, પણ વધારે વરસાદથી આપણા કુવાઓમાં, તળાવોમાં, અને નદીઓમાં બે ત્રણ વરસ સુધી ચાલી શકે તેટલું પાણી ભરાઇ જશે, અને તેથી અનેક

પ્રાણીઓને સુખ થશે તથા ઘણી જાતના નવા નવા પાકો ઉત્પન્ન કરી શકાશે, તે ફાયદા સામે આપણે જોઇ શકતા નથી.

આવીજ રીતે ઉનાળામા જ્યારે બહુ સખત ગરમી પડે છે ત્યારે આપણે બુમાબુમ પાડીએ છીએ અને કહીએ છીયે કે, ગરમીને લીધે બહુ ત્રાસ ભોગવવો પડે છે, ગરમીને લીધે પરસેવો થાય છે, અને ગરમીને વખતે બપોરના જીવ બહુ ગભરાય છે.—આવી રીતે ગરમી માટે ફરીયાદ કરીએ છીએ, પણ તેજ ગરમાને લાધે ફળો પાકે છે, આંબાઓ પાકે છે, ફૂલો ખીલે છે, અને આપણાં ખેતરોમા અનાજો પાકે છે, તે સામે આપણે જોતા નથી.

આજ પ્રમાણે જ્યારે બહુ પવન ફુંકે છે ત્યારે આપણે બુમાબુમ કરીએ છીએ, અને એ માટે ઘણીએ ગડગડ કરી મુકીએ છીએ. પણ એ ચારે બાજુથી ફુંકતા તોફાની પવનથી આપણા ગામની, ફળીયાઓની તથા ગટરોની દુર્ગંધી દુર થઇ જાય છે, તે સામે આપણે જોતા નથી.

બંધુઓ! આવી રીતે કાટાઓ તરફ, દુઃખો તરફ, નબળી બાજુ તરફ, અને ખામીઓ તથા અડચણો તરફજ આપણી નીગાહ રહે છે, પણ એમાંથી જે મહાન્ લાભ થાય છે તે તરફ આપણુ ધ્યાન રહેતું નથી. આ દાખલાઓ કદી દુરના લાગતા હોય તો આવીજ જાતના આપણા ઘરમાં બનતા બનાવોના દાખલા સાંભળો. જેમકે,

આપણો કોઇ નોકર કોઇ વખત કંઇ ભુલ કરે છે ત્યારે તેના આગલા પાછલા વાકો યાદ કરી તેને ધમકાવીયે છીએ, અને કેટલીક વખત કેટલાક માણસો તો નજીવી ભુલ માટે પણ પોતાના નોકરને તોબા તોબા પોકરાવે છે. પણ એજ નોકરે અગાઉ ઘણીજ મહેનત કરી હોય, ઘણી ખુબીઓ બતાવી હોય, અને ઘણી નીમકહલાલી કરી હોય તે સામે, તેની નાનકડી ભુલ વખતે આપણે જોઇ શકતા નથી.

આપણો છોકરો જ્યારે પરીક્ષામાં નાપાસ થાય ત્યારે આપણું મોઢું બગડી જાય છે, અને આપણે તેને ઠપકો આપીએ છીએ, તથા કેટલાક ગુસ્સાવાળા માણસો તો મુર્ખો, ગધેડો, લુચ્ચો, વીગેરે ખેતાબો આપવા મ ડી જાય છે. પણ તે છોકરાએ પોતાના અભ્યાસ માટે જે મહેનત કરેલી છે અને એવી પરીક્ષામાં બેસવા

માટે જે લાયકાત મેળવેલી છે તે સામે આપણે જોતા નથી. એના જેવડા અને એના કરતા ઘણી વધારે સારી સગવડવાળા બીજા સેંકડો છોકરાઓ એટલુ પણ ક્યા કરી શકે છે ? તે સામે આપણે જોતા નથી, પણ તે નાપાસ થયો એ સામેજ આપણે જોયા કરીયે છીયે, અને એ માટેજ તેને ઠપકો આપ્યા કરીયે છીએ ! તથા આપણો જીવ બાળ્યા કરીએ છીએ. પણ આવી રીતે ખાર્મીઓ જોવામાજ રહી જવું એ કેટલી બધી ભુલ છે ? તેનો જરા વીચાર કરવો જોઇએ.

ઘરમા બાયડીથી કોઈ દીવસ રોટલીની કોર જરા દાઝી ગઇ હોય તો તે માટે તેને ઠપકો આપવા તૈયાર થઈ જઇએ છીએ, પણ ઘણા દહાડા સુધી તેણે સારી રોટલી બનાવી ને ખવરાવી છે તે સામે નીગાહ રહેતી નથી. દાઝેલી રોટલી બનાવવામાં પણ તેને કેટલી મુશ્કેલી પડી હશે ? તથા રોટલી દાઝી ગઈ એ માટે શું શું કારણો હશે, ને એ માટે તેનું મન કેટલું દુખાયું હશે, તે બધુ જાણ્યા વીના આપણે તો ઝટ ઝટ તેને ધમકાવવામાંજ બહાદુર બની જઇએ છીએ, પણ હરિજનોએ વિચાર કરવો જોઇએ કે, આવી વર્તણુક રાખવી અને આવી દોષદૃષ્ટિ રાખવી એ શું વ્યાજબી છે ?

બંધુઓ ! માણસોમાં ભુલ તો હોયજ, અને કેટલીક વસ્તુઓ કે કેટલાક વિચારો આપણને ન ગમે તેવા પણ જગતમા તો હોયજ, માટે એ બધી બાબતોના દોષ જોયા કરવામાંજ ન રહી જવું જોઇએ, પણ તેમા જે ગુણ હોય તે તરફ ધ્યાન રાખવું જોઇએ. અને કોઇ માણસની કાઈ ખામી દેખાય તો તેની કડવાશના રૂપમાં ટીકા ન કરવી જોઇએ, પણ મીઠા વચનથી તેને સારી સલાહ આપવી જોઇએ.

બંધુઓ, જો આ બાબત ઉપર ધ્યાન અપાય તો આપણા સંબંધમાં આવતાં ઘણાં માણસો સાથેના કજીયા ઓછા થઈ જાય છે, અને સામો માણસ રાજી રહે છે, તથા આપણા અંતરમા પણ આનંદ થાય છે. માટે હે હરિજનો ! બીજાઓના દોષ જોયા કરવામાંજ રહી જાઓ મા. પણ સૌ વસ્તુમાથી, સૌ બનાવોમાથી અને સૌ માણસોમાથી ગુણ શોધતાં શીખો. ગુણ શોધતાં શીખો.

---

## ૫૭–જપ કરવાની તથા ધ્યાન ધરવાની જરૂરિયાત વિષે.

બંધુઓ, અસલના વખતમા આપણા બાપદાદાઓ સર્વ-શક્તિમાન્ પરમકૃપાળુ પરમાત્માના નામનું સ્મરણ કરવામાં, તેનાં ગુણગાન કરવામાં, તથા તેનું ધ્યાન ધરવામાં, દરરોજ ઘણો વખત ગાળતા હતા. પણ અફસોસ કે હાલના વખતમા એ બધી બાબતો તરફ લોકો બહુજ બેદરકાર બનતા જાય છે. કારણકે હાલના વખતમા બહુ જંજાળો વધતી જાય છે, અને મોજશોખના સાધનો બહુ વધતા જાય છે. તેથી તેમા લોકો ફસાતા જાય છે, એટલે ઈશ્વરી જ્ઞાનની બાબતમા લોકો મોળા પડતા જાય છે. જેમ ઉડાણવાળી નદી પહોળી થતી જાય તેમ તેમ તેનું ઉંડાણ ઓછુ થતું જાય છે. તેમજ જેમ જેમ આપણા મનમા પ્રપચીપણું આવતું જાય છે, અને જગતના મોહ તથા લાલસા વધતી જાય છે તેમ તેમ પ્રભુપ્રેમની બાબતમાં લોકો ઢીલા પડતા જાય છે, અને ઈશ્વરી જ્ઞાનની બાબતમાં બેદરકારી થતી જાય છે. પણ યાદ રાખજો કે, એમ થાય તે ઘણુજ ખોટું છે. અને એમાથી બહુજ ખરાબી થાય છે. કારણ કે આપણે જે કાંઈ જપ ધ્યાન વગેરે કરીએ છીએ તેથી કાંઈ ઈશ્વરને ફાયદો થતો નથી, અને એમ ન કરીએ તો કાંઈ ઈશ્વરને ખોટ જતી નથી, પણ એ બધુ આપણે આપણા આત્માના કલ્યાણ સારૂ કરીએ છીએ, એટલે જો એમાં બેદરકારી રાખીએ તો તેથી આપણા પોતાનાજ આત્માનું અનિષ્ટ થાય છે. માટે પ્રભુનું ભજન, ધ્યાન કરવાની બાબતમાં બેદરકારી નહી રાખવી જોઈએ, પણ જેમ બને તેમ ઈશ્વરનું ભજન, સ્મરણ, તથા ધ્યાન વધારે થાય તેમ કરવુ જોઈએ.

બધુઓ! સસારી માણસોજ ભજનમાં મોળા પડી ગયેલા છે એમ નથી, પણ આજના વખતમાં ઘણાએ ભગતો પણ ભજનમાં ઢીલા પડી ગયા છે, અને બહુજ થોડો વખત જપ ધ્યાન કરે છે. એ માટે તેઓ એમ કહે છે કે, અમે પરમાર્થનાં કામો કરવામાં રોકાએલા રહીએ છીએ, તેથી ભજન, જપ, ધ્યાન, વગેરે બાબત સારૂ અમને ઝાઝો વખત મળતો નથી. એટલે અમે એમાં વધારે વખત રોકી શકતા નથી. પણ એના જવા-

ખમાં મહાત્માઓ કહે છે કે,

બીજાના ઘરની સંભાળ લેવી એ બહુ સારી વાત છે, પણ, બીજાના ઘરની સંભાળ લેવામાં રહી જવાય ને આપણું ઘર લુંટાઇ જાય એમ ન થવું જોઈએ માટે પ્રથમ આપણું ઘર સાચવવું જોઇએ ને પછી બીજાના ઘરની સંભાળ લેવી જોઇએ. તેમજ પ્રથમ આપણા આત્માના કલ્યાણની બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ, ને તે કર્યા બાદ પરમાર્થનાં કામો કરવાં જોઈએ. કારણકે જેનામાં આત્મિક બળ આવી જાય છે તેજ માણુસ સૌથી વધારે પરમાર્થ કરી શકે છે. માટે પરમાર્થ કરવા સારૂ પ્રથમ આત્મિક બળ મેળવવાની જરૂર છે. અને જ્યારે ખુબ ભજન થાય, ખુબ જપ થાય, અને ખુબ ઇશ્વરનું ધ્યાન ધરાય ત્યારેજ આત્મિક બળ વધી શકે છે. માટે પરમાર્થ કરવા સારૂ પણુ આત્મિક બળની જરૂર છે, અને તે બળ જપ તથા ધ્યાનથીજ મળી શકે છે, માટે જપ તથા ધ્યાન વધારવાની જરૂર છે.

જે ઝાડ બહુ ઉંચુ ને લાબુ વધી જાય છે તે પાતળું ને નબળું રહી જાય છે. તેમજ યાદ રાખજો કે, જે માણુસની વૃત્તિઓ બહુ બહાર ફેલાઈ જાય છે તેને અંદરથી આત્માનો બરોબર આનંદ મળી શકતો નથી. માટે પરમાર્થનાં કામો કરવા સારૂ જે ભગતો પોતાની વૃત્તિઓને બહાર ફેલાવતા હોય તેવા ભગતોને જપ ધ્યાન વીગેરે કરવાની ઉલટી વધારે જરૂર છે, કારણુ કે જો તેઓને અંતરમાંથી ખરો આનંદ નહીં મળે અને સાચી વસ્તુ સુધી નહીં પોચી શકે તો તેઓ કાંઈ પણુ બહુ મોટો પરમાર્થ કરી શકશે નહી, પણુ નાનાં નાનાં ઉપલકપણુંમાંજ રહી જશે. એમ ન થાય અને સાચો પરમાર્થ થઇ શકે તે સારૂં પરમાર્થી ભગતોએ પણુ જેમ બને તેમ વધારેમાં વધારે ભજન કરવાની જરૂર છે.

ઘણા માણુસો પરમાર્થની વાતો કરે છે પણ સાચામાં સાચો ને મોટામાં મોટો તથા પ્રભુને પ્યારો લાગે એવો પરમાર્થ કયો એ તમે જાણો છો? એ માટે સંતો કહે છે કે, માયાની જાળમાં સપડાયેલા લોકોને ભગવાનનું જ્ઞાન આપવું અને તેઓના કામ, ક્રોધ, લોભ, મોહ વીગેરે વિકારો ઓછા કરવા, ને તેઓના અંતરમાં શાંતિ આવે તેમ કરવું એજ સૌથી મોટામાં મોટો

પરમાર્થ છે. કારણ કે યાદ રાખજો કે, ધનથી શાંતિ મળતી નથી. ગાડી ઘોડાથી, મોટા મોટા મહેલોથી, ઉત્તમ પ્રકારનાં મિષ્ટાનોથી, અને અનેક જાતના વૈભવોથી પણ કંઈ અંતરની શાંતિ મળતી નથી. પણ જ્યારે અંતરમાં રહેલા વિકારો ઓછા થાય અને હૃદયમા પ્રભુપ્રેમ આવે ત્યારેજ ખરી શાંતિ મળી શકે છે. માટે કોઇ પણ માણસની જીંદગી સુધારવી, કોઇ પણ માણસના હૃદયમાં પ્રભુનો પ્રેમ જગાડવો, અને કોઇ પણ માણસને સાચી શાતિ આપવી તેનુંજ નામ મોટો પરમાર્થ છે, અને એવો ઉંચો પરમાર્થ જે ભગતો ખુબ ભજન ધ્યાન કરતા હોય અને ભગવાન સાથે એક રસ થયેલા હોય તેઓથી જ બની શકે છે. માટે એવી જાતનો સાચો પરમાર્થ કરવા સારૂ પણ ભજન, જપ, તથા ધ્યાન વધારવાની જરૂર છે.

જેમ નાના બાળકને ધવરાવનારી માતાને સારો ખોરાક ખાવાની જરૂર પડે છે, તેમજ જે ભગતો પરમાર્થના કામો કરવા ઈચ્છતા હોય, તથા બીજાને ઉપદેશ દેવાનું કામ કરતા હોય તેઓને તો ઉલટું ઘણુજ વધારે ભજન કરવાની જરૂર છે. કારણ કે તેઓ તો ધવરાવનારી માતાના જેવા છે. તેઓના આધારે ઘણાએ બાળકો જેવા અજ્ઞાન લોકો રહેલા છે, માટે તેઓને પોષણ આપવા સારૂ તેમને જપ, તપ, ધ્યાન, દાન વિગેરેની વધારે જરૂર છે. માટે જે પરમાર્થી ભગતો હોય તેઓએ તો ઉલટું વધારે ભજન કરવું જોઇએ. જો એમ કરે તોજ વધારે સારી રીતે પરમાર્થના કામો કરી શકે છે, પણ એને બદલે જો ભજન ધ્યાનમાં બેદરકારી રાખે તો તેઓનાં પરમાર્થનાં કામોમાં પણ મોળાપણું આવી જાય છે. એમ ન થાય માટે યાદ રાખજો કે, પરમાર્થી સજ્જનોએ ભજન ધ્યાન ચુકીને માત્ર એકલા બહારના પરમાર્થનાં કામોમાંજ ન રહી જવું જોઇએ, પણ બહારનો પરમાર્થ સારામાં સારી રીતે થઈ શકે તે સારૂ અંતરમાંથી જાગતા રહેવું જોઇએ, અને એવી જાગૃતિ રાખવા સારૂ ભજન વધારવું જોઇએ.

કેટલાક માણસો નદી કીનારે રહે છે અને તારાઓનું કામ કરે છે. તેઓનું મુખ્ય કામ એ હોય છે કે, જ્યારે નદીમાં પાણી વધી જાય ત્યારે લોકોના હાથ પકડી પકડીને તથા પોતાના

ખભા ઉપર તેડીને સામે પાર ઉતારે છે. આવી રીતે જે માણસો તારાઓનું કામ કરતા હોય તેવા માણસોએ પોતાના પગને તથા પોતાના શરીરને બહુજ મજબુત રાખવું જોઇએ. કારણ કે જો તેઓ ઢીલા પોચા રહે તો બીજા માણસોને તારીને નદીની પાર કરી શકે નહીં, માટે એવા તારાઓએ તો જેમ બને તેમ બીજા ઉતરનાર લોકો કરતા પોતાનું શરીર મજબુત રહે એવા ઉપાયો કરવા જોઈએ. તેમજ યાદ રાખજો કે, જેઓ મહાત્માઓ છે, જેઓ ભગતો છે, જેઓ સતો છે, જેઓ હરિજનો છે, અને જેઓ પરમાર્થના કામો કરનારા, ભલી લાગણીવાળા સજ્જનો છે તેઓ તારાઓ જેવા છે. કારણ કે તેઓ બીજા ઘણા માણસોને તારવાનું તથા મદદ કરવાનું કામ કરે છે, એટલે તેઓએ તો જેમ બને તેમ પોતાનું આત્મિક બળ વધે તેવા ઉપાયો કરવા જોઇએ. અને એવા ઉપાયો એજ છે કે, જેમ બને તેમ પરમ કૃપાળુ પરમાત્માના પવિત્ર નામનો જપ વધારે થાય, પ્રભુ પ્રીત્યર્થ પરમાર્થના કામો વધારે થાય, ભગવાનનો મહિમા વધારે સમજાય, અને તે સર્વ શક્તિમાન્ પવિત્ર પિતાના ગુણ વધારે ગવાય, તથા તે નિરંજન નિરાકારનું ધ્યાન વધારે ધરાય તેમ કરવુ જોઇએ. કારણ કે એ બધા આત્મિક બળ મેળવવાના સાચા ઉપાયો છે. માટે જેઓએ તારા બનવું હોય, જેઓએ ગુરૂ બનવું હોય, જેઓએ ઉપદેશક થવું હોય, અને જેઓએ ધર્મના આગેવાન થવું હોય તેઓએ ખાસ ચાહીને જેમ બને તેમ વધારેમા વધારે ભજન કરવું જોઇએ.

---

## ૫૮–જપ કરવાની તથા ધ્યાન ધરવાની જરૂરીયાત વિષે. ભાગ બીજો.

અસલના આપણા પૂર્વજો તથા દુનિયાના બીજા પણ કેટલાક દેશના લોકો પ્રભુભજનમા એટલા બધા ગુલતાન રહેતા કે, તેઓને ભગવાનના ધ્યાનમાથી બહાર કાઢવા ને દુનિયાદારીના કામકાજમા લાવવા એમા બહુ મુશ્કેલી પડતી હતી. આપણે ઘણીએ વાતોમા સાભળીએ છીએ તથા ઘણાએ પુરાણોમાં વાંચીએ છીએ કે, કેટલાક રૂષિઓને તેઓને તપમાથી નીચે

ઉતારવા એમાં બહુજ મુશ્કેલી પડતી હતી. કારણકે મહા આનંદોના આનંદસાગર ભગવાનનો આનંદ એવો છે કે, તેમાં ચિત્ત ચોટી ગયા પછી તેને તે આનંદ મુકવો ગમતો નથી. તેથી ધ્યાનની સ્થિતિમાથી નીચે ઉતરવું તે તેમને બહુ મુશ્કેલ લાગે છે. પણ તેને બદલે હવે એવો જમાનો આવ્યો છે કે, ધ્યાનની દશામાં જવું એમાંજ લોકોને મુશ્કેલી લાગે છે. એટલુંજ નહીં પણ ઘણા માણસો તો બહુ મેહેનત કરે છે છતા પણ ઉંચી જાતના જામેલા ધ્યાનમા પહોચી શકતા નથી, અને યાદ રાખજો કે આમ થાય એ ઘણુજ ખરાબ છે. કારણ કે જ્ઞાન ધ્યાનમાં, કથાકિર્તનમાં, જપ તપમાં અને એવાંજ બીજાં આત્માનાં કલ્યાણનાં કામોમા ઢીલા પડી જવાય એ ઇશ્વરથી વિમુખ થવા જેવું છે, અને એવું વિમુખપણું એ બહુજ ખરાબ છે. કારણકે આ જગતમાં જન્મ લેવાનો હેતુજ એ છે કે, ઇશ્વરને ઓળખવો, જેમ બને તેમ તેની નજીકમા રહેવું, તેની સાથે એકરસ થવું, તેના આનંદના ભાગીઆ થવું, તેના પ્રેમમાથી પ્રેમ મેળવવો, અને તેના અમરપણાની સાથે અમરપણું મેળવવું, એમ કરવા માટેજ આપણો અવતાર છે, અને એમ કરી શકીએ ત્યારેજ જીંદગીની સાર્થકતા થાય છે. તેને બદલે માયાના મોહવાળા પદાર્થોમાજ વૃત્તિ બેચાઈ જાય ને આપણને ઉત્પન્ન કરનાર અનંત બ્રહ્માંડના નાથની તરફ બેદરકારી રહે એ શું મોટામા મોટી ભુલ નથી? અને એ શુ મોટામાં મોટી ખરાબી નથી? બીજી ઘણી બાબતો તથા ઘણા માણસોની સાથ ઓળખાણ, પણ પોતાના ભલામાંભલા, રૂડામારૂડા, મોટામાં મોટા ને સગામાં સગા બાપની સાથે ઓળખાણ નહીં એ કરત. વધારે નાલાયકી બીજી કઇ? બધુઓ! આવી ભુલમા ન પડયું રહેવાય માટે જેમ બને તેમ ભગવાનના નામનો જપ વધારે થાય તથા તેનું ધ્યાન વધારે થાય તેમ કરજો.

પ્રભુના પવિત્ર નામનો જપ કરવો તથા તેનું ધ્યાન કરવું એટલે શું? એ તમે જાણોછો? એ માટે સંતો એમ કહે છે કે, ઈશ્વરની સાથે વાતો કરવી અથવા ઇશ્વિર પોતે આપણી સાથે જે વાતો કરે તે સાંભળવી, તેની પ્રેરણાઓને પકડવી, અને તે પ્રમાણે વર્તવું તેને અમે જપ તથા ધ્યાન કહીએ છીએ, અને

આમ કરવું તેનુંજ નામ સાચું ભજન છે. તેથી ભગવાનની ઇચ્છા જાણવા માટે, પોતાના હૃદયનો ભાર હલકો કરવા માટે, પોતાના કર્મો ઇશ્વરને અર્પણ કરવા માટે, અને ઇશ્વરમાં જે અલૌકિક બેહદ આનંદ રહેલો છે તે મેળવવા માટે, અસલના લોકો પવિત્ર નદીઓને કિનારે જતા, પર્વતોની ગુફામાં રહેતા, જંગલમા રહેતા, અને સમુદ્ર કિનારે જતા હતા. કારણકે ગામમાં મોટું ઘડીઆળ હોય તેના ટકોરા બપોરે ગડબડ વખતે બરોબર સંભળાતા નથી, પણ રાતે જ્યારે શાંતિ હોય છે ત્યારે એ ઘડીઆળના ટકોરા બરોબર રીતે સંભળાય છે. તેમજ માણસોનું મન જ્યારે જગતોની જંજાળોમાં વીંટાઇ ગયેલું હોય છે ત્યારે તેઓને પ્રભુનો અવાજ સભળાતો નથી, પણ જ્યારે તેઓ એકાંતિક ચિત્તવાળા બની જાય છે ને પોતાના મનમાથી બધી જાતની જંજાળોને તથા વાસનાઓને કાઢી નાંખે છે ત્યારે તેને ઇશ્વરી અવાજ સંભળાય છે. માટે એકાતિક જીવન ગાળી પ્રભુની સાથે તન્મય થવા સારૂ તેઓ જંગલમાં તથા પહાડોની ગુફામાં જતા હતા. પણ બંધુઓ! યાદ રાખજો કે આજના વખતમાં તેમ કરવુ એ કાંઈ વાજબી નથી. કારણકે હવે જમાનો બદલાયો છે. હવે સાધનો વધ્યા છે, હવે સગવડો વધી છે, અને હવે મનુષ્ય જાતના જ્ઞાનમાં પ્રથમના કરતાં ઘણોજ વધારો થયો છે. માટે શ્રીકૃષ્ણ ભગવાને એમ શીખવેલું છે કે, " તમે તમારી સ્થિતિના ધર્મો બજાવો અને તેમાથીજ મોક્ષ મેળવો ત્યારેજ તમારી ખુબી કહેવાય. " કારણ કે જંગલમા ભાગી જઇને અગર ગુફામાં ભરાઇ બેસીને ઇશ્વરને ભજો તેમા કાઇ નવાઇ નથી, પણ જગતની જજાળોની વચ્ચે રહીને ઘર સંસાર ચલાવતે ચલાવતે, અને જીદગીની ફરજો બજાવતે બજાવતે ભગવાનને ભજો, તેના જપ, ધ્યાન કરો, અને તેની પ્રેરણાઓ સમજી તે પ્રમાણે વરતો ત્યારે તમારી ખુબી કહેવાય. આ વાત બરોબર સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે,

જે બહાદુર લડવૈયાઓ હોય છે તેઓ કાંઇ દુશ્મનોથી ડરીને ભાગી જતા નથી. કારણ કે જે ભાગી જાય તેતો કાયર કહેવાય છે. પણ જે ખરા શુરવીર હોય છે તેઓ તો ચો તરફથી દુશ્મનોથી ઘેરાએલા હોય તેમ છતાં યુદ્ધ કર્યા કરે છે, અને

સો દુશ્મનોને જીતી લેછે. અને જે આવા મહાન્ યોદ્ધાઓ હોય તેઓનેજ કીર્તિ તથા ફતેહ મળે છે. પણ જે માણસ દુશ્મનોથી ડરીને ભાગી જાય તેને કાંઇ ફતેહ કે કીર્તિ મળતી નથી. તેમજ યાદ રાખજો કે, ભજન કરવા માટે જ ગલમાં ભ ગી- જવું ને પછી ભગવાનનું ધ્યાન ધરવું તેમાં કાંઇ બહુ મોટી વાત નથી, પણ સંસાર વ્યવહારની વચ્ચે રહીને પોતાની ફરજો બજાવતાં છતાં અંતરમાંથી એકાંત ભોગવવી, અને કોઇ પણ જાતના વિકારોનો કે કોઈપણ જાતના લાભહાનિનો ધક્કો અ દર પહોંચવા દેવો નહીં, ને પોતાના નિયમ પ્રમાણે ભજન ધ્યાન કર્યા કરવું, તથા ભગવાનની સાથે વાતો કર્યા કરવી તથા ભગવાનની વાતો સાભળ્યા કરવી. તેનેજ અમે મોટા ભગત સમજીએ છીએ ને તેનેજ અમે સાચા ભગત સમજીએ છીએ. માટે બ ધુઓ ! જો પ્રભુના વહાલા થવું હોય અને સાચી ભક્તિ કરવી હોય તો આવી જાતના એકાતિક ભગત થાઓ. આવી જાતના એકાતક ભગત થાઓ.

જે બહાદુર ખારવાઓ હોય છે તેઓ તોફાન વખતે પણ મહા સમુદ્રની અંદર પોતાના વહાણો ચલાવ્યે જાય છે. તેમજ જે ખરા ભગતો હોય છે તેઓ અનેક જાતની જ જાળોની વચ્ચે રહેલા છતા પણ એ જ જાળોનો ધક્કો પોતાના હ્રદયને લાગવા દેતા નથી. એટલુંજ નહીં પણ ઘણીએ અડચણોની વચ્ચે રહેવા છતાં પણ પોતે પોતાના અ તરમાંથી એકાતિકપણું ભોગવી શકે છે. અને જે કાંઇ સુખ દુઃખના બનાવો બન્યા કરે તથા આસ- પાસના સંજોગો પ્રમાણે અને પ્રારબ્ધના યોગ પ્રમાણે જે કાંઈ સારા માઠા બનાવો બન્યા કરે તેને બહારના બહારજ રાખે છે. એ બધી બાબતોને તેઓ પોતાના અંતરમાં ઘુસવા દેતા નથી તેથી તેઓ એકાંતિક રહી શકે છે. અને યાદ રાખજો કે, ઘર સંસાર ચલાવતે ચલાવતે તથા પોતાની જીંદગીની ફરજો બજા- વતે બજાવતે આવા એકાંતિક ભગત થવું તેમાંજ ખરી ખુબી છે. માટે આવી જાતના એકાંતિક ભગત થવાની આપણે કોશિશ કરવી જોઇએ.

---

## ૫૯–જપ કરવાની તથા ધ્યાન ધરવાની જરૂરીયાત વિષે. ભાગ ત્રીજો.

બંધુઓ! જ્યારે આપણા ઘેર કોઈ મોટો શેઠ અથવા કોઇ અમલદાર આવવાનો હોય ત્યારે આપણે ઘરમા બધું બહુ સાફ સુફ રાખીએ છીએ, અને જ્યારે ગામમાં રાજા આવવાનો હોય ત્યારે આખા ગામને સાફ રાખવામા આવે છે. તેમજ જ્યારે આપણે આપણા હૃદયમા પ્રભુને પધરાવવા હોય ત્યારે એટલો વખત આપણા અતરને બજ સાફ રાખવુ જોઈએ. એ વખતે તેમાં પ્રભુ સિવાય બીજા કોઈ પણ જાતના વિચારોને ન આવવા દેવા જોઈએ, ને બીજા બધી જાતના વિચારોને દૂર કરવા જોઇએ. કારણ કે જ્યા સુધી બીજા કોઈ પણ જાતના વિચારો હૃદયમા રમતા હોય ત્યાં સુધી તેમા પ્રભુ પધારતા નથી. માટે જો પ્રભુને હૃદયમા લેવા હોય તો બીજા બધી જાતના નકામા વિચારોને તથા સ્વાર્થના વિચારોને દૂર કરવા જોઇએ અને જ્યારે એવી રીતે બીજા વિચારોને દૂર કરતા આવડે ત્યારે તે એકાતિકપણુ કહેવાય છે, અને એવા એકાતિકપણામા જે જપ, ધ્યાન કે ભજન થાય તે ઉત્તમમા ઉત્તમ પ્રકારનું થાય છે, અને તે ભજન પ્રભુને બહુજ પ્રિય લાગે છે. માટે જો સાચા ભગત થવુ હોય અને પ્રભુને રાજી કરવા હોય તો આવી જાતના એકાતિક ભગત બનતા શીખો, એટલે તમારી ભક્તિ જલદીથી ફળીભુત થઇ શકશે અને તેમાથી અપૂર્વ આનદ ભોગવી શકશો. માટે કદી આખો દિવસ એકાતિક રહેવાનુ ન બને તો કાઇ ફીકર નહીં, પણ ભજન વખતે એકાતિક થઇ શકાય એવી તજવીજો ખાસ કરવી જોઇએ, અને જો ધ્યાન રાખો તો એટલું તો બહુ સહેલાઇથી બની શકે તેમ છે. એટલુંજ નહીં પણ જ્યાં સુધી એવી રીતે અતઃકરણને એકાતિક કરતાં નહીં આવડે ત્યાં સુધી ખરેખરી રીતે કદી પણ ભક્તિમા આગળ વધી શકાશેજ નહી, અને ભક્તિમા આગળ ન વધાય ત્યાં સુધી ખરો આનદ ભોગવી શકાશે નહીં, તથા જીદગીની સાર્થકતા થઇ શકશે નહીં. માટે એ બધું કરવા સારૂ અતરમાથી એકાંતિક ભક્ત થવાની કોશીશ કરો. અંતરમાથી એકાતિક

ભક્ત થવાની કોશીશ કરો.

સમુદ્રમાં પવનને લીધે જ્યારે મોજાંઓ આવે છે અને પાણી આમતેમ હાલ્યા કરે છે તથા ઉંચુ નીચું થયા કરે છે ત્યારે તેમાં કાંઇ મોઢું દેખાય નહીં. પણ જો સ્થિર પાણી હોય તો તેમાં મોઢું દેખી શકાય. તેમજ યાદ રાખજો કે, જ્યાં સુધી મન હલક ડોલક થયા કરે છે અને અંતરમાં જુદી જુદી વૃત્તિયો ઉઠયા કરે છે ત્યા સુધી સાચું ભજન થઇ શકતું નથી, પણ જ્યારે મન શાત થાય, હૃદય ઠરે, અને વૃત્તિઓ પોતપોતાના ઘરમાં શાતિથી બેસે ત્યારેજ ખરૂં ભજન થઇ શકે છે. માટે પ્રભુ રાજી થાય એવું સાચુ ભજન કરવા સારૂ અતઃકરણને એકાતિક બનાવવું જોઇએ, અને તે એકાતિક થઈ શકે તે સારૂ તેને શાતિમા રાખવાનો અભ્યાસ કરવો જોઇએ. કારણકે અ તઃકરણ શાત હોય ને તેમા કોઇ પણ જાતની કલ્પના ન થતી હોય તથા કોઈ પણ જાતના સંકલ્પ વિકલ્પ ન ઉઠતા હોય ત્યારેજ ખરૂં ભજન થઇ શકે છે. માટે એકાંતિક ભગત થવા સારૂ સાંસારીક બાબતોના ધક્કા અતઃકરણને લાગે નહીં તેમ કરો, એટલે અંતઃકરણ શાતિમાં રહી શકશે, અને તેથી તેમા પ્રભુ પધારી શકશે, અને જે અતઃકરણમાં પ્રભુ પધારે તે અંતઃકરણનો આનંદ કેવો હોય તે કાંઇ કહી શકાય તેમ નથી, એ તો અનુભવીઓજ સમજી શકે છે. માટે એવા ઉંચા અનુભવ લેવા ભાગ્યશાળી થાઓ એમ અમે ઇચ્છીએ છીએ.

આપણા કોઈ દોસ્ત સાથે કાંઇ ખાનગી વાત કરવી હોય ત્યારે જો ત્યા માણસોની ભીડા ભીડ હોય તો એ ભીડમાથી નીકળીને આપણે ચોડે દૂર એકાતમા ચાલ્યા જઇએ છીએ, અને ત્યા જઇને તેની સાથે વાત કરીએ છીએ. કારણ કે માણસોની ભીડાભીડ વચ્ચે વાત કરવામા મજા પડતી નથી. પણ એકાતમા વાત કરવાની બહુ મજા પડે છે. તેમજ યાદ રાખજો કે, જ્યારે આપણે સર્વ શક્તિમાન્ અનંત બ્રહ્માડના નાથની સાથે વાતો કરવી હોય ત્યારે આપણે એકાતિક બનવું જોઇએ. ત્યારે ભીડાભીડમાથી ખસીને દૂર જવુ જોઇએ, અને ત્યારે આપણને કોઇ પણ અડચણ કરે નહીં એવે ઠેકાણે જવુ જોઇએ. કારણ કે જેમ એકાંત વધારે તેમ પોતાના વહાલા સાથે વધારે આનંદ ભોગવી

શકાય છે. માટે એવો એકાંતનો આનંદ લેવા સારૂ પ્રપંચી વૃત્તિઓના પ્રપંચીપણાને ભજન વખતે દૂર કરવું જોઇએ. વ્યવહારની જંજાળોને એટલો વખત વીસરી જવી જોઇએ, અને સાંસારિક ખટપટોને ભજન વખતે અંતરમાંથી હડસેલી કાઢવી જોઇએ. કારણ કે જ્યારે આ બધી ભીડાભીડમાથી નીકળીને એકાંતમાં ચાલ્યા જઇએ ત્યારેજ ખરી ભક્તિ થઈ શકે છે, ત્યારેજ ખરી શાંતિ ભોગવી શકાય છે, અને ત્યારેજ પ્રભુ રાજી થાય છે. માટે જગતની ફરજો બજાવતે છતે એકાતિક રહેવાની કોશીશ કરો.

બધુઓ ! યાદ રાખજો કે, જગતની જંજાળો ભોગવવી અને તેમ છતા એકાંતિકપણું અનુભવવું એમાં કાંઇ મુશ્કેલી નથી. અગાઉના વખતમા ઘણાએ ભગતો ઘર સંસારની જજાળો ભોગવતાં છતાં પોતાના જીવાત્માને એકાંતિક દશામા રાખી શકતા હતા. કારણ કે ધંધો રોજગાર તજીને તથા ઘરબાર છોડીને પછી ભગત થવું તેમા કાંઈ બહુ મોટી વાત નથી, પણ ધંધો રોજગાર કરતે છતે તથા પોતાના ઘર સંસારનો કારભાર રૂડી રીતે ચલાવતે છતે ભગત થવું એજ મોટી વાત છે. માટે અસલના ઘણાએ ભગતો પોતપોતાનો ધધો કરતા હતા. જેમકે મહાત્મા તુકારામ પોઠ હાકવાનો ધંધો કરતા હતા; મહાત્મા કબીર કપડાં વણવાનો ધધો કરતા હતા. એ શિવાય બીજા પણ અનેક ભગતો પોતપોતાના ધધા રોજગાર કરતા હતા અને તેમ છતા બહુ મોટા ભગત થયા હતા, કારણ કે ધધા રોજગાર કરતે છતે તેઓને પોતાના અતરમાથી એકાંતિકપણું રાખતાં આવડતું હતું, તેથી તેઓ મોટા ભગત થઈ શકયા હતા તથા પ્રભુપ્રેમના લ્હાવા લઇ શક્યા હતા. માટે આપણે પણ તેઓને પગલે ચાલી આપણી ઘર સાસારિક ફરજો બજાવતે બજાવતે અતરમાથી એકાતિક ભગત થવાની કોશીશ કરવી જોઇએ, અને એવી રીતે કોશીશ કર્યા કરીએ તો થોડા વખતની અદર એકાતિક બનતા આવડી જાય છે. પછી જેમ જેમ જપનુ તથા ધ્યાનનું જોર વધતું જાય તેમ તેમ એકાંતિકપણામા ખરો આનદ લઈ શકાય છે. માટે જગતની જંજાળો ભોગવતા છતા અતઃકરણને શાંતિમાં રાખતા શીખો ને તેમાં પ્રભુ પધરાવતાં શીખો એજ અમારી ભલામણ છે.

---

## ૬૦—જપ કરવાની તથા ધ્યાન ધરવાની જરૂરીયાત વિષે. ભાગ ચોથો.

જે માણુસો બહારથી માળા તિલક, ભસ્મ જટા વીગેરે ભક્તિનાં ચીહ્નો ધારણ કરે છે અને એ ચિહ્નો ધારણ કરવા માટેજ પોતાને મોટા સમજે છે. પણ જેના અંતરમાં અનેક જાતની વાસનાઓ ભરેલી છે, જેના મનમાં ઘણી જાતના મોહ રહેલા છે, અને જે બધું સારૂં દેખાડવાને ખાતરજ કરે છે, તથા પોતાની આશા તૃષ્ણાઓને પોષવા સારૂજ ભક્તિનો ડોળ કરે છે તેઓ બહુજ ઠગાય છે. કારણ કે એકાંતિક થયા વિના તેઓને ખરી શાંતિ કે ખરો આનંદ મળતો નથી. માટે ભાઇઓ ! ખાલી બહારના ડોળ ડિમાકમાંજ રહી ન જવાય એ સંભાળજો, પણ જેમ બને તેમ અંતરમાથી ઉપાધિઓ ઓછી થાય અને એકાંતિક થઈ શકાય તેમ કરજો.

જે માણુસના મનમાંથી ધનની, માનની, વૈભવ ભોગવવાની, કુટુંબસુખની તથા લાંબો વખત જીવવાની વાસનાઓ ગઈ નથી અને તેમ છતાં બહારથી ત્યાગનો ને વૈરાગ્યનો ડોળ ઘાલીને ફરે છે તેઓનાં અંતઃકરણો એકાતિક થયાં નથી, એમ જાણજો. એ સિવાય જે માણુસ પોતાની સ્થિતિમાં સંતોષ પામી શકતો નથી, અને જે માણુસ બહારથી આવી પડતાં સુખ દુઃખ વખતે શાંતિ રાખી શકતો નથી તે માણુસ ગમે એવો જ્ઞાનનો ને ભક્તિનો દેખાવ કરે છતાં પણ તે અંતઃકરણમાંથી એકાતિક થયો છે એમ સમજવું નહીં. બંધુઓ ! આવી રીતે બહારથી ત્યાગનો ઢોંગ કરનારાઓ આ દુનિયાના કેટલાક ભોળા લોકોને કદાચ ઠગી શકે, પણ તેઓ કાંઇ પોતાના આત્માને ઠગી શકતા નથી, એટલે તેઓના બહારના અનેક વેશ છતાં પણ તેઓનો આત્મા તો અંદરથી તરફડતોજ હોય છે. તેઓનો આત્મા તો અંદરથી દુઃખીજ હોય છે, અને એને તો શાતિ મળતીજ નથી. આવી સ્થિતિમા રહેવું એ શું વાજબી છે ? આમ ન થાય માટે ભુલ ભરેલા બહારના ઢોંગી ત્યાગ વૈરાગ્યમાં ફસાઇ પડશોમાં, પણ જગતની જંજાળો ભોગવતે છતે પોતાની સ્થિતિમા આનંદી રહીને અંતરમાંથી એકાતિક થવાય તેમ કરજો. કારણ કે બહારના

ખોટા ત્યાગીઓ કરતાં જેઓ અંતરમાંથી .એકાંતિક થયા હોય તેવા સંસારીઓ વધારે શ્રેષ્ઠ છે. માટે અંતરમાંથી એકાંતિક થવાની કોશેશ કરો.

જગતની બધી જજાળો ભોગવતાં છતા પણ અતરમાંથી એકાંતિક થવું એ વાત બહુજ ઉત્તમ છે. માટે ધ્રુવ, પ્રલ્હાદ, વિદુર, અક્રુર, સુદામા અને જનક વિગેરે મહાત્માઓએ ઘર સસારની તથા રાજ્યની પોતાની ફરજો બજાવી હતી, અને તેમ છતા તેઓ પ્રભુપ્રેમનો એકાંતિક આનંદ ભોગવતા હતા. એ માટેજ બીજા અનેક સાધુ સતો કરતા તેઓ શ્રેષ્ઠ ગણાય છે. કારણ કે તેઓએ પોતાના જાતિ દાખલાથી જગતને શીખવેલું છે કે, પ્રભુની ભક્તિ કરવા માટે કાંઇ ઘરસસાર તજી દેવાની જરૂર નથી. પણ પ્રભુએ આપણને જે સ્થિતિમા મુકયા હોય તે સ્થિતિના ધર્મો બજાવીને તેમાથીજ એકાતિક ભગત થવું એજ બહુ મોટી વાત છે, ને જે એમ કરી શકે તેજ પ્રભુના સૌથી વ્હાલા ભગત થઈ શકે છે. માટે બંધુઓ! આપણે પણ એવા મહાત્માઓને પગલે ચાલી આપણી સ્થિતિના ધર્મો બજાવવા જોઈએ, અને તેમ છતા આપણા અતરમાથી એકાતિક ભગત બનવું જોઇએ. જ્યારે એમ કરી શકીએ ત્યારેજ આપણી ખુબી કહેવાય. માટે જગતની જજાળો ભોગવતે છતે અતરમાથી નિર્લેપ રહેતા શીખો, એજ અમારી ભલામણ છે.

આ જગતમા ઘણાએ માણસો એટલા બધા મોહવાદી હોય છે કે, તેઓ પોતાના પાળેલાં કુતરા, ઘોડા, બિલાડા, વાદરાં, હરણીઆ, પોપટ અને સસલા વિગેરે પ્રાણીઓ ઉપર એટલું બધુ હેત રાખે છે કે, એ જોઇને આપણને નવાઇ લાગ્યા વગર રહે નહીં. તેઓ એવા જનાવરોને પોતાની સાથે જમાડે છે, પોતાની સાથે સુવરાવે છે, અને પોતાની સાથે ગાડીમા ફેરવે છે. એટલુંજ નહીં પણ એવા જાનવરો વિના તેઓને જરા વાર પણ ચાલતું નથી. બધો વખત એમાને એમાજ તેઓનુ ધ્યાન લાગેલું હોય છે. તથા એવી બાબતોમાજ તેઓ પોતાના પૈસા, વખત અને શક્તિ ગુમાવે છે. તેથી ઘણાએ સસારી માણસોને એવા માણસો ગમતા નથી. તેમજ જે સાધુઓએ સસારનો

ત્યાગ કરેલો હોય તેઓ પણ જો પાછા જગતની વસ્તુઓ ઉપર મોહ રાખવા માંડે તો તેઓ પણ જગતના લોકોને ગમતા નથી. કારણ કે એક વખત સંસાર છોડી દઇને ફરીથી સંસારની વાસના રાખવી એ થુંકીને ચાટવા બરાબર છે. માટે ઉત્તમ ત્યાગીઓએ સંસારની કોઇ પણ મલિન વાસનાને પોતાના અંતરમા ન આવવા દેવી જોઇએ. પણ એને બદલે આપણે જોઇએ છીએ કે, હાલના વખતના ત્યાગી સાધુઓમાંથી વાસના ગયેલી હોય એમ દેખાતું નથી. કારણ કે બહુ નાની નાની ચીજો મેળવવા માટે પણ તેઓ ઘણા ઘણા ફાંફા માર્યા કરે છે, અને જે વસ્તુનો તેઓએ ત્યાગ કરેલો છે તે વસ્તુને માટેજ પાછા હેરાન થઈ જાય છે. ને પોતાનું કર્તવ્ય ચુકે છે. પણ એમ કરવું એ ઘણુંજ ખોટું છે, એમ તેઓ જાણતા નથી. કારણ કે તેઓએ અંતરમાથી એકાંતિક ભગત થયા વિના બહારની વસ્તુઓનો ત્યાગ કરેલો છે. તેથી તેઓના એવા હાલ થાય છે. પણ જો પહેલેથીજ વસ્તુ સમજી લીધી હોય, અને સ્થિતિના ધર્મો બજાવતાં આવડતું હોય, તથા કોઇ પણ બાબતનો અંતરમા ધક્કો પહોચવા દેવો નહીં, એવી રીતે રહેતા આવડતું હોય તો એઓના એવા હાલ થાય નહીં. માટે સાચો ત્યાગ શીખવા સારૂ પણ અંતરમાથી એકાંતિક ભગત થવાની જરૂર છે.

બંધુઓ! આ બધી બાબતો ઉપરથી હવે તમારી ખાત્રી થઈ હશે કે, સાચા ભગત થવા માટે કાંઈ ઘર સંસારને તજી દેવાની જરૂર નથી. પણ સાચા ભગત થવા માટે તો અંતરમાથી જગતની બુરી વાસનાઓને કાઢી નાંખવાની જરૂર છે, અને એવી દુઃખદાયક વાસનાઓ અંતરમાથી નીકળી જાય તે માટે જેમ બને તેમ જપ, ધ્યાન તથા પ્રભુનાં ગુણગાન વધારે વધારે કરવાની જરૂર છે. માટે હે હરિજનો! જેમ બને તેમ પ્રભુના પવિત્ર નામનું સ્મરણ તથા ધ્યાન વધારે વધારે કરો, અને પોતાની સ્થિતિના ધર્મો પાળી અંતરમાથી એકાંતિક ભગત થવાની કોશિષ કરો. એજ અમારી વિનંતિ છે.

---

## ૬૧–દરેક માણસને ભગત થવાની જરૂર છે. પણ કાંઇ રાખ ચોળીને બાવા થઇ જવાની જરૂર નથી.

ભગત થવા માટે અને સર્વશક્તિમાન્ પરમ કૃપાળુ પરમાત્માને રાજી કરવા સારૂ તથા અતિશય ધર્મ પાળવા માટે ઘણા માણસો સંસાર તજીને બાવા થઇ જાય છે, અને મનમાં એમ સમજ્યા કરે છે કે, ઘર બાર તજવાથી, બાયડી છોકરાંઓને તજવાથી, અને જંગલમાં ભાગી જવાથી વધારે ધર્મ પાળી શકાય છે, ને વધારે મોટા ભગત થઇ શકાય છે. આમ સમજીને તેઓ બાવા થઇ જાય છે. પણ જે સાચા ભગતો છે, જે જ્ઞાની ભગતો છે, જે અનુભવી ભગતો છે અને જે પ્રભુના વહાલા ભગતો છે, તેઓ કહે છે કે, ભગત થવા માટે કાંઇ બાવા થઇ જવાની જરૂર નથી, પણ ભગત થવા માટે જે જરૂરની વાત છે તે તો કાંઇક જુદીજ છે, અને તે એ કે,

પોતાની બાયડીના રૂડા ધણી થવું તેનું નામ ભગત છે. પોતાના દીકરાના ભલા બાપ થવું તેનું નામ ભગત છે, પોતાના શેઠના રૂડા નોકર થવું તેનું નામ ભગત છે. પોતાના માબાપના ડાહ્યા દીકરા થવું તેનું નામ ભગત છે, પોતાના રાજાની વફાદાર રૈયત થવું તેનું નામ ભગત છે, પોતાના ગુરૂના વિશ્વાસુ શિષ્ય થવું તેનું નામ ભગત છે પોતાના સગાઓના હિતેચ્છુ થવું તેનું નામ ભગત છે, પોતાના શિષ્યોના પવિત્ર ગુરૂ બનવું તેનું નામ ભગત છે, પોતાના પાડોશીઓના મદદગાર પાડોશી થવું તેનું નામ ભગત છે, અને પોતાના નોકરોના ઉદાર શેઠ થવું તેનું નામ ભગત છે. એ સિવાય આપણા સબંધમા આવતા કોઇ માણસે કાંઇ ભૂલ કરેલી હોય તો પણ તેને માફી આપવી તેનું નામ ભગત છે, જે સારા સતો હોય તેઓની યથાશક્તિ સેવા કરવી તેનું નામ ભગત છે, જે જે માણસોની સાથે વ્યાવહારિક કામકાજ કરવાં પડે તે સૌની સાથે ભલાઇ રાખવી તેનું નામ ભગત છે, ધર્મના સિદ્ધાતોને તેના ખરા સ્વરૂપમાં સમજવા તથા પાળવા તેનું નામ ભગત છે. ભગવાન ઉપર દૃઢ વિશ્વાસ રાખવો તેનું નામ ભગત છે, પોતાના આચરણો સુધારવા તેનું નામ ભગત છે. અને જગતના સૌ જીવો સાથે અતિશય ભલાઇ

રાખવી તેનું નામ ભગત છે, અને જે એવા ભગતો હોયતેજ ભગવાનના વ્હાલા થાય છે, તથા જે એવા ભગતો હોય તેજ સંસાર સાગરમાંથી તરી શકે છે, પણ એને બદલે હાલના વખતમાં આપણા ઘણાએ ભાઈ બહેનોમાં ધર્મ સબંધી તથા ભગત સંબંધી બહુ આડા અવળા વિચારો ગુસી ગયેલા છે, તેથી તેઓ એમ સમજે છે કે, આખો દિવસ માળા ફેરવ્યા કરવી તેનું નામ ભક્તિ છે. કોઇ એમ સમજે છે કે, વારેવારે દર્શન કર્યા કરે તેનું નામ ભગત છે, કોઇ એમ સમજે છે કે બહુ માળાઓ પહેરી રાખવી ને તિલકો કર્યા કરવાં તેનું નામ ભગત છે, કોઇ એમ માને છે કે વારે વારે નહાયા ધોયા કરવું ને વાત વાતમાં અભડાઇ જવું તેનું નામ ભક્તિ છે. કોઇ એમ માને છે કે ગજા ઉપરાંત વૃત ઉપવાસ કર્યા કરવાં તેનું નામ ભક્તિ છે, કોઈ એમ સમજે છે કે પોતાનું શરીર સારૂં ન હોય તથા ઘર તરફની સગવડો ન હોય છતાં પણ તીર્થમાં ફર્યા કરવું તેનું નામ ભક્તિ છે. કોઇ એમ સમજે છે કે કરજ કરીને પણ બાવાઓને જમાડ્યા કરવા તેનું નામ ભક્તિ છે. કોઈ એમ સમજે છે કે કેટલીક જાતનાં દેહના કષ્ટ ભોગવ્યાં કરવાં તેનું નામ ધર્મ છે, અને કોઈ એમ સમજે છે કે ધંધા રોજગારની દરકાર કર્યા વિના તથા બાયડી છોકરાની ફીકર રાખ્યા વિના ધર્મના કામોમા મડી પડવું તેનું નામ ભક્તિ છે. આવી રીતે ભક્તિની બાબતમાં તથા ભગત થવાની બાબતમા લોકોના જુદા જુદા પ્રકારના વિચારો હોય છે, પણ જે ખરા મહાત્માઓ છે તે કહે છે કે ભગત થવા માટે કાંઈ પણ વધારે પડતું કરવાની જરૂર નથી, પણ પોતાની સ્થિતિ પ્રમાણે ધર્મ પાળવાનો છે, અને જે પોતાની સ્થિતિની બહારનો ધર્મ પાળે છે, તેઓ ઉલટા દુખી થાય છે. અને યાદ રાખજો કે તેઓ સાચા ભગત નથી, પણ ઉલટા તેઓ કાચા ભગત છે. કારણકે જરૂર કરતાં વધારે જે ચીજ કરવામાં આવે તે વસ્તુ કદી બહુ સારી હોય તો પણ તેમાંથી ખરાબી થાય છે. માટે યાદ રાખજો કે ભક્તિ બહુજ સારી બાબત છે. છતાં પણ જો તે હદ ઉપરાંત કરવામાં આવે તો તે ઉલટી દુઃખરૂપ થઇ પડે છે, એ બાબત સમજાવવા માટે એક મહાત્મા કહેતા હતા કે—

કોઈ એક ગામડામા કાંઈક ઉત્સવનો દિવસ હતો, તેથી ગામ ખાતે મીજમાની કરવાની હતી. એ વખતે આગેવાન ગામડીઆઓ ભેળા થયા અને વિચાર કરવા લાગ્યા કે, આજે ઉજાણીમા શુ રસોઇ બનાવશુ? ત્યારે કોઇએ કહ્યુ કે, ગોળ ચોખા બનાવીએ, કોઇએ કહ્યુ કે લાડવા બનાવીએ અને કોઇએ કહ્યુ કે માનભોગ બનાવીએ, એમ જુદા જુદા માણસો જુદા જુદા અભિપ્રાય આપવા લાગ્યા, એ સાભળીને તેમાથી એક મ્હોટો પટેલીઓ બોલી ઉઠયો કે, નહીં નહીં, આજે તો આપણે દુધપાક બનાવીએ, કારણ કે સૌના ઘેર ભેંસો દુઝે છે, અને દુધ હમણા ખુબ થાય છે, માટે દુધપાક બનાવીએ. પટેલની એ વાત સૌને ગમી, તેથી દુધપાક કરવાનુ નક્કી કર્યુ. એ પછી મ્હોવટીયાએ કહ્યુ કે, દુધપાક સારામા સારો થાય તેમ કરવુ જોઇએ, એ માટે તેમા ખુબ સાકર નાખવી જોઇએ, ત્યારે બીજા બાધાઓએ કહ્યુ કે, હા, એ સાચી વાત છે. આજે ઉજાણીના દિવસ છે ને ગામ ખાતે ખરચ છે, માટે સાકરની ઓછ શુ કરવા રાખીએ? કેના બાપનુ દીવાળુ? આજે તો દુધપાકમા ખુબ સાકર નાખો. ત્યારે પટેલે કહ્યુ કે, કેટલી સાકર જોશે એ આપણા ગામોતને પુછીએ. તેથી ગામોતને બોલાવ્યો, તે પાસેજ હતો. તેણે કહ્યુ કે, બાપ, મણ દુધમા અમેતો પાચશેર સાકર નાખીએ છીએ. ત્યારે પટેલે કહ્યુ કે, આપણે તો આજે બહુજ સારો દુધપાક કરવો છે. એ તો તમે બ્રાહ્મણ ગરીબ હોય તેથી ઓછી સાકર નાખો, પણ અહી ક્યા સાકરની ખોટ છે? પાચશેર શા માટે? દશશેર સાકર નાખજો. ત્યારે બીજા એક ગામડીઆએ કહ્યુ કે, મણે મુદ્દલ દશશેરજ સાકર હોય કે? એમા શુ વળે? મણે અરધો મણ સાકર તો જોઇએજ. એ સાભળીને બીજા થોડાક ખેડુતો બોલી ઉઠયા કે એટલી થોડી સાકર નાખશો તો અમે જમવા નહિ આવીએ. ક્યા તમારા એકલાને ખાતે છે? અમારે પણ તેમા પૈસા આપવાના છે, ત્યારે શા માટે લોભ કરો છો? મણેમણ સાકર નાખો. એ સાભળીને પટેલે કહ્યુ કે, હા, હા, આજે તો થવા દો. ભલે મણેમણ સાકર પડે. ત્યારે એ સાભળીને ગોરમહારાજે કહ્યુ કે, બાપલા! તમને તે કાઇ ખબર છે? એટલી બધી સાકર હોય

નહીં. ત્યારે તે ગામડીઆઓમાથી એક જણે કહ્યુ કે, મહા- રાજ ! તમને તે શું ખબર પડે ? ઝાઝી સાકર નાખે ઝાઝું ગળ્યું લાગશે, એમા કાઈ અવગુણ તો નથી ? ત્યારે બીજા એક જણે કહ્યું કે, બ્રાહ્મણીઆ બહુ લોભીયા હોય, કોઇક સારૂં કરતા હોય તેમા પણ આડા પડે, અમે થોડીક વધારે સાકર ખાશું તેમાં તમારૂં શુ જાય છે તે ના પાડોછો ? એ સાભળી પટેલે કહ્યુ કે, ગોર, જેમ સૌની મરજી હોય તેમ થવાદો, એટલે મહારાજ ચુપ રહ્યા. એ પછી મણ દુધમા મણ સાકર નખાવીને દુધપાક બનાવ્યો. પણ એટલી બધી સાકરવાળો દુધપાક કેવો થાય ? અને તેમાં ચોખા કેમ પાકે ? તે સમજવું કાઈ મુશ્કેલ નથી. તેથી એ દુધપાક ઘણોજ ખરાબ થયો.

બધુઓ ! હવે જુઓ કે સાકર કઇ ખરાબ ચીજ નથી, એ તો બહુ મીઠી મોઠી લાગે તેવી છે, છતા પણ તેના માપમા હોય ત્યારે શોભે છે, ને ત્યારેજ ખરો સ્વાદ આપે છે, પણ માપ કરતા વધારે થઈ જાય, જરૂર કરતા વધારે થઇ જાય, અને હદ કરતા વધારે થઈ જાય તો તેથી ઉલટી વસ્તુ બગડી જાય છે. તેમજ ભક્તિ એ ઘણીજ સારી વસ્તુ છે, ધર્મ એ બહુ ઉંચી વાત છે, અને ભગત થવું એજ મોટામા મોટી વાત છે, છતા પણ જો તેમ. જરૂર કરતા વધારે પડતું થાય, પો- તાની સ્થિતિ કરતાં વધારે પડતું થાય, અને ઇશ્વરના હુકમ કરતા વધારે પડતું થાય તો એ ભક્તિ પણ ઉલટી દુઃખરૂપ થઈ પડે છે. અને એવી વધારે પડતી ભક્તિમાથી પોતાના ઘર સસારની ખરાબી થાય છે, તથા મનમાથી પણ કષ્ટ થયા કરે છે. એમ ન થાય માટે ભક્તિની બાબતમાં પણ ચોકસ નિયમો પાળવાની તથા હદમા રહેવાની જરૂર છે. કારણકે પોતાની શક્તિ પ્રમાણે, દેશકાળ પ્રમાણે, અને ભગવતઇચ્છા પ્રમાણે જે ભક્તિ થતી હોય તેજ ભક્તિ નભી શકે છે, તેજ ભક્તિ આનદ આપી શકે છે, અને તેજ ભક્તિમાથી અંતે સાર્થકતા થાય છે. માટે બધુઓ ! વધારે પડતી જરૂર વગરની અને સ્થિતિ બહારની ખોટી ભક્તિમા ન પડી જવાય એ સભાળજો. અને જેમ બને તેમ ઉપર જણાવ્યા મુજબના સાચા ભગત થવાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

### ૬૨—ઉપદેશ દેનારા ગુરૂઓ કરતાં પણ જે ગુરૂઓ પોતાનો ધર્મ સારી રીતે પાળે છે તે ગુરૂઓ વગર બોલે પણ વધારે સારો ઉપદેશ આપી શકે છે.

ઘણા માણસો એમ સમજે છે કે, ધર્મગુરૂઓએ તો લોકોને ઉપદેશ આપ્યાજ કરવોજ જોઇએ. આવી સમજણને લીધે જે ગુરૂઓ ધર્મનો ઉપદેશ કરતા નથી તેમની વિરૂદ્ધમાં તેઓ ઘણીએ વાતો કર્યા કરે છે, અને કહે છે કે, ઉપદેશ ન આપે તે ગુરૂ શુ કામના? પણ એના જવાબમાં સંતો કહે છે કેઃ—

જે મહાત્માઓ હોય છે, જે પવિત્ર પુરૂષો હોય છે, અને જે અંતરમાથી ગળી ગયેલા પ્રભુપ્રેમવાળા ભગતો હોય છે તેઓ કદી કાંઈ પણ ઉપદેશ ન દેતા હોય તોપણ તેઓની પાસે જવાથી પણ ઘણો લાભ થાય છે. કારણકે કુદરતનો એવો નિયમ છે કે, જેવી વસ્તુ હોય તેવો તેનો પડછાયો હોય છે. તેમજ જે પવિત્ર મહાત્મા હોય છે તેની આસપાસ પવિત્ર છાયા હોય છે, તેથી તેની છાયામાં બેસવાથી કે તેની સોબતમાં જવાથી પણ ઘણો બોધ લાગે છે, ને સદ્દગુણી થઈ શકાય છે. કારણકે તેઓ ન બોલતા હોય છતા પણ તેઓના આચરણમાંથી ઘણુએ શીખવા જેવું હોય છે, એટલે બોલ્યા વિના પણ પોતાના આચરણો મારફત તેઓ ઘણો ઉપદેશ આપી શકે છે. એ માટે એક વાત છે કે,

એક ગામમા મુનિવ્રત ધારણ કરનારા એક મહાત્મા હતા, તેની પાસે ઘણાં માણસો જતા અને બહુ બહુ વાતો પુછતા, પણ તેઓ કાઇ જવાબ દેતા નહી. તેઓ તો પોતાના હમેશના અભ્યાસમાં, પાઠપૂજામા ને કર્તવ્યમાજ આખો દિવસ રોકાયેલા રહેતા હતા. એ મહાત્માને એક જીજ્ઞાસુએ બહુ મોટી ભેટો ધરીને કહ્યું કે, મહારાજ! મને કાંઇક ઉપદેશ દેવાની મહેરબાની કરો. ત્યારે ગુરૂએ ઇશારત કરીને એક પાટીયું બતાવ્યું, તેમાં લખેલું હતું કે, “ અમે જે કહીએ તે પ્રમાણે કરશો માં, પણ અમે જેમ કરીએ છીએ તેમ કરજો.” એ પાટીયું વાંચીને તે ગૃહસ્થને કાઈ સંતોષ થયો નહીં. તેથી તે કહેવા લાગ્યો કે મહારાજ! કાઇક દયા કરો ને ઉપદેશ આપો. ત્યારે તે મહાત્માએ ઇશા-

રતથી સમજાવ્યું કે, અમને વરતતા જોઇને પણ જેઓ સમજતા નથી તેઓ અમારા કહેવાથી કેમ સમજશે ? એમ સમજાવ્યા છતાં પણ તે માણસનું મન માન્યું નહીં, તેથી તેતો વારેવારે મહારાજને કહેવા લાગ્યો કે, ગુરૂજી, મને કાંઇક કહો અથવા લખીને સમજાવો. ત્યારે તેની બહુ હઠને લીધે ગુરૂએ એક દિવસ કહ્યું કે, કાલે ખડીયો કલમ ને કાગળ લઇને આવજે, એ પછી તે જીજ્ઞાસુ ખડીયો કલમ ને કાગળ લઇને મહાત્માની પાસે ગયો. ત્યારે તે મહાત્માએ કાગળની એક બાજુ ખુબ શાહી ચોપડી તે કાગળને કાળો બનાવ્યો, ને તે કાગળ પેલા ગૃહસ્થના હાથમા આપ્યો, અને કહ્યુ કે, તે આ "જ્ઞાન." ત્યારે એ જોઇને તે માણસે કહ્યુ કે, મહારાજ ! આમા હું શુ સમજુ ? આ તો બધુ કાળુ કાળુ છે, આમા અક્ષર ક્યા છે ? આમાં હુ શુ વાચું ! ત્યારે મહારાજે કહ્યું કે, એ કરતાં વધારે જ્ઞાન હું જાણુતો નથી.

એ પછી મહારાજની પાસેના બીજા ચેલાએ એ ગૃહસ્થને સમજાવીને કહ્યું કે, આ કાળા કાગળ પરથી ગુરૂમહારાજ તમને એમ સમજાવવા ઇચ્છે છે કે, આ કાળા કાગળ જેવું તારૂં હૃદય હજુ મલીન છે, તેને ધોઇ નાખીને સાફ કર, અને કાગળની બીજી બાજુ જેવી સફેદ છે તેવું તારૂં અ તઃકરણ સાફ કર એટલે તારૂં કામ થશે.

બંધુઓ ! જે ઉત્તમ ગુરૂઓ હોય છે તે બહુ ટુંકામા ઘણું બોલ્યા વિના આવી રીતે જ્ઞાન આપી દેય છે. માટે ગુરૂ કેટલો ઉપદેશ આપે છે ? થોડું બોલે છે કે ઝાઝુ બોલે છે ? અને વાતો કરે છે કે મુંગા રહે છે ? તે સામે ન જુઓ, પણ તેઓ જે કર્તવ્ય કરી રહ્યા છે, ને તેઓ જે આચાર વિચાર પાળી રહ્યા છે તે સામે જુઓ, ને તેમાંથી બોધ લો. જ્યારે એવી રીતે બોધ લેતા આવડશે ત્યારેજ તે બોધ ટકી શકશે, અને તે બોધ કીંમતી થઈ પડશે. માટે સદ્‌ગુરૂના પવિત્ર આચરણુ ઉપરથી બોધ લેતાં શીખો. સદ્‌ગુરૂનાં ભલમનસાઈવાળાં કર્તવ્યમાંથી બોધ લેતાં શીખો.

---

## ૬૩–ઘણાં માણસો ભક્તિમાર્ગમાં આગળ વધવા ચાહે છે, પણ તેના ઉપાયો જાણતા નથી, તેથી તેઓ પોતાના મનમાં મનમાં મુંઝાયા કરે છે, તેનો ખુલાસો.

બંધુઓ ! ઘણાએક હરિજનોને ભક્તિ કરવાનું મન થાય છે; પણ ભક્તિ કરતા કેટલાકોને જપ કરવામા કટાળો લાગે છે. કેટલાક માણસોને પરમાર્થ કરવાનું મન થાય છે, પણ પરમાર્થ કરવા માટે પૈસા હોતા નથી. કેટલાક માણસોને દેવદર્શન તથા તિર્થયાત્રા કરવાનું મન થાય છે, પણ એ માટે તેઓને વખત મળતો નથી. કેટલાક માણસોને ગુરૂ મેળવવાની ઈચ્છા થાય છે, પણ અંતરના ખુલાસા કરી શકે તેવા ગુરૂ મળતા નથી. અને કેટલાક માણસોને પોતાના અંતરના પાપો કહેવાની તથા તે પાપો તજવાના ઉપાયો જાણવાની ઇચ્છા થાય છે, પણ બીજાઓને પોતાના પાપ કહી દેવાની હિંમત ચાલતી નથી. આવા આવા કોઇ કોઇ કારણને લીધે ઘણા ભગતો પોતાના મનમા મનમા મુંઝાયા કરે છે. તેઓને અમારે એમ કહેવાનું છે કે, ભાઇઓ ! તમે જરાએ મુંઝાશો મા. કારણ કે એ બધી બાબતોના ખુલાસા મહાત્માઓએ કરી મૂકેલા છે. માટે તે ખુલાસા સાભળવાની મહેરબાની કરો, એટલે તમારી ઘણી જાતની મુંઝવણો ઓછી થઇ જશે.

નાના બાળકને જોઇને તેનો બાપ બહુજ રાજી થાય છે, પણ જો તે બાળક મોટો ન થાય અને તે બાળક બુદ્ધિમા, બળમા, તથા શરીરમા પણ જો બાળકનો બાળકજ રહે, તો તે બાળક કાંઈ તેના બાપને ગમતો નથી. તેમજ જે ભગતો ભક્તિમાં તથા જ્ઞાનમાં આગળ વધતા નથી પણ એ બન્ને બાબતમાં હમેશાં બાળકના બાળકજ રહે છે તે ભગતો પ્રભુને ગમતા નથી. માટે જ્ઞાનમાં ને ભક્તિમા બાળક રહી જવું નહિ, પણ જેમ બને તેમ હમેશા જ્ઞાન તથા ભક્તિ વધે એવા ઉપાયો કરવા જોઇએ.

### ભકિતમાં આગળ વધાય છે કે નહિ ? તે સમજવાની રીત.

એક ગુરૂએ પોતાના શિષ્યને પૂછયું કે, બચ્ચા ? ભક્તિમા

વધે છે કે ઘટે છે? ત્યારે તે ચેલા એ કહ્યું કે મહારાજ! હું તો જ્યાં હતો ત્યાજ છું, હું વધ્યો કે ઘટયો એમ મને જણાતું નથી. ત્યારે ગુરૂએ કહ્યુ કે, તારી એ વાત બરાબર નથી. કારણ કે સમુદ્રમા કાતો ભરતી હોય અથવા ઓટ હોય, પણ એ બેમાનુ એકે ન હોય એવો વખત હોતો નથી. તેમજ ભક્તિ માર્ગમાં પણ એમજ હોય છે. કાતો આગળ વધાય છે અથવા તો પાછળ હઠાય છે, પણ એની એ જગ્યાએ પડ્યું રહેવાતું નથી. જેમ દરિયામા પડેલાં વહાણો મજબૂત લગર નાખીને પડયા હોય છતા પણ તે એકની એક જગ્યાએ રહી શકતાં નથી, તેમજ ભક્તિમાર્ગમા પણ એકને એક ઠેકાણે રહી શકાતું નથી. માટે હે ભાઇ, જો તું ભક્તિમાર્ગમાં આગળ ન વધ્યો હોય તો પાછળ હઠયો છે એમ જાણજે, પણ ત્યાનો ત્યા છે એમ સમજીશમા. કારણ કે ત્યાંને ત્યાં રહેવું એમ બનતુંજ નથી.

## ભક્તિમાં વધીએ છીએ કે ઘટીએ છીએ તે સમજવાની કુંચી.

ઘણા ભગતો એમ સમજે છે કે, ભક્તિમાં આગળ વધવા માટે પોતાની સ્થિતિ કરતા કાંઇક વધારે કરી શકાય ત્યારેજ આગળ વધ્યા કહેવાય એમ સમજીને જેઓ એવું કાંઇ નથી કરી શકતા તેઓ એમ ધારી લે છે કે, અમે અમારી ભક્તિમાં ઘટયા છીએ. પણ એમ સમજવું નહિ. કારણ કે આગળ વધેલા ભગતોએ એમ કહેલું છે કે, તમે હમણા જે સ્થિતિમા હો તેજ સ્થિતિમાં સતોષે રાખી શકો અને તમારી શક્તિ પ્રમાણે તથા વખત પ્રમાણે તમે વર્ત્યા કરો તો તમે ભક્તિમા આગળ વધતા જાઓ છો એમ જાણવું.

બીજું એ કે, તમારી અદર જે પાપ રહી ગયેલા હોય તે પાપની જો તમને ખબર હોય કે મારામાં ફલાણી જાતનું પાપ છે, તથા એ પાપને દુર કરવા માટે જો તમોને ફિકર રહેતી હોય, અને એ પાપને કાઢવા માટે જો તમે પ્રયત્ન કરતા હોય તો તમારે જાણવું કે અમે અમારી ભક્તિમા આગળ વધતા જઇએ છીએ.

બંધુઓ! ભક્તિમાં આગળ વધવાની બાબતમા આ વાત

પણ જાણવા જેવી છે કે, દરેક માણસ તથા દરેક ઝાડો દરરોજ અને દરેક ક્ષણે જરા જરા મોટાં થતા જાય છે; પણ એ વધારો એજ વખતે દેખાતો નથી; પણ જ્યારે ચાર છ મહિના કે વરસ બે વરસની મુદત જાય ત્યારે તે વધારો સમજી શકાય છે. તેમજ ભક્તિમાં પણ દરરોજ થોડો થોડો જે વધારો થાય છે તે એજ વખતે દેખાતો નથી, પણ ધીરે ધીરે દેખી શકાય છે માટે ઓ હરિજનો! ભક્તિમા આગળ વધવા માટે તમારે ગુરૂ બદલવાની જરૂર નથી, મત્ર બદલવાની જરૂર નથી અને મંદિર બદલવાની જરૂર નથી, પણ તમે હમણા ભક્તિના જે કામો કરી રહ્યા છો તે વધારે પ્રેમથી કરજો, વધારે ઉમંગથી કરજો, જેમ કરો છો તેમ કરતા રહેજો, અને તમારા અંતરના પ્રેમને મોળો પડવા દેશોમા. જો એમ કરશો તો તમે ભક્તિમા આગળ વધી શકશો.

ભક્તિમાં આગળ વધવા માટે એક ખાસ ઉપાય એ છે કે, તમે જે સત્સંગરૂપી નદીના કિનારે ઊભેલા છો ત્યાંજ ઊભા રહેજો, એ કિનારાને છોડી દેશોમા. જો સત્સંગને કિનારે ઉભા રહેશો તો ત્યાથી તમને પોતાની મેળે ઠંડક મલ્યા કરશે, અને જેમ નદી કિનારે ઉગેલાં ઝાડોને પોતાની મેળે પાણી મળ્યા કરે છે, તેમજ સત્સંગમાં રહેવાથી તમારી ભક્તિને એની મેળે મેળે પોષણ મળ્યા કરશે, અને તમે ભક્તિમાં વધ્યા કરશો.

કેટલાક ભગતો એમ સમજે છે કે, જ્યારે ભક્તિનું ફળ મળે ત્યારેજ ભક્તિ આગળ વધેલી ગણાય, પણ એમ સમજવું એ ભૂલ છે. કારણ કે ઝાડ વાવીએ તેજ વખતે અથવા એ પછી થોડા વખતની અદર કાઇ તેમા ફળફૂલ આવતા નથી. પણ જ્યારે ફળફૂલ આવવાની મોસમ આવે ત્યારેજ ફળફૂલ થાય છે. તેમજ ભક્તિનુ ફળ મળવાનો પણ કાંઈક વખત હોય છે. એ વખત જ્યારે આવી લાગે છે ત્યારે એની મેળે મેળે લાભ થાય છે. માટે ભક્તિનું ફળ મળતાં વાર લાગે તેથી નિરાશ થશો મા! અને ફળ મળે તોજ ભક્તિ વધેલી કહેવાય એમ સમજશો માં, પણ ભક્તિ વધવા માટે ઉપર જે જે સાધનો જણાવેલા છે તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાની કોશિશ

કરજો, એટલે ઈશ્વર કૃપાથી તમારી ભક્તિ વધતી જશે.

યાદ રાખજો કે, પ્રભુને ખાતર આપણે જે કાંઇ કરીએ છીએ તે બધું તેને ત્યાં આપણાં ખાતાંમાં જમે થાય છે. એટલુંજ નહિ પણ જ્યારે આપણી પાસે વધારે ભક્તિ કરાવવાની તેની ઇચ્છા થાય છે ત્યારે તે આપણને એ જાતના જોગ મેળવી આપે છે, માટે એ બાબતની ચિંતા કરવી નહિ. પણ હાલમાં જેમ કરો છો તેજ પ્રમાણે પ્રેમપૂર્વક ભક્તિ કર્યા કરવી ને તેમાં મોળા પડવું નહિ. જો એટલું બનતું હોય તો તમે ભક્તિમાં આગળ વધતા જાઓ છો એમ જાણવું.

ઓ હરિજનો! હમેશાં તમારી શક્તિ પ્રમાણે, તમારી સ્થિતિ પ્રમાણે, અને તમારી આસપાસના સંજોગો પ્રમાણે તમે ભક્તિ કર્યા કરતા હોય, અને તેમ છતા તમારા અંતઃકરણને સંતોષ ન વળતો હોય ને મનમાથી અસંતોષ રહેતો હોય તથા એમ લાગતું હોય કે હજી અમારાથી કાંઈ બનતું નથી. અમારે તો હજી ઘણું કરવું જોઇએ. આવો અંતરમાથી તરફડાટ રહેતો હોય તો તમારે પ્રેમપૂર્વક પ્રભુને પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ! તમે મને તમારા માર્ગ ઉપર લાવો. હે નાથ! મને તમારા જ્ઞાનનો વધારે પ્રકાશ થાય તેમ કરો. અને હે પ્રભુ! તમારા નામનો જપ કરવા માટે તથા તમારાં દર્શન કરવા માટે અને તમારી પ્રસન્નતા મેળવવા માટે મને વધારે વખત મળે તથા વધારે અનુકૂળતાઓ મળે એમ કરવાની કૃપા કરો. આ પ્રમાણે જો પ્રાર્થના કર્યા કરશો તો આગળ જતાં ભક્તિમાં આગળ વધવાની વધારે ઉત્તમ તકો તમને જરૂર મળી આવશે. માટે બંધુઓ! આ બધા નિયમો સમજી લઇને જેમ ભક્તિમાં આગળ વધાય તેમ કરો. એજ અમારી ભલામણ છે.

---

## ૬૪—આ દુનીયામાં ઘણે ઠેકાણે ને ઘણી વખતે એમ બને છે કે કોઇકની મહેનતનું ફળ બીજાઓ લઈ જાય છે, અને કોઈકની મહેનતનું માન બીજાઓ ખાટી જાય છે, પણ યાદ રાખજો કે એમ કાંઇ ભગવાનને ઘેર ચાલતું નથી.

બંધુઓ ! આ જગતમા આપણે જોઇએ છીએ કે, લડાઇ ચાલતી હોય તેમા લશ્કરી સીપાઈઓ મરે છે અને જીતનુ માન તેના અમલદારોને મળે છે. કેટલાક શેઠીઆઓ બહુ મહેનત કરીકરીને તથા બહુ લોભ કરીકરીને પૈસા મેળવે છે તથા બચાવે છે, અને પોતાની આખી જીદગીમા છુટથી પૈસા ખર્ચી શકતા નથી તથા પોતાની મહેનતનો લાભ લઇ શકતા નથી. કારણ કે લોભને લીધે તેઓ પોતે ધનનો ભોગ ભોગવી શકતા નથી તેમજ પરમાર્થ પણ કરી શકતા નથી. તેથી તેઓ જેમ જેમ વધારે વધારે પૈસા મેળવતા જાય છે તેમ તેમ ઘરના માણસોમા, સગાવહાલામાં ભાગીઆઓમા અને પોતાના નોકરોમા તથા પોતાના મિત્રમડલમા વધારે વધારે અળખામણા થતા જાય છે. કારણ કે સૌ તેની તરફથી કાઈક કાઈક આશા રાખે છે, પણ લોભને લીધે તેઓ કોઇને કાઈ મદદ કરી શકતા નથી, તેથી સૌની આખે ચડે છે, અને અપમાનભરી સ્થિતિમા મરી જાય છે. એ પછી તેમના ટ્રસ્ટીઓ તેમનુ ધન જુદા જુદા પરમાર્થના ખાતામા વાપરે છે, તેથી ટ્રસ્ટીઓ માન મેળવી જાય છે. આવી રીતે ધન કોઈનુ હોય છે, તે મેળવવા માટે મહેનત કોઇકે કરેલી હોય છે, અને તેનુ માન બીજાઓ ખાટી જાય છે. તેજ પ્રમાણે ઘણાએ પટેલીઆઓ બીજા ખેડુતો પાસે પોતાનાં ખેતરો ખેડાવે છે, બીજાઓની પાસે તેમા મોલ વવરાવે છે, અને જે કાંઇ ચીજ ઉત્પન્ન થાય તે માટે જે ઈનામ મળે તે ઇનામ પોતે લઈ જાય છે. જુદા જુદા ઘણી જાતના કારખાનાઓ તથા મોટા ચાલે છે તેના મજુરોની તથા કારીગરોની મહેનતથી નફો થાય છે, પણ એ નફો કારખાનાઓના માલેકો ખાઇ જાય છે, અને કામદારોને તો બહુજ ટુંકા ટુકા રોજ મળે છે. કેટલીક વખત એમ પણ બને છે કે, પુસ્તકો લખ-

નાર બુદ્ધિશાલી માણસ કોઇક બીજોજ હોયછે. પણ તે ગરીબ હોય, તંગીમાં હોય, સાધનોની ખામીવાલો હોય, અને પોતાના નામ માટે આગ્રહ વિનાનો હોય, તેવા માણસ પાસેથી પુસ્તકો લઇને બીજા કેટલાક માનના ભુખ્યા માણસો પોતાના નામે બહાર પાડી દેય છે, અને પુસ્તક બનાવવાનું માન પોતે ખાટી જાય છે તથા જ્યા ત્યા એ પુસ્તકના વખાણ થતા હોય તે સાંભળીને પોતે પોતાના મનમા ફૂલાયા કરે છે. આવી રીતે ઘણી વખત ને ઘણે ઠેકાણે એકની મહેનતનો લાભ બીજાઓ લઇ જાય છે, પણ માન મેળવવાનો ખરો હકદાર જુદોજ માણસ હોય છે, અને તેનું માન જુદાજ માણસોને મળ્યા કરે છે. આવી રીતે કેટલીક નવી શોધોની બાબતોમા પણ એમ બને છે કે, શોધ કરનાર માણસ કોઇકિ જુદોજ હોય છે, અને તે શોધ માટે દુનીયામા જેનું નામ જાહેર થાય તે માણસ કોઇક જુદોજ હોય છે. આવી રીતે આ જગતમા ચાલ્યા કરે છે, પણ યાદ રાખજો કે, ભક્તિમા કાંઈ એમ ચાલતું નથી.

ભક્તિમા તો જે ભક્તિ કરે છે તેનેજ ફળ મળે છે. કારણ કે માણસો ભુલાવો ખાય છે ને એકની મહેનતનું માન બીજાને આપે છે, પણ સર્વશક્તિમાન્ ભગવાન કાંઇ એવો ભુલાવો ખાતા નથી પ્રભુ તો સર્વશક્તિમાન્ છે, એના ધ્યાન બહાર કોઈ પણ ચીજ નથી. નાનમા નાના પરમાણુમાં જે ફેરફાર થાય છે, પૃથ્વીની અંદર જે દરેક રજકણો નાચી રહ્યાં છે, આકાશની અંદરના પોલાણમા દરેક પરમાણુની અંદર જે વસ્તુ રમી રહી છે, અને ગ્રહોના કિરણોના પરમાણુઓમાં તથા સમુદ્રની અંદરના તળીયામા જે ફેરફાર થયા કરે છે તે બધી હકીકત સાક્ષીરૂપ ઇશ્વર જાણે છે. તેનાથી કાંઇપણ છુપુ રહી શકતું નથી, ત્યારે તેના અર્થ ભગતોએ કરેલી ભક્તિ કેમ છુપી રહી શકશે ? અને એનું ફળ બીજાઓ કેમ લઈ જઇ શકશે ? એ કદી પણ બની શકે તેમ નથી. માટે જો સાચા ભગત થવું હોય ને પ્રભુને રીઝવવો હોય તો પોતે જાતેજ ભક્તિ કરવી જોઈએ. બાપદાદાની ભક્તિ ઉપર, ગુરૂની ભક્તિ ઉપર, ચેલાની ભક્તિ ઉપર, સગાંવહાલાંની ભક્તિ ઉપર, કે પૈસા ખરચીને બીજાઓ પાસે કરાવેલી ભક્તિ ઉપર આધાર નહી

રાખવો જોઇએ. કારણ કે જે ઓષડ ખાય. છે તેનો રોગ મટે છે. પણ ઓષડ કોઈક ખાય અને રોગ કોઇક બીજાનો મટે એમ કાંઈ બને નહી. તેમજ તમારે માટે કોઇક ગોખે અને તમે પંડિત થાઓ એમ કાંઈ બનવાનું નથી તેમજ ભક્તિ કોઇક કરે અને તેનું ફળ કોઈક બીજાને મળે એવું અંધેર કાંઇ ઇશ્વરને ઘેર ચાલતું નથી. માટે જો જીંદગીની સાર્થકતા કરવી હોય, જન્મ મરણના ફેરામાંથી છુટવું હોય, અને ઇશ્વરના વહાલા થવું હોય તો તમે પોતેજ પ્રેમપૂર્વક ભક્તિ કરો, કારણ કે બીજાઓ ખાય તેથી આપણું પેટ ભરાતું નથી, તેમજ બીજાઓ ભક્તિ કરે તેથી કાઇ આપણને મોક્ષ મળતો નથી. માટે ઇશ્વરની હજુરનાં મોક્ષધામના સુખો ભોગવવા હોય તો તમે પોતેજ ભક્તિ કરો.

---

## ૬૫–દુઃખનાં રોદણાં રોયા કરવાં નહીં, તે વિષે.

હરિજનોએ હમેશા એ વાત યાદ રાખવી જોઇએ કે, આપણો પિતા પરમકૃપાળુ પરમાત્મા આનંદ સ્વરૂપ છે, અને તેને હમેશા આનંદજ ગમે છે, તેથી તેણે માણસોના અંતઃકરણ એવા બનાવેલા છે કે, જે અંતઃકરણમા આનંદ હોય તે અંતઃકરણમાંજ પ્રભુ રહી શકે છે? અને જે અંતઃકરણમા આનંદ ન હોય તે અંતકરણમા પ્રત્યક્ષ દેખાઈ આવે તેવી રીતે પ્રભુ રહેતા નથી. માટે પ્રભુને જો આપણા અંતકરણમા પધરાવવો હોય તો આપણે હમેશા આનંદમા રહેતા શીખવું જોઇએ. કારણ કે આનંદ એટલે શું? એ તમો જાણો છો? એ માટે સંતો કહે છે કેઃ–

આનંદ ફેલાવવાને માટેજ આપણો અવતાર છે કારણ કે આનંદ એ આત્માનો વિકાસ છે. આનંદ એ ઇશ્વરની કૃપા છે, આનંદ એ જીંદગીની સાર્થકતા છે, આનંદ એ સ્વર્ગની વસ્તુ છે, આનંદ એ સદ્‌ગુણોની ખાણ છે, આનંદ એ ભક્તિનો પાયો છે, આનંદ એ જ્ઞાનનું રહસ્ય છે, આનંદ એ જીવાત્માની સૌથી વહાલામા વહાલી વસ્તુ છે, આનંદ એ ધર્મનું ફળ છે, અને આનંદ એ ઇશ્વરનું સ્વરૂપ છે માટે દરેક હરિજનોએ દરેક સ્થિતિમાં અને દરેક ક્ષણે આનંદમા રહેવું જોઇએ. પણ તેને

બદલે હાલમાં આપણે જોઇએ છીએ કે, ઘણાએ સારા સારા ગણાતા ભગતો પણ બહુ ઢીલાં મોઢા રાખીને ફરે છે, અને સોની આગળ દુઃખના રોદણાં રોયા કરે છે. જેમ કેઃ—આપણને રસ્તામાં કોઈ ઓળખાણવાળો માદો માણુસ મળે તેને પુછીએ કે, કેમ ભાઈ, હમણાં તબીયત કેવી ચાલે છે ? ત્યારે તે ન્હાઇને મોઢું બગાડીને કહે છે કે, હમણાં તો બહુ હેરાન છુ. કોઈ દવા લાગુ પડતી નથી, ને ઉધરસ વધતી જાય છે. એમ કહેતે કહેતે એ વખતે ઉધરસ ન આવતી હોય તો પણ પરાણે પરાણે ઉધરસ ખાઈ બતાવે છે, અને પોતાને ખરેખરો જેટલો મંદવાડ હોય તે કરતા બેવડો ત્રેવડો વધારે મંદવાડ બતાવે તેમાં તેને મજે પડે છે, આવી રીતે સ્ત્રીઓમા ખાસ કરીને વધારે હોય છે. તેઓ વિના કારણ પોતાના નાનકડા મંદવાડને પણ બહુ મોટુ રૂપ આપી દેય છે, અને સ્હેજ તાવ આવી ગયો હોય કે જરાક માથું દુઃખતું હોય તો તે માટે પણ બહુ વધારી વધારીને વાતો કર્યા કરે છે, એટલુંજ નહીં પણ જ્યારે દસવીસ જણાં આગળ પોતાનુ દુઃખ રડે ત્યારેજ તેને નિરાંત વળે છે. જ્યાં સુધી તેના દુઃખની વાતો સાભળનાર બીજું કોઇ મળે નહીં ત્યાં સુધી તેઓનુ મન મુંઝાયા કરે છે. કારણ કે તેઓએ નાનપણમાંથી બીજાની દેખાદેખીએ એવીજ ટેવ પાડેલી હોય છે, પણ યાદ રાખજો કે, દુઃખનાં રોદણાં રોયા કરવાં એ પાપનું કામ છે, દુઃખના રોદણાં રોયા કરવા એ મોહવાદી નાસ્તિકોનું કામ છે. દુઃખના રોદણાં રોયા કરવા એ નબળા મનની નીશાની છે. દુઃખનાં રોદણાં રોયા કરવાં એ ધર્મના બળની ખામી છે. દુઃખના રોદણાં રોયા કરવાં એ અજ્ઞાનપણું છે, દુઃખનાં રોદણાં રોયા કરવા એ નરકમાં જવાનો ઉપાય છે, અને દુઃખના રોદણા રોયા કરવાં એ પ્રભુથી વિમુખ થવાનો ઉપાય છે. એટલુંજ નહીં પણ ભગતો તથા વિદ્વાનો તો એમજ કહે છે કે, આપણા દુઃખના વિચારો બીજાઓના મનમા ઠસાવાનો આપણને કાંઇ પણ હક નથી. કારણ કે કોઇપણ માણુસના મનમાં દુઃખના વિચારો દાખલ કરવા એ કરતા વધારે ખરાબી બીજી કઇ ? અને એ કરતાં વધારે પાપ બીજું કયું ? કારણ કે, કોઇપણ જીવોને કદી પણ દુઃખ ગમતું નથી, અને તેમ છતાં

તેઓના મનમાં આપણા દુખની વેદનાઓ ઘુસાડવી, આપણા દુઃખના ચીલા તેઓના મનમા પાડવા અને આપણા દુખના સંસ્કારો તેઓના મનમા દાખલ કરવા એ શું ગુન્હો નથી? બેશક! યાદ રાખજો કે, એ બહુ મોટો અપરાધ છે. માટે કદી પણ કોઇપણ હરિજને દુખના રોદણા ન રોવાં જોઇએ. પણ જેમ ગુલાબનું ફુલ જ્યા હોય ત્યા પોતાની આસપાસ, ઘણે દૂર સુધી સુગંધી ફેલાવ્યા કરે છે તેમ દરેક ભગતોએ પોતાની આસપાસ હમેશા આનંદના વિચારો ફેલાવવા જોઇએ, અને કદી મદવાડ અગર બીજી કોઈ જાતનું કાંઈ દુઃખ આવી પડયું હોય તો બહુ નરમ રૂપમા ન ચાલે તે ઠેકાણેજ એ દુઃખની વાત કહેવી જોઇએ, અને તેપણ એવા વિશ્વાસની સાથે કે, ઈશ્વર કૃપાથી હવે જલદી સારૂ થઇ જશે, એમા કઇ ફીકર કરવા જેવું નથી. જેમ માલેકની મરજી. આપણે તો તેની ઇચ્છાને આધીન છીએ, અને તે આપણુ રૂડુંજ કરશે. આવી વાતો કહેવી જોઇએ. અને તેપણ બહુ ધારજથી, બહુ હીંમત રાખીને, ચહેરો બગાડયા વિના અને ન ચાલે તેવા સ્નેહીઓ આગળજ કહેવું જોઈએ. મતલબ કે દુખને વધારીને કહેવું નહીં પણ જેટલું હોય તે કરતા ઘણુજ ઓછુ બતાવવું જોઇએ. કારણ કે દુઃખ એ કઇ ફેલાવવા જેવી બાબત નથી, પણ એતો દાટી રાખવા જેવી વાત છે. બીજુ એ પણ યાદ રાખજો કે, જેમ જેમ દુખને વધારતા જઇએ તેમ તેમ દુખ વધતું જાય છે, અને જેમ જેમ દુઃખને દબાવતા જાઇએ, તેમ તેમ દુઃખ ઓછુ ઓછુ થતું જાય છે. માટે ભૂલેચુકે કદીપણ દુખને વધારવું નહી, પણ જેમ બને તેમ દુઃખ ઓછુ દેખાય ને ઓછુ થાય તેમ કરવુ.

દુઃખના રોદણા ન રોવા જોઇએ તે બાબતમા આ વાત પણ ધ્યાનમા રાખવા જેવી છે કે, કોઈ અજ્ઞાની માણસ પોતાના દુખની વાતો આપણી આગળ કહે ત્યારે એ સાંભળીને તેને ભડકાવી મારવો નહીં, એ સાંભળીને નીરાશ થઈ જવું નહીં, તેને નાહીંમત બનાવવો નહીં, પણ તેને દિલાસો આપવો કે, એમાં શુ મોટી વાત છે. કાલ સવારે સારૂં થઈ જશે. વખતને જતાં કાઇ વાર લાગે છે? ભગવાનને ઘેર કાઇ ખોટ છે? બે દહાડા એવા પણ હોય, એમાં શું થઈ ગયું? એમ હીંમત

શું હારી જાઓ છો?' તમારા કરતા તો જગતમા ઘણા વધારે દુઃખીઓ પડેલા છે. તમારી ઉપર તો ઇશ્વરની કૃપા છે તમને તો ઘણી જાતની સગવડો છે, માટે એ સગવડો સામે જુઓ. દુઃખ સામે શું જોયા કરો છો? એવું એવું કહીને તેઓને દીલાસો આપવો જોઇએ. પણ એને બદલે એવે વખતે હાલમાં ઘણા લોકો એમ કહે છે કેઃ—

અરરર! આ શુ થઈ ગયું! તમારૂં શરીર તો સર્વ લાશ થઈ ગયુ છે. જલદી ચેતો નહીં તો ભારી પડી જશે. ઓહો! તમને એટલી બધી ખોટ ગઈ! ગજબ થયો! હવે શું કરશો? મને તો કાઇ રસ્તો દેખાતો નથી, બહુ જુલમની વાત છે. એમ કરીને સામો ચોફાળ ઓઢે છે, અને જે માણસ દિલાસો લેવા આવેલ હોય તેને ઉલટો નિરાશ કરે છે. અને યાદ રાખજો કે આવું કોઇકજ ઠેકાણે ને કયારેજ બને છે એમ નથી, પણ આપણે સૌ હજુ સુધી આવી જાતની ભૂલો કર્યાજ કરીએ છીએ, અને તેમ છતા એવી ભૂલો કરીએ છીએ તે પાપ કરીએ છીએ એમ સમજતા પણ નથી માટે હે હરિજનો! આવી જાતની ભૂલો ન થાય તે સભાળજો, અને કદી પણ દુઃખને વધારી વધારીને બતાવજો માં, પણ જેમ બને તેમ દુઃખને ઓછું કરાય અને તેને દાબી દેવાય તેમ કરજો. કારણ કે અનત બ્રહ્માંડના નાથને દુખ ગમતું નથી, પણ આનંદ ગમે છે માટે હમેશા આનંદમા રહેવાય તેમ કરજો, એજ અમારી વિનતિ છે.

---

## ૬૬–મંદવાડ વખતે ધીરજ તથા શાંતિ રાખવા વિષે.

ઘણાએ બિમાર માણુસોને કોઇ મદદ કરનાર હોતું નથી, પણ તમારે માટે કેટલી બધી તજવીજ થાય છે? તેનો તો જરા વિચાર કરો.

આ જગતમા એવા ઘણાએ કગાલ માણુસો છે કે, જેઓને રહેવા માટે ઘર નથી, પહેરવાને લૂગડાં નથી, ખાવાને અન્ન નથી, અને પાણી પીવા માટે લોટો કે વાડકો પણ નથી એટલુંજ નહિ, પણ તેઓ જ્યારે બિમાર પડે ત્યારે તેને

સુવાનું ઠેકાણું નથી. તેને કોઈ દવા આપનાર નથી. તેની કોઇ સારવાર કરનાર નથી, અને તને કેમ છે એમ કોઇ ખબર પૂછનાર કે દિલાસો દેનાર પણ નથી. એવા માણસોને જ્યારે ટાઢ ચ્હડી હોય ત્યારે તેઓની પાસે ઓઢવા માટે કાંઇ હોતું નથી. ભૂખ લાગી હોય ત્યારે ખાવાનું મળતું નથી. અને તાવને લીધે પાણીની ધખ લાગતી હોય ત્યારે પાણી પીવા પણ મળતું નથી, અને તેમ છતા એ બધાં દુઃખો તેઓ ખમ્યા કરે છે. હવે એક તરફ એવા લોકોની સ્થિતિ જુઓ, અને બીજી તરફ તમારી સ્થિતિ જુઓ. ઇશ્વરની કૃપાથી તમારા મદવાડ વખતે તમારે માટે કેટલી બધી તજવીજ રહે છે તે જુઓ! તમારે માટે દવાની કેવી સારી સગવડ છે, તમોને કેવા સારા ડાકટરોની મદદ છે, તમારા કુટુબના માણસો તથા તમારા મિત્રો તમારે માટે કેટલી બધી કાળજી રાખે છે, અને ઓઢવા માટે, પાથરવા માટે, પહેરવા માટે ને રહેવા માટે મકાનની તમને કેટલીબધી સગવડો છે? એ જરા જુઓ તો ખરા! શું આ બધા તમારા મંદવાડના દુઃખોને ઓછા કરનારો સાધનો નથી? અને આટલી બધી સગવડો છે એ શું તમારી ઉપર ઇશ્વરની દયા નથી? માટે આ બધુ જોઇને એમ વિચાર કરતાં શીખો કે, અમે કેવા ભાગ્યશાળી છીએ કે, અમને મંદવાડનાં દુઃખો વખતે દિલાસો લેવા માટે તથા એ દુઃખો ઓછાં કરવા માટે આટલા બધા સાધનો છે. અને બીજા લાખો માણુસોને આવે વખતે ઉપયોગી થાય તેવાં કાઈ પણ સાધનો નથી. માટે મારી ઉપર ઇશ્વરની કૃપા છે, તે કૃપાનો મારે લાભ લેવો જોઇએ, અને આ મંદવાડ વખતે શાન્તિ રાખવી જોઈએ, એમ સમજીને પોતાના જીવને શાન્તિમા રાખતા શીખવું જોઇએ.

બંધુઓ! મદવાડ વખતે દિલાસો લેવાના તથા શાન્તિ રાખવાના આવા અનેક ઉપાયો છે તેમાંથી જે ઉપાય તમને ઠીક લાગે તે પકડી લેજો, અને તે પ્રમાણે વિચારી વર્તીને મંદવાડનાં દુઃખો વખતે ધીરજ રાખજો, તથા શાન્તિ રાખજો; એજ અમારી ભલામણ છે. કારણકે એવે વખતે શાન્તિ રાખવાથી ભગવાન બહુ રાજી થાય છે, અને ભક્તિ શોભી ઉઠે છે એવે વખતે શાન્તિ રાખવાથી જીદગીની સાર્થકતા થાય છે, અને

એવે વખતે શાન્તિ રાખવાથી મોક્ષનાં સુખો ભોગવી શકાય છે. માટે એવા કસોટીના વખતે શાન્તિ રાખજો; અને એ મંદવાડની આકરી પરીક્ષામાં પાસ થજો; એજ અમારી વિનતિ છે, અને પરમકૃપાળુ પરમાત્મા તમોને એવે વખતે સાચી શાન્તિ રાખવાનું અંતરમાથી બળ આપે એમ અમે પ્રાર્થના કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે, તમે પણ જો અમારી એ પ્રાર્થનામાં સામેલ થશો તો તમને જરૂર એવું બળ પ્રાપ્ત થશે. એટલે એવે વખતે તમે ધીરજ રાખી શકશો, અને શાન્તિમા રહી શકશો.

તમે બહુ દિલગીર થાઓ તેથી કાંઇ તમારો મંદવાડ મટી જાય તેમ નથી, પણ દિલગીર થવાથી તો ઉલટો મદવાડ વધે છે.

ઘણાં માણસો એવાં હોય છે કે, તેઓને જેટલો રોગ થયો હોય તે કરતાં વધારે વધારે દરદ બતાવ્યા કરે છે, અને પોતાને મંદવાડને લીધે જેટલું દુ:ખ થતું હોય તે કરતા ઘણું વધારે વધારે દુ:ખ બતાવ્યા કરે છે. પણ યાદ રાખજો કે એમ કરવું એ ઘણુ જ ખોટુ છે. કારણ કે, મંદવાડનો અફસોસ કર્યા કરવાથી કાઇ મદવાડ મટતો નથી, તેમજ મંદવાડની સામે થવાથી પણ કાઈ મદવાડ મટતો નથી, પણ એમ કરવાથી તો ઉલટો મદવાડ વધતો જાય છે. આ વાત બહુ ચોકખી રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે—

કોઈ માણસને એક વાડમાથી કાટો વાગ્યો તેથી તેને બહુ દુ:ખ થવા લાગ્યું અને એ દુ:ખને લીધે તેને તે કાંટાની વાડ ઉપર બહુ ગુસ્સો ચ્હડયો તેથી તે કાટાની વાડમાં પોતાના પગ પછાડવા મડયો. પણ એમ કરવાથી પરિણામ શું થયું ? એજ કે ઉલટા તેને બીજા વધારે કાટા વાગ્યા. કારણ કે કાંટાની વાડને જોરથી લાત મારવાથી એ વાડ કાઇ ત્યાથી ખસી જાય નહિ; પણ તેમાં લાત મારનારનેજ હેરાન થવું પડે, તેમજ યાદ રાખજો કે, જે માણસો મદવાડનાં દુ:ખની સામે થાય છે, એ દુ:ખથી કાયર થઇ જાય છે અને બીજા સહુની આગળ એ દુઃખનાં જ રોદણાં રોયા કરે છે તેઓનું દુખ ઉલટું વધતું જાય છે, અને તેથી દિનપ્રતિદિન તેઓની ઉલટી વધારે વધારે ખરાબી થતી જાય છે એમ ન થાય માટે એ કાંટાની વાડમાં પાટુ

નહિ મારતાં જો કાંટો પોતાને વાગી ગયો હોય તે કાંટો ધીરજથી કાઢી નાંખવાની કોશિશ કરવી જોઇએ, તેમજ મંદવાડ માટે તેવા ઉપાયો કરવા જોઇએ, પણ મંદવાડ મટાડવા માટે કાંઇ મંદવાડ વધે તેવા ઉપાયો ન કરવા જોઇએ, અને દિલગીર થવાથી, કાયર થવાથી, તથા હિંમત હારી જવાથી મંદવાડ ઉલટો વધતો જાય છે. માટે મંદવાડ જેવા વખતે તો ખાસ ચાહીને ધીરજ રાખતા શીખવું જોઇએ, કારણ કે વૈદક શાસ્ત્રનો એ સત્ય સિધ્ધાત છે કે, જે દરદી શાન્તિમા રહી શકે છે, અને પોતાના મગજનું સમતોલનપણું સાચવી શકે છે તે દરદીને જલદી આરામ થાય છે, અને જે દરદી વાતવાતમા ઉશ્કેરાઇ જાય છે, જે દરદી પોતાના મંદવાડથી નિરાશ થઇને હિમત હારી જાય છે, અને જે દરદી પોતાના દરદ માટે અતિશય દિલગીર થયા કરે છે તે દરદીઓને સાજા થતા બહુ વાર લાગે છે. પણ જે ધીરજવાળા ને શાન્ત સ્વભાવવાળા દરદીઓ હોય તેઓને બહુ જલદી ફાયદો થાય છે. માટે મંદવાડ વખતે મનને શાન્ત રાખતા શીખો, મનને શાન્ત રાખતા શીખો, એ અનુભવી વૈદોની ને સાચા સંતોની સલાહ છે. આપણે બધી વાતમા બહુજ પકકા પણ મંદવાડમા સાવ કાચા એમ કા?

અસલના વખતમા સ્પાર્ટન નામે એક જાતના બહુ બહાદૂર લોકો હતા. તે લોકો લડવામા એવા બહાદૂર હતા કે તેની બહાદૂરી જોઇને દુનિયાના બીજા બધા લોકો બહુ અજબ થતા હતા. મરવુ એતો તેમને મન કાંઇ હીસાબમાજ નહોતું. તેમજ ભૂખ્યું રહેવુ પડે, પહાડો ચ્હડવા પડે, બરફોનાં તોફાન ખમવાં પડે, અને અતિશય ગરમી ખમવી પડે, એની પણ તેઓને દરકાર ન્હોતી. મતલબ કે બહાદૂરીને ખાતર તથા પોતાના દુશ્મનોનેઃ નાશ કરવાને ખાતર તેઓ અનેક જાતના દુઃખો ખમી શકતા હતા. પણ એ લોકો જ્યારે માંદા પડે ત્યારે નાનાં છોકરાની પેઠે ખુલ્લો સાદ મૂકીને રોતા હતા. અને જો થોડોક પણ મંદવાડ આવી પડે તો તેઓ તેથી બહુજ કાયર થઇ જતા હતા. તેમજ આપણે સહુ ધંધા રોજગારના દુખો ભોગવીએ છીએ, કડક મિજાજના શેઠનાં દુખો ભોગવીએ છીએ. સ્ત્રીઓનાં અજ્ઞાનપણાંને લીધે કુટુંબમાં કલેશ ચાલ્યા કરે છે

તે કુટુંબ કલેશના દુઃખો ભોગવીએ છીએ, ગરાબાઇનાં દુઃખો ભોગવીએ છીએ, દુશ્મનોના દુ ખો ભોગવીએ છીએ; અને સાચેસાચું દુઃખ ન હોય ત્યાં પણ કલ્પનામાથી દુઃખને ઊભું કરી દઇએ છીએ, અને તે દુઃખ ભોગવ્યા કરીએ છીએ. આવી રીતે આપણે ઘણી જાતનાં દુઃખો ભોગવીએ છીએ, અને એ બધું ભોગવતી વખત બહુ હુશીઆરી રાખીએ છીએ, પણ જ્યારે મ દવાડનું દુ ખ આવી પડે ત્યારે આપણી બધી ચતુરાઇ ચાલી જાય છે. જ્યારે મંદવાડનું દુઃખ આવી પડે ત્યારે આપણું બધુ ડહાપણ ગુમ થઇ જાય છે, અને જ્યારે મ દવાડનું દુઃખ આવી પડે ત્યારે આપણુ બધુ જ્ઞાન ને આપણી બધી ભક્તિ સાવ હવામાં ઉડી જાય છે, અને આપણે બીજી બધી વાતમા બહુ પક્કા છીએ પણ આપણી એ પક્કાઈ આપણા મ દવાડ વખતે આપણને કાઈપણ કામ લાગતી નથી. એ વખતે તો આપણે ઢીલાઢફ બની જઇએ છીએ, ને અતિશય અફસોસ કર્યા કરીએ છીએ. પણ રોગમાથી બચવાનો, ભવિષ્યની જીદગીમાં સુખી થવાનો, અને મોતને પણ આનદરૂપ બનાવવાનો ખરો ઉપાય તો એ છે કે, જેમ આપણે બીજી ઘણી વાતોમા બહુ પક્કા છીએ તેમજ મ દવાડ વખતે પણ મજબૂતાઇ રાખતા શીખવું જોઈએ અને મ દવાડ વખતે પણ શાન્તિમા રહેતા શીખવું જોઇએ.

મંદવાડની બાબતમાં આપણી હમણાંની સ્થિતિ કેવી છે એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભકતરાજ મહારાજ કહેતા હતા કે, મ દવાડની બાબતમા આપણી સ્થિતિ ગરડીયા બળદના જેવી છે. એવા ગરડીયા આળસુ બળદોને જ્યારે નીચાણમાં ઉતરવાનું હોય છે ત્યારે તેઓ બહુ ઝપાટાબંધ દોડયા જાય છે. પણ જ્યારે ઢોળાવ ઉપર ચઢવાનુ હોય છે ત્યારે તેઓ જરાએ આગળ વધી શકતા નથી. એ વખતે તેઓ બેસી જાય છે અને મુદ્દલ ચાલી શકતા નથી તેમજ જ્યારે સુખનો વખત હોય છે ત્યારે આપણે પણ ફુલાઈ જઈએ છીએ અને મોજમજામા તથા ઠઠ્ઠા મશ્કરી કર્યા કરવામા પડયા રહીએ છીએ. એવા નીચાણના રસ્તામા ઢળી પડતા એવા નીચાણના રસ્તામા દોડયા જતા આપણને બહુ આવડે છે, પણ જ્યારે ટેકરી વાળો ચઢાણનો રસ્તો આવે એટલે કે મંદવાડનાં દુઃખો ભોગવવાનો વખત આવે

ત્યારે આપણે ગરડીયા બળદ જેવા બની જઇએ છીએ. એ વખતે એ રસ્તામાં આપણે ચાલી શકતા નથી એટલુંજ નહિ પણ જ્યારે મંદવાડના દુઃખનો વખત આવી પડે ત્યારે હિંમત હારી જઇએ છીએ, ને અફસોસ કર્યા કરીએ છીએ. પણ યાદ રાખજો કે એમ કરવું એ બહુજ ખોટું છે. એમ કરવું એ એક જાતની નાલાયકી છે. એમ કરવું એ ધર્મના બળની ખામી છે. એમ કરવું એ સાચા જ્ઞાનની ખામી છે, અને એમ કરવું એ મનની નબળાઇ છે, માટે એવી ખરાબીઓમા નહિ પડયા રહેતા મંદવાડ વખતે ઉલટી વધારે હિંમત રાખવી જોઇએ, વધારે શાન્તિ રાખવી જોઇએ, તથા એ વખતે તો ઉલટા વધારે ભક્તિભાવવાળા થવું જોઇએ અને જ્યારે એમ કરી શકાય ત્યારેજ ખરી ખુબી કહેવાય, ને ત્યારેજ ખરો ધર્મ પાળ્યો કહેવાય. માટે બંધુઓ! મંદવાડ વખતે મજબૂતી રાખતા શીખો મંદવાડ વખતે મજબૂતી રાખતા શીખો.

---

## ૬૭–મંદવાડ વખતે ધીરજ તથા શાંતિ રાખવા વિષે. ભાગ બીજો.

### મંદવાડથી થતા મોટા લાભો.

બંધુઓ! તમને એમ લાગશે કે આ વળી નવી વાત શું કહો છો? મંદવાડથી થતા મોટા લાભો? એ બનેજ કેમ? મંદવાડમા તે વળી શુ લાભ હોય? આમ કેટલાક માણસોને લાગે છે, પણ જે પ્રભુના વ્હાલા ભગતો છે તેઓ કહે છે કે–મંદવાડ આવવાથી બહુજ મ્હોટો લાભ થાય છે. કારણ કે ઘણા જીવોને મંદવાડ આપીને પ્રભુ પોતાની તરફ ખેંચે છે. કારણ કે ઘણાં માણસો એવા હોય છે કે, તેઓ સુખના વખતમાં સુધરી શકતા નથી, અને પ્રભુ તરફ વળી શકતા નથી, પણ ઉલટા દિન પ્રતિદિન વધારે વધારે માયામા બંધાતા જાય છે, ને પોતાના પેદા કરનાર પરમકૃપાળુ પરમાત્માને ભૂલતા જાય છે. આવા મોહવાદી સંસારીઓ નરકમાં ન જાય તે સારૂ તેની ઉપર દયા કરીને પ્રભુ તેઓને મંદવાડ આપે છે, અને થોડાક દિવસ તેઓની ભૂખ તરસ ખેંચી લેય છે. તેઓનું વાંચવું આવું છોડવી

હોય છે, તેઓની હલકી જાતની મશ્કરીને પારકી પચાત છોડાવી હોય છે. અને તેઓની ચાલવાની બોલવાની તથા જોવાની વગેરે શકિતઓ થોડા વખત તેની પાસેથી ખેંચી લેય છે તેથી તે રોગી માણસ કાયર થઇ જાય છે, અને સુખથી તથા વૈભવથી જે બાબત ન સમજ્યો તે બાબત મંદવાડના દુઃખથી સમજી જાય છે. કારણ કે દયાળુ પ્રભુ જ્યારે જોય છે કે, આ માણસને જે સુખ આપ્યું તેનો લાભ લેતા તેને આવડતો નથી, આ માણસ ગુરૂઓથી સમજતો નથી, અને આ માણસ શાસ્ત્રોથી પણ સમજતો નથી, ત્યારે પછી તેને જગાડવા સારૂ તે મંદવાડ મોકલે છે, એટલે મંદવાડના દુઃખથી તે તુરતજ જાગી જાય છે, અને પ્રભુ તરફ વળી જાય છે, એટલે નરકના મહા ભયંકર દુઃખમાંથી તે બચી જાય છે. આવી રીતે નરકના મહા ભયંકર દુઃખોમાથી બચાવવા સારૂ અને જીવને પ્રભુ તરફ વાળવા સારૂ થોડો વખત મંદવાડ આવે છે. માટે મંદવાડથી દિલગીર થઇ જવું નહિ, મંદવાડથી હિંમત હારી જવી નહિ, અને મંદવાડનો અફસોસ કર્યા કરવો નહિ, પણ મંદવાડને વખતે ખાત્રીપૂર્વક એમ સમજવું કે, મોટા દુઃખમાંથી બચાવી લેવા માટેજ અમારી ઉપર આ નાનકડું દુઃખ આવેલું છે. શૂળીનું સંકટ સોયથી પતાવી દેવા માટેજ આ મંદવાડ આવેલો છે. માટે મંદવાડ વખતે તો મારે ઉલટો પ્રભુનો વધારે ઉપકાર માનવો જોઇએ, અને હમણાં પથારીમાં પડયું રહેવું પડે છે ને બીજું કાંઇ કામકાજ થઇ શકતું નથી માટે પ્રભુના પવિત્ર નામનું સ્મરણ કર્યા કરવું જોઇએ, એટલે મંદવાડ જલદીથી મટી જાય છે, અને જેટલો વખત પ્રભુમા મન રોકાએલું રહે તો તેટલો વખત મંદવાડના દુઃખમાથી બચી શકાય છે ને શાન્તિમાં રહી શકાય છે.

બંધુઓ! હવે વિચાર કરો કે જીવ પ્રભુ તરફ વળે અને નરકના દુઃખમાથી બચે એ કરતા વધારે લાભ બીજો કયો? અને એવા મહાન્ લાભો મંદવાડને લીધે થાય છે. માટે હરિજનો મંદવાડમાં પણ ઇશ્વરની કૃપા સમજે છે. કારણ કે આ જગત્માં બીજી અનેક વસ્તુઓ તરફ માણસ ખેચાય છે, પણ પ્રભુ તરફ ખેંચાવું એ તો જેના ધન્યભાગ્ય હોય તેનાથીજ બની શકે છે. કારણકે આપણે જોઇએ છીએ કે, ઘણાએ

ઘણી જાતની સગવડો હોય છે ઘણા માણસો પાસે ઘણું ધન હોય છે, ઘણાં માણસો પાસે મોટામોટા અધિકાર હોય છે, ઘણાં માણસોના શરીરમા ઘણું બળ હોય છે. ઘણા માણસોની બુદ્ધિ બહુ તીવ્ર હોય છે, ઘણા માણસોમા કોઈ કોઈ જાતની બહુ અદભૂત શક્તિ હોય છે અને ઘણા માણસોમા ઘણી જાતના ગુણ હોય છે, છતાં પણ એ બધા સાધનો વડે પણ તેઓ પ્રભુ તરફ વળી શકતા નથી. પણ મંદવાડ એ એક એવું સાધન છે કે જે તુરતજ જીવને પ્રભુ તરફ વાળે છે, અને જીવ પ્રભુ તરફ વળે એ કરતા વધારે મોટો લાભ બીજો કયો ? માટે સંતો કહે છે કે, મંદવાડમાં બહુજ મોટા લાભો રહેલા છે. કારણકે, મંદવાડ વખતે જીવ પ્રભુ તરફ વળી શકે છે. કદિ કોઇ માણસને આખી પૃથ્વીનુ રાજ્ય મળે તો પણ શું ? કદિ કોઈ માણસ લાખો માણસોને જીતી લે એવો મહાબળવાન્ હોય તો પણ શું ? કદિ કોઇ માણસ પાસે કુબેર ભંડારીના જેટલું ધન હોય તો પણ શું ? કદિ કોઈ માણસ જગતમા ઉથલપાથલ કરનારી મહાન શોધો કરી શકે તો પણ શું ? કદિ કોઈ માણસ આકાશમાં ઉડવાની શક્તિ મેળવી લે તો પણ શુ ? કદિ કોઈ માણસ પૃથ્વીના પેટમા પડેલો બધો ખજાનો કાઢી લે તો પણ શું ? અને કદિ કોઈ માણસ આ જગતમા સહુથી મોટામાં મોટો માણસ થઈ પડે તો પણ શું ? એ બધી વસ્તુઓ તો બહુજ સહેલી છે, પણ અનંત બ્રહ્માંડના નાથની તરફ ખેંચાવું ને તેના સાચા ભક્ત બનવુ એજ સહુથી મુશ્કેલમા મુશ્કેલ વાત છે, અને એજ સહુથી મોટામા મોટી વાત છે. કારણકે જગતના ગમે એટલા વૈભવો હોય, તેમ છતા જો જીવ નરકમા જાય તો એ બધા વૈભવો શું કામના ? બહુ મોટા વૈભવો છતા પણ જો પ્રભુની ઓળખાણ ન થાય ને અંતરની શાન્તિ ન મળે તો એ બધુ શું કામનું ? અને યાદ રાખજો કે જીવ જ્યારે ઇશ્વર તરફ વળે ને તેના નિયમો પાળે ત્યારેજ તેની ઓળખાણ થાય છે તથા તે પછીજ અંતરની શાન્તિ મળે છે, અને એ બધુ સુખના વખતમાં કાંઈ સારી રીતે થઇ શકતું નથી. સુખના વખતમાં તો કોઇ મહાભાગ્યશાળી માણસ હોય તેજ પ્રભુ તરફ વળી શકે

છે, પણ દુઃખના વખતમા તો ઘણાં માણસોને પ્રભુ તરફ વળવાની ફરજ પડે છે. અને તેમાં પણ મંદવાડનાં દુખ તો જરૂર જીવને પ્રભુ તરફ વાળે છે. માટે મંદવાડમાં મહાન્ લાભો રહેલા છે એમ સતો કહે છે.

મંદવાડમા મહાન્ લાભો રહેલા છે એમ હરિજનો કહે છે તેનું બીજું કારણ એ છે કે, મંદવાડના દુઃખથી ચેતી જઇને માંદો માણસ જો પ્રભુ તરફ વળી જાય તો તેના જીવને નરકનાં દુખો ભોગવવા પડતાં નથી. અને નરકનાં દુઃખો ન ભોગવવાં પડે એ કેટલો બધો મહાન્ લાભ કહેવાય તે હમણા આપણે જાણતાં નથી, પણ જો નરકનાં દુઃખોનો આપણને ખરો ખ્યાલ હોય તો એ બાબત તુરતજ સમજાઇ જાય. માટે નરકના દુઃખો પુરાણોમા વર્ણવેલા છે, તેમા એમ કહેલુ છે કે, એ વખતે પાણીની એટલી બધી તરસ લાગે છે કે જાણે આખો સમુદ્ર પી જાઉ, અને તેમ છતા એ વખતે એક ટીપુ પણ પાણી પીવા મળતું નથી. આ દુનિયામાં જે મોટામાં મોટો અગ્નિ કહેવાય છે તે પ્રલયકાળનો અગ્નિ છે, પણ એ પ્રલયકાળનો અગ્નિ પણ નરકના અગ્નિની આગળ કાંઈ બિસાતમા નથી. યમના દૂતોના ચહેરાઓ ને તેના દેખાવો એવા ભયંકર હોય છે કે તે જોઇને બહાદૂરમાં બહાદૂર માણસની પણ છાતી ચીરાઈ જાય છે. માત્ર તેને જોવાથીજ અથવા તેનો ખ્યાલ આવવાથીજ જીવ કમકમી ઉઠે છે. એટલે તેની શિક્ષાના વર્ણનો સાભળતા અને તેનાં શિક્ષા કરવાનાં હથિયારો જોતાં શુ અસર થાય? તે સમજાવતા અમને આવડતું નથી. આવાં નરકનાં મહાન દુખોમાંથી મંદવાડને લીધે બચી શકાય છે. કારણકે મંદવાડને લીધે જીવ પ્રભુ તરફ વળી જાય છે, એટલે નરકનાં દુખોથી બચી જાય છે. આવો મહાન્ લાભ મંદવાડને લીધે થાય છે માટે સતો કહે છે કે મંદવાડમાં પણ ઇશ્વરની કૃપા રહેલી છે. માટે મંદવાડથી દિલગીર થવું નહિ, મંદવાડથી નિરાશ થવું નહિ, અને મંદવાડથી કાયર થવું નહિ, પણ જેમ બને તેમ મંદવાડ વખતે અંતરમા શાન્તિ રાખવી, અને પ્રભુ તરફ વળાય તેમ કરવું. એટલે બહુ જલદીથી મંદવાડ મટી જશે.

## મંદવાડને લીધે પાપથી બચી શકાય છે.

આપણે સહુ એમજ સમજીએ છીએ કે, મદવાડમાં દુખજ રહેલું છે. પણ યાદ રાખજો કે—મંદવાડને લીધે પણ ઘણી જાતના ફાયદા થઇ જાય છે. તેમા એક ખાસ લાભ એ છે કે, મંદવાડને લીધે એટલો વખત ઘણી જાતના પાપથી બચી શકાય છે. કારણકે માણસ જ્યારે સાજા સમા હોય ને શરીરમાં બહુ જોર હોય ત્યારે તેઓને પાપ કરવાનુ મન થાય છે. પણ જ્યારે મદવાડ આવી પડે ત્યારે ઘણી જાતના પાપો સ્વાભાવિક રીતેજ થતાં નથી. અને બીજા કોઇ ખાસ પાપો કરવાનુ પણ એ વખતે મન થતું નથી. કારણકે મદવાડ વખતે જીવ ઢીલો બની જાય છે, બીકણ બની જાય છે, અધીરો બની જાય છે, અને હવે મારૂં શું થશે એવા ભયમા પડી જાય છે, તથા તેને મોતનો ડર લાગે છે, એટલે તેને પાપ કરવાનુ મન થતું નથી. પણ જેમ બને તેમ ધર્મનાં કામો કરવાનુજ મન થાય છે. આવી રીતે જીવ પાપમા ન જાય, એ મદવાડમા ખાસ ફાયદો છે. કારણકે પાપ એ એવી ખરાબ વસ્તુ છે કે—તેની ખરાબીઓ માટે જેટલું કહીએ તેટલું થોડુજ છે. એવા ભયંકર પાપમાથી બચી શકાય છે માટે જે સાચા હરિજનો છે તેઓ તો મદવાડને પણ સારો સમજે છે. કારણ કે બીજી કોઇ રીતે જે જાતના પાપથી ન બચી શકાતું હોય તે જાતના પાપથી મદવાડને લીધે બચી શકાય છે. માટે મદવાડને પણ તેઓ સારો સમજે છે. કારણકે એવા હરિજનો એક છાબડામાં મદવાડના દુખો મૂકે છે, અને બીજા છાબડામા પાપમાથી જે નરકનાં દુખો ઉત્પન્ન થાય છે તે દુખોને મૂકે છે, અને પછી તેની સરખામણી કરે છે. ને પોતાના મનને સવાલ પૂછે છે કે, આ બન્ને પ્રકારના દુખમા વધારે મોટું દુખ કયું છે? ત્યારે તેઓને સમજાય છે કે, મદવાડનાં દુખ એ તો બહુજ સાદા છે, અને જરાક વારનાં છે, પણ જે પાપનાં દુખો છે તે દુખો તો અનંતકાળના છે, અને બહુજ ભયંકર છે. માટે પાપથી બચાય એ બહુજ મોટી વાત છે, અને મંદવાડના વખતમાં પાપથી બચી શકાય છે, માટે હરિજનોને

મંદવાડમાં પણ ઈશ્વરના આશિર્વાદ દેખાય છે. આમ હોવાથી બંધુઓ! મંદવાડમાં હમેશાં બધી જાતનાં દુખજ છે એમ સમજ્યા કરશો માં. પણ મંદવાડને લીધે પણ અનેક જાતના લાભ થાય છે, અને તેમાં પણ કેટલાક તો એવા મોટા લાભ હોય છે કે, મંદવાડ વગરની બીજી કોઇ સ્થિતિમાં એવા લાભો મળી શકેજ નહિ. માટે આ બધી હકીકતો જાણીને મંદવાડ વખતે ધીરજ રાખતાં શીખજો અને મંદવાડમા પણ પ્રભુની કાંઈક દયા છે, એમ સમજી મંદવાડથી કાયર થઈ જશોમા, મદવાડથી હિંમત હારી જશોમાં, અને મદવાડથી દુખી થયા કરશોમાં, પણ મંદવાડના ફાયદાઓ સમજી મદવાડ વખતે પણ શાન્તિમાં તથા આનદમાં રહેતાં શીખજો એજ અમારી ભલામણ છે.

---

## ૬૮—મંદવાડ વખતે ધીરજ તથા શાંતિ રાખવા વિષે. ભાગ ત્રીજો.

### મંદવાડનાં દુ:ખો આપણા ભલાને માટેજ હોય છે.

અજ્ઞાન બાળકો તથા બહુ નાજુક પ્રકૃતિની સ્ત્રીઓને જ્યારે તાવ આવે છે ત્યારે તે તાવ મટાડવા સારૂ વૈદો કડવી દવા પાય છે. એ કડવી દવા સામે જોઇને તે અજ્ઞાનીઓ દીલગીર થાય છે, અને પોતાના મનમાં મનમા મુંઝાયા કરે છે. તથા ડાકટરને કહે છે કે, કોયદાન અમારાથી પીધુ જતું નથી, માટે કાંઈક બીજી દવા આપો. કારણકે કવીનાઇન બહુ કડવું છે પણ તેમાં તાવ ઉતારવાની જે મહાન શક્તિ રહેલી છે તે એવા માણસો જાણતા નથી, તેથી તેઓને એ કડવી દવા ગમતી નથી. પણ એ કડવાશને લીધેજ તાવ મટે છે. તેમજ મંદવાડનાં દુઃખોમાથી પણ ઘણી જાતના લાભ થાય છે, અને મંદવાડને લીધે કામ, લોભ, મોહ, અદેખાઈ વગેરે ઘણી જાતના તાવ ઉતરી જાય છે, પણ એ વાતની લોકોને ખબર નથી, તેથી મંદવાડ વખતે માણસો દીલગીર થયા કરે છે. પણ જો આ બધી બાબત બહુ ચોકખી રીતે સમજાઇ જાય અને એમ ખાત્રી થઇ જાય કે, મંદવાડને લીધે પણ ઘણી જાતના અણધાર્યા ફાયદા થઇ જાય છે, તો પછી મંદવાડ વખતે ધીરજ રાખવામાં કાંઈ મુશ્કેલી પડે

નહિ. માટે હવેથી સમજીલો કે, જેમ વૈદની કડવી દવા રોગીના ભલા માટેજ હોય છે. તેમજ પ્રારબ્ધના ભોગથી કે દૈવની ઈચ્છાથી જે મંદવાડ આવી પડે છે, અગર બીજા કાંઇ દુઃખો આવી પડે છે, તેમા પણ કાંઈક આપણું કલ્યાણુજ રહેલું હોય છે. માટે એવે વખતે ઉતાવળા થઇ જાઓ મા. કાયર થઈ જાઓ મા, દીલગીર થઇ જાઓ મા અને બુમ બરાડા પાડયા કરો મા પણ જેમ બને તેમ એવે વખતે ધીરજ રાખો, અને શાન્તિમાં રહો, એજ અમારી ભલામણ છે. કારણકે એવી શાન્તિ રાખવાના પરિણામો બહુ સારા છે. તમે જેટલુ સમજી શકોછો ને અમે જેટલું કહી શકીએ તે કરતા પણ તેના પરિણામો ઘણાજ વધારે સારા છે. માટે એ પરિણામો સામે જોઇને શાન્તિ રાખતા શીખો. શાન્તિ રાખતા શીખો.

## મંદવાડ વખતે હરિજનો શાન્તિથી રહી શકે છે તેનાં કારણો.

કોઇ એક હરિજન હતા તેણે ઘણા વરસો સુધી ઘણું જ્ઞાન મેળવ્યું હતુ, ઘણી ભક્તિ કરી હતી, ને ખુબ ભગવાનનું ધ્યાન ધર્યુ હતું. એ પછી ઘડપણના વખતમા એ ભગત આંખે આંધળા થયા અને તેના પગના સાંધાઓ ઝલાઇ ગયા તેથી તેઓને પથારીમા પડયું રહેવુ પડતુ એટલુજ નહિ પણ તેમના પગની અંદર બહુજ વેદના થતી હતી, છતા પણ તે ભગત બહુજ શાન્તિથી રહેતા હતા. એ ભગતને મળવા માટે એક દિવસ બીજા કોઇ ભગત આવી નીકળ્યા તે ભગત કહેવા લાગ્યા કે, ઓ હરિજન! તમે તો અત્યારે બહુજ દુઃખી થઈ ગએલા દેખાઓ છો. ત્યારે તે બિમાર ભગતે કહ્યુ કે, ભાઇ ભગવાને જે કર્યુ છે તે બહુજ સારૂં છે. કારણ કે, મારી આંખ ભગવાને દીધેલી હતી, તેથી ઘણા વરસો સુધી મે ઘણી ઘણી સારી સારી ચીજો જોઈ છે, ને સારા સારા પુસ્તકો વાચ્યા છે. મારા પગ પણ મારા ભગવાનેજ આપેલા હતા, તે પગને લીધે પણ હું ઘણી જગ્યાએ ફર્યોછુ અને તેને લીધે પણ મે ઘણા કામો કરેલા છે. આ બધુ તેણે દીધુ હતુ અને તેણેજ પાછુ લઇ લીધુ છે, એમા મારૂ કાંઈ નહોતું. એટલે મારે અફસોસ કરવાનું કાંઈ કારણ નથી. કારણકે ભગવાન પાસેથી સારી સારી

વસ્તુઓ લઇને આપણે રાજી થઇએ છીએ. ત્યારે તેની ઇચ્છાથી કે પ્રારબ્ધના જોગથી થોડો વખત મંદવાડ આવી પડે તો તે પણ શાન્તિથી ભોગવી લેવો જોઇએ. એથી નારાજ ન થવું જોઇએ, ને જેમ ભગવાન રાખે તેમ રાજી રહેવું જોઇએ. અને એવો વિચાર કરવો જોઇએ કે, પ્રભુ પાસેથી જેમ સારી સારી ચીજો બહુ ઉમંગથી લઇએ છીએ તેમજ જ્યારે આપણને નહિ ગમે તેવો મંદવાડ કે મરણ આવી પડે તો તે પણ તેની ઇચ્છાથી આવેલા જોઇને આપણે રાજી થઇને તેને ભોગવી લેવા જોઇએ. કારણકે એજ હરિજનોનો સાચો ધર્મ છે, ને એજ ભકતોની કસોટીનો સમય છે, માટે એવે વખતે તો ખાસ ચાહીને જરૂર ધીરજ રાખવી જોઇએ, ને જેમ બને તેમ શાન્તિમા રહેતા શીખવુ જોઇએ. એ સાંભળીને તે મળવા આવનાર ભક્ત કહેવા લાગ્યો કે, તમે આવા દુઃખના વખતમા પણ આવી ધીરજ રાખી શકોછો માટે તમને ધન્ય છે. અને તમારી ભક્તિને પણ ધન્ય છે. ભાઇઓ! મંદવાડના દુઃખો વખતે આપણે પણ આવા ધીરજવાળા થવું જોઇએ અને શાન્તિમાં રહેતા શીખવું જોઇએ

## મંદવાડથી માણસોની પ્રકૃતિની ખબર પડે છે.

ખાણમાથી જ્યારે સોનું નીકળે છે ત્યારે એ સોનું માટીની સાથે ભળેલુ હોય છે. એ પછી જ્યારે તેને ધોઇને સાફ કરે અને અગ્નિમા તપાવે ત્યારે તેની ખરી કસોટી થાય છે. તેમજ જ્યારે સારા વખતમા લોકો ભક્તિ કરે છે ત્યારે તે ભગતોમા રહેલી ખામીઓ બરોબર રીતે જણાતી નથી, કારણ કે ઘણી જાતની અનુકૂળતાઓને લીધે તેઓની ખામીઓ ઢંકાઇ જાય છે પણ જ્યારે મંદવાડનો વખત આવી પડે છે ત્યારે તેઓમા રહેલી ખામીઓ દેખાઈ આવે છે. કારણ કે એ વખતે દાબ્યું દુબ્યું રહી શકતું નથી, અને પોતાની પ્રકૃતિને તથા સ્વભાવને છૂપાવી શકાતા નથી. તેથી એ વખતે શાન્તિ અથવા અશાન્તિ, ધીરજ અથવા અધીરજ, આનંદ અથવા કંટાળો, અને ખમી ખાવું અગર ગુસ્સે થઈ જવું, એ બધી વાત ખરેખરી રીતે જણાઈ આવે છે. તેથી મંદવાડ વખતે માણસોના સ્વભાવની બહુજ સ્હેલાઈથી પરીક્ષા થઈ જાય છે. માટે ઘણાએ હરિજનો એમ કહે છે કે,

મંદવાડ છે એ કસોટીનો વખત છે. કારણ કે સોનાની પરીક્ષા જેમ અગ્નિમાં થાય છે તેમ હરિજનોની પરીક્ષા મદવાડમાં થાય છે. આ વાત સમજાવવા માટે એક ભગત બાપા કહેતા કેઃ–

એક સંત બિમાર પડયા. તેઓનો મદવાડ બહુ દુઃખદાયક હતો, અને ઘણો લાંબો વખત થયા મંદવાડ ચાલ્યા કરતો હતો. તે સંતની પાસે એક બીજા ભગત ગયા, અને તે સંતને કહ્યું કે, મહારાજ, તમે તો બહુ દુઃખી દેખાઓ છો. ઘણા દહાડા થઈ ગયા પણ હજી તમારો મદવાડ મટતો નથી, તે જોઈને મ્હને બહુ દિલગીરી લાગે છે. હવે તો પ્રભુ તમને જલદી આરામ કરે તો સારૂ. તમારૂ આ દુખ અમારાથી તો દેખ્યું જતું નથી.

એ સાભળીને પેલા બિમાર સતે કહ્યુ કે, બાપુ, આ વાતમાં તમને ખબર પડે નહિ. કારણ કે તમારા જોવાના ચશ્માં જુદા રંગના છે. અને અમારી દ્રષ્ટિ કાંઈક જૂદી છે. એટલે આ બાબતમા તમારા અને અમારા વિચારો મળી શકે નહિ. કારણ કે તમને એમ દેખાય છે કે આ મદવાડને લીધે હુ બહુ દુખી છુ. પણ મ્હને એમ સમજાય છે કે અમે તો ભગવાનના છીયે, એટલે ભગવાન અમોને દુખ આપેજ નહિ, પણ આ ટાણે તેણે જે મદવાડ મોકલેલો છે તે મારી પરીક્ષાને માટેજ છે. કારણ કે પ્રભુ એમ જોવા ઇચ્છે છે કે, આને તે માળાજ પહેરતાં આવડે છે કે દુઃખને વખતે ધીરજ રાખતા પણ આવડે છે ? આને તે તિલક કરતાજ આવડે છે કે મદવાડના દુખો વખતે પણ મને યાદ કરતા આવડે છે ? આને તે ન્હાતા ધોતાજ આવડે છે કે દુઃખને વખતે કાયર ન થતા પણ આવડે છે ? આને તે સારા વખતમા દેવ દર્શન કરતાજ આવડે છે કે ભગવદ્ ઇચ્છાને આધીન થતા પણ આવડે છે ? આને તે તિર્થયાત્રા કરતાજ આવડે છે કે દુઃખને વખતે પોતાની પ્રકૃતિને જાળવતાં પણ આવડે છે ? અને આને તે બહારની ભક્તિજ આવડે છે કે અદરથી પણ કાંઇ ભક્તિ લાગેલી છે ? તેની પરીક્ષા લેવા માટે પ્રભુએ આ મદવાડ મોકલેલો છે. માટે જો આ વખતે હુ દિલગીર થાઉં, કાયર થાઉં, નિરાશ થાઉં ને અફસોસ કર્યા કરૂ તો પછી મારી ભક્તિ શુ કામની ? કારણ કે જે ધર્મ મદવાડ

વખતે દિલાસો આપી શકે નહિ, જે ધર્મ દુખની વખતે શાંતિ આપી શકે નહિ, જે ધર્મ કોઈપણ સ્થિતિમા ધીરજ રાખવાનું બળ આપે નહિ, અને જે ધર્મ કોઈપણ સ્થિતિમા ભગવાનનો મહિમા ને ભગવાનની કૃપા સમજાવે નહિ તે ધર્મ જ શેનો કહેવાય ? ને તે ભક્તિજ શેની કહેવાય ? માટે ભાઈ, યાદ રાખજો કે, મંદવાડને લીધે મને કાઇ દુઃખ નથી, પણ એ તો મારી પરીક્ષાનો વખત છે, એમ સમજીને હુ તો શાન્તિમાં રહુ છુ, ને ધીરજથી મદવાડ ભોગવી લઉં છુ.

સંતની આ વાત સાભળીને પેલો ભગત બહુ અજબ થયો, અને તેના વખાણ કરવા લાગ્યો. તથા કહેવા લાગ્યો કે—મા બાપ! તમે તો ભારે કરી, તમારી વાતોથી મને બહુ ફાયદો થયો છે, અને તમારા આચરણમાથી હુ એમ શીખી શકયો છું કે મારે પણ મદવાડ વખતે તમારી પેઠે ધીરજ રાખવી જોઇયે, અને એ પરીક્ષાના વખતમા ઉતાવળા થઇને નાપાસ ન થવાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ. આ પાઠ આજે હુ તમારી પાસેથી શીખ્યો છુ અને એ પાઠ અતરમા ઉતરી જાય એમ ઇચ્છું છુ ને આશા રાખું છુ કે, તમારા જેવા સતોના પ્રતાપે મારામા પણ મદવાડ વખતે શાન્તિ રાખવાનું બળ આવે.

એ સાભળીને તે સતે કહ્યુ કે, પ્રભુ દયાળુ છે. માટે જો તમે એવી ભાવના રાખશો તો જરૂર તમને એવુ બળ આવશે. એમ કહી બન્ને છૂટા પડયા.

---

## ૬૯—મંદવાડ વખતે ધ. જ તથા શાન્તિ રાખવા વિષે. ભાગ ચોથો.

### ઘણાએ કઠોર માણસોની લાગણીઓ પણ મંદવાડને લીધે કોમળ થાય છે.

એક મોટો બાદશાહ હતો. તેણે પાટવી કુંવરને એક મ્હોટા પંડિતની પાસે ભણવા મૂકયો. તે પંડિતે એ કુંવરને ઘણી જાતની વિદ્યાઓ શીખવી. જેમ કે રાજ્ય કેમ કરવું ને ધણીપણું કેમ ભોગવવું તે વિદ્યા શીખવી, પ્રજાને સાચો ઇન્સાફ કેમ આપવો તે શીખવ્યું, લશ્કરને કબજામાં કેમ રાખવું તે શીખવ્યું,

પોતાના પિતા બાદશાહની આજ્ઞા કેમ પાળવી તે શીખવ્યું, આવી રીતે રાજનીતિને લગતી બધી વિદ્યાઓ શીખવી અને એ બધું જ્યારે શીખાઈ રહ્યુ ત્યારે તે પાટવી કુંવરને બાદશાહની કચેરીમા તેડી ગયો, અને તે પડિતે કહ્યું કે મહારાજાધિરાજ? આપણા કુવરને હવે બધી વિદ્યા આવડી ગઈ છે, માટે તેની પરીક્ષા લઈ આપની ખાત્રી કરો. એ પછી રાજાએ કુવરની પરીક્ષા લીધી. તેમાં તે બહુજ સારી રીતે પાસ થયો. તે પછી રાજાએ પડિતને પૂછ્યું કે હવે કુવરને કંઇ શીખવવું બાકી છે? ત્યારે પડિતે કહ્યુ કે, હા સાહેબ, હજુ એક ચીજ બાકી છે. ત્યારે રાજાએ કહ્યુ કે, બાકી શામાટે રાખો છો? બધુ પૂરેપૂરૂં શીખવી દો, એટલે પછી તમને ઈનામ આપીએ. ત્યારે તે પંડિતે પોતાના હાથમા જે નેતરની સોટી હતી તે કુવરના વાંસામા એકદમ ત્રણચાર ફટકાવી દીધી. એ જોઇને બધા અમીર ઉમરાવો અજબ થઈ ગયા. કુંવરની આંખમાં આસુ આવી ગયાં અને રાજાપણ વિચારમા પડી ગયો કે, આ શું? એટલુંજ નહિ પણ તેને ક્રોધ આવી ગયો કે વિના વાકે મારા દેખતા ભર કચેરીમા મારા પાટવી કુંવરને મારે છે? આ તે શું કહેવાય? પડિતનુ માથુ ફરી ગયુ છે કે શુ છે? એમ ધારીને તે બાદશાહે પડિતને કહ્યુ કે, આ તમે શુ કર્યું? આનો તમારે જવાબ દેવો પડશે. તમારો આવો જુલમ કાઇ હું સાંખી શકીશ નહિ. ત્યારે તે પંડિતે મસ્તક નમાવીને કહ્યુ કે, સાહેબ, આ એક ચીજ શીખવવાની બાકી હતી. તે આપના હુકમથી મે આજે શીખવી છે. કારણ કે કુવરસાહેબ આગળ જતા બાદશાહ થવાના છે. એ વખતે તેઓ કાઈ પણ ગુન્હો જોઇને ગુનેહગારોને સખ્ત શિક્ષા કરશે. કારણ કે કોઇને ચાબુક મારીએ કે તમાચો મારીએ ત્યારે તેથી સામા માણસને કેટલું દુઃખ થાય છે તેનો કાંઇ કુંવર સાહેબને ખ્યાલ નહોતો. પણ હવે જ્યારે તેમણે જોયું કે સોંટી વાગે તો આટલું બધું દુઃખ થાય છે, તેથી તેઓ હવે બીજાઓને શિક્ષા કરતી વખત વિચાર કરી શકશે, તથા દયા રાખીને શિક્ષા કરી શકશે. તેથી તેઓ પ્રભુના કૃપાપાત્ર થઈ શકશે. માટે આ દુઃખના અનુભવની તેમને જરૂર હતી. તેથી મેં તેમને આ વખતે મારેલા છે. એ સાંભળીને

રાજાએ તે પંડિતને મોટું ઇનામ આપ્યું અને કુંવરને પણ ખાત્રી થઈ ગઈ કે, બાંધો, મારો, કેદમાં નાંખો, ફાંસો દો, એમ કહી દેવું બહુ સહેલું છે પણ જેની ઉપર એવો જુલમ થાય તેને કેટલું બધું દુઃખ થાય તેનો ખરો ખ્યાલ તેને આવી ગયો. તેથી શિક્ષા કર્યાની બાબતમાં તે હદમાં રહી શકયો અને એથી તે બહુ સારો બાદશાહ કહેવાયો.

આ દાખલો આપીને એક સંત એમ સમજાવતા કે, માણસોની લાગણીઓને કોમળ બનાવવા સારૂં દુઃખની જરૂર છે, અને બીજાં ઘણી જાતનાં દુઃખો કરતાં મંદવાડનાં દુઃખો એવી બાબતમાં ઘણી સારી અસર કરે છે, તેથી મંદવાડનાં દુઃખો આવે છે. માટે એવા દુઃખોથી દિલગીર ન થવું જોઇએ. પણ એવે વખતે શાન્તિમાં રહેતા શીખવું જોઇએ.

આ વાત વધારે ચોકખી રીતે સમજાવવા માટે એક ડાકટરનો દાખલો જાણવા જેવો છે. એ ડાકટર બહુ મોટો માણસ હતો. અને બહુ મોટા અધિકાર ઉપર હતો. તેથી તેની પાસે દરરોજ ઘણાં દરદીઓ આવતાં હતાં, તેમાં કેટલાંક દરદીઓને પોતાના ભયંકર દરદોને લીધે અતિશય દુઃખ થતું હતું. તેથી: તેઓ ડાકટરને કહેતા કે, ડાકટર સાહેબ, મને બહુજ બહુજ દુઃખ થાય છે. માટે તમે મારી ઉપર કાંઇક મહેરબાની કરો, અને દવા બદલો. પણ ડાકટર બધા દરદીઓની સાથે ઠંડાગાર જેવા રહેતા હતા. દરદીઓને શાન્તિના કાંઇ પણ શબ્દો કહેતા નહિ અને હસ્તે હસ્તે દરદીની વાતો સાંભળ્યા કરતા હતા, અને જરાપણ ઉતાવળ કર્યા વિના પોતાની હમેશની રીત પ્રમાણે કામ કર્યા કરતા હતા. એ પછી તે ડોકટર પોતે બહુજ બિમાર પડયા. તેમના પેટમા બહુ સખ્ત પ્રકારનો દુઃખાવો થઇ આવ્યો અને તે ઘણા દહાડા સુધી મટયો નહિ. એ પછી બહુ લાંબી મુદતે તે દુઃખાવો મટયો. એ દુઃખાવો મટ્યા બાદ તે ડાકટરની પ્રકૃતિ બદલાઇ ગઈ. એ પછી તે બધાં બાણસોની સાથે વધારે લાગણીથી, વધારે કાળજીથી, અને વધારે ઉતાવળથી કામ લેવા લાગ્યા. એ જોઇને તેમના એક મિત્રે પૂછયું કે, ડાકટર સાહેબ, તમારામાં આવો ફેરફાર કેમ થઇ ગયો ? આ આગઉ તો તમે બધા દરદીઓની સાથે બહુ ઠંડાગાર જેવા રહેતા.

હતા, અને તેમની વાતો સાંભળી હસ્યા કરતા હતા. અને હવે તેને માટે આટલી બધી દિલસોજી કેમ બતાવો છો? ત્યારે તે ડાકટરે કહ્યું કે, અગાઉ હું કોઇ દિવસ માંદો પડયો નહતો. એટલે મંદવાડમાં શું શું દુઃખ થાય છે તેનો મને ખ્યાલ નહોતો. તેથી હું એમજ સમજતો કે, માદાઓ બધા નબળા મનના થઇ ગએલા હોય છે, તેથી તેઓ ફોગટની બૂમો પાડ્યા કરે છે, ને જલદી મટાડો, જલદી મટાડો એમ ડાકટરને કહ્યા કરે છે, પણ એમાં કાઈ બહુ દમ જેવું હોય નહિ, એમ સમજીને હુ તેઓની તરફ બેદરકાર રહેતો હતો. પણ પછી જ્યારે હુ માદો પડયો અને મારા પેટમા સખ્ત દુખાવો ઉપડયો ત્યારે મારી આખો ઉઘડી ગઇ કે, ઓ હો! આટલું બધુ દુઃખ થાય છે? અને તેમ છતાં હું દરદીઓ સાથે આટલી બધી બેદરકારી રાખુ છું? ખરેખર એ મારી બહુજ મ્હોટી ભૂલ થાય છે. આમ સમજાઇ જવાથી મારા મંદવાડ પછી મારી લાગણીઓ કોમળ થઇ ગઇ છે. એટલે હું હવે દરદીઓ સાથે વધારે માયાળુપણાથી ને વધારે પ્રેમભાવથી વર્તી શકું છું. જો મને એ મંદવાડ ન આવ્યો હોત તો હું બીજા દરદીઓનું દુખ સમજી શકત નહિ, અને મારી લાગણીઓમાંથી કઠોરતા મટત નહિ. પણ મારા પેટના દુખાવાએ મારી લાગણીઓ બદલી નાખી છે, એટલે તે દિવસથી હું સાચો ડાકટર થઈ શકયો છુ.

બધુઓ! આવી રીતે મદવાડને લીધે પણ ઘણાં માણસોને ઘણી જાતના ફાયદાઓ થઇ જાય છે, માટે મદવાડથી દિલગીર થવું નહિ. પણ મદવાડમા પણ પ્રભુનો કાંઈક રૂડો હેતુ છે, એમ સમજી શાન્તિમાં રહેતા શીખવું, એજ અમારી ભલામણ છે.

## રોગ મટાડવાનો એક અકસીર ઉપાય.

કોઇ પણ જાતનો રોગ મટાડવા માટે આપણે જ્યારે કોઇ સારા વૈદની સલાહ લઈએ છીએ ત્યારે તે મુખ્ય બે ઉપાય બતાવે છે. પહેલું એકે કરી પાળવી, અને બીજું એકે દવા ખાવી. હવે કરી પાળવાની બાબતમાં આપણે જાણીએ છીએ કે, કોઈ દરદીને તેલ મરચુ ખાવાની ના પાડવામાં આવે છે,

કોઈ દરદીને સાકર ખાવાની ના પાડવામાં આવે છે, કોઈ દરદીને ઘી ખાવાની ના પાડવામાં આવે છે, કોઈ દરદીને દૂધ પીવાની ના પાડવામાં આવે છે, અને કોઇ દરદીને દહીં, છાશ વગેરે ખટાશવાળી ચીજો ખાવાની ના પાડવામા આવે છે. આવી આવી જાતની ખાવા પીવાની કરી પાળવાની વાતો આપણે જાણીએ છીએ. પણ એ સિવાય બીજી કેટલીક માનસિક જાતની કરી પાળવાની હોય છે. પણ એ વાત બધા દરદીઓ કે ઘણા વૈદો જાણતા નથી પણ એ તો જે આગળ વધેલા સંતો હોય કે સાચા ગુરૂઓ હોય, અગર મનુષ્યપ્રકૃતિના અનુભવી વૈદો હોય તેઓજ એ વાતો જાણી શકે છે, અને યાદ રાખજો કે, ખાવા પીવાની બહારની કરી પાળવી એ તો બહુજ નાનકડી વાત છે, અને એથી તો બહુજ થોડો ફાયદો થઇ શકે છે. પણ જે સાચી વાત છે, જે મુદ્દાની વાત છે, અને જેથી જલદી ફાયદો થઇ શકે તેમ છે, તે કરી તો કાંઇક જૂદીજ છે. માટે સંતો એમ કહે છે કે—

જે માણસની ઉપર તમોને વેર હોય, જે માણસનું તમે બુરૂં ઇચ્છતા હો, જે માણસ તમારા મનમાં વારે વારે ખટક્યા કરતો હોય, અને જે અણગમતો માણસ તમારી નજર આગળ તર્યા કરતો હોય તે માણસને-તે તમારા દુશ્મનને જો તમે માફ કરો અને તેની સાથેનું વેર તજી દો તો તુરતજ તમારો રોગ મટવા માંડે છે, અને પ્રથમના કરતા મદવાડમાં પણ તમે ઘણા વધારે શાન્તિથી રહી શકો છો. પણ દુશ્મનને માફ કરવાની કરી પાળવી એ વાત બહુ મુશ્કેલ છે, તેમજ જો એ કરી પાળતા આવડે તો તેના ફાયદા પણ બહુ મોટા છે. આ સિવાય આવીજ જાતની બીજી પણ એક કરી પાળવાની હોય છે, અને તે એકે, જૂદા જૂદા માણસમાં ગુપ્ત રીતે જુદી જુદી જાતનાં મોટાં મોટાં પાપ રહેલાં હોય છે. જેમકે કોઇમાં ચોરી કરવાનું પાપ હોય છે, કોઇમા વ્યભિચારનું પાપ હોય છે, કોઇમા જૂઠું બોલવાનું પાપ હોય છે, કોઇમાં લોભનું પાપ હોય છે, કોઇમાં ક્રોધનું પાપ હોય છે, અને કોઇમાં અદેખાઇનું પાપ હોય છે. આવી રીતે જૂદા જૂદાં માણસોમાં જૂદાં જૂદાં ગુપ્ત પાપો રહેલા હોય છે. તેમાથી જે જાતના પાપમાં પોતે ફસા-

એલા હોય તે જાતનું પાપ તજી દેવાની પોતાના મંદવાડ વખતે પ્રતિજ્ઞા કરે તો તેથી તેને મંદવાડ વખતે બહુ મ્હોટો દિલાસો મળી જાય છે, અને તે શાન્તિમા રહી શકે છે, તથા તેનો રોગ બહુ જલદીથી મટવા માડે છે. પણ તેમાં સરત એ કે, પાપ તજવાની કરી પાળવી જોઇએ, અને એ માટે પ્રતિજ્ઞા લેવી જોઇએ, તથા એ પ્રતિજ્ઞા આખી જીંદગી સુધી પાળવી જોઇએ. જો એમ કરી શકાય તો મદવાડ વખતે બહુ શાન્તિ મેળવી શકાય છે. માટે જેનાથી બની શકે તેણે આ સત્યને કુદરતી ઉપાયે અજમાવવાની કોશિશ કરવી જોઇએ, અને તે-માથી મળતા મહાન લાભો લેવા જોઇએ, તથા આ બાબતો પોતાનાં સગાસ્નેહિઓ અને દોસ્તોને સમજાવવી જોઇએ. કારણ કે એમ કરવામા પણ બહુ પુન્ય છે. માટે મદવાડ વખતે શાન્તિમા રહેવા સારૂ પાપ તજવાની પ્રતિજ્ઞા કરો, પાપ તજ-વાની પ્રતિજ્ઞા કરો.

પુણ્ય કરવાથી પાપ ઠેલાય છે ને તેથી આયુષ્ય વધે છે, એમ આપણા લોકોની માન્યતા છે, તેથી જ્યારે કોઈ માણસો માદા પડે છે ત્યારે તેનાં સગાવહાલાઓ તેને હાથે દાન કરાવવા માડે છે. જેમકે—તે વખતે ગૌદાન કરે છે, બ્રાહ્મણો જમાડે છે, કુટુંબનાં સગાંવહાલાઓ તો પોતાની શક્તિ પ્રમાણે મદદ કરે છે, ગાયોને ઘાસ નખાવે છે, બાળકોને ખાવાનું અપાવે છે, મદિરોમાં સીધા તથા પૈસા મોકલાવે છે અને ગુરૂની ભેટ કાઢે છે. આ બધુ કરવામા મુખ્ય હેતુ એ હોય છે કે, પુણ્ય કરવાથી પાપ ઓછા થાય છે, અને પાપ ઓછા થવાથી મદવાડ મટી જાય છે.

બંધુઓ! આ કાઇ નવો વિચાર નથી. પણ એ તો ચા-લતો આવેલો જુના વખતનો સિદ્ધાત છે. માટે એજ ઉત્તમ સિદ્ધાંતને આધારે મહાન્ ભગતો કહે છે કે પાપ તજવાથી મંદવાડ મટી શકે છે, અને પાપ તજવાથી આયુષ્ય વધી શકે છે. માટે પોતાના અતરમા રહેલા ગુપ્ત પાપ તજવાથી અગર જે માણસોએ આપણુ બુરૂં કરેલું હોય તેવાં માણસોને માફ કરવાથી મદવાડ ઓછો થઇ જાય છે, અને મંદવાડ વખતે પણ શાન્તિમા રહી શકાય છે. માટે મંદવાડ વખતે શાન્તિમાં રહેવા

સારૂ ખાસ ચાહીને કેટલીક જાતનાં પાપો તજવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કારણ કે સેંકડો દવાઓ જેટલો ફાયદો કરી શકે તે કરતા પાપ તજવાથી ઘણોજ વધારે ફાયદો થાય છે. માટે જો જલદીથી મંદવાડને દૂર કરવો હોય અને મંદવાડ વખતે પણ ખરી શાન્તિ ભોગવવી હોય તો જેમ બને તેમ તમારા અંતરમાં રહેલાં પાપને તજવાની પ્રતિજ્ઞા કરો, તથા તમારા દુશ્મનોને માફ કરો, અને તેની સાથે તમારાથી બનતા પરમાર્થ કરો, એટલે બહુ જલદીથી મંદવાડ મટી શકશે.

---

## ૭૦–સંસારી લોકો નાની નાની વાતો માટે પણ બહુ મમત કર્યા કરે છે, પણ જે ભકતો છે તેઓ ખોટો મમત કરતા નથી, પણ તેઓ તો બીજાઓની સાથે ભળી જાય છે.

ભક્તમાં અને સાસારિક લોકોમા કેટલોક ફરક હોય છે. જેમકે–જે સાંસારિક લોકો છે તેઓ નજીવી નજીવી બાબતો માટે વાદ વિવાદ કર્યા કરે છે. નાની નાની વાતો માટે લડી પડે છે, અને જેમા કાઇ માલ જેવું ન હોય તેમા પણ પોતાનો કક્કો ખરો કરાવવાની હઠ કર્યા કરે છે. પણ જે ભક્ત હોય છે તેઓ અંદરથી ગળી ગએલા હોય છે. જે ભકતો હોય છે તેઓ સૌ સાથે ભલાઇ રાખનારા હોય છે. જે ભક્ત હોય છે તેઓ સાચી વસ્તુને ઓળખનારા હોય છે. જે ભક્ત હોય છે તેઓ માન-પાનની ઇચ્છાઓને અંકુશમાં રાખી શકે તેવા હોય છે. જે ભકતો હોય છે તેઓ મોટી વસ્તુ કઈ છે અને નાની વસ્તુ કઇ છે તેનો વિવેક કરી શકે છે. જે ભકતો હોય છે તેઓ સસારી લોકોની ઘણી જાતની ભૂલોને માફ કરી શકે છે. જે ભકતો હોય છે તેઓના હ્રદયમા કાંઈક મહાન ખુબીઓ આવી ગયેલી હોય છે. અને જે ભક્ત હોય છે તેઓનુ મન બહુ ઊંચી વસ્તુઓમાજ રોકાએલુ હોય છે. તેથી જગતની નાની નાની બાબતો માટે વાદવિવાદ કરવાની કે મમતા રાખવાની તેઓને ફુરસદજ હોતી નથી. તેમજ એવાં કામોમાં તેઓને કાંઈ દમ જેવું લાગતું નથી. પણ જે સાંસારિક લોકો છે, જે મોહવાદી

લોકો છે, જે અજ્ઞાન લોકો છે, અને જે પોતાને ગમતી નાની નાની બાબતોમાંજ રચીપચી રહેનારા લોકો છે તથા એમાંજ આનંદ માનનારા છે તેઓ નાના નાના મતભેદ સારૂ કરીને પણ લડી પડે છે. કારણ કે વ્યવહારની બાબતમા બહુ ચતુરાઇ હોવા છતાં પણ મતભેદ સાખી જવાની બાબતમાં, બીજાઓને નિભાવી લેવાની બાબતમા, ખરૂં ખોટું સમજવાની બાબતમાં, તથા ખમી ખાવાની બાબતમાં તેઓ છેક બાળક જેવા હોય છે. તેથી તેઓ નાની નાની વાતોમા પણ પોતાનું અભિમાન બતાવ્યા કરે છે, અને નાના મતભેદ સારૂ પણ તેઓ એક બીજાથી જુદા પડી જાય છે. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે,—

એક નાનો છોકરો હતો, તે હમેશાં પોતાના બાપાની સાથે જમવા બેસતો હતો. એક દિવસ તે છોકરાએ પોતાના બાપને કહ્યું કે, આજે તમે મને તમારી સાથે ફરવા તેડી ગયા નહિ માટે હવે હું તમારી સાથે જમવા બેસીશ નહિ, ત્યારે છોકરાની એ વાત સાભળીને તેના બાપે કહ્યુ કે આજે એક બહુ જરૂરનું કામ હતું અને ત્યાં તને તેડી જઇ શકાય તેમ નહોતું. હવે કાલ તને જરૂર ફરવા તેડી જઈશ. પણ છોકરાએ કહ્યુ કે નહિ, આજે તમે મને તેડી ગયા નહિ માટે હુ તમારી સાથે જમવા બેસીશ નહિ. બાપાએ તેને બહુ સમજાવ્યો પણ એ હઠીલો છોકરો તે વખતે કાંઈ સમજ્યો નહિ, ત્યારે તેના બાપે કહ્યું કે, તું મારા ભેળો ન બેસતો હું તારી ભેળો બેસુ છુ. એમ કહીને પોતાના નાના છોકરાને પોતાને ઠેકાણે બેસાડ્યો. અને જે ઠેકાણે દરરોજ એ છોકરો બેસતો હતો તે ઠેકાણે પોતે બેઠા. એટલે છોકરો રાજી થઇને એમ સમજવા લાગ્યો કે, બાપા મારી ભેળા બેઠા છે, પણ હુ કાઈ હમેશની પેઠે બાપા ભેળો બેઠો નથી. એમ સમજીને તે બહુ રાજી થયો, અને કજીઓ મટી ગયો.

આવી રીતે જે મોટા મનનાં માણુસો છે, જે સારા માણુસો છે, જે ભલાં માણુસો છે, અને જે સમાધાની ફેલાવનારા છે તેઓ કાંઈ પોતાનીજ વાત રાખવા ચાહતા નથી, પણ જેમ બને તેમ ભલાં કામો આગળ વધે, અને કોઇને પણ માન

મળે એમજ ઇચ્છે છે. પોતે માનપાનના તરસ્યા રહેતા નથી. એવાં માનપાનનાં રમકડાં તેઓ બીજાઓને સારૂ રહેવા દેય છે, અને પોતે તો પોતાના પ્રભુને અર્થે પોતાની ફરજો રૂડી રીતે બજાવ્યા કરે છે.

બંધુઓ, જો આવી રીતે નિભાવી લેતાં આવડે, આવી રીતે સમજાવી લેતાં આવડે, આવી રીતે ખમી ખાતાં આવડે, અને આવી રીતે મનની ઉદારતા રાખતા આવડે, તો પોતાના ઘરમાથી, પાડોશમાથી, ફળીઆમાંથી, ગામમાંથા, નાતમાંથી ને દેશમાંથી કેટલા બધા ઝગડાઓ ઓછા થઈ જાય, અને કેટલી બધી શાન્તિ ફેલાઈ રહે ? એનો જરા ખ્યાલ તો કરો, અને એ બધાની કુંચી એજ છે કે, આપણું હુ પણુ ઓછુ કરવું, સામા માણસને મોટપ આપવી, તેઓને આગેવાન બનાવવા, અને આપણે આપણો મમત છોડીને તેઓની સાથે ભળી જવું. જો આટલું કરતા આવડે તો આપણુ પોતાનું અને બીજા ઘણા જણાનું ભલું થઈ શકે છે અને તેથી પ્રભુ રાજી રહે છે. માટે ભાઈઓ ? નાના નાના મતભેદો બાજુએ મૂકીને બીજાઓની સાથે ભળી જાઓ અને તેઓને મોટા બનાવો, એટલે જગત્‌માથી ઘણા ઝગડાઓ ઓછા થઇ જશે, એમાં કાંઇ પણ શક નથી. માટે છોકરો તમારી ભેળો જમવા ન બેસે તો તમે તેની ભેળા જમવા બેસી જાઓ, તમે તેની ભેળા જમવા બેસી જાઓ, મતલબ કે કોઇ પણ તરેહથી ક્લેશને ઓછો કરો. એજ પ્રભુની ઈચ્છા છે, ને એજ હરિજનોનો ધર્મ છે.

---

## ૭૧–ખરા ભક્તનાં લક્ષણો કેવાં હોય છે તે વિષે.

ખરા ભકતોનાં લક્ષણો જાણી લેવાથી આપણી ભક્તિ બળવાન્ થાય છે, અને ભક્તિના રસ્તામાં કોઈ ઠેકાણે જો કાંઈ નાની મોટી ભૂલ થતી હોય તો મહાન ભકતોના લક્ષણો જાણુવાથી કોઇ વખત આપણી ભૂલને પકડી શકાય છે. માટે ઉંચી જાતના ભાવિક ભકતોના લક્ષણો જાણી લેવાં જોઇએ. એ માટે સંતો કહે છે કે,—

ઇશ્વરના એકાંતિક ભક્તો હોય છે તેઓ કોઈ પણ વખતે

પોતાના મનમાં મુંઝાતા નથી, તેમજ એવા ભક્તો કોઈ પણ પ્રકારની ઝાઝી ચિંતા કરતા નથી. એટલુંજ નહિ પણ ગમે તેવી સ્થિતિ હોય તોપણ તેમાં તેઓ સંતોષથી રહી શકે છે. વ્યાવહારિક મુશ્કેલીઓથી તેઓ પોતાના મનને અસંતોષી થવા દેતા નથી. તેઓ હંમેશા બધે ઠેકાણે, બધી જગ્યામાં અને બધી સ્થિતિમાં આનંદથી રહે છે અને કદી કાંઈ માઠું થાય તોપણ તેઓ એમજ સમજે છે કે, મારા નાથ જે કરે છે તે રૂડુંજ કરે છે. આમ સમજવાથી કદી ધન ચાલ્યું જાય, કોઇ વ્હાલા સગાં મરી જાય કે પોતાનો દેહ પડી જાય તોપણ તેઓને અફસોસ થતો નથી. એવા આફતના પ્રસંગમાં પણ તેઓ આનંદથી રહી શકે છે. કારણ કે તેઓ પોતાના મનમાં એમજ સમજે છે કે આ બધાં દુખોનું કારણ હું અત્યારે સમજતો નથી તેથી એ બધા દુખો દેખાય છે, પણ એ બધાં દુઃખોમાં પણ મારા નાથનો હેતુ કાંઈક સારામાં સારોજ હશે. કારણ કે હું મારૂં ભલું જેટલું સમજી શકુ તે કરતાં તે મારૂં ભલુ શેમા છે તે વધારે સારી રીતે સમજી શકે છે. એટલુંજ નહિ પણ અનંત બ્રહ્માંડનો નાથ સર્વ શક્તિમાન્ આનંદસ્વરૂપ પ્રભુ કાંઇ પોતાના ભક્તોનું ભૂડું કરેજ નહિ, માટે હમણાં આવી જાતના દુખો કદિ દુઃખરૂપ લાગે તોપણ ખરી રીતે જોતાં તે દુઃખો દુખરૂપ નથી, પણ મારા ભલાને માટેજ છે, અને મારા પ્રભુની ઇચ્છાથીજ એ દુખો મારી ઉપર આવેલા છે. માટે મારે તેને માથે ચડાવી લેવા જોઇએ. આવી સમજણને લીધે આવી જાતના મોટા દુખો વખતે પણ મહાન્ ભક્તો આનંદમા રહી શકે છે. કારણ કે તેઓ ભગવત ઇચ્છાને બદલવા ચહાતા નથી, પણ ભગવત ઇચ્છા મુજબ પોતાની ઇચ્છાને બદલવા ચાહે છે. ટુંકામા એજ કે, જેમ દડે રમનાર માણસ પોતાની મરજી પ્રમાણે દડો ઉછાળે છે તેમ સાચા ભક્તો પ્રભુના હાથમા દડા રૂપ બની જાય છે, અને જેમ પ્રભુ તેઓને ગબડાવવા ઇચ્છે તેમ તેઓ ગબડ્યા કરે છે. આવા ઉંચા ભક્તો આવી રીતે પ્રભુની ઇચ્છાને આધીન થાય છે એટલુંજ નહીં પણ પ્રભુની ઇચ્છા એજ તેઓની ઇચ્છા હોય છે. એ સિવાય પોતાના અંગત સ્વાર્થની કોઇ પણ જાતની ઇચ્છાઓ તે-

ઓના મનમાં ઉઠતીજ નથી, કારણ કે જે એવા સાચા ભક્તો હોય છે તેઓની વાસનાઓનો ક્ષય થઈ ગયેલો હોય છે અને તેઓની અહંતા મમતા મરી ગએલી હોય છે. તેથી એવા ભક્તોને હરિજનો 'મરજીવા' કહે છે તથા કેટલાક લોકો એવા મહાન્ ભક્તોને અર્પણ થઈ ગયેલા ભક્તો કહે છે, અને જેઓ એવા હોય તેઓનેજ હમે ખરા ભકત કહીએ છીએ.

આવા ખરા ભક્તોની રીતભાત, લક્ષણો, તથા આચાર વિચાર સમજવાથી આપણી આખોનાં પડળ ઉઘડતાં જાય છે. માટે હજી પણ એવા સાચા ભકતોના અંતરની સ્થિતિ સમજવાની મહેરબાની કરો.

નિમકહલાલ નોકર જેમ પોતાના શેઠના હુકમની વાટ જોયા કરે છે તેમ જે ખરા ભકતો હોય છે તે પોતાના પ્રભુના હુકમની વાટ જોયા કરે છે, અને સમર્થ પ્રભુ જે સુખ દુઃખ મોકલે તે ભોગવવાને તેઓ હમ્મેશાં તૈયાર હોય છે. આવી સ્થિતિને કેટલાક લોકો આધીનતા કહે છે અને યાદ રાખજો કે આવી સાચી આધીનતા સાચા ભકતોમાંજ હોય છે.

ચિતારાના હાથની પીછીને જેમ ચિતારો ફેરવે તેમ ફરે છે અને ઘોડાપર બેઠેલો સવાર જેમ ઘોડાને પોતાની મરજી પ્રમાણે ચલાવે છે તેમ જે સાચા ભકતો હોય છે તેઓ હંમેશાં ઇશ્વરની ઇચ્છાને આધીન રહી પોતાની જીદગી ગુજારે છે.

માંદો માણસ જેમ વૈદ્યનું કડવું ઓસડ પણ ખુશીથી ખાય છે તેમજ સાચા ભક્તો પોતાના જન્મજન્માંતરનાં પાપો જવા માટે ભગવાને મોકલેલાં દુઃખો ખુશીથી ભોગવી લેય છે. કારણ કે તેઓ દુઃખને દુઃખરૂપે માનતા નથી, પણ દુઃખને પણ તેઓ ભગવત ઇચ્છા સમજે છે. તેથી સારૂ થવાની આશાએ જેમ બિમાર માણસ કડવું ઓસડ ખુશીથી પી જાય છે તેમજ ખરા ભક્તો પણ પોતાની ઉપર આવી પડેલાં દુઃખો ખુશીથી ભોગવી લેય છે.

આવા મહાન્ ભક્તો પોતાના અંતરમાંથી બહુજ ચોખ્ખી રીતે એમ સમજે છે કે, સોનાને અગ્નિમાં તાવ્યા વિના સારૂં થતું નથી, તેમજ દુઃખમાથી પસાર થયા વિના ભક્તિની ખરી

કસોટી થતી નથી. એમ સમજીને મોટા મોટા દુઃખોથી પણ તેઓ બિલકુલ નિરાશ થતા નથી.

સુતાર લાકડા ઉપર કુહાડાના ઘા મારે છે તે દરેક ઘામાં કાંઇક ખુબી હોય છે, અને એ દરેક ઘાથી લાકડું વધારે વધારે સાફ થતું જાય છે, તથા વધારે વધારે ઉપયોગી બનતું જાય છે અને સલાટ પથ્થર ઉપર હથોડાના તથા ટાંકણા ઘા મારે છે તે દરેક ઘામાંથી કાંઈક સારૂંજ પરિણામ થાય છે અને એવી રીતે પથ્થર ઉપર ઘા મારવામા સલાટનો હેતું કાંઇક સારોજ હોય છે, તેમજ જે ઉત્તમ ભકતો છે તેઓ એમ સમજે છે કે, અમારી ઉપર દુઃખના જે જે ઘા પડે છે તે હમારા સુખને માટેજ હોય છે. કારણ કે જડ લાકડા કે પત્થર કરતા હમે તો ઉત્તમ મનુષ્ય છીએ, અને અજ્ઞાન સુતાર કે સલાટ કરતાં અમારો પ્રભુ તો સર્વ જાણનાર છે, તથા સર્વ શક્તિમાન છે, એટલે તેના ઘામા તો અતિશય ખુબી હોવીજ જોઇએ. આમ સમજીને ભગવદ ઇચ્છાથી આવી પડેલા દુઃખોથી સાચા ભકતો કદિ પણ દિલગીર થતા નથી.

સામેનો પવન હોય તે પવન બીજાઓને ખરાબ લાગે પણ તે પવન પક્ષીઓને ઉચે ઉડવામાં ઉલટો વધારે મદદગાર થઈ પડે છે, તેમજ અજ્ઞાન લોકોને દુઃખથી દિલગીરી લાગે એ જુદી વાત છે, પણ ભક્તોને તો ભગવદ ઇચ્છાથી આવી પડેલા દુ.ખો ઉલટા પ્રભુની નજીક નજીક લઈ જનારા થઇ પડે છે. એટલે એવાં દુઃખોથી તેઓ દિલગીર થતા નથી પણ ઉલટા આનંદી જણાય છે.

બધુઓ, આપણામા હજી આવા ગુણો દેખાતા નથી તેનુ કારણ એ છે કે, આપણો વિશ્વાસ હજી ઢીલો છે અને પ્રભુને ખાતર જપ, ધ્યાન, દાન વિગેરે જેટલું કરવું જોઇએ તેટલું આપણે કરતા નથી, તેથી આપણામા આવા મહાન ગુણો ખીલી શક્તા નથી. માટે જો સાચા ભક્ત થવું હોય અને આવા મહાન ગુણોને ખીલવવા હોય તો હમેશા ઇશ્વરની નજીકમાં રહેતાં શીખવું જોઇએ, અને ઈશ્વરની નજીકમાં રહેતાં શીખાય તે માટે જે આવા ઉત્તમ ભગતો હોય તેઓના સંગમાં રહેવાની કોશેશ કરવી જોઇએ. કારણ કે એના મહાન્ ભગતોના બળને લીધે

તેઓના સંગથી આપણો જીવ પણ ઈશ્વર સાથે જોડાયલો રહે છે, તેથી જપ, ધ્યાન, દાન, ક્ષમા વિગેરે ભક્તિનાં સાધનો વધતા જાય છે અને આગળ જતાં મહાન્ ભગત થઇ શકાય છે. માટે ખરા ભગતોનાં લક્ષણો સમજી તેવા થવાની કોશેશ કરો, એજ હમારી પ્રાર્થના છે.

---

## ૭૨–ભગત થવું એટલે શું તેનો ખુલાસો.

ભગત ભગત એમ બધા લોકો કહે છે પણ ભગત એટલે શું ? ભગત કેવા હોય અને ભગત થવા માટે શું કરવું જોઇએ, એ વાત બહુજ થોડા માણસો જાણે છે. એ સમજવા માટે સંતો કહે છે કે--

ભગત થવું એટલે જુના સાસારિક વિચારો તજી દઇ પ્રભુના નવા વિચારો આવવા તે. ભગત થવું એટલે ચ્હા, પાન, તંબાકુ, ભાગ, બીડી વિગેરેના જુના વ્યસનો તજી દઇ ભજન, કીર્તન, નામસ્મરણ, પાઠ, પૂજા વિગેરે નવા વ્યસનોમાં જવું તે. ભગત થવું એટલે અગાઉની ખરાબ ટેવો તથા ખરાબ સ્વભાવને છોડી સારી ટેવો તથા સારા સ્વભાવવાળા થવું તે. ભગત થવું એટલે મોહની વાતો સંભળાવનારા તથા દુનીયાદારીની બ્હારની ઉપલક મોજમજામા રાખી મુકનારા દોસ્તોને રામ રામ કરી હરિજનો, ભગતો, સતો તથા મહાત્માઓની દોસ્તીમાં જવું તે. ભગત થવું એટલે લપસી જવાય તેવા તથા ખાડા ખડબચડા પ્રપંચી રસ્તામાથી નીકળી સીધી સડક જેવા ઇશ્વરી રાજમાર્ગ ઉપર ચાલવું તે. ભગત થવું એટલે તેલ પાઈને એરડીયું કાઢનાર, ઘાલમેલીયા, તથા થોડું આપી ઝાઝું આપું છું એમ કહેનાર જુના શેઠને છોડી કૃપાનો વરસાદ વરસાદ વરસાવનાર ઉદાર મનવાળા નવા શેઠની નોકરીમાં દાખલ થવું તે. ભગત થવું એટલે ગામઠી રાજાની જોહુકમીના ભયમાથી નીકળી રાજાઓના મહારાજાધિરાજના રાજ્યમા રહેવું અને તેના કાયદા પાળવા તે. ભગત થવું એટલે દુનિયાને તજવી એમ નહિ, પણ ભગત થવું એટલે દુનિયામા રહીને દુનિયામાં લેપાવું નહિ તે. ભગત થવું એટલે જુનાં કર્મોના બંધનમાંથી

છુટી જવું અને ફરીથી નવાં કર્મોના બંધનમાં બંધાવું નહિ તે. ભગત થવું એટલે દેહમા રહેવા છતાં આત્મિક બળથી દેહથી છુટ્ટુ થઇ જવું તે. ભગત થવું એટલે ચોકીદાર સિપાઇ જેમ બહારની ચોકી કરે છે તેમ અંદરની ચોકી કરવી ને અંતકરણમાં નઠારા વિચારોને ઘુસવા દેવા નહિ તે. ભગત થવું એટલે ખરાબ જગ્યામાથી ચાલ્યા જવું છતા તે જગ્યાની ખરાબીનો સ્પર્શ ન થવા દેવો તે. ભગત થવું એટલે જેમા આગ ન લાગે એવી ફાયરપ્રુફ ત્રિજોરી જેવા બનવું તે. ભગત થવું એટલે જગતનાં બીજાં વ્યવહારિક માણસો કરતાં ઘણી બાબતોમાં ઘણું બળ મેળવવું તે. ભગત થવું એટલે ઘણી જાતનાં દુખોમાંથી છુટવું તે. ભગત થવું એટલે જગતની દરેક વસ્તુમાંથી ઉંચી જાતનો આનંદ મેળવતાં આવડવું તે. ભગત થવું એટલે સૌ જીવોમાં આત્મભાવ અનુભવવો તે. ભગત થવું એટલે બધી જાતના પાપોથી દુર રહેવું તે ભગત થવું એટલે શરીર ઉપર, ઈંદ્રિયો ઉપર, અને મન ઉપર ધણીપણું ભોગવવું તે. ભગત થવું એટલે પ્રભુના નિયમો પ્રમાણે વર્તવું. ભગત થવું એટલે મહાત્માઓને પગલે પગલે ચાલવું તે. ભગત થવું એટલે જગતમા શાંતિ ફેલાવનારા થવું તે. ભગત થવું એટલે ઘણી ચીજોમા ને ઘણા પ્રસગોમા ખમી ખાતા શીખવું તે. ભગત થવુ એટલે જુના વખતની કઢંગી રહેણીકરણી બદલી નાંખવી તે. ભગત થવુ એટલે જગતમા સૌના મિત્ર થવું તે. ભગત થવુ એટલે ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલનારા થવુ તે. ભગત થવુ એટલે બીજા સાસારિક લોકોથી ન ગળી શકાય તેવા કડવા ઘુંટડા ગળી જવા તે. ભગત થવુ એટલે બીજાઓને દુઃખે દુખી થવુ તે. ભગત થવુ એટલે જગતમા પ્રભુનો મહિમા વધારવો તે, અને ભગત થવું એટલે પ્રભુના જ્ઞાનમાં ને પ્રભુના પ્રેમમાં તરબોળ થવું ને તેમા ડુબેલા રહેવું તે, આવી સ્થિતિવાળાને, આવી વર્તણુકવાળાને, અને આવી રહેણીકરણીવાળાને અમે ભગત કહીએ છીએ અને હે ભાઇ બ્હેનો! આવાં પ્રભુપ્રેમી ભગત થવાની અમે તમને વિનતી કરીએ છીએ.

---

## ૭૩—વ્યાવહારીક લોકો અને ભગતોની અંદર શું ભેદ છે ? તેનો ખુલાસો.

જે વ્યવહારચતુર ડાહ્યા માણસો હોય છે તેઓ પોતાની દરેક બાબતોનો હીસાબ બરાબર રાખે છે. જેમકે વેપારીઓ પોતાના પૈસા ખરચાય તેની નોંધ રાખે છે. એ નોંધમાં લખે છે કે, આજે અઢી આના શાકનાં, ચાર આનાની કેરી, બે આના ટ્રામ ભાડું, એક રૂપીઓ ઘરમાદામાં, આઠ આનાનું તેલ, અઢી રૂપીઆનું ઘી, છ આનાની સાકર, દોઢ રૂપીઆનું ધોતીયું, સવા બે રૂપીઆ સીલાઈના, બાર આના ઘડીયાળ દુરસ્ત કરાવવાના, આવી રીતે પોતાના રોજના ખરચની નોંધ રાખે છે.

જેમ વેપારીઓ આવી નોધ રાખે છે, તેમજ વિદ્વાનો પણ પોતાનાં કામકાજની નોંધની ડાયરીઓ રાખે છે. તેમાં રોજે રોજ લખે છે કે,

આજે ઘાટકુપર કન્યાશાળા જોવા ગયા હતા. ત્યાં કામ ઠીક ચાલે છે. આવતા રવીવારે સોશીયલ કોનફરન્સમાં જવું છે, ત્યાં જસ્ટીસ સાહેબનું ભાષણ છે. વળી બીજે દહાડે લખે છે કે, હાલના જમાનાની કેળવણી વીશે એક નિબંધ લખવો છે, તેના પોઇન્ટો.

(૧) કેળવણીથી ઉદ્ધતાઇ વધતી જાય છે.
(૨) કેળવણીથી ખોટી નાજુકાઈ આવતી જાય છે.
(૩) કેળવણીથી અભિમાન યા ખોટી મહોટાઇ વધતી જાય છે.
(૪) કેળવણીથી કુટુંબસ્નેહ ઓછો થતો જાય છે.
(૫) કેળવણીથી કેળવણી મેળવ્યા છતાં ધંધારોજગારની લાયકાત આવતી નથી.
(૬) કેળવણીથી મગજ ખીલે છે પણ હૃદય ખીલતા નથી.
(૭) કેળવણીથી જુદી જુદી ઘણી બાબતો જણાય છે, પણ એકે બાબત પુરેપુરી જણાતી નથી.
(૮) કેળવણીના બોજાથી શરીર નબળું પડી જાય છે, અને તેથી નાની ઊમરમાં મૃત્યુ થાય છે.

આ બધા હાલની કેળવણીમાં દોષ છે, તે ઉપર એક નિબંધ લખવો છે. આવી રીતની નોંધ પોતાની ડાયરીમાં કરી

રાખે છે વળી બીજે દહાડે ડાયરીમાં લખે છે કે,

આજે અનાથાશ્રમ જોવા ગયા હતા, પણ મને એમ લાગે છે કે, બહારથી જેવો દેખાવ કરે છે તેવું અંદરથી સંગીન કામ હોતું નથી, એ માટે પંડયા સાહેબ સાથે ચર્ચા કરવી. પછી વળી બીજે દહાડે ડયરીમા લખે છે કે, લોકો શ્રદ્ધા શ્રદ્ધા કુટયા કરે છે, પણ હજુ શ્રદ્ધા સબધી હું કાંઇ બરોબર સમજી શકતો નથી, માટે શ્રદ્ધાને લગતા પુસ્તકો વાંચવા.

આવી આવી નોંધો વિદ્વાનો કર્યા કરે છે, કારણ કે બધા લોકોને પોતપોતાના જ્ઞાન પ્રમાણે ને પોતપોતાના કામ પ્રમાણે હીસાબ રાખવો ગમે છે.

પંડિતો તથા વ્યવહાર ચતુર માણસો જ્યારે ઉપર પ્રમાણે નોંધ કરે છે ત્યારે અજ્ઞાનીઓ ને મોહવાદીઓ કેવા હીસાબ રાખે છે અને કયે ઠેકાણે હીસાબ રાખે છે, એ તમોને ખબર છે?

તેઓ કાગળ ઉપર નહીં પણ પોતાના અંતઃકરણમાં નોંધ રાખે છે અને તે પણ ખાસ કરીને સારાં કામોની નહીં, પણ ઘણુ કરીને ખરાબ કામોની નોંધ રાખે છે. જેમકેઃ—

કોઇ કોઈ સ્ત્રીઓ પોતાના મનમા એવી યાદી ભરી રાખે છે કે, અમારી નાતની ફલાણી બાઇ મારે ઘેરે મારૂ છોકરૂં ગુજરી ગયું ત્યારે મોઢુ વાળવા માટે આવી નહોતી. અમારા વહેવાઈને ત્યા લુગડા ઘરેણા ચ્હડાવવા ગયા ત્યારે લાપશીમાં પુરૂં ઘી પીરસ્યું નહોતું, પણ ઉંદરડી મુતરાવી હતી. હું મારી સાસુ સાથે લડતી હતી તેમા વચ્ચે પડીને મારી પાડોસણે મને બે વચન કહી લીધા છે, એ કાંઈ હુ મારી જીંદગી સુધી ભુલી જાઉં તેમ નથી. મારો છોકરો ત્રણ વરસનો હતો ત્યારે પાડોસણના ધક્કાથી દાદરા ઉપરથી પડી ગયો હતો, એ વાતને ત્રીસ વરસ થયાં, છતાં પણ હજુ સુધી મારા મનમાથી એ ડાઘ ગયો નથી. હુ જ્યારે પરણીને આવી ત્યારે મારી સાડી મેં મારી નણંદને એક દીવસ પહેરવા આપી હતી, તેમા તેલનું ધાબું પડી ગયું, તેથી મારે તેને બે વચનો કહેવા પડયાં એટલે મારો ઉપકાર માનવાને બદલે તે મારી સાથે લડી પડયાં, એ

પછી તો ઘણોએ જમાનો બદલાઇ ગયો, અને કંઇક યુગ વીતી ગયા, પણ એ સાડીમાં પડેલો ડાઘ હજી મારા દીલમાંથી ગયો નથી. એક દિવસ અમારે ત્યા બધાને જમવાનું કહ્યું હતું ત્યારે દુધપાકનો ટોપ ઢોળાઇ ગયો હતો, ને એક વખત લાડુના થાળ ઉપર કીડાઓ ચહડી ગઇ હતી ત્યારે હું છ સાત વરસની હતી, પણ હજુ એ વાત મને સાભર્યા કરે છે. આવી આવી યાદીઓ પોતાના અંતઃકરણમાં નોધી રાખે છે, પણ એનું પરિણામ શુ ? અને એવો કચરો હૃદયમા શામાટે ભરી રાખવો જોઇએ, એનો કાંઇ ખ્યાલ તેઓને આવતો નથી, કારણ કે એની ખરાબીઓ તેઓ સમજતાં નથી.

હવે જુઓ કે વિદ્વાનો કાઇક જુદા પ્રકારની યાદી રાખે છે અને સાંસારિક લોકો કાઇક જુદા પ્રકારની નોધો રાખે છે પણ જે ખરા ભગતો છે તેઓ કોઇ પણ જાતની નોધ રાખતા નથી કારણ કે આ બધી નોંધ કોઈ ને કોઈ પ્રકારે કોઇ વખત કાંઇ અડચણકારક થઇ પડે છે.

આવી નોંધોથી કર્મનાં બંધનો વધતાં જાય છે, આવી નોંધોથી મોહ વધતો જાય છે. આવી નોધોથી હૃદયને ધક્કો લાગતો જાય છે, આવી નોંધોથી હુંપણું વધતું જાય છે, અને આવો નોધોથી રાગદ્વેષ વધતા જાય છે, તેથી ભગતો પોતાના ખર્ચની નોધ ચોપડાયોમા લખતા નથી કે પોતાના સારા કામોની તથા બીજાઓનાં બુરા કામોની નોધ પોતાના અંતઃકરણમાં કરતા નથી, પણ તેઓતો પોતાનાં શુભ કર્મોની નોંધ પ્રભુની દરબારમા નોંધાવા દેય છે. ચિત્રગુપ્તના ચોપડામાં તેઓ પોતાનાં કામોની નોધ નોંધાવા દેય છે, એથી તેઓ નિર્લેપ રહી શકે છે, કારણ કે તેઓ પોતાના શુદ્ધ અંતઃકરણથી એમ સમજે છે કે, અમારૂ ગજુ શું ? અમે શુ કરી શકીએ ? અને કદી કાંઇ કરી શકતા હોય તો પણ એમા નવાઈ શું ? જે કાંઈ કરીએ છીએ તે અમારા નાથની સત્તાથીજ અને તેની ઇચ્છાથીજ કરીએ છીએ, એમાં અમારૂં શું છે કે તેને અમારાં તરીકે નોંધી રાખીએ ? બીજુ એકે, જેઓ આવા ઉડા ઊતરેલા, શાંતિ પામેલા ને ઠરેલા ભગતો હોય છે તેઓ કોઈનુ કાઈ બુરૂં તો કરતાજ નથી, એટલે એ બાબતની નોધતો તેઓને રાખવાની

હોતીજ નથી, અને જે કાંઈ ભલાઈના કામો પોતાના હાથે થઇજાય તેતો ઇશ્વરને અર્થેજ કરેલા હોય છે, અને ઇશ્વરને અર્પણ કરેલાં હોય છે, એટલે એની નોંધ રાખવાની પણ તેઓને જરૂર પડતી નથી. આમ હોવાથી ભગતો પૈસાના કે પોતાના ભલાં કામોની નોધ રાખતા નથી તેથી તેઓ ઉત્તમ હૃદયના રહી શકે છે, તેથી તેઓ નિર્લેપ રહી શકે છે, અને તેથી તેઓ સુખી રહી શકે છે કારણ કે તેઓના કામોની નોંધ ઇશ્વરના દરબારમા નોધાય છે. માટે બંધુઓ! જો સાચા ભગત થવું હોય તો આવી રીતે તમારા કામો ઇશ્વરના દરબારમા નોધાય તેમ કરો, અને તમે નિર્લેપ થઇને ફરો. ત્યારેજ ખરી ભક્તિ થઈ શકશે, અને ત્યારેજ ખરા ભક્તો બની શકશો. એ વિના નાની નાની વાતોની નોધો મગજમા ભરી રાખીને કાઇ ભગત થઇ શકાતું નથી, એ વાત યાદ રાખજો. માટે નાની નાની બાબતની નોધ રાખવાની ભુલોમા ન રહી જવાય એ સંભાળજો.

---

## ૭૪–ભક્તિમાં એકને એક ઠેકાણે પડયું રહેવું નહિ, પણ દરરોજ આગળ વધવું જોઇએ.

જેઓ શરૂઆતના ભગતો હોય છે તેઓ બહુ થોડીવાર જપ કરી શકે છે, થોડીવાર ધ્યાન ધરી શકે છે, થોડું દાન આપી શકે છે, અને પોતાના મનને થોડી વાર કાબુમાં રાખી શકે છે. પણ જે મોટા ભગતો હોય છે તેઓ આ બધી બાબતોમાં ઘણું વધારે કરી શકે છે. એ જોઇને શરૂઆતના નાના ભગતોએ પોતાના મનમા દિલગીર થવુ નહિ અને પ્રભુની અમારી ઉપર ઓછી કૃપા છે એમ સમજવુ નહિ. કારણ કે જેમ બાપને પોતાના મોટા કમાઉ દીકરાઓ વ્હાલા લાગે છે તેમજ કમાણી ન કરતો હોય એવા નાના દિકરાઓ પણ બાપને વ્હાલા લાગે છે, એટલુંજ નહિ પણ મોટા દિકરાઓ કરતાં પણ નાના દિકરાઓ ઉપર બાપનો પ્રેમ ઉલટો ઘણોજ વધારે હોય છે, તેમજ યાદ રાખજો કે જે નવા નવા ભગતો છે, જે શરૂઆતના ભગતો છે, અને જે કાચા ભગતો છે તેઓની ઉપર પ્રભુની વધારે કૃપા હોય છે, અને તેઓ પ્રભુને વધારે વ્હાલા લાગે છે. કારણ કે

જે બહુ આગળ વધી ગયલા ભગતો છે તેઓને તો ભક્તિમાં આનંદ આવી ગયેલો હોય છે, તેઓને તો ભક્તિનું વ્યસન થઈ ગયેલું હોય છે, તેઓતો પ્રભુનો મહિમા સમજી ગયલા હોય છે, અને તેઓએ તો ભક્તિના ચમત્કારો અનુભવેલા હોય છે, એટલે તેઓ બહુ જોરથી ને બહુ પ્રેમથી ભક્તિ કરે તેમા કાંઈ નવાઇ નથી. પણ જે શરૂઆતના નવા નવા ભગતો છે તેઓ દુનિયા-દારીનો મોહ ઓછો કરીને ભક્તિ કરે એજ મોટી વાત છે. તેઓ પોતાના વિષયોના સુખો ઓછા કરીને ભક્તિ કરે એજ મોટી વાત છે. તેઓ પોતાની જંજાળોથી તથા પોતાના અજ્ઞાન સોબતીઓથી છુટા પડીને ભક્તિ કરે એજ મોટી વાત છે, અને હજી નવું નવું હોવાથી ભક્તિમા આનંદ ન મળતો હોય છતાં પણ પરાણે પરાણે જોર કરી કરીને ભક્તિને પકડી રાખે ને થોડી ઘણી પણ ભક્તિ કરે એજ મોટી વાત છે. એવા નવા ભગતો ઉપર પ્રભૂ વધારે રાજી રહે છે. માટે શરૂઆતમાં કદી થોડું ભજન થતું હોય તો તેથી પ્રભુને આપણે થોડા ગમીએ છીએ એમ સમજવું નહિ, પણ એ વખતે પણ પ્રભુની આપણા ઉપર બહુ મોટી કૃપા છે એમ સમજવું. પણ તેમા એક સરત છે, અને તે એ કે જે બાળક હમેશા બાળકને બાળક રહે, બુદ્ધિમાં બાળક, કદમાં બાળક, અને આચાર વિચારમાં પણ બાળકજ રહી જાય તે છોકરૂ કાંઈ બાપને ગમે નહિ પણ જેમ જેમ વખત જાય તેમ તેમ મોટા થતાં જાય ને ડાહ્યાં થતા જાય તે છોકરાંઓજ બાપને ગમે છે, તેમજ જે ભગતો પોતાની ભક્તિમાં ને જ્ઞાનમા દરરોજ આગળ વધતા જાય તે ભગતોજ પ્રભુને ગમે છે. માટે જેમ બને તેમ દરરોજ, દર મહિને અને દરેક વર્ષે આપણી ભક્તિમા કાંઇક વધારો થતો જાય અને આપણા ચરિત્રમાં કાંઇક સુધારો થતો જાય તેમ કરવું જોઇએ.

જેઓ ભક્તિમાં આગળ વધતા નથી અને ચાલતા આવેલા રીવાજ પ્રમાણે હમેશાં ચાલ્યા કરે છે તથા એ ને એ ઠેકાણે પડ્યા રહે છે તેઓ બહારના ઢોંગ સોંગમાં રહી જાય છે, પણ જેઓ દરરોજ પ્રભુપ્રેમમાં વધતા જાય છે તેઓના અંતરમાં શ્રદ્ધા વધતી જાય છે, તેઓનો પ્રભુપ્રેમ વધતો જાય છે, તેઓનું જ્ઞાન ઠરતું જાય છે અને તેઓનું ધ્યાન જામતું જાય છે.

બન્ધુઓ! જે ભગતોની ભક્તિ હમેશા વધતી જાય છે તેઓમાં, અને જે ભગતોની ભક્તિ વધતી નથી તેઓની વચ્ચે શું ફરક હોય છે એ તમે જાણોછો? એ માટે સતો કહે છે કે, જે ભગતો પોતાની ભક્તિમા આગળ વધતા નથી તેઓ કુંડાંમાં વાવેલા છોડના જેવા છે. એટલે તેઓને પાણી ન મળે તો સુકાઇ જાય છે. એવા છોડોને બહારથી મળતા પાણી ઉપર આધાર રાખવો પડે છે. પણ જે ભગતોની ભક્તિ દરરોજ વધતી જાય છે તેઓ જમીનમા જામી ગયલા મોટા ઝાડના જેવા છે. તેઓના મૂળીઆ પૃથ્વીની અંદરના પાણી સુધી પહોચી ગયેલા હોય છે, તેથી જપ, તપ, ધ્યાન, દાન વિગેરે જરૂરના ગુણો પોતાની મેળે મેળે તેઓને મળ્યા કરે છે, એથી તેઓ ઢીલા પડતા નથી પણ દિનપ્રતિદિન વધારે વધારે ફળફૂલવાળા બનતા જાય છે.

જે ભગતો હમેશા ભક્તિમા આગળ વધ્યા કરે તેઓ ધીરે ધીરે ઇશ્વરની નજીક પહોચી જાય છે, અને ઈશ્વરની ઓળખાણવાળા થઇ જાય છે, એટલુંજ નહિ પણ તેઓ ઇશ્વરની સાથે ઘણો વખત રહે છે, તેથી પરિણામ એ થાય છે કે, જેમ કોઇ બે દોસ્તો હમેશા સાથે રહેતા હોય તો તેમાથી જે નબળો દોસ્ત હોય તે પોતાના મોટા દોસ્તની રીત પ્રમાણે ચાલતા શીખી જાય છે અને વખત જતા મોટા દોસ્તના પહેરવા ઓઢવાની, બોલવા ચાલવાની તથા વાતચીત કરવાની રીતભાત તેનામાં આવતી જાય છે, તેમજ જે ભગત ભગવાન સાથે વધારે વધારે રહે છે તે ભગતમા પણ ઈશ્વરી ગુણો આવતા જાય છે, અને દિનપ્રતિદિન એ ગુણો વધારે વધારે ખીલતા જાય છે.

બન્ધુઓ! ભક્તિ વધતી જાય તેથી આવી આવી જાતના અનેક ફાયદાઓ થાય છે, પણ જેઓ એ ને એ ઠેકાણે પડયા રહે તેઓને કાંઇ એવા અમૂલ્ય લાભ મળતા નથી, માટે ભક્તિમાં તથા જ્ઞાન ધ્યાનમાં એને એ ઠેકાણે નહિ પડયા રહેતા જેમ બને તેમ હમેશાં આગળ આગળ વધવાની કોશિશ કરવી જોઇએ. કારણ કે એજ કલ્યાણનો સાચો રસ્તો છે.

---

## ૭૫–આપણાથી અજાણમાં થતાં પાપો વિષે.

જ્યાં બહુ હવા કે જરૂર જેટલું અજવાળું ન આવતું હોય તેવે ઠેકાણે પોતાના જુના મહેતાઓને બેસાડી તેઓની પાસે નામું લખાવ્યા કરવું, અને તેઓની આંખોને નુકશાન થાય તેની દરકાર ન કરવી તેનું નામ પાપ છે.

પોતાના કારખાનામાં જે લોકો કામ કરવા આવતા હોય તેવા કારીગરો તથા મ રોની તદુરસ્તીની સભાળ ન રાખવી અને તેઓને ખરાબ વાતાવરણમા ઘણીવાર સુધી રહેવાની ફરજ પાડવી તથા તેઓને કામ કરવાની જગ્યામાં સફાઇ ન રાખવી એ એક જાતનું પાપ છે.

આપણી ગાડીના ઘોડાઓ કે બળદોએ જરૂર જેટલું કામ કરેલું હોય અને તેઓ થાકી ગયા હોય છતા પણ આપણા થોડાક લાભ સારૂ કરીને તેઓને વારે વારે ગાડીમા જોડવા અને તેઓના ગજા ઉપરાંત તેઓની પાસેથી કામ લેવું એ એક જાતનું પાપ છે.

આપણા ઘરમા કોઇ વિધવા ભાભી કે બ્હેન હોય, તેની પાસે બધો ઢસડો ઢસડાવ્યા કરવો અને તેમ છતા તેની થોડી સગવડો પણ સાચવવી નહિ, ને મનમાથી એમ સમજવું કે, એ આપણું નહિ કરે તો કયા જશે? ભાવે નહિ કરે તો કભાવે પણ તેને કરવુંજ પડશે, માટે આપણે શામાટે તેને કાંઇ વધારે સગવડ કરી આપીએ? જ્યાં સુધી ચાલે છે ત્યા સુધી તો ચાલવા દો, એમ સમજીને તેઓને દાબેલા રાખવા ને તેઓની પાસે વધારે પડતું કામકાજ કરાવવું એ પણ એક જાતનું પાપ છે.

બહુ સાંકડી જગ્યામાં ઘણાં છોકરાંઓને બેસાડીને ભણાવવાં, અને થોડાક ભાડાના લોભ સારૂ છોકરાંઓની તંદુરસ્તીને નુકસાન થવા દેવું તથા તેઓના અભ્યાસમાં અડચણ પડવા દેવી તેનું નામ પાપ છે.

આપણે જાણતા હોઇએ કે ઘરમાં બાયડી માદી સા ચાલ્યા કરે છે, છતા પણ તેની દવા માટે કાળજી ન રાખીએ, ને ચાલે ત્યાં સુધી તેની પાસે કામકાજ કરાવ્યા કરીએ, ને પછી અંતે તેમાંથી તેની તંદુરસ્તીને જોખમ ભરી સ્થિતિમાં લાવી મૂકીએ

પણ વખત હોય ત્યાં ચેતીએ નહિ કે તેને કાંઈ સગવડ અપાવીએ નહિ તેનું નામ પાપ છે.

કેટલાક અમલદારો પાસે ઘણાએ ખેડુતો તથા બીજા ગરીબ લોકો નાનાં નાનાં કામ માટે વારંવાર ધક્કા ખાયા કરે છે, પણ કેટલાક તલાટીઓ, કરકુનો, તથા બીજા નાના મોટા અમલદારો કોઈ કોઈ વખત પોતાના મનમાં એમ સમજે છે કે,—એમા શું મોટી વાત ? એની ગરજે આવે છે. એવા માણુસોની ખાતર અમે શું અમારી સગવડો છોડી દઈએ ? એમ સમજીને તેઓની તરફ બેદરકારી રાખવી અને એ લોકો આપણને શું કરી શકે એમ છે ? એમ જાણીને તેઓને ધક્કા પાડયા કરવા તેનું નામ પાપ છે.

જે વૈદ્ય કે ડોકટર પોતાની પાસે આવેલા દરદીઓને થોડા વખતમા આરામ કરી શકે તેમ હોય, તેને બદલે પોતાની ફરજ બજાવવામાં વાર લગાડે, દવા તૈયાર કરવામા આજકાલ કર્યા કરે, અને એવા મદવાડોનું તો એમજ ચાલે, એમ સમજી બેદરકારી રાખ્યા કરે ને પોતાને આશરે પડેલા દરદીઓ પાસેથી ગેરલાભ લીધા કરે તે એક જાતનું પાપ છે.

કોઈ વકીલે કોઈનો કેસ પોતાના હાથમાં લીધેલો હોય, અને પછી પોતાને બીજો મોટો કેસ મળે, અથવા હવા ખાવા તેડી જનાર કોઈ શેઠીઓ, કે મિત્ર મળે, તે સારૂ પેલા માણુસના કેસમા મુદત નંખાવ્યા કરવી, અને કાંઈ કાંઈ બ્હાનાં કાઢયા કરવા, તથા મનમાથી એમ સમજવું કે હવે મને કેસ સોંપીને એ માણુસ ક્યા જાય તેમ છે એમ ધારીને તેના કેસ માટે બેદરકારી રાખવી એનું નામ ગેરલાભ લેવો એ છે, અને તે પાપ છે.

રેલ્વે કે આગબોટમા જેટલી જગ્યા હોય તે કરતાં વધારે ઉતારૂઓને ટીકીટ આપવી અને પછી તેઓને ધક્કામુકી કરવા દેવી, તથા તેઓને અગવડમા મૂકવા, અને મનમાથી એમ સમજવું કે, એમા આપણો શુ વાંક છે ? એ લોકો પોતાની ગરજે હેરાન થાય છે, એમ સમજી તેઓની સગવડો તરફ ઘટતું ધ્યાન ન આપવું એનું નામ ગેરલાભ લીધો એ છે અને તે પાપ છે.

ચેલાઓ ગુરૂનું માન રાખતા હોય, તેઓની સગવડો સાચવતા હોય અને મનમાંથી આશા રાખતા હોય કે, ગુરૂ તરફથી

કાંઈક ખાસ લાભ મળશે. છતાં પણ ગુરૂ પોતાના વૈભવમાં પડયા રહે અને મનમાંથી એમ સમજ્યા કરે કે, એની અમને શું દરકાર છે? એવા તો ઘણાએ પડયા છે. અમે કાંઈ તેઓની ઉપર થોડાજ છીએ? એવાઓ માટે કોણ માથાકુટ કરે? પોતાની ગરજે આવે છે ને આપે છે, એમાં નવાઈ શું કરે છે? પોતાના ગુરૂને નહિ આપે ત્યારે બીજા કોને આપશે? એમ સમજીને તેઓના તરફ બેદરકારી રાખવી તેનું નામ પાપ છે.

બંધુઓ! આવી આવી અનેક બાબતોમાં સારા સારા માણુસો તથા મોટી મોટી કંપનીઓ પણ કેટલીક જાતના ગેરલાભ લઈ લેય છે, અને તેમ છતાં એ પાપનું કામ કરીએ છીએ એમ તેઓ જાણતા નથી. માટે એવી જાતની ભૂલ ન થાય તે સંભાળજો અને અજાણમા થઇ જતાં પાપોની ચોકસી રાખજો. તથા એવાં પાપો તરફ તમારા સ્નેહીયોનું ધ્યાન ખેંચજો, એજ અમારી ભલામણ છે.

---

## ૭૬–મરણ વખતે છોકરાંછૈયાંની કે માબાપની ફિકર થાય છે, તેને લીધે મંદવાડમાં દુઃખ થાય છે એ દુઃખમાંથી છૂટવાના ઉપાયો.

જ્યારે આખરનો મંદવાડ આવી પડે છે ત્યારે ઘણાં માણુસોને પોતાનાં બાયડીછોકરાની બહુ ચિંતા થયા કરે છે અગર કોઈ માણુસને પોતાના વૃદ્ધ માતપિતા હયાત હોય તો તેની બહુ ફિકર થયા કરે છે. તેને લીધે તેઓ દુઃખી થાય છે, અને છેવટ એના એ દુઃખમાં તેઓ મરે છે. પણ આનંદથી કેમ મરવું એ તેઓ જાણુતા નથી. કારણ કે પોતાના અજ્ઞાનપણાને લીધે તેઓ એમ માને છે કે, આજ દિવસ સુધી આ બધાનું મેં ચલાવેલું છે, માટે હવે મારા વિના એ બિચારાંઓનું શું થશે? એમ જાણીને એ ફિકરમાં તેઓ બહુજ દુઃખી થાય છે. પણ એવી ફિકર કરનારા માણુસોએ સમજી લેવું જોઇએ કે, આપણાં જે સગાંઓ છે તે તો થોડા દહાડાની સગાઈ છે, પણ તે પ્રભુના જીવો છે એ વાત આપણે ભૂલી જઇએ છીએ,

અને યાદ રાખજો કે, પ્રભુ પોતાનાં જીવોને કદી પણ ભૂલી જતો નથી. અરે વિચાર તો કરો કે, જે પ્રભુ અનંતકાળ થયાં અનંત બ્રહ્માંડનું પૂરૂં કરી રહ્યા છે તે પ્રભુ શું તમારાં બાયડી છોકરાંને કે તમારાં માબાપને નહિ નભાવી શકે? જે પ્રભુ જમીનની અંદર રહેલા જીવોને, પાણીની અંદર રહેલા જીવોને આકાશની અંદર રહેલા જીવોને, અને હવાની અંદર રહેલા જીવોને પણ નિભાવી રહ્યા છે તે પ્રભુ શું માણસોને મદદ નહિ કરે? માટે મરતી વખત એ ખોટી ફિકર તમે કરોમાં–પણ તમારા સગાંવહાલાંને ઇશ્વરના જીવો જાણીને તેઓને ઇશ્વરને સોંપી દો, અને અંતરમાથી સંપૂર્ણ ખાતરી રાખો કે, સર્વનો આધાર ભગવાન છે. તે આ નિરાધાર જીવોને પોતાના રાજ્યમાં ટળવળતા રાખશે નહિ. જરૂર પ્રભુ તેના મદદગાર થશે એમ સમજી પોતાના બાયડી છોકરા અગર માબાપને પ્રભુને સોંપી દેવાથી અંતકાળના મંદવાડ વખતે પણ શાન્ત રાખી શકાય છે. માટે તમારાં સગાંઓનો ભાર એવી રીતે પ્રભુને સોપી દેવાની કુંચી શીખી લ્યો, એટલે તમે મંદવાડ વખતે શાન્તિમાં રહી શકશો.

મંદવાડ વખતે શાન્તિમાં રહેવા માટે બીજો એ વિચાર કરવો કે, દરેક જીવોને તેનું પોતાનું પ્રારબ્ધ હોય છે, અને દરેક જીવો પોતપોતાનાં કર્મ લઇનેજ આ જગતમાં આવે છે. તેમજ મારા બાયડી છોકરાં તથા મારા આધારે રહેલાં બીજાં સગાંવહાલાં પણ પોતપોતાનું કર્મ લઇને આવે છે. માટે આ વખતે મારે તેઓનો અફસોસ ન કરવો જોઈએ. કારણ કે, સખત મંદવાડ વખતે એવી ફિકર કરવાથી જીવ ઉલટો મોહમાં પડતો જાય છે ને વધારે વધારે દુઃખી થતો જાય છે. એમ ન થાય માટે ખાત્રીપૂર્વક રીતે એમ સમજી લેવું જોઇએ કે–દરેક માણસો પોતપોતાનાં કર્મો લઇનેજ આવેલાં હોય છે. અને તેઓનાં કર્મો બદલી નાખવાનું મારામાં કાંઈ સામર્થ્ય નથી. એટલે હું શા માટે ફોગટનો અફસોસ કરી મારો જન્મારો બગાડું? આમ સમજી જીવને ધારણામાં રાખવો, અને ખરે વખતે સગાંવહાલાંનો અફસોસ કરવો નહિ.

આ સિવાય એમ પણ વિચારવું કે, જે ગરીબ છોકરાંઓનાં

માબાપો મરી ગયાં છે અગર જે વૃદ્ધ માણુસોના જુવાન દીકરાઓ મરી ગયા છે તેઓને પણુ પરમાર્થી સજ્જનો તરફથી મદદ મળ્યા કરે છે. એટલુંજ નહિ પણુ કેટલીક વખત તો ગરીબ માબાપોની પાસે બાળકોને જેટલી સગવડ મળે ને જેવું શિક્ષણુ મળે તે કરતાં અનાથાશ્રમમાં અગર એવાંજ બીજાં કોઇ ખાતામાં તેઓની વધારે સારી સગવડ સચવાય છે, અને તેઓને વધારે સારૂં શિક્ષણુ મળે છે. કારણુ કે જેનું કોઈ ન હોય તેનો ભગવાન પોતેજ છે. એટલુંજ નહિ પણુ આપણુને ખબર ન પડે તેવે અણુધાર્યે રસ્તે પ્રભુ અનાથોને મદદ કર્યા કરે છે. માટે મરતી વખતે કે ભયંકર મંદવાડ વખતે પાછળ રહેલાં વૃદ્ધ માતાપિતા કે ન્હાના છોકરાં છૈયાની ફિકર ન કરવી જોઈએ. કારણુ કે એવી ફિકર કરવાથી પણુ એવે વખતે એવા બિમારોથી કાંઇ બની શકે તેમ નથી. ત્યારે એ કરતાં તે ફિકરનો બોજો પ્રભુની ઉપર સોંપી દેવો ને પોતે તેની ઇચ્છાને આધીન થઇ જવું એ ઉત્તમમા ઉત્તમ વાત છે, ને એજ હરિજનોનો સાચો ધર્મ છે. માટે આવી આવી વાતો અગાઉથી સમજી લેવી જોઇએ, તથા અંતકાળના મંદવાડ વખતે આવી બાબતો યાદ કરાવે તેવા હરિજનોના સતસંગમા રહેવું જોઇએ. જો એમ કરીએ તો મંદવાડનાં દુઃખોમાંથી બચી શકાય છે, માટે જે સાચાં સતો હોય અને જગતના ખોટા મોહમાંથી છૂટેલા હોય તેઓની પાસેથી શાન્તિ મેળવવાની આવી કુંચીઓ જાણી લો, અને તેને હૃદયમા ઉતારવાની કોશિશ કરો, એજ અમારી ભલામણુ છે.

બંધુઓ! આપણાં સગાંઓ જેટલાં આપણાં સગાં છે તે કરતાં તેઓ પ્રભુનાં ઘણાંજ વધારે નજીકનાં સગાં છે. કારણુ કે આપણી સગાઇ તો આપણે તાણી તોડીને ઉભી કરેલી છે. આપણી જે જે સગાઇઓ છે, તે બધી સગાઇઓ કાંઇ સાચે સાચી સગાઇ નથી. કારણુ કે આપણી અહિંની સગાઈઓ તો માત્ર આ ભવનીજ સગાઇ છે, અને તેમાં પણુ કેટલીક સગાઇઓતો આપણે જોરજુલમથી કરેલી છે. આપણા સગાંવહાલાંઓ સાથે આપણી જે સગાઈ છે તે સગાઈ કાંઇ અનંતકાળની નથી. કારણુ કે આગલા ભવમા આપણાં માબાપ કોણુ જાણે કોણુ

હતાં અને આપણાં છોકરા છૈયા કોણ જાણે કોણ હતા ? તેમજ હવે પછીના નવા અવતારમાં આપણાં માબાપ કોણ જાણે કોણ થશે ? અને આપણા બાયડી છોકરા પણ કોણ જાણે કોણ થશે ? કારણ કે એતો બધું કર્મના યોગ પ્રમાણે માણસના મરણ પછી બદલાયાજ કરે છે. એટલે એવી બદલાઇ જતી સગાઇઓની કિંમત કાંઇ વધારે નથી, માટે એ ઘડીકવારની અને ખોટી સગાઇ કહેવાય છે. પણ જીવને પ્રભુ સાથે જે સગાઇ છે તે સગાઇ તો અનતકાળની છે, અને અનતકાળ સુધી રહી શકે તેવી છે. એ સગાઇમા કદી પણ કોઈ પણ જાતનો ફેરફાર થતો નથી માટે એજ સાચી સગાઇ છે. તેથી આપણાં બદલાઇ જતા સગાઓ ઉપર આપણે જેટલું હેત રાખી શકીએ તે કરતા પરમકૃપાળુ પરમાત્મા પોતાના સાચી સગાઇવાળા જીવોની ઉપર ઘણુજ વધારે હેત રાખી શકે છે. એટલે આપણા સગાઓ માટે આપણા કરતા પ્રભુને ઘણીજ વધારે કાળજી છે. માટે મદવાડ જેવા વખતમા સગાઓની ફિકર કર્યા કરવામા મનને રોકી રાખવુ નહી. કારણ કે એકતો રોગના દુઃખને લીધે મન વ્યગ્ર થયલું હોય છે અને તેમા ફિકર કરવાથી ઉલટો મદવાડ વધતો જાય છે. એમ ન થાય માટે એવે વખતે તો જેમ બને તેમ ખાસ ચાહીને ફિકર ઓછી કરવી જોઇએ, અને એ ફિકર ઓછી કરવાનો સહુથી સારામા સારો ઉપાય એ છે કે, પરમકૃપાળુ વિશ્વભરના વિશ્વાસ ઉપર ને તેને આધારે આપણા સગાંઓની લગામ મૂકી દેવી. કારણ કે વિશ્વભર એટલે શું એ તમે જાણો છો ? વિશ્વ એટલે જેની અદર આવી અનેક પૃથ્વીઓ રહેલી છે તે, એવા અનેક વિશ્વનુ જે અનંતકાળ થયાં પોષણ કર્યા કરે છે તે વિશ્વભર કહેવાય છે, અને એ વિશ્વંભર એવો મહાન્ છે કે તેના એક એક રૂવાડાંમા અનંત બ્રહ્માંડો રહેલાં છે. આવા સમર્થ પ્રભુ કે જે નાનામા નાના જીવડાઓની પણ પૂરેપૂરી કાળજી રાખે છે તે શું ઉત્તમ મનુષ્યને વિસરી જશે ? નહિ એમ કદિ પણ બનવાનુ નથી. કારણકે પ્રભુ કોઇને પણ છોડતા નથી. કોઇ પણ માણસ માટે આપણે જેટલી કાળજી રાખી શકીએ તે કરતા તે ઘણીજ વધારે કાળજી રાખે છે. માટે આપણે આપણાં સગાંઓની ફિકર તેને સોંપી દેવી

જોઈએ, અને આપણે શાન્તિથી રહેવું જોઈએ. કારણકે શાન્તિમાં રહેવાથી મંદવાડ જલદીથી મટી જાય છે, માટે મંદવાડ વખતે શાન્તિમા રહેતા શીખો.

---

## ૭૭–સત્સંગથી થતા લાભો વિષે.

બંધુઓ! માણુસ જાતનો સ્વભાવ એવો છે કે તેઓને મિત્ર જોઇએ છે. કારણકે પ્રભુએ માણુસોને એવા બનાવ્યા છે કે જ્યારે તેની સાથે તેના જેવો બીજો કોઈ માણુસ હોય ત્યારેજ તેને મજા પડે. આવી જગત્‌ની રચના હોવાથી કોઇપણ માણુસને એકલું રહેવું ગમતું નથી. રાજમહેલમાં રહેતા મ્હોટા રાજાઓને પણ કોઇ બીજા માણુસની સોબતની જરૂર પડે છે. આ ઉપરથી એમ જણાય છે કે માણુસો બીજા માણુસોની સોબત વિના રહી શકતા નથી. દરેક માણુસોને કોઇને કોઇ માણુસની સોબત તો જોઇશેજ, કારણકે માણુસોનો સ્વભાવજ એવો છે કે તેઓ કોઇના પણ સંગ વિના સાવ એકલાં કદી પણ રહી શકેજ નહિ.

જેમ માણુસો સંગ વિના રહી શકતાં નથી તેમજ પશુ પક્ષી વગેરે જનાવરો તથા પંખીઓ પણ સંગ વિના રહી શકતાં નથી. જેમકે, કબુતરો, ગાયો, ઘોડાઓ, ઉંટો, હાથીઓ, માછલાંઓ, બકરાઓ, કુકડાઓ, બગલાઓ અને ચકલાઓ પણ પોતપોતાની જાતમા હળીમળીને રહેતાં હોય એમ દેખાય છે. તથા તેઓને પણ પોતાના જેવા બીજા કોઇ ખાસ અમુક જણાંઓની સાથે વિશેષ પ્રકારની દોસ્તી હોય એમ દેખાય છે. વળી મધમાખીઓ તથા કીડીઓ જેવા નાના જંતુઓ પણ પોતાની જાતવાળા બીજાં જંતુઓની સાથે રહેતાં જણાય છે, તેઓ પણ સંગ વિના એકલાં રહેતા હોય તેમ દેખાતું નથી. આ સિવાય વાઘ, વરૂ, સિંહ, ચિત્તા વગેરે ફાડી ખાનારાં હિંસક પ્રાણીઓ તથા વિશાળ આકાશમા ઉડનારાં સમળા, બાજ, ગરૂડ વિગેરે પક્ષીઓ પણ પોતપોતાની જાત વાળાઓની સોબતમાં રહે છે. કારણકે પ્રાણીયોથી સંગ વિના રહી શકાયજ નહિ, એવી આ જગતની રચના જણાય છે, માટે માણુસોને

**સંગની જરૂર છે.**

મનુષ્યને સંગની જરૂર છે તે સારૂ મોટા બાદશાહો મોટી કચેરીઓ ભરે છે. વેપારીઓની મંડળીઓ હોય છે, પંડિતોની સભાઓ હોય છે, લશ્કરી સીપાઇઓની ટુકડીઓ હોય છે, સાધુઓની જમાતો હોય છે, બ્રાહ્મણોની નાતો હોય છે, ગાયન ગાનારાઓની મંડલીઓ હોય છે, રમત ગમત માટે જીમખાનાંઓ હોય છે, અને મોજશોખ કરવા માટે તથા કામકાજથી કંટાળેલા માણસોને વિસામો લેવા માટે જુદી જુદી કલબો હોય છે, તેમજ હરિજનો માટે સત્સંગનાં મંડળો હોય છે.

સંગ વિના માણસો એકલા રહી શકે નહિ તેવો માણસોનો સ્વભાવ છે માટે સંગની જરૂર છે એટલુંજ નહિ, પણ સારા સંગને લીધે બહુ જલદીથી આગળ વધી શકાય છે, તે માટે પણ સંગની જરૂર છે. જેમકેઃ—

એકજ કોલસાને સળગાવીએ અથવા એકજ લાકડાને સળગાવીએ તો તે જલદી સળગી શકતું નથી, પણ જો સગડીમા ઘણા કોલસા કે ચુલામા ઘણાં લાકડા હોય તો તે જલદીથી સળગી ઊઠે છે. તેમજ એકલા માણસથી કાંઇ બહુ સારી રીતે ભજન ધ્યાન બની શકતું નથી, પણ જ્યારે તેને ઘણા માણસોનો સંગ મળી જાય છે ત્યારે તે બહુ સારી રીતે ભક્તિ માર્ગમાં આગળ વધી શકે છે.

જ્યારે એકલે એકલે મુસાફરી કરવી હોય ત્યારે કંટાળો લાગ્યા કરે છે અને રસ્તો લાંબો થઇ પડે છે, પણ જો સારો સાથ મળી જાય તો બહુ મજા પડે છે અને રસ્તો જલદીથી ખુટી જાય છે. તેમજ જ્યારે કોઈ સારા માણસનો સંગ મળી જાય છે ત્યારે ઇશ્વરનું ભજન કરવામાં બહુ મજા પડે છે, પણ જ્યારે સંગ ન હોય ત્યારે નિયમ રહી શકતો નથી પણ મનની મોજ પ્રમાણે કામ થાય છે, તેથી એવા મનમોજી કામમાંથી કાંઇ શુકરવાર થતો નથી.

જ્યારે આપણે આપણા ઘરમાં અથવા બીજે કોઇ ઠેકાણે એકલા જમવા બેસીએ ત્યારે તેમાં કાંઇ ખાસ મજા પડતી નથી, પણ જ્યારે આપણા માનીતા દોસ્તોની સાથે ઉજાણીમાં

જમવા જઇએ ત્યારે ત્યાં ખાસ આનંદ થાય છે, અને એ વખતે બહુ મજાથી જમી શકાય છે. તેમજ યાદ રાખજો કે, એકલા માણુસથી બરાબર રીતે ભજન બની શકતું નથી, પણ જ્યારે પોતાના વિચારના હરિજનોનો સંગ મળી જાય ત્યારેજ બહુ સારી રીતે ભજન થઇ શકે છે.

ગાયન ગાવામાં પણ એકલા માણુસને મજે પડતી નથી પણ તેની સાથે જ્યારે બીજા ગાનારાઓ તથા સાંભળનારાઓ હોય ત્યારેજ તેઓને મજા પડે છે. તેમજ યાદ રાખજો કે, એકલા માણુસથી બરોબર ભક્તિ થઇ શકતી નથી પણ જ્યારે સારો સંગ મળી જાય ત્યારેજ પ્રેમપૂર્વક ભક્તિ થઇ શકે છે.

કોઈ વિદ્યાર્થી એકલો ભણુતો હોય તો તે બહુ પ્રેમથી ને બહુ જોરથી શીખી શકતો નથી, પણ જ્યારે તે નિશાળમાં ભણુવા જાય છે અને ઘણા વિદ્યાર્થીઓની સાથે બેશીને ભણે છે ત્યારે બીજાઓને ભણુતા જોઇને તથા એકબીજાને આગળ વધવાને કોશિષ કરતા જોઇને તેની પણ ભણુવાની હોંશ વધે છે, તેથી તે પણ વધારે ધ્યાનથી ભણી શકે છે, તેમજ જે હરિજનો સત્સગના મંડળમાં જયા કરે છે તેઓમાં પણ એક બીજાને જોઇને તેઓનો ઇશ્વરી પ્રેમ જાગતો રહે છે.

આ પ્રમાણે હરેક બાબતમાં સગની અસર થાય છે, અને સારા સંગને લીધે બહુ જોરથી ઘણું કામ કરી શકાય છે, માટે હરિજનોએ, વૈશ્ણુવોએ તથા ભક્તોએ એકલા ન રહેવું જોઇએ, પણ ઘણા હરિજનોએ ભેળા થઇને ભગવત્ રસનો આનંદ લેવો જોઇએ, અને એવી રીતે ઘણા હરિજનો સાથે મળીને ભગવાનની કથા કરી ભગવાનના ગુણુ ગાય અને પોતાની અંદર તથા બીજા માણુસોની અંદર પ્રભુ પ્રેમ જગાડે તેને અમે સત્સગ કહીએ છીએ, અને એવાં સત્સંગનાં મંડળો કાઢવાથી બહુજ લાભ થાય છે. જેમકે:-

કોઈ કામ માટે જ્યારે રાજાને અરજી કરવી હોય ત્યારે જો એક માણુસની સહીથી અરજી જાય તો તે બાબત ઉપર ઝાઝું ધ્યાન આપવામાં આવતું નથી, પણ જો સેંકડો ને હજારો માણુસોની સહીથી અરજી જાય તો એ બાબત ઉપર સરકારને

ખાસ ધ્યાન આપવું પડે છે, અને બહુ વિચાર કરીને તેનો જવાબ દેવો પડે છે. તેમજ જો આપણે એકલા પ્રભુની પ્રાર્થના કરીએ તો એ પ્રાર્થનાની અસર બહુ થોડી થાય છે, પણ જો સેંકડો હરિજનો સાથે મળીને ભગવાનની પ્રાર્થના કરે તો તેની અસર બહુ બળવાન થાય છે અને એ અરજી જલદીથી સાંભળવામાં આવે છે.

સત્સંગ મંડળની અરજી પ્રભુ જલદીથી સાંભળે છે એટલુંજ નહિ, પણ આપણા શાસ્ત્રોમાં એમ કહ્યુ છે કે, ભગવાનનો વાસ ભગવાનના ધામમા હોય છે, ભગવાનનો વાસ ભગવાનના મંદિરોમા હોય છે, ભગવાનનો વાસ સંતોના હૃદયમા હોય છે, અને ભગવાનનો વાસ જ્યા ઘણાએ હરિજનો ભેળા થઇને ભગવાનની કથા વાર્તા કરતા હોય અને ભગવાનના ગુણ ગાતા હોય તેવા સત્સંગ મંડળમા પણ હોય છે. આવી રીતે સત્સંગના મંડળોમાં પરમ કૃપાળુ પરમાત્માનો વાસ હોય છે, માટે જેમ બને તેમ આપણે સારા સત્સંગનો લાભ લેવો જોઇએ, અને જો એવો લાભ ન લઇએ તો એ બહુજ મોટી ભૂલ થાય છે, માટે એવી મોટી ભૂલ ન થાય એ સંભાળજો.

---

## ૯૮–સત્સંગથી થતા લાભો વિષે, ભાગ બીજો.

સત્સંગના લાભો સમજાવવા માટે એક મહાત્મા કહેતા કે, જે શહેરની પાસે મીઠા પાણીની બહુ મ્હોટી ને સુંદર નદી વહ્યા કરતી હોય તે શહેરનાં માણસો બહુ સફાઇથી રહે છે, અને તેઓનાં શરીર તથા તેઓના કપડાં બહુ સ્વચ્છ દેખાય છે. તેમજ જે સ્થળમા હરિજનોનું મોટું મંડળ ભેગુ થતું હોય અને જ્યાં ઘણાં સ્ત્રી પુરૂષો તથા મ્હોટા ને નાનાઓ સહુ મળીને પોતાનાં પાપો તજીને દેવાની કોશિષ કરતા હોય, તથા ભગવત રસનો આનંદ લેતા હોય, તે ઠેકાણે પણ બીજી ઘણી જગ્યાઓના કરતા વધારે પવિત્રતા, વધારે ચોકખાઈ, અને વધારે આનંદ જણાઈ આવે છે. માટે જેનાથી બની શકે તે હરેક માણસોએ સત્સંગમાં મચ્યા રહેવાની ખાસ જરૂર છે.

જે ઠેકાણે હંમેશાં નિયમપૂર્વક સત્સંગ થયા કરે છે તે

ઠેકાણાની તથા તેની આસપાસની હવાજ બદલાઇ જાય છે, અને તે ઠેકાણે બહુજ શાંતિ વાળું વાતાવરણ બની જાય છે. તેથી જે માણસો એ ઠેકાણે જાય છે તેઓને એક જાતનો કુદરતી આનંદ થયા કરે છે, અને જેને એવો આનંદ ન થાય તેને પણ કાંઈક ને કાંઈક નાનો મોટો અણધાર્યો લાભ થયા કરે છે. કારણકે એ ઠેકાણાની હવા કાંઇક જુદી બની જાય છે. માટે જેમ બને તેમ એવા પવિત્ર સત્સંગ મંડળોનો લાભ લેવો જોઇએ.

સત્સંગ મંડળમાં જવાથી શું લાભ થાય છે એ તમો જાણોછો ? એ માટે સત્સંગના અનુભવી હરિજનો કહે છે કે, જે સારાં સત્સંગ મંડળો છે તેમાં આપણા કરતાં વધારે શાસ્ત્રના અભ્યાસીઓ તથા વધારે પ્રેમરસમાં ગળેલા બીજા હરિજનો હોય છે, તેથી તેઓના સંગથી આપણને બહુ લાભ થાય છે, બીજુ એ કે જે ભક્તોએ ઇશ્વરની સેવા કરવામાં તથા તેનું સ્મરણ કરવામાંજ પોતાની જીંદગીનો મોટો ભાગ ગાળેલો હોય છે તેઓના સંગથી આપણને નવો રંગ ચઢે છે, એથી પણ બહુ મોટો લાભ થઈ જાય છે. એ સિવાય ભક્તિમાર્ગના ઘણી જાતના મન માનતા ખુલાસા થઇ જાય છે, કે જેવા ખુલાસા પોતાના ઘરમા એકલા એકલા બેઠા રહીએ ને મનમાં મનમા ગોટા વાળ્યા કરીએ તેથી કાંઈ થઇ શકે નહિ. માટે સત્સંગમાં જવાની દરેક હરિજનોને ખાસ જરૂર છે.

સત્સંગના મંડળ કોઇ કોઈ વખત મોક્ષનાં સુખોનાં વર્ણન કરીને આપણા જીવાત્માને ઇશ્વરની નજીક લઈ જાય છે. કોઇ કોઇ વખત નરકના દુઃખોના વર્ણન કરીને તેઓ આપણને પાપથી દૂર રહેતા શીખવે છે. કોઈ કોઈ વખત સત્સંગ એમ સમજાવે છે કે, આ જગત્ ક્ષણભંગુર છે, અને તેમાં જે વિષયોનાં સુખો છે તે બધા સ્વપ્ન જેવા છે, માટે એના મોહમાં ન પડયું રહેવું જોઇએ, એમ કહીને રવિાગ શીખવે છે, અને કોઇ કોઈ વખત ઇશ્વરનો મહિમા તથા ઇશ્વરમા અનંત ગુણો રહેલા છે તેનું વર્ણન કરીને આપણને પ્રભુપ્રેમનો નવો રંગ લગાડે છે. આ બધી વાતો સત્સંગમા જેવી સરસ રીતે થાય છે તેવી સરસ રીતે ને તેવી અસરકારક રીતે બીજે કોઇ ઠેકાણે થતી નથી, માટે

એવો એવો અમૂલ્ય લાભ લેવા સારૂ આપણે નિયમપૂર્વક સત્સંગ મંડળમાં જવું જોઇએ.

આપણા અંતઃકરણની અંદર કેટલાંક એવી જાતનાં પાપો હોય છે કે જે પાપોની આપણને ખબર પડતી નથી, પણ સત્સંગ મંડળમાં અનુભવી ભક્તો એવી જાતનાં પાપોનું વર્ણન કરે છે તેથી આપણા દોષોની આપણને ખબર પડી જાય છે, એટલુંજ નહિ પણ એવા દોષોને કેમ તજવા તેના ઉપાયો પણ તેઓ બતાવે છે. તેથી એવી જાતનાં ગુપ્ત પાપોને પણ તજી શકાય છે. બીજુ એકે ઘણા માણસોનો સ્વભાવ એવો હોય છે કે, તેઓ હમેશાં ખોટી ખોટી ચિંતાઓ કર્યા કરે છે, ને વિનાકારણ હેરાન થયા કરે છે, તથા ઠાલા ઠાલા દુઃખી થયા કરે છે. એવા નબળા મનના માણસોને, એવા મોહવાદીઓને, અને એવા અજ્ઞાનીઓને પણ પોતાનો અફસોસ મટે તેવા ઉપાયો સત્સંગમાંથી મળી જાય છે. કારણકે સત્સંગમા તો વારવાર જુદા જુદા રૂપમા એને એ વાતો થયા કરે છે. કારણકે સત્સંગનો હેતુજ એ હોય છે કે, જેમ બને તેમ પાપને તજવા અને પ્રભુને અંતરમા પધરાવવા. એ બન્ને કામ કરવા માટે સારા સત્સંગની અંદર અનેક જાતના ઉપાયો બતાવવામાં આવે છે, તેમાંથી જેને જે ઉપાય લાગુ પડે તે માણસ તે ઉપાય પકડી લે છે, એથી કેટલાકોને તુરતજ બહુ લાભ થાય છે, અને કેટલાકોને આગળ ઉપર લાભ થાય છે. આવી રીતે સત્સંગથી લાભ થયાજ કરે છે. માટે જે ભાઇ બ્હેનોથી બની શકે તેઓએ જરૂર સત્સંગનો લાભ લેવો જોઇએ.

આ દુનિઆમાં અનેક જાતના દુઃખો રહેલાં છે, એટલુંજ નહિ પણ ઘણાં માણસો જેટલાં દુઃખ હોય તે કરતા તેને બહુજ વધારી દેય તેવાં હોય છે. તેને લીધે બધા માણસોને કોઇને કોઈ જાતની મુશ્કેલીઓ હોય છે. જેમકે, કોઇને ધનનું દુઃખ હોય છે. કોઇને છોકરાંઓનું દુઃખ હોય છે. કોઇને મંદવાડનું દુઃખ હોય છે. કોઇને ધંધા રોજગારનું દુઃખ હોય છે. કોઇને બાયડીનું દુઃખ હોય છે. કોઇને નોકરનું દુઃખ હોય છે. કોઇને શેઠનાં દુઃખો હોય છે. કોઇને અધિકારીઓનાં દુખો હોય છે. કોઇને નાતનાં દુઃખો

હોય છે. કોઇને મોટાઈનાં દુઃખો હોય છે. કોઇને અભિમાનનાં દુઃખો હોય છે, કોઇને અજ્ઞાનપણાનાં દુઃખો હોય છે. કોઈને વ્હેમનાં દુઃખો હોય છે અને કોઇને ધર્મનાં ગાલાવેલાપણાનાં દુઃખો હોય છે. કોઈને શિષ્યોનાં દુઃખો હોય છે. કોઇને ગુરૂઓનાં દુઃખો હોય છે. કોઇને અભ્યાસના દુઃખો હોય છે, અને કોઇને અકસ્માત્નાં દુઃખો હોય છે. આ બધાં દુઃખો જ્યારે સત્સંગની અંદર ભગવાનના ગુણો ગવાય છે અને જ્યારે ખરેખરો ભક્તિનો આનંદ જામે છે ત્યારે થોડો વખત વિસરી જવાય છે, એટલુંજ નહિ પણ સત્સંગ મંડળમાં દુખીઓને દિલાસો મળે છે, હારેલાંઓને હિંમત મળે છે, ભૂલા પડેલાઓને રસ્તો મળે છે, થાકેલાંઓને વિસામો મળે છે, આળસુઓને ઉત્સાહ મળે છે, અજ્ઞાનીઓને જ્ઞાન મળે છે, અને પાપીઓને પાપ તજવાના ઉપાયો મળે છે, તથા ગરીબોને દાન મળે છે. તેથી સત્સંગ વખતે ઘણાં માણુસો પોતાનાં ઘણી જાતનાં દુઃખો વીસરી જાય છે. આવી સત્સંગમા ખુબી છે. માટે દરેક માણુસોએ જેમ બને તેમ સત્સંગનો લાભ લેવાની કોશિષ કરવી જોઇએ, એટલુંજ નહિ પણ સત્સંગનો લાભ લેવા માટે ઠરાવ કરવો જોઇએ, અને એ માટે પોતાને અનુકૂળ હોય તેવા નિયમ રાખવા જોઇએ કારણકે ઉપલકપણે કે મનમોજીપણે જે સત્સંગ થાય તેમાં કાંઈ બહુ માલ હોતો નથી, પણ જ્યારે નિયમપૂર્વક સત્સંગ થાય ત્યારે તેમાં ખાસ આનંદ આવે છે, અને ત્યારે તેની ખરી ખુબી સમજાય છે. માટે દરેક હરિજનોએ નિયમપૂર્વક સત્સંગમાં મંડયા રહેવું જોઇએ.

---

## ૭૯—સત્સંગથી થતા લાભો વિષે. ભાગ ત્રીજો.

ઇશ્વર વિષે અને ઇશ્વરના ભક્તો વિષે સત્સંગમાં જેવી સમજણ પડે છે તેવી બીજે કોઇ ઠેકાણે એ બાબત સમજાતી નથી. કારણકે જ્યાં જ્યાં સારો સત્સંગ થતો હોય તે દરેક ઠેકાણે ભગવાનનું સ્વરૂપ તથા ભક્તનાં લક્ષણો એ બંન્ને બાબતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. એટલુંજ નહિ પણ ભગવાનનો મહિમા અને ભકતોની લાયકાત વિષે સત્સંગમાં

જેવી સમજણ પડે છે તેવી બીજે કોઈ ઠેકાણે પડતી નથી. બીજા લોકો અગાઉ થઇ ગએલા મહાન્ ભક્તોના મોટા મોટા ચમત્કારની વાતો કર્યા કરે છે, પણ સત્સગમા તો એ બધા ચમત્કારો કયા નિયમોના આધારે થયા તે સમજાવવામાં આવે છે, તથા કોઈ કોઈ જાતના નાના મોટા ચમત્કારો હાલના વખતમાં પણ કોઈ કોઈ ઠેકાણે બની ગયા હોય કે બનતા હોય તે બધી હકીકતો સત્સગ મડળમા ચર્ચાયા કરે છે. તેથી ભક્તોની મ્હોટાઈ સબધી, ભકતોની ફરજ સંબધી, ભકતોની લાયકાત સંબધી, ભક્તોની પવિત્રતા સંબધી, ભક્તોની સહનશીલતા સબધી, અને ભક્તોની ઉપર વરશી રહેલી ઇશ્વરની કૃપા સંબધી બહુ સ્પષ્ટ ખુલાસા થઇ જાય છે. એ સિવાય બ્હારના ભકતો કેવા હોય ને અંતરના ભક્તો કેવા હોય તેની સમજણ પડે છે. એકાતિક ભકતો કેવા હોય અને માત્ર વ્યવહારમા ભક્ત કહેવાયા કરતા હોય તે કેવા હોય તથા હૃદયમાથી ગળી ગયેલા ભકતો કેવા હોય, અને ભક્તિનું નવું પુર આવેલા ભકતો કેવા હોય, તે બધી બાબતોની સત્સગમાં ખબર પડે છે. આવી રીતે ભક્તો સબંધી ઘણી જાતના ખુલાસા સત્સગમા થઇ જાય છે, અને તેજ પ્રમાણે સર્વ શક્તિમાન મહાન્ ઇશ્વરના સ્વરૂપ વિષે પણ ઘણીએ જાણવા જેવી વાતો સત્સગથી જાણી શકાય છે, અન એ બધુ જાણી લેવાની ખાસ જરૂર છે. કારણકે ઇશ્વરના સ્વરૂપ સંબધી જૂદા જૂદા માણસો પોતાના મનમા જુદી જુદી કલ્પનાઓ કર્યા કરે છે, અને જુદા જુદા સપ્રદાયવાળાઓ ઇશ્વરના સ્વરૂપ સબધી આધળાઓએ હાથી જોયો હોય તેની પેઠે જુદી જુદી વાતો કર્યા કરે છે. તેથી એ બધુ સાભળીને તથા એક એકથી વિરૂદ્ધ પ્રકારની વાતો જાણીને ઘણાએ જીજ્ઞાસુ હરિજનો પોતાના મનમા મનમાં મુંઝાયાં કરે છે, અને કોઇ બ્રાહ્મણસાધુને તે સબંધી પૂછે તો પણ તેથી કાંઈ સંતોષકારક ખુલાસો થતો નથી, પણ એવા માણસો જ્યારે સત્સંગમા ભળે છે ત્યારે તેઓ ઈશ્વર સંબંધી ઘણીએક જાણવાજેવી વાતો જાણી શકે છે. તેથી તેઓના મનનું સમાધાન થઇ જાય છે, અને ઇશ્વરના સ્વરૂપ સંબંધી તેઓના મનમા જે ખોટી ખોટી કલ્પનાઓ થયા કરતી

હોય તે નીકળી જાય છે, ને તેને બદલે ઇશ્વરનું અસલ સ્વરૂપ કેવું હોય તે સમજી શકાય છે. આમ થવાથી વિશ્વાસનું બળ વધે છે. ધર્મનું બળ વધે છે. ભવિષ્યની મોક્ષની આશાનું બળ વધે છે. અને ભક્તોનાં ચરિત્ર જાણવાથી પોતાના લક્ષણો સુધારવાનું બળ વધે છે. આમ થવાથી જીદગી સુધરતી જાય છે, અને આગળ જતાં સાચા ભક્ત થઇ શકાય છે, અને યાદ રાખજો કે, આ બધું સત્સંગને લીધે થાય છે, માટે સત્સંગ કરવો એ બહુજ મોટી વાત છે, એ બહુજ જરૂરની વાત છે, અને એ બહુજ ખુબીની વાત છે. માટે બંધુઓ ! સત્સંગમાં પડયા રહેજો. સત્સગને છોડી દેશોમાં, એજ અમારી ભલામણ છે.

સત્સંગની અંદર કોઇ માણસને અંતરનાં પાપ સંબંધી ખુલાસા થઇ જાય છે. કોઈ માણસને સ્વર્ગ નરક સંબંધી ખુલાસા થઈ જાય છે. કોઇ માણસને સસારના મિથ્યાપણા સંબધી જાણવા જેવી વાતો જણાઈ જાય છે. કોઈ માણસને તિર્થદાનનું માહાત્મ્ય સમજાઈ જાય છે. કોઇ માણસને આપણી જીદગી શા માટે છે તેના કારણો સમજાઇ જાય છે. કોઈ માણસને માયાનું સ્વરૂપ કેવું છે તે વાત સમજાઇ જાય છે. કોઇ માણસને પોતાના અતરમા રહેતા વિકારોને કેમ ઓછા કરવા તેની કુંચીઓ મળી જાય છે. કોઈ માણસને બીજાઓને માફ કરતાં આવડી જાય છે. કોઇ માણસોને સત્સગને લીધે ખમી ખાતા આવડી જાય છે. કોઇ માણસને નવા નવાં ભજન કીર્તન આવડી જાય છે. કોઈ માણસ કોઇ કોઇ જાતના ઉપયોગી નિયમો લઇ લેય છે. કોઇ માણસ પોતાના ધનનો રૂડો ઉપયોગ કરવાનું શીખી જાય છે. કોઈ માણસ પોતાની સ્થિતિમાં સતોષ રાખતાં શીખી જાય છે. કોઇ માણસ બીજા અજ્ઞાની માણસોને સમજાવવાની યુક્તિઓ શીખી લેયછે. કોઈ માણસ પ્રભુ પ્રેમને પકડી લેય છે. કોઇ માણસ ઢીલા હોય તે ઉત્સાહી બની જાય છે. કોઇ માણસ વ્હેમી હોય તેના વ્હેમ નીકળી જાય છે. કોઇ માણસ નાસ્તિક હોય તેની નાસ્તિકતા મટી જાય છે. કોઇ માણસ મોતથી બહુ ડરતા હોય તેઓનો મોતનો ભય ભાગી જાય છે. કોઇ માણસ બ્હારની ભક્તિમા રહી ગએલા હોય તેઓને અતરની ભક્તિ કરતાં આવડી જાય છે. કોઇ માણસ ખોટી સેવામાં

પડયા રહ્યા હોય તેઓને સાચી સેવા કરતાં આવડી જાય છે. કોઇ માણુસો આળસુ હોય તે ઉદ્યોગી બની જાય છે. કોઈ માણુસ નજીવા નજીવા પ્રપંચોમાં પડયા રહેતા હોય તેઓ એ ટેવ છોડીને ધર્મ સંબધી બાબતોમાંજ પોતાના મનને રોકનારા બની જાય છે. કોઇ માણુસ પોતાની મરજી પ્રમાણે વિષયો ભોગવતા હોય તેઓ કાબુમા આવી જાય છે, તથા ઇન્દ્રિયનિગ્રહ કરનારા બની જાય છે, અને કોઇ માણુસ ઇશ્વર સંબંધી કાંઈ પણ ન જાણુતા હોય તેવા માણુસો પણ સત્સંગને લીધે ઇશ્વરના મહાન્ ભકતો બની જાય છે. આવી રીતે સત્સંગને લીધે કોઈ માણુસના આવી જાતના ખુલાસા થઇ જાય છે. કોઈ માણુસને કોઈ વાતની સમજણુ પડી જાય છે. કોઇ માણુસને કોઇ બાબતમા દીલાસો મળી જાય છે. કોઇ માણુસને ભક્તિનો આનદ મળી જાય છે. કોઇ માણુસને હૃદયની પવિત્રતા મળી જાય છે, અને કોઇ માણુસને અતરની શાતિ મળી જાય છે. આવી રીતે સત્સગને લીધે દરેક હરિજનોને કાઈ કાઈ મળ્યાજ કરે છે, માટે સત્સંગ કરવો એ બહુજ મ્હોટી વાત છે. કારણુકે સત્સગ એ જીદગી સુધારવાની ચાવી છે. માટે સત્સગમા મચ્યા રહો. સત્સંગમા મચ્યા રહો.

---

## ૮૦—સત્સંગથી થતા લાભો વિષે. ભાગ ચોથો.

આપણે આ જગતમાં શા માટે જન્મ્યા છીએ? જીદગીનો હેતુ શું છે? અને હાલના વખતમાં આપણે શું શુ કામો કરી લેવાં જોઇએ? એ બધી બાબતોના ખુલાસા સત્સગમા થઇ જાય છે. એ સિવાય જુદા જુદા સ્વભાવનાં માણુસો સાથે કેમ વર્તવું, અને તેઓને કેમ નિભાવી લેવાં એ વાતના ખુલાસા પણ સત્સંગમા થાય છે. કારણુકે આપણે જાણીએ છીએ છે કે, આપણા સબંધમા આવતા માણુસોમાં કોઈ માણુસ બહુ ક્રોધી હોય છે, કોઈ માણુસ બહુ લોભી હોય છે, કોઇ માણુસ બહુ અદેખા હોય છે, કોઈ માણુસ બહુ અભિમાની હોય છે, કોઇ માણુસ બહુ વિષયી હોય છે, કોઈ માણુસ બહુ વાતુડા હોય છે, કોઇ માણુસ બહુ નિંદાખોર હોય છે, કોઇ માણુસ

બહુ કજીઆખોર હોય છે, કોઇ માણુસ બહુ હઠીલા હોય છે, કોઇ માણુસ ઉછીના કજીઆ લેનારા હોય છે, કોઈ માણુસ બીજાઓને લડાવી મારનારા હોય છે, કોઇ માણુસો બહુ થોડા બોલા હોય છે, કોઈ માણુસ બહુ ચાપચીપીઆ હોય છે, કોઇ માણુસો બહુ મીંઢા હોય છે, કોઈ માણુસો બહુ બાટ-કબોલા હોય છે, કોઈ માણુસો બહુ મશ્કરીખોર હોય છે, કોઈ માણુસો કોઇ કોઇ વાતના બહુ શોખીન હોય છે, કોઈ માણુસો બહુ ઉડાઉ હોય છે, કોઇ માણુસો બહુ વ્હેમી હોય છે, કોઈ માણુસો ધર્મને નામે બળી ઉઠે એવા હોય છે, કોઇ માણુસો બહુ સખી મીજાજના હોય છે, કોઇ માણુસો ખુશામતીઆ હોય છે, કોઈ માણુસો બીજાઓની ઉપર હુકમ ચલાવવાની ટેવ-વાળા હોય છે, કોઇ માણુસ બ્હીકણુ સ્વભાવના હોય છે, કોઇ માણુસ મારામારી કરવાના જુસ્સાવાળા હોય છે, અને કોઈ માણુસો અફીણીઆ, દારૂડીઆ, ગજેરી વિગેરે વ્યસની હોય છે. આ બધા માણુસોની સાથે કેમ નીભાવી લેવું એ વાત સત્સં-ગમા શીખાય છે, અને આવા માણુસોની સાથે કામકાજ પડતાં કલેશ ન થાય માટે આ બધાઓની સાથે કેમ ચલાવી લેવું તથા એવાઓને પણુ કેમ રાજી રાખવા તે બાબત સમજી લેવાની જરૂર છે, અને એ બધી બાબતો કાંઈ ઘરમાં બેસી રહેવાથી આવડતી નથી, પણુ વારંવાર સત્સગમા જવાથી આ બધી બાબતોના ખુલાસા મળી શકે છે. માટે હમેશાં સત્સંગમાં જવાની ટેવ રાખવી જોઇએ.

મનનો સ્વભાવ એવો છે કે, તે નજીવા નજીવા વિચારોમાં ભટક્યા કરે છે એવી રીતે પોતાના ભટકતા મનને કેમ રોકવું, તથા કઇ જાતના વિચારોમાંરે રકવું એ વાતો સત્સગમાં શીખી શકાય છે. કારણુકે મનને ભટકતું અટકાવવાના અનેક ઉપાયો છે. જેમકે જપ કરવાથી મનને રોકી શકાય છે. ધ્યાન ધરવાથી મનને રોકી શકાય છે. કોઇ ઉંચી જાતની ભાવનાઓમાં રોકાઇ જવાથી મનને ભટકતું અટકાવી શકાય છે. જ્ઞાનના બળથી મનને રોકી શકાય છે. પ્રભુ પ્રેમના બળથી મનને વશ કરી શકાય છે. યોગવિદ્યાની પ્રાણુાયામ વિગેરે ક્રિયાઓ કરવાથી મનને ભટકતું અટકાવી શકાય છે. પરમાર્થના કામમા રોકાઈ રહેવાથી મનને

કાબુમાં રાખી શકાય છે. વૈરાગના વિચારો મનને રોકી શકે છે, અને પ્રભુસાથે એકાકાર થઈ જવાથી તથા ભગવત ઇચ્છા પ્રમાણે વર્તવાથી પણ ભટકતા મનને કાબુમા રાખી શકાય છે. આવી રીતે મનને રોકવાના ઘણા પ્રકારો છે. તેમાથી જુદા જુદા ભક્તોને જુદી જુદી યુક્તિઓ મળી જાય છે. તેથી તેઓ પોતાના મનને વશ રાખતા શીખી જાય છે અને જેનું મન કાબુમાં આવી જાય તેને પછી ભક્તિમા આગળ વધતા બહુવાર લાગતી નથી. તેઓ બહુ સહેલાઇથી પ્રભુના રસ્તામા આગળ વધી શકે છે, અને જે ભક્તો ભગવાનના રસ્તામા આગળ વધી જાય તેઓનાં સુખ કાંઇ વર્ણવ્યા જાય તેમ નથી, અને યાદ રાખજો કે આ બધુ સત્સગથી બની શકે છે, માટે સત્સગ એ બહુજ મોટી વાત છે, અને સત્સગ એ ખાસ ચાહીને લાભ લેવાજેવી બાબત છે. માટે જેનાથા બની શકે તેણે સત્સગનો લાભ લેવા ચુકવું નહિ, એમ અમારી ભલામણ છે.

બધુઓ ! સત્સગના ફાયદા તે કેટલાક વર્ણવીએ ? જેમ જેમ એ સંબંધી વધારે વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ સત્સગના નવા નવા ફાયદાઓ જણાતાજ જાય છે. જેમકે, સત્સગમા એ વાત પણ ખાસ શીખવવામા આવે છે કે, જગતના બહુ જીવોમા એકજ ઇશ્વર રહેલો છે. અતર્યામીરૂપે તથા વ્યાપકરૂપ પરમકૃપાળુ પરમાત્મા દરેક પ્રાણીઓની અંદર રહેલા છે, માટે કોઇ પણ જીવને દુઃખ ન દેવું જોઇએ. આ બધી બાબતોના સત્સગમા જેવા ખુલાસા થાય છે તેવા બીજા કોઇ ઠેકાણે થતા નથી. એ શિવાય ઘણાં માણસોનો સ્વભાવ એવો હોય છે કે તેઓ પારકી પચાત કર્યા કરે છે. પણ સત્સગમા જવાથી સમજી શકાય છે કે, આપણે શા માટે કોઈના દોષ જોવા જોઇએ ? અને જે બાબતમાં આપણને કાંઈ લાગતું વળગતું નથી એવી વાતમા આપણે શા માટે માથુ મારવું જોઇએ ? જગતમા જોવા જેવી, જાણુવા જેવી, સમજવા જેવી, અને અનુભવમા લેવા જેવી બીજી ક્યા થોડી બાબતો છે કે પારકી પચાતો કરવામા પડયા રહીએ ? આવા આવા આવા સચોટ ખુલાસા થઈ જવાથી એ જાતનો બોજો પણ ઓછો થઇ જાય છે. એ સીવાય સત્સગથી બીજો ફાયદો

એ થાય છે કે, ઘણા માણસોને ઈશ્વર કૃપાથી ધન મળેલું હોય છે, ઘણાં માણસને શરીરનું બળ મળેલું હોય છે, ઘણા માણસોને રાજ્યસત્તા મળેલી હોય છે, ઘણા માણસોમા કોઈ કોઈ જાતના ખાસ ગુણો હોય છે, ઘણા માણસોમા કોઈ કોઈ જાતના ચમત્કાર કરી બતાવવાની શક્તિ હોય છે, અને ઘણા માણસોમાં બુદ્ધિનું બહુ બળ હોય છે. પણ પોતાની પાસે જે જે જાતની શક્તિઓ હોય તેનો લાભ કેમ લેવો ? તથા તેનો લાભ પોતાના બીજા ભાઈ બ્હેનોને કેમ આપવો ? તેની ઘણા માણસોને સમજણ હોતી નથી, તેથી તેઓ પોતાના સુખોનો, પોતાની સગવડતાઓનો, તથા પોતાની શક્તિઓનો જેવો જોઇએ તેવો લાભ લઈ શકતા નથી. પણ સત્સંગમા જવાથી તેઓને એમ ખબર પડે છે કે, આ બધી ઈશ્વરની કૃપાથી મળેલી શક્તિઓ ગુમાવી નાખવા જેવી નથી, પણ એમાંથી તો આપણી જીંદગીની સાર્થકતા કરી લેવી જોઇએ. એટલુંજ નહિ પણ આવી સમજણ આવ્યા પછી એ બધી શકિતઓને લોકોના કલ્યાણના કામમાં કેમ વાપરવી તેવી કુચીઓ પણ તેઓને સત્સંગમાંથીજ મળી જાય છે. તેથી તેઓને બહુજ ફાયદો થાય છે. માટે દરેક ભાઇ બ્હેનોએ ઉચી જાતના સત્સગોમા મળી જવું જોઇએ, કારણકે સત્સગ એ સ્વર્ગની સીડી છે, અને સત્સગ એ પ્રભુની વ્હાલી બાબત છે.

મદવાડ અને મરણ એ બે આફતો મનુષ્ય જાતની ઉપર બહુ મોટી છે, અને તેમ છતાં દરેક માણસોની ઉપર એ દુઃખો આવ્યા વિના રહેતાજ નથી. પણ એ વખતે કેમ ધીરજ રાખવી, અને કેવી રીતે કામ લેવું તેની ઘણા માણસોને સમજણ હોતી નથી, તેથી તે બન્ને બાબતોમાં તેઓ બહુ દુઃખી થાય છે. પણ સત્સગમા જવાથી ત્યા ચાલતી વાતોમાથી શીખી શકાય છે કે, મરણનો અફ્શોસ ન કરવો જોઇએ. કારણકે મોત કુદરતી છે, એ કાઇ કોઇનું અટકાવ્યું અટકતું નથી. સૃષ્ટિના ઉત્પન્ન કરતા બ્રહ્મા તથા દેવો અને સ્વર્ગના દાજા ઇદ્રને પણ કાળને આધીન થવું પડે છે ત્યારે આપણે કાળના ડાચામાં પડેલાં મનુષ્યો તે શું હિસાબમાં ! ભગવાનના અવતારોને પણ પોતાના અસલ

સ્વરૂપમાં સમાઈ જવું પડે છે, અમર ગણાતા સ્વર્ગના દેવોને પણ પડવું પડે છે, અને હજારો વર્ષની લાંબી આયુષવાળા રૂષિ મુનીઓને પણ મરવું પડયું છે ત્યારે આપણે તે શું વિસાતમા? માટે મોત વખતે ધીરજ રાખવી જોઇએ. બીજું એ કે, આત્મા અમર છે, તે કાંઇ મરતો નથી માટે મરણનો અફસોસ ન કરવો જોઈએ. આવી આવી વાતો સત્સંગમાં બહુ અસરકારક રીતે સમજાવવામાં આવે છે, તેથી એવે વખતે દીલાસો લેતા તથા મજબુતી રાખતા આવડે છે, અને એજ પ્રમાણે સત્સગમાં મદવાડની બાબતમા પણ ઘણા ખુલાસા ઘણા હરિજનો કર્યા કરે છે, અને એમ ખાતરી કરી આપે છે કે, કેટલીક વખતે મંદવાડને લીધે પણ ઘણા માણુસ પાપમાથી બચી શકે છે. મદવાડને લીધે પણ ઘણા માણુસોનું દેહનું અભિમાન ગળી જાય છે. મંદવાડને લીધે પણ ઘણાં માણુસો ભલી લાગણીવાળા થઈ જાય છે, અને મંદવાડને લીધે પણ ઘણાં માણુસો ધર્મના રસ્તામાં આવી જાય છે. આવી રીતે મંદવાડથી પણ ઘણાએ ફાયદાઓ થઈ જાય છે. પણ આ બધી વાતો કાંઈ ઘરમા બેસી રહેવાથી જણાતી નથી. પણ જ્યારે હમેશાં સત્સગમા જયા કરીએ ત્યારે આ બધી બાબતોના મનમાનતા ખુલાસા થઇ .. ય છે. તેથા અ તરમા ભક્તિ ઠરે છે તેથી પ્રભુ પ્રેમ વધે છે, અને તેથી જીદગી સુધરતી જાય છે. માટે સત્સ ગની બલીહારી છે, અને તેના જેટલા વખાણુ કરીએ તેટલા થોડાંજ છે.

ખરા સત્સંગમાં કોઇનો પણ વખત ફોગટ જતો નથી. એ માટે મહાત્માઓ એમ કહે છે કે, ઈશ્વર પાસે પહોચેલો કોઈ પણ ભક્ત કદી પણ ખાલી હાથે પાછો ફરતો નથી. સહુને તેઓની યોગ્યતા પ્રમાણે અને તેઓની ભાવના પ્રમાણે દયાળુ ઇશ્વર તરફથી કાંઇને કાઇક મળે છેજ. તેમજ ખરા સત્સંગમા જે માણુસો જાય છે તેઓને પણ કાઈક ને કાંઈક લાભ થયા વિના રહેતો નથી. જાણે અજાણ્યે, દ્રશ્ય અથવા અદ્રશ્ય કાંઇક ને કાંઈક લાભ થયાજ કરે છે. માટે એવા લાભ લેવા સારૂ સત્સંગમાં મચ્યા રહેજો, એજ અમારી ભલામણુ છે.

---

## ૮૧–સત્સંગથી થતા લાભો વિષે. ભાગ પાંચમો.

સત્સંગથી આટલા બધા લાભ થાય છે, પણ એ બધા માણસ હમેશાં સત્સંગમાં જાય તેઓનેજ એ બધા લાભો મળે છે. પણ જે માણસ કોઈક દહાડો સત્સંગમાં જાય અને કોઇક દહાડો ન જાય, અથવા કોઇ માણસ પ્રથમ વરસ છ મહિના કે બે ચાર વરસ સત્સંગ કરે અને પછી વરસોનાં વરસો સુધી સત્સંગ છોડી દે તેઓને કાંઈ એટલો બધો લાભ મળતો નથી. માટે જો સગનો પુરેપુરો લાભ લેવો હોય અને સત્સગનો પુરેપુરો આનંદ લેવો હોય તો હમેશા નિયમપૂર્વક સત્સંગમાં જવું જોઇએ. ખાસ કારણ વિના વચમાં વચમા સત્સગ ન છોડવો જોઇએ. કારણ કે થોડો વખત પણ સત્સગને છોડી દેવાથી સત્સગના ફળમાં ને સત્સગના આનંદમાં ઘણો ફેર પડી જાય છે. એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે, જે ફળ ઝાડની સાથે લાગેલું હોય છે તે ફળ મોટું થાય છે, અને વખત આવ્યે પાકીને મીઠાશ વાળું થાય છે. પણ જે ફળ તૂટીને નીચે પડી જાય છે તે ફળ પાકવાને બદલે ઉલટું સડી જાય છે. તેમજ જે માણસ સત્સંગમાં પડયા રહે છે તેઓનેજ ખરો લાભ થાય છે, પણ જે માણસો થોડો વખત સત્સંગમાં જઈને પછી પાછા સત્સગથી છુટા પડી જાય છે તેને કાંઈ ખરો લાભ મળતો નથી. કારણકે તેવા છુટા પડેલાઓ કાચાં ફળ જેવા છે, એટલે કે જ્ઞાનમાં, અનુભવમાં, ભક્તિમા, અને પ્રભુપ્રેમમાં અપકવ છે, તેથી તેઓને સત્સગની ખરી મજા મળતી નથી. માટે જો સત્સગનો ખરો આનદ લેવો હોય, અને સત્સગનું મહાન ફળ મેળવવું હોય તો સત્સંગથી છુટા પડી જાશોમા, પણ જેમ બને તેમ હમેશાં સત્સગમાં મચ્યા રહેજો, એટલે તેનું ફળ પાક્યા વિના રહેશે નહિ, અને આંબો, દ્રાક્ષ, કેળા, જાબુ વિગેરે ફળો પણ સરખી રીતે પાકેલાં હોય ત્યારે તેમાં ઘણીજ મીઠાશ આવે છે, ત્યારે જો સત્સગનું ફળ પાકે તો તેમા કેટલોબધો આનંદ આવે ? એ જરા ખ્યાલ તો કરો. માટે સત્સગનો એવો પરિપક્વ આનંદ લેવા સારૂ હમેશાં સત્સંગમાં મચ્યા રહો. હમેશાં સ-

ત્સંગમાં મચ્યા રહો.

કોઈ ઝાડને કુંડામા વાવીને ઘણા દિવસ સુધી પાણી પાઈને મોટું કર્યું હોય પણ એ પછી થોડા દહાડા સુધી પાણી ન પાઇએ તો એ ઝાડ પ્રથમ કરમાવા માડે છે, ઢીલું પડવા માડે છે, અને છેવટે સુકાઈ જાય છે, તેમજ આપણે પણ ઘણા મહિના કે ઘણાં વરસો સુધી સત્સગ કરીને પછી જો સત્સગને છોડી દઇએ તો આપણો જીવ પણ પ્રભુપ્રેમની બાબતમા મોળો પડી જાય છે, ઢીલો પડી જાય છે અને તેનામા સત્સગની ખુમારીને બદલે વ્યવહારોની જજાળોની દીલગીરીની છાયા આવતી જાય છે. કારણકે મનનો સ્વભાવજ એવો છે કે, ઘણા દિવસ સત્સગ કર્યો હોય છતા પણ જ્યારે તે સત્સંગથી છુટુ પડી જાય ત્યારે તે નબળું પડી જાય છે. માટે એવી નિર્બળતા મનમા ન આવી જાય ને પ્રભુપ્રેમનો આનદ ઓછો ન થઈ જાય તે સારૂ હમેશા સત્સગમાં મચ્યા રહેવું જોઇએ.

માછલાઓ જેમ પાણી વિના રહી શકતા નથી તેમ ખરા હરિજનો સત્સગ વિના રહી શકતા નથી, અને તેમ છતા જો માછલાંને પાણીથી બહાર કાઢવામા આવે તો તે બહુજ તરફડવા મંડે છે, તેમજ જે સાચા ભક્તો છે તેઓને જો સત્સગથી દૂર થવુ પડે તો તેઓનો જીવ બહુ તરફડયા કરે છે, અને તેઓનુ મન સત્સગ વિના મુંઝાયા કરે છે, આવી સત્સગની વ્યસનદશા થઈ જાય ત્યારેજ સતસગના મહાન લાભો તથા અલૌકિક આનંદો મળી શકે છે. માટે થોડા દિવસ સત્સંગમા જવું ને થોડા દિવસ ન જવુ એમ કરશોમા, પણ જો સત્સ-ગનો ખરો આનદ લેવો હોય તો સત્સગની વ્યસનદશા વાળા થજો, એજ અમારી ભલામણ છે.

આપણે ઘણા વરસો થયાં હમેશા ખાયા પીયા કરીએ છીએ છતા પણ જો થોડા દિવસ ખાઇએ પીએ નહિ તો શરીરે નબળા પડી જઇએ છીએ, કારણકે શરીરની રચના એવી છે કે, તેને દરરોજ નિયમસર ખાવા પીવાનુ મળે તોજ તે સારી સ્થિતિમા રહી શકે પણ તેને બદલે કોઇ માણસ એમ ધારે કે, હું તો ઘણા વરસો થયા જમું છુ, માટે હવે ખાવાની શું જરૂર છે? તો એમ કાંઈ ચાલે નહિ. ને તેમ છતા હઠ કરીને જો

ખાવું પીવું બંધ કરે તો પ્રથમ નબળો થાય, પછી માંદો પડે, અને છેવટે અન્ન પાણી તજવાથી મરી જાય છે. તેમજ યાદ રાખજો કે મનનો સ્વભાવ પણ એવોજ છે કે તેને હમેશાં સારી સોબતમા રાખવાની જરૂર છે, અને જો એવી રીતે તેને સત્સંગમા રાખવામા આવે તોજ તે સુધરી શકે છે, તથા પવિત્ર રહી શકે છે, પણ એને બદલે જો કોઇ માણસ એમ વિચાર કરે કે, અમે ઘણા વરસ સુધી સત્સગ કરેલો છે, માટે હવે સત્સગની શું જરૂર છે? એમ ધારીને સત્સગથી છુટા પડી જાય તો તેનું મન સાસારિક બની જાય છે, અને પછી દહાડે દહાડે માયાનો મોહ વધતો જાય છે. તેથી જીવ નીચે નીચે ઉતરતો જાય છે. એમ ન થાય માટે હમેશા સત્સગમાં જવું જોઇએ, અને ખાસ એમજ સમજવું જોઈએ કે આપણને જેમ હમેશાં ખાવાપીવાની જરૂર છે તેમજ આપણને હમેશા સત્સગની જરૂર છે. માટે તુટક તુટક સત્સગ ન કરો પણ એક ધારો સત્સગ કરો, એજ અમારી વિનંતી છે.

જે હરિજનો હમેશાં સત્સગમા જાય છે અને સત્સંગ માટે જેને અદરથી તરફડાટ રહે છે એવા હરિજનોએ સત્સંગ કરવાના થોડાક મુખ્ય મુખ્ય નિયમો જાણી લેવા જોઇએ. એવા નિયમો સમજાવવા માટે એક સત પોતાના સત્સંગીઓને કહેતા કે, બધુઓ! સત્સંગ કરવા માટે જ્યારે તમે તમારે ઘેરેથી નીકળો ત્યારે રસ્તામા પ્રભુના નામનું સ્મરણ કરતા કરતા જજો, એટલે પ્રભુનો મેળાપ થવાનો વધારે સભવ રહેશે. તેમજ જ્યારે સત્સગમાંથી પાછા ઘેરે જવા નીકળો ત્યારે પણ રસ્તામાં પ્રભુનું સ્મરણ કર્યા કરજો. જો એમ કરશો તો પ્રભુનો તમારા અતરમાં વાસ રહ્યા કરશે. પણ એ વાતને ભૂલી જઇને હરિમદિરમાં કે સત્સંગમાં જતા અથવા આવતાં જો પારકી પંચાતો કર્યા કરશો અને કોઇના દોષ જોયા કરશો તો એ બધી દુનિયાદારીની હલકી હલકી વાતો તમારા અંતરમા ઘુસી જશે, અને ઈશ્વર તેમાંથી નીકળી જશે. એમ ન થાય માટે દરેક હરિજનોએ હમેશાં આ વાત યાદ રાખવી જોઇએ, અને સત્સગમા જતી વખત તથા ત્યાંથી વળતી વખત પ્રભુના નામનું સ્મરણ કર્યા કરવું જોઇએ, જો એમ થાય તે

સત્સગની સફળતા થાય છે. માટે વિધિપૂર્વક સત્સગ કરો, વિધિપૂવક સતસંગ કરો.

જે સાચા વૈષ્ણવો છે તેઓ સત્સગનો ખરો મહિમા જાણે છે. તેથી તેઓ પોતાના કુટુબીયોની સાથે મળીને સત્સગ કર્યા કરે છે, મંદીરોમા સત્સગ કર્યા કરે છે, અને ગુરૂઓ પાસે તથા હરિજનોની સાથે મળીને પણ સત્સગનીજ વાતો કર્યા કરે છે. કેટલાક બાવાઓ સાંજને વખતે ભેળા થઇને મદિરોમાં આરતી કરે છે, ને એ વખતે ઘણાં ભજનો બોલે છે, એ પણ એક પ્રકારનો સત્સંગ છે. આવી રીતે ઘણે ઠેકાણે ન્હાના મોટા સત્સગો થયા કરે છે. અને તે બધાની બહુજ જરૂર છે. કારણકે સત્સગ એ જીદગી સુધારવાની ચાવી છે, માટે જેમ સત્સગ વધે તેમ લોકોનુ કલ્યાણ છે. તેથી એ બાબત ઉપર અમે બહુ ભાર મૂકીએ છીએ, અને ઘણા માણસો સત્સગની ખુબી સમજે એમ અમે ઇચ્છીએ છીએ. તેથી બહુ લબાણથી આ વાતો કહીએ છીએ, અને આશા રાખીએ છીએ કે, ઇશ્વર કૃપાથી તેનો પુરતો લાભ લેવાશે.

બંધુઓ! સત્સંગના પ્રભાવ માટે વિશ્વામિત્ર તથા વશિષ્ઠ મહારાજના સવાદની વાત બહુ જાણીતી છે, એટલે એ લાંબી વાત આ ઠેકાણે કહી બતાવવાની જરૂર નથી પણ એ વાત આ ઠેકાણે યાદ કરીને એટલુંજ જણાવવા ઇચ્છીએ છીએ કે, સત્સંગના બળની અને સત્સગના આનંદની આ અમે જે જે વાતો કહીએ છીએ તે કાંઈ નવી નથી, પણ સત્સંગની ખુબી તો છેક અસલના વખતથી ચાલી આવે છે, અને જ્યા સુધી દુનિયા કાયમ રહેશે ત્યા સુધી સત્સગના મહિમાનાં વખાણ થયાજ કરશે. કારણકે સત્સંગનો પ્રભાવજ એવો છે કે, કોઈ પણ હરિજન સત્સગનાં વખાણ કર્યા વિના રહી શકેજ નહિ. કુદરતી રીતેજ તેનો મહિમા કહી દેવાય છે, એવું સત્સગમાં બળ છે. માટે સત્સંગમા મચ્યા રહો, સત્સગમા મચ્યા રહો.

સત્સગની ખુબી માટે આ બધી હકીકત જાણ્યા પછી સત્સંગ કરાવનાર સંતોને વિનતી કરવાની કે, આપણે જો માખીને બોલાવીએ કે, માખીબાઇ, અહીં આવો. અહીં આવો. તો તે કાંઈ આવે નહિ, અને કીડીને બહુ માન આપીને કહીએ

કે, કીડીબાઈ, કીડીબાઈ, અહીં પધારવાની કૃપા કરો. તો પણ એમ કહેવાથી કાંઇ કીડીઓ આવે નહિ. પણ જો જરા સાકર કે મધ મૂકી દઇએ તો તુરતજ પોતાની મેળે મેળે કીડીઓને માખીઓ દોડી આવે છે.

તેમજ સત્સંગ કરાવનારા ગુરૂઓ કે ભગતો લોકોને કહે કે, ભાઇઓ! તમે અહિં પધારવાની મહેરબાની કરો. તો એમ કહેવાથી કાંઈ રોજરોજ ઘણા માણસો જાય નહિ. પણ જો તેઓમાં મીઠાશ હોય, એટલે કે તત્વ હોય, માલ હોય, પ્રભુ પ્રેમ હોય, સત્ય હોય, અને સમયને અનુસરતી રીતે જ્ઞાન આપતાં આવડતું હોય તો પોતાની મેળે મેળે સેંકડો લોકો ચાલ્યા આવે છે. માટે જો એવી રીતે લોકોને ખેંચવા હોય અને તેઓની પાસે સત્સંગ કરાવવો હોય તો સત્સંગ કરાવનારા ગુરૂઓએ પોતે માલવાળા, મીઠાશવાળા, ને પવિત્રતાવાળા થવું જોઇએ. કારણકે જો એ બધું હોય તોજ સત્સંગ ટકી શકે છે. અને તોજ સત્સંગ વધી શકે છે. માટે સત્સંગ કરાવનાર સજ્જનોએ મીઠાશવાળા થવાની, પ્રભુ પ્રેમવાળા થવાની, અને આજુબાજુનું બની શકે તેટલું જ્ઞાન મેળવી લેવાની કોશિશ કરવી જોઇએ. જો એમ કરવામાં આવે તોજ સત્સંગ ટકી શકે છે, અને તોજ તેમાંથી ખરો લાભ મળી શકે છે. માટે સત્સંગ કરાવનાર ગુરૂઓને પ્રભુપ્રેમવાળા, મીઠાશવાળા, અને જ્ઞાનવાળા રહેવા અમારી વિનંતી છે.

---

## ૮૨—ઘણાં માણસો પરમાર્થને મોટો સમજે છે, અને ઘણાં માણસો ભજનને મોટું ગણે છે, તે સંબંધી સંતોના વિચાર.

આ દુનીયામાં જેટલા ભકતો છે તે બધા ભકતોના મુખ્ય બે વિભાગ થઈ શકે છે. એક પરમાર્થી ભકતો, અને બીજા ભજનાનંદી ભકતો. આવી રીતે બે પ્રકારના ભકતો છે. તેમાં જે પરમાર્થી ભકતો છે. તેઓ એમ કહે છે કે આપણી જીંદગી પરમાર્થને માટેજ છે. કારણકે બીજાઓના કરેલાં શુભ કામોનો આપણે લાભ લઇએ છીએ, માટે આપણે પણ કાંઇક શુભ કામો

કરવાં જોઇએ. જેમકે કોઇનાં બંધાવેલાં તલાવોનાં પાણી આપણે પીએ છીએ, કોઈના વાવેલા ઝાડોનાં ફળો આપણે ખાઈએ છીએ, કોઈના બંધાવેલા મકાનોમાં આપણે રહીએ છીએ, કોઇનાં ઉછરેલાં પશુઓ આપણે વાપરીએ છીએ, કોઇના બનાવેલા રસ્તાઓ ઉપર આપણે ચાલીએ છીએ. કોઇના રચેલાં પુસ્તકોનો આપણે લાભ લઇએ છીએ. કોઇએ શોધેલી ગાડીઓમાં આપણે બેસીએ છીએ. કોઈએ બનાવેલા બગીચામાં આપણે ફરવા જઈએ છીએ. કોઇએ રાખેલાં બેડ આપણે સાભળીએ છીએ. અને એવીજ રીતે બીજી અનેક બાબતોમાં બીજાઓની બનાવેલી ઘણી ઘણી ચીજોનો આપણે લાભ લઈએ છીએ, માટે આપણે પણ બીજાઓને ખાતર આપણાથી બની શકે તેવા ભલાઈના કાર્યો કરવાજ જોઈએ.

આ સિવાય પરમાર્થી ભક્તો બીજું વળી એમ પણ કહે છે કે, ભજન કરવામા એક જાતનો આનદ થાય છે, ને તે આનદ આપણને એકલાને મળે છે, પણ પરમાર્થના કામો કરવામા તો કેટલીક જાતના કષ્ટ સહન કરવા પડે છે. માટે પ્રભુની ખાતર પોતાનો આનદ છોડી દેવો અને પારકાના દુઃખોમાં ભાગ લેવો એ બહુ મોટી વાત છે, માટે પરમાર્થીની કિંમત ઘણી વધારે છે, એમ સમજીને અમે ભજન કરતા પરમાર્થને વધારે માન આપીએ છીએ. અને એવા કામોમા રોકાએલા રહેવાય તો સારૂ એમ ઇચ્છીએ છીએ.

પરમાર્થી ભક્તો જ્યારે આ પ્રમાણે કહે છે ત્યારે ભજનાનંદી ભક્તો કહે છે કે, પરમાર્થ ઉચી વાત છે એમાં કાંઈ શક નથી. પણ પરમાર્થનાં કામો કરવા અગાઉ તે કામો કરવાની આપણામાં યોગ્યતા આવવી જોઈએ. પણ યાદ રાખજો કે પ્રથમ ખૂબ ભજન કર્યા વિના પરમાર્થનાં કામોની કરવાની યોગ્યતા માણસોમા આવી શકતી નથી. કારણ કે જેટલી જાતના મહાન સદગુણો છે તે બધા સદ્ગુણો પરમકૃપાળુ પરમાત્મામાથી આવે છે. માટે જ્યાં સુધી પ્રભુમાથી બધુ મેળવતાં આપણને ન આવડે ત્યાં સુધી આપણે બીજાઓને ખરેખરા ઉપયોગી થઈ શકીએ નહિ. કારણકે જેની પાસે કાઇક પણ હોય તે બીજાઓને કાંઈ કાંઈ આપી શકે છે, પણ જેની પાસે કાંઈજ ન હોય તે બીજા

ઓને ક્યાંથી આપી શકે ? જેમકે કુવામાંજ પાણી ન હોય તો હવેડામાં ક્યાથી આવી શકે ? માટે પરમાર્થ કરતાં પહેલા આપણી અંદરના સદ્દગુણોને ખીલવવા જોઇએ. આપણી લાયકાત વધારવી અને કદી પણ ન ખુટે એવા પરમાનંદનાં પૂર્ણ તત્વમાથી એવા એવા અખુટ ઝરામાથી પરમાર્થનું બીજ મેળવતા શીખવું જોઇએ તોજ તે પરમાર્થ છેવટ સુધી ટકી શકે, અને તે સારામાં સારાં ફળો આપી શકે, પણ જ્યાં સુધી પરમકૃપાળુ પરમાત્મામાથી ભજનની મારફત સદ્દગુણો તથા યોગ્યતા મેળવી નથી ત્યાં સુધી મહાન્ પરમાર્થ થઇ શકતો નથી, અને જે કંઈ નાનાં નાનાં પરમાર્થનાં કામો થાય તે પણ છેવટ સુધી ટકી શકતા નથી, તથા એ કામો પણ રસકસ વિનાના હોય છે. એટલે એવાં કામોથી દુનિયાને પણ કાઈ બહુ લાભ થઈ જતા નથી, માટે ભજનની મારફત પરમ કૃપાળુ પરમાત્મામાથી ઘણી જાતના સદ્દ ગુણોનું ખુબ આકર્ષણ કરીને પછી પરમાર્થના કામોમા લાગવું જોઇએ. પરમાર્થના કામો કરતા પહેલા આ વાત પણ યાદ રાખવી જોઈએ કે, જો પરમ કૃપાળુ પરમાત્માને અર્થેજ પરમાર્થ થતો હોય તોજ તે પરમાર્થની કિમત છે, પણ જો પોતાના સ્વાર્થની ખાતર પરમાર્થ થતો હોય, લોકલાજની ખાતર પરમાર્થ થતો હોય, માન મરતબાની ખાતર પરમાર્થ થતો હોય, અભિમાનની ખાતર પરમાર્થ થતો હોય, દેખાદેખીને લીધે પરમાથ હોય, કોઈના દબાણથી કે લાગવગથી પરમાર્થ થતો હોય, કે એવાજ બીજાં કોઈ વહેવારી કારણોસર પરમાર્થ થતો હોય તો તેવા પરમાર્થની સાચા ભક્તોની આગળ કે ઇશ્વિરની હજુરમાં કઈ બહુ કિમત નથી એ યાદ રાખજો. ટુકામાં એજ કે જેમ એ પાંખ વિનાના પખી ઉડી શકે નહિ અને જેમ બે પૈડાં વિના ગાડી ચાલી શકે નહિ તેમ ભજન અને પરમાર્થ એ બને અંગ વિના ભક્તિ ફળીભૂત થઈ શકતી નથી. માટે એ બન્ને અંગની જરૂર છે અને ઉચી જાતના મહાન્ ભકતોમાં એ બન્ને અંગ હોય છે. પણ બીજા કેટલાક એવા પણ ભક્તો હોય છે કે, જેઓમાં અકેક અગ મુખ્ય હોય છે. એટલે કે કોઇ ભક્તમાં પરમાર્થનું અગ મુખ્ય હોય છે, અને કોઇ ભક્તમા ભજનનું અગ મુખ્ય હોય છે. માટે કુદરતી રીતે જેનામા જે અંગ મુખ્ય હોય તેણે તે પ્રમાણે વર્તવું એ સારી વાત છે.

સ્વ૦ સ૦ ૨૧–૨૨

## ૮૩—દરેક માણસે પોતાની સ્થિતિએ રહીને ધર્મ સાધવો જોઇએ.

જગત્માં પરોપકારનાં ને દયાનાં અનેક પ્રકારનાં કામો છે, અને એ બધાં કામો ધર્મનાં કામો છે એમાં કાંઇપણ શક નથી, પણ ઘણી જાતનાં પરમાર્થનાં કામો બહુ સારા હોય છતાં પણ તે કાંઈ બધાં માણસો કરી શકતાં નથી. માટે કોઈપણ જાતનું ધર્મનું કામ કરતા પહેલાં આપણે એમ વિચાર કરવો જોઇએ કે, હમણા પ્રભુ આપણી પાસેથી કઈ જાતનું કામ કરાવવા ઇચ્છે છે? અને કઈ જાતનું કામ કરાવવા ઇચ્છતો નથી? તેની ચોખે ચોખી સમજણ પડવી જોઇએ. પણ અફસોસ કે, એ સમજણ ઘણાં માણસોને બરોબર રીતે હોતી નથી. તેથી એવા માણસોના ધર્મમાં બહુ ગડબડ થઈ જાય છે. એમ ન થાય માટે આપણો ધર્મ શું? અને તેમાં પણ હમણાં આપણે શું કરવું જોઇએ? એ બાબતનો દરેક માણસે ખાસ વિચાર કરવો જોઇએ. કોઈ બાઇને નાનાં નાના છોકરાઓ હોય, તે છોકરાઓની પૂરતી સંભાળ ન લેય ને પોતે મંદિરોમાં દર્શન કરવા દોડયા કરે ને છોકરાંઓ પાછળથી રોયા કરે, તથા મસ્તી તોફાન કર્યા કરે તો તે બાઇએ પોતાની સ્થિતિનો ધર્મ પાળ્યો એમ કહેવાય નહિ. જો કે દર્શન કરવાં એ બહુ સારી વાત છે. માટે એ બાઇને એક લાગણીવાળી વૈષ્ણવ તરિકે ગણી શકાય, પણ તે બાઇને નિર્દોષ બાળકોની ભલી માતા તરીકેનું માન આપી શકાય નહિં. કારણ કે માતા તરિકેની જે ફરજો છે, તે ફરજો તે બરાબર બજાવતી નથી, માટે તે ભલી માતા કહેવાય નહિં. પોતાની સ્થિતિના ધર્મ ન સમજવાથી આવી જાતના ગોટાળા થાય છે, તથા ધર્મના એકેક અંગમાં રહી જવાય છે. એમ ન થાય માટે દરેક માણસે પોતાની સ્થિતિના ધર્મ જાણી લેવા જોઇએ.

કોઈ પુરૂષ બાઇડી છોકરાં વાળો હોય તેમ છતાં પોતાના ઘરનાં વ્યવહારમાં ધ્યાન આપે નહિ, ને મોટી મોટી માળાઓ પહેરી તિલકો કરી મંદીરોમાં ફર્યા કરે, અને પોતાને ભગત કહેવરાવ્યા કરે, તે જોઇને કેટલાક લોકો તેને સારા ભગત તરીકે માને, પણ તે કાંઈ પ્રેમીલો પણ કહેવાય નહિ કે લાયક પિતા

કહેવાય નહિ. કારણ કે ભક્તિનાં કેટલાંક બહારનાં સાધનો તે પાળે છે પણ પોતાની સ્થિતિનો ધર્મ તે સમજતો નથી. તેથી પોતાની બાયડી તરફ તથા છોકરાઓ તરફ તે બેદરકાર રહે છે, અને એમ કરવું એ કાંઈ ઠીક કર્યું કહેવાય નહિ, કે પૂરો ધર્મ પાળ્યો કહેવાય નહિ.

કોઈ માણસ બીજા શેઠને ત્યાં નોકર રહે ને પછી પરમાર્થનાં કામ માટે ફાળા ભરાવ્યા કરવામા તથા બીજા કોઈ માણસો ને મદદ કરવામાં ફર્યા કરે અને શેઠનાં કામમા ધ્યાન આપે નહિ, ને શેઠનો પગાર ખાઈ પોતાનો વખત બીજા કામમા ગાળે તો એ માણસ પરમાર્થી ગણાય, પણ સારો નોકર ગણાય નહિ. કારણ કે પોતાના શેઠના તરફની ફરજો બજાવવામા તે બેદરકાર રહે છે, અને એ ફરજોનો ભોગ આપીને બીજા કામમાં માથું મારે છે. પણ એમ કરવું એ કાંઈ પોતાની સ્થિતિનો ધર્મ પાળ્યો એમ કહેવાય નહિ. જો એમ કહેવું હોય તો પોતાના શેઠની નોકરી છોડી દેવી જોઇએ, નહિ તો બરોબર રીતે ધ્યાન આપીને નોકરી કરવી જોઇએ.

કુટુંબમાં માબાપ અગર બીજુ કોઈ પોતાને આશરે પડેલું બહુ નજીકનું સગું માંદું હોય તેને છોડીને કોઈ માણસ જાત્રામા ફર્યા કરે તો તે કાંઈ ઠીક કહેવાય નહિ. કારણ કે જાત્રા કરવી એ સારી વાત છે, અને એ પણ ધર્મનું કામ છે, છતાં પણ વહાલા સગાને બિમારીમા દુ:ખી થતું મૂકીને કાંઈ જાત્રામા ભાગી જવાય નહિ. પણ ઘણાં માણસો પોતાની સ્થિતિના ધર્મો સમજતા નથી, તેથી આવી જાતની ભૂલો થયા કરે છે. માટે એવી ભૂલો ન થાય તે સારૂ આપણે આપણી સ્થિતિના ધર્મો સમજી લેવા જોઇએ, અને હમણાં આપણી પાસેથી પ્રભુ કયું કામ કરાવવા ઇચ્છે છે તેનો વિચાર કરવો જોઇએ.

તમોને બધુઓ! આ દાખલાઓ આપીને અમે એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે આ જગતમાં ઘણાં કામો બહુ સારાં હોય છે, ને ઘણાં કામો પરમાર્થનાં હોય છે તથા તે કામો કરવા માટે શાસ્ત્રમાં કહેલું હોય છે, અને એ કામો કરવાથી ઘણી જાતના ફાયદા પણ થાય છે, છતાં પણ તેવાં સારાં કામો પણ જો આપણી સ્થિતિને બંધબેસ્તાં ન હોય ને તેથી તે કરવાનું ન

બને તો એમાં કાંઈ પાપ નથી. માટે આ કામો પરમાર્થનાં છે, આ કામો બહુ સારા છે, અને આ કામો કરવાનું શાસ્ત્રમા કહેલું છે, એટલીજ વાતો સામે જોઇને તે કામોમાં પડવું નહિ, પણ હાલમાં આપણી પોતાની સ્થિતિ કેવી છે? અને હમણા આપણી પાસેથી પ્રભુ શું કરાવવા ઇચ્છે છે? તેનો વિચાર કરીને આપણે આપણી સ્થિતિના ધર્મો પાળવા જોઇએ. જો એમ કરીએ તો બહુ સારી રીતે ધર્મો પાળી શકાય છે, અને થોડામાથીપણ પ્રભુ ઘણો લાભ આપી દેય છે માટે આપણે આપણી સ્થિતિનો ધર્મ પાળવો જોઇએ. અને જો સ્થિતિ બહારનો ધર્મ પાળવા જઈએ તો તે ધર્મ અધુરો રહી જાય છે, અને તેમા કલેશ થાય છે. એમ ન થાય માટે સ્થિતિના ધર્મ પાળતા શીખો!

---

## ૮૪—સારાં માણસોની પાસે ભગત થવું એમાં કાંઇ મોટી વાત નથી, પણ ખરાબ માણસોની પાસે ભગત તરીકે વર્તવું એજ ખુબીની વાત છે.

માળા, તિલક, કંઠી, દેવદર્શન, નાચવું, ગાવું, અને કાંઈક એકાદ પરમાર્થનું કામ કરી નાખવુ, તેને લીધે વ્યવહારમા જે માણસો ભગત ગણાયા કરે છે તેવા ભગતોમા, અને જે માણસો ભગવદ્ધર્મ પ્રમાણે વર્તનારા ભગવાનના એકાંતિક ભગતો છે તેઓની વચ્ચે ઘણો ફરક હોય છે. કારણકે એવા જે ઉપલકીયા ભગતો હોય છે તેઓ જગતના બહારના ફેરફારો સાખી શકતા નથી, પણ જેઓ એકાંતિક ભગતો હોય છે, જેઓ પોતાના અંતરમાંથી ભગત થયેલા હોય છે, અને જેઓ ઇશ્વરનો મહિમા તથા આ જગતની રચના સમજીને ભગત થએલા હોય છે તેઓને જગતના ફેરફારોની બહુ અસર થતી નથી. તેથી તેઓ ખરાબ સંજોગોમા પણ તથા ખરાબ માણસોની સાથે પણ સારી રીતે વર્તી શકે છે. આ વાત સમજાવવા માટે એક ભગતરાજ મહારાજ કહેતા કે, ગુલાબનાં ફૂલ કદી ગંદી જગ્યામાં ઉગ્યાં હોય તો ત્યાં પણ તે પોતાની સુગંધી આપ્યા વિના રહેતાં નથી. તેમજ જે સાચા ભગતો હોય છે, જે ભક્તિ રસમાં ગળી ગએલા ભગતો હોય છે, અને જે પ્રભુ પ્રેમમા તરબોળ થએલા

ભગતો હોય છે તેઓ કોઈ પણ પ્રસંગે મુંઝાઈ જતા નથી. એટલુંજ નહિ પણ જ્યારે ખરાબ માણસોના પ્રસંગમાં આવે ત્યારે તેઓની ઉલટી વધારે કસોટી થાય છે. અને તે આકરી કસોટીમા દરેક વખતે તેઓ પાસ થાય છે. પણ જે બહારના ભગતો હોય છે, જે નામના ભગતો હોય છે, અને જે ઉપલકીયા ભગતો હોય છે તેઓ કાંઈ એવા પ્રસંગોમાં ટકી શકતા નથી, પણ સારા માણસોની પાસેજ તેઓ ભગત રહી શકે છે. જેમ કે, કર્મકાંડી બ્રાહ્મણોની પાસે તેઓ ભગત રહે છે. મંદિરોમાં તથા મંદિરોના પુજારીઓ પાસે તેઓ ભગત રહે છે. દાન આપનાર શેઠીઆઓની પાસે તેઓ ભગત રહે છે. સારા સારા અમલદારો આવે તેની પાસે તેઓ ભગત રહે છે—કોઈ પરદેશી સારા માણસો આવી ચડે તેની સાથે તેઓ ભગત રહે છે. જાણીતા મોટા માણસો હોય તેની સાથે તેઓ ભગત રહે છે. યાત્રા કરવા જાય ત્યારે ત્યાના ગોરની સાથે તેઓ ભગત રહે છે. પોતાના ગુરૂ હોય અગર બીજા જાણીતા ભગતો હોય તેઓની સાથે તેઓ ભગત રહે છે, અને જેની સાથે પોતાનું મન મળેલું હોય, તેવા માણસોની સાથે તેઓ ભગત રહે છે. પણ જે અંતરમાથી ગળેલા ભગતો હોય છે, જે ઇશ્વરના એકાન્તિક ભગતો હોય છે, અને જે ભગવાનનો મહિમા તથા મનુષ્યની નબળાઇ સમજી ગયેલા ભગતો હોય છે, તેઓ તો સારા માણસોની સાથે ભલાઇ રાખ્યા ઉપરાત જે અવળચંડા માણસો હોય તેઓની સાથે પણ ભગત તરીકે વર્તે છે, જે માણસો નઠારા હોય તેની સાથે પણ ભગત તરીકે વર્તે છે. જે માણસો કડવા વચનો બોલનારા હોય તથા જે માણસો નિંદાખોર હોય તેની સાથે પણ તેઓ ભગત તરીકે વર્તે છે. જે માણસો બહુ ચિડીઆ સ્વભાવનાં હોય, બહુ ક્રોધી હોય, અને બોલવા ચાલવામા ભાન રાખે નહિ તેવાં હોય તેઓની સાથે પણ ભગત તરીકે વર્તે છે. જે માણસો વ્યભિચારી હોય, જે માણસો દારૂડીઆ હોય, જે માણસો ભંગી ચંગી હોય, અને જે માણસો જુઠા બોલા હોય તેઓની સાથે પણ તેઓ ભગત તરીકે વર્તે છે. જે માણસો અતિશય અદેખા હોય, જે માણસો બહુજ ઉડાઉ હોય, જે માણસો અતિ લોભી હોય, જે માણસો તદ્દન કંગાલ હોય, અને જે માણસોનાં મ-

ગજ કોઇ કોઈ બાબતમા જરા જરા ચસ્કેલાં હોય તેવા માણુસોની સાથે પણ તેઓ ભગત તરીકેજ વર્તે છે. જે માણુસો ચાડીઆ હોય, જે માણુસો પોલપોલ ચલાવનારા હોય, જે માણુસો બીજાઓને ઠગી લેનારા હોય, જે માણુસો મારામારી કરવાના જુસ્સાવાળા હોય, જે માણુસો હલકી જાતની સોબતમા પડયા રહેનારા હોય, અને જે માણુસો વાતવાતમા ઉશ્કેરાઈ જઈ એકનું બીજું કરી નાખે તેવા હોય તેઓની સાથે પણ તેઓ ભગત તરીકેજ વર્તે છે. આવી રીતે ખરાબ માણુસોને નિભાવી લેતા પણ તેઓને આવડે છે, અને એવા માણુસોની પાસે પણ પોતાની ભક્તિને ટકાવી રાખતા તેઓને આવડે છે. આવી તેઓની જામી ગયેલી ને પરિપકવ થઇ ગયેલી ભક્તિ હોય છે, તેથી તેઓ ઊચા ભગત ગણાય છે. પણ જે કાચા ભગત હોય છે, જે અધુરા ભગત હોય છે, અને જે માત્ર નામના ભગત હોય છે તેઓ આવાં માણુસોની સાથે પોતાની ભક્તિ જાળવી શકતા નથી. માટે આ ઉપરથી સમજી લેજો કે, કહેવાતા ભગતોમાં અને સાચા ભગતોમા બહુ મોટો ફરક હોય છે, એટલુંજ નહિ પણ બીજુ એ પણ સમજી લેજો કે, સારા માણસોની આગળ ભગત રહેવું તેમા કાંઇ બહુ મોટી વાત નથી, પણ ખરાબ પ્રસગોએ તથા ખરાબ માણુસોની સાથે પણ ભગત રહેવું અને એવે વખતે પણ પોતાની ભક્તિને જાળવી રાખવી એજ બહુ મોટી વાત છે. માટે ખરાબ માણુસોની સાથે પણ ભગત તરીકે વર્તી શકાય એવા ભગત થાઓ. એટલુંજ નહીં પણ તમારા દુશ્મનોની સાથે પણ ભગત તરીકે વર્તી શકો એવા ભગત થાઓ. ત્યારેજ ઇશ્વરની હજુરમા સાચા ભગત ગણાઈ શકશો.

---

## ૮૫–કેટલીક વખત નાનાં નાનાં કામો કરવાથી પણ પ્રભુ જેટલો રાજી થાય છે તેટલો રાજી મોટાં મોટાં કામો કરવાથી પણ થતો નથી. માટે પ્રભુને રાજી કરવાની કુંચી જાણી લેવી જોઇએ.

આ જગતમાં ઘણા માણુસો ધનવાન્ છે, ઘણાં માણુસો

વિદ્વાન્ છે, ઘણું માણુસો શુરવીર છે, ઘણુા માણુસો શોધક વૃત્તિના છે, ઘણુા માણુસો કવિતા બનાવવાની તથા ભાષણો આપવાની શક્તિ વાળા છે, ઘણુા માણુસો ઘણુા લોકોને ઘણી રીતે વશ રાખી શકે તેવા છે, અને ઘણુા માણુસોને ઘણુા લોકો ધાર્મિક દૃષ્ટિએ માન આપ્યા કરે છે. આ બધા માણુસો પોતપોતાની લાઇનમાં ને પોતપોતાની હદમાં સમય પ્રમાણે ને આસપાસના સંજોગો પ્રમાણે સારાં સારા તથા મોટાં મોટાં કામો કર્યા કરે છે. જેમકે, કોઇ શ્રીમંતો ધર્મશાળા બંધાવે છે, સદાવ્રતો ચલાવે છે, મંદિરો બનાવે છે, દવાખાનાં ખોલે છે, સ્કુલો ચલાવે છે, અને અનાથોના ફંડમા મદદ કરે છે. ઘણુાએ રાજદ્વારી અમલદારો કેટલીક જાતના નવા નવા કાયદા મારફત પ્રજાના જાન માલની સલામતી જળવાય તેવા ઉપાયો કરે છે. કોઇ કોઈ રાજાઓ તથા અધિકારીઓ પ્રજામાંથી અજ્ઞાન મટાડવા માટે કેળવણી ફેલાવવાનાં કામો કરે છે. કોઈ કોઈ ધર્મગુરૂ ધર્મના ઉપદેશ કરે છે, અને લોકોની ધર્મ ભાવના જાગૃત રહે તે માટે ઘણીએ તજવીજ કરે છે. કેટલાક વિદ્વાનો સમયને અનુસરતા વિચારોનાં પુસ્તકો રચે છે તથા ભાષણો આપે છે, અને જુદી જુદી જાતની અગત્યની સભાઓ સ્થાપે છે. કેટલાક શોધકો પોતાને ફાયદો થાય તથા લોકોને લાભ થાય તેવી નવી નવી શોધો કરે છે, અને કેટલાક હુશીયાર કારીગરો હુન્નર કળાની નવી નવી યુકિતયો કર્યા કરે છે. આ પ્રમાણે દરેક લાઈનમાં કાંઈક કાંઇક સારાં સારાં કામો થયા કરે છે. છતા પણુ એ બધાં કામો કરવામાં ઘણી વખત એમ હોય છે કે –

કેટલાક કામો ખાસ પોતાના સ્વાર્થની ખાતરજ કરેલાં હોય છે. કેકલાક કામો માન મેળવવા માટે થયેલા હોય છે. કેટલાક કામો બીજાઓને રાજી રાખવા માટે કરેલા હોય છે. કેટલાંક કામો દેખાદેખીથી કરેલાં હોય છે. કેટલાંક કામો નાત જાતના રીવાજને લીધે કરેલા હોય છે. કેટલાંક કામો ફરજ પડવાને લીધે કરેલાં હોય છે. કેટલાંક કામો અભિમાનને લીધે તથા પોતાની મોટાઈ બતાવવા સારૂ કરેલાં હોય છે. કેટલાંક કામો શરમાશરમી કરેલાં હોય છે. કેટલાંક કામો બાપાએ

કરેલા વીલને લીધે કરવાં પડેલાં હોય છે. કેટલાંક કામો ખેતાબ મેળવવાની ખાતર કરેલાં હોય છે, અને કેટલાક કામો પૈસા મેળવી મોજ શોખ કરી શકાય તેને ખાતર કરેલા હોય છે, પણ ખાસ પ્રભુને ખાતરજ કરેલા હોય તેવા કામો તો કોઈકજ હોય છે, અને આવાં આવા કારણોથી જે કામો થાય તે કામો ભલે બહુ મોટાં હોય તો પણ સર્વ શકિતમાન્ મહાન્ ઇશ્વરની હજુરમાં તેની કાઇ બહુ મોટી કિંમત હોતી નથી. પણ ભલે નાના કામો હોય છતા પણ જો તે સમર્થ ઇશ્વરને અર્થે થએલાં હોય તો તેની કિંમત બહુ વધી જાય છે. જેમ કે–

ફરજ પડયાને લીધે વાવ ખોદાવનારા શેઠીયાને જેટલું પુન્ય થાય તે કરતા પ્રભુને અર્થે ઝાડને પાણી પાનાર ગરીબ ખેડુતોને કોઇ વખત વધારે પુન્ય થાય છે. જાણીતાં ફંડોમાં મોટી મોટી રકમો ભરનાર શ્રીમંતોને ઇશ્વરની તરફથી જેટલો લાભ મળે છે તે કરતાં ગરીબ માણસોને ચપટી ચોખા આપનાર બુઢી ડોશીઓ ને, બાળકોને શેરડીનો કટકો કે કેળા આપનાર ભાવીક ભગતને, અને ખરે વખતે ગરીબોને અરધી દુકાની આપનાર ગરીબ માણસને વધારે ફાયદો થઇ જાય છે. કોઈ શ્રીમત પોતાના નામની ખાતર પાઠશાળા ખોલે તે કામ પ્રભુને જેટલુ ગમે છે તે કરતા પ્રભુને અર્થે જે ગરીબ માણસ પોતાના જુના ફાટેલા તુટેલા પુસ્તકો બીજા લાયક ગરીબ માણસને ઇશ્વર અર્થે આપે છે તેને વધારે પુન્ય થાય છે, અને જે માણસ અભિમાનની ખાતર તથા ધન મેળવવાની ખાતરજ નવી નવી શોધ કરે છે તેને જેટલો લાભ થાય છે તે કરતા તેની શોધનો લાભ લેતી વખત ઇશ્વરને યાદ કરી ઇશ્વરનો ઉપકાર માનનારા ભગતને વધારે લાભ થાય છે. કારણ કે મહાત્માઓ એમ કહે છે કે, સર્વ શકિતમાન્ મહાન્ ઇશ્વર તમારા મોટા નાના કામો સામેજ કઇ જોતા નથી, કારણ કે મોટા નાના કામો તો સંજોગને આધારે થાય છે, એટલે એમા કાઇ તે કામો કરનારની બલિહારી નથી. પણ મનમાથી ઉચી જાતની ભાવના રાખવી એ બહુ મોટી વાત છે. કારણ કે પ્રભુ આપણા અંતઃકરણની ભાવના સામે જુએ છે, અને જેવી ભાવના હોય તેવું ફળ મળે છે. એ શાસ્ત્રનો સિદ્ધાત છે. આમ હોવાથી મનમા

ઉત્તમ ભાવના હોય ને ઇશ્વરને અર્થે ભલા કામો કરાતાં હોય તો તે નાનાં કામોને પણ પ્રભુ મોટાં માની લેય છે, ને તેનું મોટું ફળ આપી દેય છે. અને મોટા કામો પણ જો પોતાના સ્વાર્થને ખાતરજ કરેલા હોય, પોતાના અભિમાનને લીધેજ કરેલાં હોય, મન કચવાતે કચવાતે કરેલાં હોય, અને માન પાનની ઇચ્છાને લીધેજ કરેલાં હોય, તો એવાં મોટાં કામોની પણ ઇશ્વરની હજુરમાં કાંઈ બહુ કિંમત હોતી નથી. માટે બંધુઓ! જો તમારાં નાનાં કામોને પણ દિપાવવાં હોય, અને નાના કર્મોમાંથી પણ મોટુ ફળ મેળવવું હોય તો ભાવ રાખીને અને લોભ લાલચો છોડીને સર્વ શક્તિમાન્ મહાન્ ઇશ્વરને અર્થે શુભ કામો કરો એટલે થોડામાથી પણ ઘણું થઈ પડશે.

---

## ૮૬–આનંદ આનંદ ને આનંદ.

ઓ હરિજનો! આપણો પેદા કરનાર જે ઈશ્વર છે તે આનંદ સ્વરૂપ છે. એટલુજ નહિ પણ શાસ્ત્રમાં તેને આનંદોનો પણ આનદ એટલે કે પરમાનદ કહેલો છે. આવા પરમાનંદ પ્રભુમાથી આપણે ઉત્પન્ન થએલા છીએ, માટે આપણે પણ આનંદમા રહેતા શીખવું જોઇએ.

બધુઓ! આપણા પરમ કૃપાળુ આનંદી પિતા પ્રભુએ આ જગત્મા આનદ ભોગવવા માટેજ આપણને ઉત્પન્ન કરેલા છે, એટલુજ નહિ પણ મુઆ પછી પણ મોક્ષ ધામની અંદર પ્રભુના આનદો ભોગવી શકીએ તે સારૂજ આપણને ઉત્તમ મનુષ્ય અવતાર આપવામા આવ્યો છે. ટુંકામાં એજ કે, આનંદ એ આપણા સૌના જીવનું પણ જીવન છે. માટે આપણે હમેશાં ઇશ્વરી આનંદ ભોગવવાની કોશીષ કરવી જોઇએ.

આપણો ઈશ્વર આનદી છે એટલુંજ નહિ, પણ તેણે આપણે માટે જે ધર્મ નિર્માણ કરેલો છે તે ધર્મ પણ આપણને આનંદના રસ્તામાજ લઈ જનારો છે. માટે જેમ બને તેમ વધારેમાં વધારે આનદ આપણે ભોગવવો જોઇએ. કારણ કે ઈશ્વરી આનદ ભોગવવાને માટેજ આપણો અવતાર છે.

ઇશ્વર આનંદરૂપ છે, અને ધર્મ પણ આનંદના રસ્તામાંજ

આપણને લઈ જાય છે, તેથી ભક્તિ પણ આનંદની સાથે ને સાથેજ રહે છે. આમ હોવાથી ઇશ્વરની ભક્તિ કરવાવાળા ભક્તો હમેશા આનંદી હોય છે. કારણ ઇશ્વર આનંદસ્વરૂપ છે એટલે તેની ભક્તિ કરનાર ભક્તો પણ આનંદ રૂપ બની જાય છે. કારણ કે જેવા દેવ હોય તેવા ભક્ત બની જાય છે, અને જેવી ભાવના રાખીએ તેવું ફળ મળે છે. એ શાસ્ત્રનો સિદ્ધાંત છે. તે પ્રમાણે જે ભક્તો પોતાના ઇશ્વરને આનંદ રૂપ સમજીને તેની ભક્તિ કરે છે તે ભક્તો દિનપ્રતિદિન આનંદી બનતા જાય છે. એટલુંજ નહિ પણ તેઓ બીજાઓને પણ પોતાનો આનંદ આપતા જાય છે, તથા આનંદ કેમ લેવો તેની કુચીઓ બતાવતા જાય છે.

ભગતોને ભગવાનનો ખરો આનંદ કેમ મળે છે, અને શા માટે મળે છે, એનું કારણ તમે જાણોછો? એનું કારણ એ છે કે, અંતરની પવિત્રતાનું બીજું નામ આનંદ છે, અને એવી અંતરની પવિત્રતા ઉત્તમ ભગતોની અંદર હોય છે, તેથી તેઓ ઈશ્વરી આનંદ ભોગવી શકે છે. કારણ કે યાદ રાખજો કે, આનંદનો અમુલ્ય રોપો પવિત્રતાની ઉત્તમ ભૂમિમાજ ઉગે છે, અને એવી પવિત્રતાની ઉત્તમ ભૂમિ તે સાચા ભક્તોનાં હૃદય છે. એટલે ખરો આનંદ સારા ભક્તોના અંતઃકરણમાંજ હોય છે.

આમ હોવાથી જેના અંતરમા વધારે પવિત્રતા હોય તેના અંતરમાં વધારે આનંદ આવે છે, અને વધારે પવિત્રતા ક્યા હોય એ તમને ખબર છે? જે ઇશ્વરી નિયમો વધારે પાળે તેના અંતકરણમા વધારે પવિત્રતા રહી શકે છે, તેથી તે વધારે આનંદ ભોગવી શકે છે. માટે જો નાશ ન પામે એવો અલૌકિક ઇશ્વરી આનંદ ભોગવવો હોય તો પ્રભુના નિયમો પ્રમાણે વર્તવું જોઇએ, અને જેમ બને તેમ વધારેમા વધારે પવિત્ર રહેવું જોઇએ.

સુરજ ઉગ્યાથી જેમ ચોતરફ અજવાળું ફેલાઈ જાય છે તેમ અંતરમાથી પવિત્રતાવાળા આનંદી ભક્તો જ્યા જ્યા જાય છે ત્યાં ત્યાં આનંદ ફેલાયાજ કરે છે.

જેમ ગુલાબના ફૂલની આસપાસ મજેની સુગંધી ફેલાએલી

રહે છે તેમ પવિત્ર ભગતો જ્યાં જ્યાં હોય ત્યાં ત્યા તેઓની આસપાસ આનંદ ફેલાએલોજ રહે છે.

ભગવાનના ભકતોના હૃદયમાં અખુટ આનદ ભરેલો રહે છે, તેનું કારણ શું એ તમે જાણો છો? એ સમજાવવા માટે સંતો કહે છે કે, આપણે ઘેર જ્યારે કોઇ વ્હાલાં સગા આવે, મન ગમતા મિત્રો આવે, કે કોઈ સદ્દગુણી મોટો માણુસ આવે, ત્યારે આપણુને કેટલો બધો આનંદ થાય છે? હવે એ ઉપર થી વિચાર કરો કે, આવાં માણસો આપણે ઘેર આવે તેથી પણ ઘણોજ આનદ થાય છે, ત્યારે જે ભકતોના હૃદયમા ભગવાન્ પોતે પધારે તેઓને મહા આનદ થાય તેમા નવાઈ શું? માટે ભકતોના આનંદનું ખાસ કારણ એ હોય છે કે, તેઓના હૃદયમા ભગવાન્ પધારે છે, તેથી તેઓ અખડ આનંદ ભોગવી શકે છે. માટે જો એવો અખડ આનંદ જોતો હોય તો આપણે આપણા હૃદયમાં પ્રભુ પધારે તેમ કરવું જોઇએ. કારણ કે એમ કરવું તે આનંદ મેળવવાની કુંચી છે.

જે ભગતના હૃદયમા ભગવાન્ પધારેલા હોય, જે ભગત ઇશ્વરનું માહાત્મ્ય સમજતો હોય, અને જેણે સર્વ શક્તિમાન્ અનંત બ્રહ્માડના નાથના મહાન્ સદ્ગુણોનો અભ્યાસ કરેલો હોય તે માણુસને ઇશ્વરના જ્ઞાનમાથી થતા આનંદો મળે અને એ મહા આનદને લીધે પોતાના નાના નાનાં દુઃખો ભૂલી જાય તેમાં નવાઈ શુ! આવા આવા કારણોને લીધે ભગતો આનદમા રહી શકે છે.

ઇશ્વરી આનદ ભોગવવાથી તે આનંદ ભોગવનાર ભકતોને બીજો એ લાભ થાય છે કે, તેઓ શુભ કર્મોમા હમેશા આગળ આગળ વધતાજ જાય છે, ને કદી પણ શુભ કર્મ કરવામા તેઓ કાયર થતા નથી. કારણ કે જેમ જેમ શુભ કર્મો કરતા જાય તેમ તેમ તેઓનો આનંદ વધતો જાય છે, તેથી આનદને લીધે વધારે વધારે સારાં કર્મો થતા જાય છે, ને ઇશ્વરની નજીક નજીક જવાતું જાય છે.

આનંદને લીધે શુભ કર્મો કરવામા કેમ આગળ વધી શકાય છે તે બાબત સમજાવવા માટે સતો કહે છે કે, જ્યારે લડાઈ ચાલતી હોય ને લશ્કરને શુર ચડાવવું હોય ત્યારે અસલના

વખતમાં બહાદુર રજપુતો પાસે ભાટ ચારણો .સિંધુડા રાગમાં તેઓના પરાક્રમોનાં વખાણ ગાતા હતા અને હાલના વખતમાં અંગ્રેજી લશ્કરને શુર ચડાવવા માટે જુદી જુદી જાતનાં લશ્કરી વાજાંઓ વગાડવામાં આવે છે, તેથી લશ્કરને આગળ વધવામાં મદદ મળે છે, તેમજ ઈશ્વરી આનંદ ભક્તોને સતકર્મ કરવામાં આગળ વધારે છે. કારણ કે આનંદને લીધે શુભ કર્મો કરવાનું ઉત્તેજન મળે છે. તેથી ઘણાંએ શુભ કર્મો કરી શકાય છે. એટલુંજ નહિ પણ કેટલીક વખત બહુ નાના નાના તથા અજાણ્યા અજાણ્યા ભક્તો પણ લોકોના કલ્યાણના કેટલાક બહુ મોટાં કામો કરી જાય છે. તેનું કારણ એ છે કે, તેઓના અંતરમાં ઈશ્વરી આનંદ હોય છે, તેને લીધે બીજા લોકોથી ન બની શકે તેવાં કામો એ લોકો કરી શકે છે. આવી ઈશ્વરી આનંદમાં ખુબીછે. માટે આપણે સૌએ ઈશ્વરી આનંદ મેળવવાની કોશીશ કરવી જોઇયે.

---

## ૮૭–આનંદ આનંદ ને આનંદ—ભાગ બીજો.

હમણાં જ્યારે આનંદ મેળવવાની વાતો ચાલે છે ત્યારે તેમાં આ વાત પણ સમજી લેજો કે, સાંસારીઓના સુખોમાં અને ભક્તોના આનંદમાં બહુ મોટો ફેર હોય છે. કારણ કે સંસારિક લોકોના જે સુખો છે તે સુખો જગતના બહારના પદાર્થોમાં રહેલાં હોય છે, અને ભક્તોનો જે આનંદ છે તે આનંદ તો ઈશ્વરને જાણવાથી તથા તેનું ભજન કરવાથી થએલો હોય છે. માટે તેઓનો આનંદ તેઓના મનની માન્યતામાં હોય છે તેથી કોઈ ભક્તો શ્રદ્ધામાંથી આનંદ મેળવી શકે છે, કોઈ ભક્તો ઈશ્વરનો ઉપકાર માનવામાંથી આનંદ મેળવી શકે છે. કોઈ ભક્તો પરોપકાર કરવામાંથી આનંદ મેળવી શકે છે, કોઈ ભક્તો સ્મરણમાંથી આનંદ મેળવી શકે છે, કોઈ ભક્તો ભજનો ગાવામાંથી આનંદ મેળવી શકે છે, કોઈ ભક્તો ભગવાનનો મહિમા સમજવામાંથી આનંદ મેળવી શકે છે અને કોઈ ભક્તો ભગવાનની મ્હોટાઈમાંથી આનંદ મેળવી શકે છે. આવી રીતે જુદા જુદા ભક્તો પોતાની અંદર રહેલા જુદા જુદા ગુણોમાંથી પોતાની ભાવનાઓ પ્રમાણે ઈશ્વરી આનંદ મેળવ્યા કરે છે. પણ સાંસારિક લોકોને કાંઈ એવો આનંદ મળતો નથી. કારણ કે તેઓને

તો જ્યારે પોતાના મનને ગમતી બહારની વસ્તુઓ મળે ત્યારેજ આનંદ મળી શકે છે, અને બહારની વસ્તુ મેળવવામાં તો બહુ પરાધીનપણું રહે છે, એટલુંજ નહિ પણ બહારની વસ્તુઓમાંથી આનંદ મળે તે આનંદ કાંઈ ઘણીવાર સુધી ટકી રહે તેવો હોતો નથી, અને એ સિવાય બીજાં પણ એમા ઘણી જાતનાં વિઘ્નો આવ્યા કરે છે, પણ ભક્તો પોતાની ભાવના પ્રમાણે પોતાના અંતઃકરણમાથી જે ઈશ્વરી આનંદ મેળવતા હોય તેમાં કાંઈ એવાં વિઘ્નો આવતાં નથી. માટે યાદ રાખજો કે સાંસારિક લોકોના સુખમાં અને ભક્તોના ઈશ્વરી આનંદમાં બહુ મોટો ભેદ છે. માટે બંધુઓ! પવનથી હાલી જતા ઝાડનાં પાદડાંના જેવા સાંસારિક લોકોના સુખોમાં રહી જશોમાં, પણ અખંડ અવિનાશી ઈશ્વરી આનંદ મેળવી શકાય એવી તજવીજ કરજો.

ભક્તોના હૃદયમાં રહેલો ઇશ્વરી આનંદ કેટલો બધો મહાન્ હોય છે અને કેટલો બધો દ્રઢ હોય છે એ તમને ખબર છે? એ માટે સંતો કહે છે કે, "બહુ મજબુત મૂળવાળુ ને સારે ઠેકાણે જામી ગએલું મોટું ઝાડ જેમ, પવનના ઝપાટાથી ઉખડી જતું નથી, તથા સમુદ્રના મોજાથી જેમ મોટા ખડકો ખસી જતા નથી, તેમજ ભક્તોના હૃદયમા જે ઇશ્વરી આનંદ જામેલો હોય છે તે આનંદ દુઃખને લીધે, દરદને લીધે, કરજને લીધે કે એવાજ બીજાં કોઈ કારણોસર ઓછો થઈ જતો નથી, પણ તેઓનો એ આનંદ તો હમેશા કાયમજ રહે છે. કારણ કે તેઓનો એ આનંદ પ્રભુપ્રેમમાથી જન્મેલો હોય છે. માટે જ્યા સુધી તેઓના અંતરમાં પ્રભુનો પ્રેમ હોય ત્યા સુધી તેઓના અંતરમાથી આનંદ જતો રહેતો નથી. બંધુઓ! આ ઉપરથી સમજી શકાશે કે ભક્તોના આનંદમા અને સાંસારિક લોકોના આનંદમાં બહુ મોટો તફાવત છે. કારણકે સાંસારિક લોકોને તો જ્યારે બધું પોતાને મનગમતું ઠીકઠીક હોય, જેમ કે શરીર નિરોગી હોય, પાસે પૈસાની છૂટ હોય, ધંધા રોજગારની આબાદી હોય, અને મળતા સ્વભાવના માણસો મળેલા હોય ત્યારે તેઓ આનંદ ભોગવી શકે છે. પણ જો એમાં પ્રતિકૂલતાઓ હોયતો તેઓ આનંદ ભોગવી શકતા નથી, પણ ઉલટું તેઓને બહુ દુઃખ થાય છે. પણ ભક્તોનો આનંદ આવી બહારની વસ્તુઓ-

માં હોતો નથી. તેઓનો આનંદ તો ભગવાનમાં પોતાનું ચિત્ત રહે તેમાંજ હોય છે. એટલે તેઓ ઘણી જાતનાં દુઃખોની વચ્ચે પણ ઈશ્વરી આનંદ ભોગવી શકે છે. આવી રીતે ભકતોના આનંદમાં અને સાંસારિકોના આનંદમા ઘણો ફેર છે, માટે એ બન્ને બાબતોનો ફેર સમજી શકાય તો સારૂ. હરિજનો કહે છે કે, "આનંદ" ને "સુખ" એ બે શબ્દોમા ફેર છે. તેમાં જે સુખ છે તે આજુબાજુના સંજોગો ઉપર આધાર રાખે છે, અને જે આનંદ છે તે અંતઃકરણની સાથે સંબંધ રાખે છે. કારણકે તે અંતરમાંથી બહાર આવે છે. હવે આ ઉપરથી સમજી શકાય છે કે, સાસારિક લોકોને જે સુખ મળે છે તે સુખનો સંબંધ તો બહારની વસ્તુઓ સાથે છે, તેથી એ વસ્તુઓની વધઘટ પ્રમાણે તેઓનાં સુખ વધી શકે છે અને ઘટી શકે છે, પણ ભકતોના હૃદયમાં જે ઈશ્વરી આનંદ હોય છે તે આનંદનો સંબંધ તો ઈશ્વરની સાથે અને પોતાના અંતઃકરણની સાથે હોય છે, એટલે બધે વખતે અને સૌ ઠેકાણે એ આનંદ એક સરખોજ હોય છે. આવી રીતે સસારીઓના સુખોમા અને ભકતોના આનંદમા બહુ મોટો તફાવત છે. માટે બંધુઓ! જરા વારનાં અને વળી અગવડભરેલા સુખોની તરફ ન દોડો, પણ જેમ બને તેમ ભકતોનો ઈશ્વરી આનંદ મેળવવાની કોશીષ કરો.

કેટલીક વખત કેટલાક ભગતોને કેટલીક જાતના દુઃખો હોય છે, છતાં પણ તેઓ આનંદમા રહી શકે છે. એનું કારણ શુ ? એ તમે જાણો છો ? તે કારણ સમજાવવા માટે સતો કહે છે કે, કોઈ કિલ્લાને દુશ્મનના લશ્કરોએ ઘેરો ઘાલ્યો હોય તેથી બહારથી પાણી ન મળતું હોય, પણ કિલ્લાની અંદર જો કુવા હોય તો તે લશ્કરને પાણીનું દુઃખ ભોગવવું પડતું નથી. તેમજ જે ભગતોના અંતરમા ઇશ્વરી આનંદનો ઝરો હોય છે તે ભગતોને કદી બહારના દુખો આવી પડે ને એ દુઃખોથી તેઓ ઘેરાઇ જાય તો પણ તેથી દિલગીર થતા નથી, મુંઝાઈ જતા નથી, કે હારી જતા નથી. કારણ કે તેઓના અંતરમાથી તેઓને ઇશ્વરી આનંદ મળ્યા કરે છે. એટલે બહારના નજીવા દુ.ખોની તેઓને દરકાર રહેતી નથી. જો કે એ દુઃખો બીજાઓને ગમે એટલા મોટા લાગતા હોય

પણ અંતરમાંથી ઇશ્વરી આનંદ વાળા ભકતોને મન તે દુખ કાંઈ હિસાબમાં હોતા નથી. કારણ કે તેઓ એવા ઘડીકવારનાં બહારનાં દુખોની સામે જોતા નથી. પણ તેઓ તો પોતાના અંતરમાં રહેલા ઇશ્વરી આનદની સામેજ જોયા કરે છે. તેથી તેઓ દુઃખની વખતે પણ આનંદમાં રહી શકે છે.

ઇશ્વરી આનંદનુ બીજું મહાન્ ફળ એ છે કે, ભકતો જ્યારે એવા મહા ઇશ્વરી આનદમાં હોય છે ત્યારે તેઓના અતરમા પાપ પેશી શકતું નથી. એટલુંજ નહિ પણ એવા ઇશ્વરી આનંદને લીધે ભકતો પોતાનાં સુખ તજી શકે છે, અને પ્રભુને અર્થે જગતના જીવોનાં કલ્યાણના મહાન્ કામો કરી શકે છે. કારણકે ઇશ્વરી આનંદને લીધે પોતાનો સ્વાર્થ તજવાનું તથા દુખ ભોગવવાનુ તેઓમાં બળ આવી જાય છે. તેથી તેઓ બીજા વ્યાવહારિક માણસોનાં કરતા ઘણીજ સારી રીતે પ્રભુની તથા જનમડળની સેવા કરી શકે છે, અને યાદ રાખજો કે આ બધુ અંતરમા રહેલા ઇશ્વરી આનદને લીધે થાય છે. માટે આપણે સાચા ભકતોના જેવો ઇશ્વરી આનદ મેળવવાની કોશીષ કરવી જોઇએ.

ભકતોના ચરિત્રો ઉપરથી આપણે જાણીએ છીએ કે, ઘણાએ ભકતો માથે ઘણી ઘણી જાતના દુખો પડયાં હતા, અને ઘણાએ ભકતોને ઘણી ઘણી જાતની મુશ્કેલીઓ વચ્ચેથી કામ લેવાં પડયાં હતાં, તથા ઘણાએ ભકતોને દરિદ્ર અવસ્થામાં દહાડાઓ કાઢવા પડયા હતા, છતા પણ તેઓના અંતરમાં આનંદનો ઝરો વહેતો હતો તેને લીધે તેઓને એ બધાં દુઃખોની દરકાર રહેતી નહોતી, પણ બહારથી ગરીબ દેખાતા એ બધા મોટા ભકતો પોતાના અતરમાથી એક મોટા શેઠીઆ કરતાં કે મોટા રાજા કરતા પણ વધારે સુખી રહેતા હતા. કારણ કે દુનિઆદારીના દુઃખો કરતાં ઇશ્વરી આનદ તેઓના હ્રદયમા ઘણોજ વધારે હતો. અને તેઓના અંતરમા એટલો બધો ઇશ્વરી આનંદ રહેતો તેનું કારણ એ કે, તેઓ આનંદ ભર્યા નીતિના ને ભક્તિના રસ્તામાં ચાલતા હતા. તેથી તેઓ બહારના ઘણી જાતનાં દુઃખો છતાં પણ આનદ ભોગવી શકતા હતા. માટે જો આપણે પણ એવો આનદ ભોગવવો હોય

તો નીતિ તથા ભક્તિના આનંદી માર્ગમા ચાલવું જોઇએ, અને ઇશ્વરી આનદ મેળવવાની કોશીષ કરવી જોઇએ. જો એમ કરીએ તો અસલના ભકતોને જે અલૌકિક ઇશ્વરી આનંદ મળતો હતો તેજ આનદ હમણા આપણને પણ મળી શકે તેમ છે. માટે આપણે એવો અવિનાશી ઈશ્વરી આનદ મેળવવાની કોશીષ કરવી જોઇએ.

---

## ૮૮–ખરા ભકતો એમજ સમજે છે કે, અમારૂં ભુંડું થતુંજ નથી. તે વિષે એક ભકતની વાત.

એક બહુ મ્હોટા ભગત હતા, તેઓની પૈસા સબધી સ્થિતિ બહુ સારી હતી, અને કુટુબ સુખની બાબતમાં પણ તેઓ બહુ ભાગ્યશાળી હતા. આવી રીતે દરેક બાબતોની સગવડ છતા પણ તેઓ અતિશય પ્રભુપ્રેમી હતા, અને તેમની રહેણીકરણી બહુજ ઉંચા પ્રકારની હતી. મતલબ કે તેઓ દુનિયાને દેખાડવા માટે ભગત થયા ન્હોતા, લોકાચારની રીત પ્રમાણે વર્તવા સારૂ ભગત થયા ન્હોતા, અને દેખાદેખીથી કે કોઇ જાતના વેગના પૂરમા તણાઈ જઇને ભગત થયા ન્હોતા, પણ પોતાની ફરજ સમજીને ભગત થયા હતા, પોતાની જીદગીની સાર્થકતા કરવા સારૂ ભગત થયા હતા. જગત્મા ભક્તિ કરતા બીજી વધારે સારી વસ્તુ કોઈ છેજ નહિ, એમ અનુભવ લઇને તેઓ ભગત થયા હતા અને પ્રભુનો મહિમા સમજીને તેઓ ભગત થયા હતા. એટલુજ નહિ પણ તેઓ કાંઇ શરીરની, ઇન્દ્રિઓની કે મનની ભક્તિમાજ રહી ગયા ન્હોતા, પણ તેઓ તો પોતાના આત્માવડે પરમાત્માન પકડવાની કુચી જાણતા હતા. એટલે તેઓ ભક્તિરસમા ગળી ગયેલા હતા, અને પ્રભુપ્રેમમા ડૂબી ગયેલા હતા, તેથી તેઓની ભક્તિ ઘણા વરસો સુધી એવી ને એવી એકસરખી ચાલી જતી હતી. એટલુંજ નહિ પણ તેમા દિનપ્રતિદિન વૃદ્ધિ થતી હતી. એમ ઘણા વરસો સુધી ચાલ્યાપછી એક વખત એમ બન્યું કે, તે ભગતે પોતાના વીશહજાર રૂપિયા જે શેઠીયાને ત્યા વ્યાજે મૂકયા હતા, તે શેઠીયાએ દીવાળું કાઢયું. તેથી એ ભગતના વીશહજાર રૂપિયા ડૂબી ગયા. એ વાત સા-

ભળીને ભગતની ઓળખાણુ પિછાણુ વાળા બીજા વ્યાવહારિક લોકો બહુ અફ્સોસ 'કરવા લાગ્યા, અને ભગતને કહેવા લાગ્યા કે, આ તો બહુજ ખોટું થયું. તમારૂં આજીવિકાનું સાધન તૂટી ગયું. એ પૈસાની મદદને લીધે તમે નિરાતે ભજન કરી શકતા હતા, તે પૈસા જવાથી હવે તમે બહુ મુશ્કેલીમાં આવી પડશો. એમ કહીને સહુ લોકો બહુ દિલગીર થવા લાગ્યા.

ત્યારે ભગતે કહ્યું કે, ભાઇઓ, તમે મારી ફિકર કરોમા. કારણુ કે જે વીશહજાર રૂપિયા મેં બહાર બીજે ઠેકાણે મૂક્યા હતા તે ગયા છે, પણુ હજી બીજા વીશહજાર રૂપિયા મારા ઘરમા પડેલા છે. એટલે મ્હને મારા ગુજરાન માટે મુંઝાવું પડે તેમ નથી. એમ કહી ઉલટા તે લોકોને દિલાસો આપવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, એમાં શું મ્હોટી વાત છે? એતો એમજ ચાલે. પૈસા જવાથી કાંઈ મારા અ તરનો આનદ ગયો નથી. અને લક્ષ્મી તો ચંચળ છે. એનો ભરોસો શું ? એ તો મોડી વ્હેલી જવાનીજ. માટે એવી વાતોના કાંઈ અમને અફ્સોસ થતા નથી. આ પ્રમાણે કહીને લોકોને શાન્ત કર્યા.

એ પછી બે વરસની અંદર ભગતના ઘરમા ચોરી થઈ, અને તેના વીશહજાર રૂપિયા ચોરાઈ ગયા. એ વખતે ભગતના સગાં વહાલા ને મિત્રો બહુ અફ્સોસ કરવા લાગ્યા ને કહેવા લાગ્યા કે, આટલું રોટલાનું સાધન હતું તે પણુ ગયુ. હવે તમે શુ કરશો ? ઘણા વરસ થયાં ધધો છોડી બેઠેલા છો તેથી હવે બહુ મુશ્કેલી થશે. ત્યારે ભગતે કહ્યું કે, એમા કાંઇ મ્હોટી વાત નથી. આપણે તો ભગવાન્‌ની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇએ. એ વસ્તુ મારા કામની નહીં હોય તેથીજ તેણે મારી પાસેથી ખેંચી લીધી હશે. હવે ગુજરાન માટે હુ મારાથી બનતી મહેનત કરીશ. કારણુ કે ધન ગયુ પણ હજી મારૂ શરીર તો સારૂં છે ? મારા હાથ, પગ, આખ, કાન વિગેરે ઇંદ્રિયો તો સારી છે? મારૂં મન તો સારૂં છે? અને મારી બુદ્ધિ તો સારી છે? ત્યાંસુધી શું ફિકર છે ? ટુકા ખર્ચમા ચલાવીશુ? ને જરૂર જેટલુ કમાઈ લેઇશું. એમાં કાંઈ બહુ મુશ્કેલીની વાત નથી. માટે તમે મારી ફિકર ન કરો.

એ પછી થોડા મહિના ગયા બાદ ભગતનો એકનો એક

દીકરો હતો તે ગુજરી ગયો. ત્યારે ભગતનાં સગાં વહાલાં તથા મિત્રો અને ઓળખાણુ પિછાણુવાળા બહુજ અફસોસ કરવા લાગ્યા. એ વખતે ભગત ઉલટા તેઓને સામો દિલાસો દેવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, સંસારની માયા એવીજ છે. જેટલો લેણા-દેણીનો સંબંધ હોય તેટલો લેવાય. આ જગતની સગાઈઓ તો બધી એવીજ છે. દુનિયામાં કોઈની સગાઇઓ ટકી છે? મોડી કે વહેલી એ સગાઇઓ તો તટવાનીજ. કારણકે આગળ કે પાછળ સહુને જવું પડે છે. એટલે અમે એવી વાતોનો અફ-સોસ કરતા નથી. દીકરો ગયો પણ હજી અમે ધણી ધણીયાણી તો બેઠાં છીએ. એટલે જો ભગવાનની મરજી હશે તો વળી બીજો દીકરો આવશે. આવી રીતે લોકોને સમજાવી સમજાવીને દિલાસો આપવા લાગ્યા. પણ પોતાના મનમાં દિલગીરીનો ધક્કો લાગવા દીધો નહિ. કારણ કે બહારથી આવી વ્યાવહારિક અડ ચણો આવતી હતી પણ તેના અંતરમા પ્રભુપ્રેમના આનંદનો ઝરો વહ્યા કરતો હતો. એટલે તેઓ અંદરથી શાન્તિ રાખી શકતા હતા, અને આવા દુઃખોના વખતે પણ ભક્તિનો આનંદ ભોગવી શકતા હતા.

એ પછી થોડા વખતની અંદર ભગતની બાઇડી માંદી પડી ને તે થોડા દિવસમા ગુજરી ગઇ. ત્યારે લોકો કહેવા લાગ્યા કે, ભગત આ તો બહુજ ભુંડુ થયું. ઘડપણના વખતમા તમને બાઇડીની મદદની જરૂર હતી. એવે ટાણે બાઇડી મરી ગઇ એ બહુજ મોટું દુઃખ થયું છે, હાય હાય! તમારા જેવો દુઃખી કોઈ નહિ. એક તો ધન ગયું, વળી દીકરો ગયો, અને ભક્તિમા મદદ કરે તેવી ભલી બાઇડી હતી તે પણ ગઇ. હવે તમે શું કરશો? ભગત? તમે તો બહુ દુખી થઇ ગયા હો! આવી આવી વાતો લોકો ભગતની આગળ કહેતા હતા, ત્યારે તે ભગત તેઓને ઉલટો સામો દિલાસો આપતા, અને કહેતાકે, દુનિયાના ઘાટ એમજ ચાલે છે. જગતની રચનાજ એવી છે કે સુખ દુઃખતો થયાજ કરે. પણ એવા સુખ દુઃખના ધક્કા અંતરમા પહોંચવા દેવા નહિ એજ ખુબીની વાત છે. જો હું જીવતો રહીશ ને જરૂર પડશે તો બીજી બાઇડી પરણી લઈશ. એમાં શું મોટી વાત છે? એ બિચારીને તેનો દીકરો મરી

જવાથી બહુ કલેશ થતો હતો, એમાથી તે છુટી એ ઠીક થયું છે. તેણે મારી બહુ સેવા કરી છે, અને અમારે ઘેર બીજા જે હરિજનો આવતા તેની પણ બહુ સેવા કરી છે, એટલે એનું તો સ્વર્ગમા પણ ભલું થશે. એવા ભલાં માણસો પોતાનો ધર્મ પાળીને મરી જાય તેનો અફસોસ ન કરવો જોઇએ. આવી રીતે ઉલટા તે ભગત લોકોને દિલાસો આપવા લાગ્યા પણ પોતાના અંતરમાથી દિલગીર થયા નહિ, કે પોતાની શાન્તિનો ભંગ થવા દીધો નહિ.

એ પછી કેટલાક વખત બાદ ભગત પોતે બહુ માંદા પડયા. ત્યારે લોકો તેમના ખબર પૂછવા માટે આવવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, ભગત તમે કહેતા હતા કે ભગવાન ભગતોનું ભૂડુ કરેજ નહિ, પણ લ્યો, હવે તો તમે પણ ચાલ વાના થયા. ધન ગયું એ દુખને તમે ન ગણકાર્યું, જુવાન દીકરો મરી ગયો એ દુઃખને પણ તમે ન ગણકાર્યું, અને ઘડપણના વખતમા તથા ગરીબીની વખતમાં ઘરરખુ ભલી બાઇડી મરી ગઈ એ દુઃખને પણ તમે ન ગણકાર્યું, પણ હવેતો દુઃખી ખરા કે નહિ? જુઓને! તમારૂં શરીર અત્યારે કેવું લેવાઈ ગયું છે? અને તેમ છતાં મરતી વખત કુટુંબમાં કોઇ નહિ, એ દુઃખ શું થોડુ છે? ભગત, હાય હાય? હવે તો તમે પણ ચાલ્યા? એ તો બહુજ ખોટુ થાય છે હો! ત્યારે કહ્યુંકે ભાઈ, ભગતોનું ભૂંડું થતુંજ નથી. અમારૂં તો જે થાય તે સારૂજ થાય છે. જુઓને, હવે જો મોત આવશે તો આ નાશ પામી જાય એવા દેહમાથી નીકળીને નાશ ન પામે એવા દેહમાં દાખલ થશું. જો મોત આવશે તો અહીંના રાગ વાળા, શોકવાળા ને અજ્ઞાની માણસોની સોબતમાથી નીકળીને સ્વર્ગના દેવતાઓની સોબતમા જશું. જો મોત આવશે તો મૃત્યુલોકમાથી જઇને અમરપણાના સુખો ભોગવશું, અને જો મોત આવશે તો હમણા મારી ને ભગવાનની વચ્ચે જે માયાનો પડદો છે તે નીકળી જશે, અને ઈશ્વરની હજુરના મહા આનંદો ભોગવી શકશું. માટે મોતમા પણ અમારૂં તો કલ્યાણુજ છે. કોઇ પણ સ્થિતિમાં રહેવાથી ભગતોનું ભુડુ થતુજ નથી. માટે તમે અમારી ફિકર કરો માં, ને અમારે માટે અફસોસ

કરો માં. એ પછી થોડા વખતની અંદર તે ભગત હરિની હજુરમાં પધાર્યા. એ મરતી વખતનો તેઓનો આનંદ જોયો હોય તો આપણને એમ લાગે કે, પોતાની ફરજો બજાવીને કેમ જાણે ઇનામ લેવા જતા હોય! તેવા આનંદમા બહુ શાન્તિથી તેઓએ પોતાનો દેહ છોડયો હતો.

બંધુઓ! જે સાચા ભગતો હોય છે તેઓના અંતરમા પ્રભુ પ્રેમના આનંદનો ઝરો વહ્યા કરે છે, એટલે તેઓ આવા આવા જગતનાં દુઃખોથી દિલગીર થતા નથી. કારણ કે એવા દુઃખોની વચ્ચે પણ તેઓ પોતાના અંતરની શાન્તિ જાળવી શકે છે, અને પ્રભુના આનંદમા રહી શકે છે. તેથી વસ્તુઓ બદલાય, તે સંજોગો બદલાય એનાં દુઃખો તેઓને હેરાન કરી શકતાં નથી. આવી રીતે જ્ઞાન તથા ભક્તિના બળને લીધે બધે ઠેકાણે તે બધી સ્થિતિમા ઉંચા ભગતોને આનંદ આનંદ ને આનંદજ મળ્યા કરે છે. અને બધી સ્થિતિમા તથા બધી દશામા એવો આનંદ ભોગવ્યા કરવો એજ ભક્તિની ખુબી છે, અરે એજ ભગતોની શ્રેષ્ટતા છે. માટે ભાઇઓ અને બ્હેનો! જો સાચા ભગત થવું હોય તો હમેશાં આનંદમા રહી શકાય તેમ કરો. દુઃખને વખતે પણ હમેશા આનંદમાં રહી શકાય તેમ કરો.

---

## ૮૯—યાદ રાખજો કે આપણે કાંઈ આ દુનિયા તજીને ભગત થવું નથી પણ આ દુનિયામાં રહીને ભગત થવું છે.

ભક્તિની બાબતમા ઘણા લોકો એમ સમજ્યા કરે છે કે જ્યાં સુધી સંસારમા રહીએ અને ઘરની જંજાળો ભોગવ્યા કરીએ ત્યા સુધી સાચી ભક્તિ થઈ શકે નહી. કારણ કે તેઓ નબળા મનના હોય છે, તેથી તેઓને એમ લાગ્યા કરે છે કે, જગતની જંજાળોમાંથી ભક્તિ કેમ કરી શકાય? તેઓનો સ્વભાવ રીસામણી નામનો એક જાતનો છોડ થાય છે તેના જેવો હોય છે, તેથી તેઓને નાની નાની બાબતોના પણ પોતાના અંતરમા બહુજ ધક્કા વાગી જાય છે. જેમકે—કોઈ દિવસ

પોતાના ઘરમાં કોઇ માણુસ માંદુ હોય છે ત્યારે તેઓ મુંઝાઈ જાય છે, કોઈ વખત પોતાની ઇચ્છા પ્રમાણે કામ ન થાય ત્યારે તેઓનું કોકડું ગુંચવાઈ જાય છે, કોઇ વખત ઘરના કુટુંબના કે મિત્રના વિચારોમા મતભેદ થાય ત્યારે તેઓને બહુ મોટી મુશ્કેલી લાગી જાય છે, કોઈ વખત પોતાની સ્થિતિ નબળી પડે ત્યારે તેઓ હાય મારી જાય છે, અને એવા વખતે તેઓને એમ લાગી જાય છે કે, હવે અમે શું કરશું ? ને હવે અમે એમનુ કેમ ચલાવી શકશું ? એમ ધારીને ગભરાઈ જાય છે. આવી રીતે દરેક બાબતોમા તેઓને ધક્કો લાગ્યા કરે છે, અને આ દુનિયાની રચનાજ એવી છે કે, કાંઈક કાંઇક મુશ્કેલીઓ આવ્યા વિના રહેજ નહિ, તેમજ આ જગતૃના સબધો પણ એવા છે કે, તેમા કાંઈક કાંઇક મતભેદ થયા વિના રહેજ નહિ. પણ જે કાચા મનના માણુસો હોય છે તેઓ આ બધી બાબતો સમજતા નથી અને કદી કોઇ તેમાથી કાંઇ થોડુ ઘણુ સમજે તો પણ એવે વખતે મનની મજબુતી આપતાં તેમને આવડતી નથી, અને તેમ છતા ભક્તિ કરવાની તેઓને ઇચ્છા હોય છે. તેથી પરિણામ એ થાય છે કે એવા માણુસો સસાર તજીને ભગત થવાનું પસદ કરે છે, પણ જે ખરા હરિજનો છે તેઓ કહે છે કે, સસાર તજીને ભગત થવું એમા કાંઇ મોટી વાત નથી, ને એવી ભક્તિની કાંઇ બહુ કીંમત નથી, પણ સસારની મુશ્કેલીઓ ભોગવીને તેમ છતા ભક્તિ કરવી એજ ખુબીની વાત છે. જેમકે —

વહાણો ને આગબોટો સમુદ્રમા રહે છે ને સમુદ્રમા તો વખતોવખત તોફાન થયા કરે છે, હલકડોલક થાય નહિ તો એનું નામ સમુદ્ર કહેવાયજ નહીં. સમુદ્રમા તો હમેશાં ભરતી ઓટ થવાનીજ. હવે એ બધી અડચણોનેલીધે કાંઇ વહાણોથી કિનારે પડયું રહેવાય નહીં તેણે તો સમુદ્ર ખેડવોજ જોઇએ. પણ એને બદલે તોફાનથી ડરી જઇને વહાણો જો કિનારે પડયા રહે તો એ કાંઈ તેની શોભા ગણાય નહીં. પણ તોફાનની વચ્ચે રસ્તો કાઢીને જ્યારે ધારેલે બંદરે તેઓ પહોચે ત્યારેજ તેની ખુબી કહેવાય છે. તેમજ અડચણો, ઉપાધિઓ, જજાળો અને મુશ્કેલીઓથી ડરી જઇને જે માણુસો પોતાનો ઘરસંસાર તજી દે છે

તેઓ તો કાયર માણસો છે, તેઓ કાચા ભગતો છે, તેઓ બ્હીકણુ ભગતો છે, અને એવા ભગતોની ભક્તિની કીંમત હરિની હજુરમાં બહુજ થોડી છે. કારણ કે મુશ્કેલીઓની વચ્ચેથી પસાર થવું અને તેમ છતા ભક્તિને છોડવી નહી તેમાજ ખુબી છે. માટે યાદ રાખજો કે આપણે તો આ સસારના સુખ દુઃખો સહન કરીને ભક્તિ કરવી છે, અને તેમાથી પ્રભુને રીઝવવો છે. કાંઈ બાવા થઇને ભક્તિ કરવાની નથી કારણ કે એવી એકઅંગી ભક્તિ પ્રભુને ગમતી નથી. માટે ભાઈઓ અને બ્હેનો! ત્યાગી થઇને ભક્તિ કરવાની ઇચ્છા રાખશોમા, પણ જેમ બને તેમ રૂડી રીતે પોતાનો ઘરસસાર ચલાવતે ચલાવતે ભક્તિ થાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે.

---

## ૯૦—વ્યવહાર અને પરમાર્થ બન્ને બાબતો સાચવે તેજ ઉંચા ભગતો ગણાય છે.

હાલના વખતમાં આપણા દેશમા બાવાઓ બહુ વધી ગએલા છે એટલે દરેક માણસોની નજરે ઠેકાણે ઠેકાણે બહુ બાવાઓ દેખાયા કરે છે, એટલુંજ નહિ પણ એ બાવાઓ પોતાના સબંધમા આવતા બીજા માણસોને પણ એવો ઉપદેશ કર્યા કરે છે કે, બાવા થવાથી બધી જાતની પીડા મટી જાય છે, એટલે ભક્તિ બહુ થઈ શકે છે. જ્યા સુધી ઘરસ સારની ઉપાધિ હોય ત્યાં સુધી ભગવાનમા ધ્યાન રહી શકે નહિ, માટે જો સાચા ભગત થવું હોય તો સન્યાસ લેવો જોઇએ. આ સ સારમાં કંઈ માલ નથી, ને એમા કઈ સુખ નથી. ફોગટની કોઈકને સારૂ હાયહોય કરવાની છે. સસારમા રહીને કોઇને સુખ મળ્યુ છે? ભરથરી ને ગોપીચદ જેવા રાજાઓએ ભગત થવા સારૂ પોતાના રાજપાટ પણ તજી દીધા હતા, ત્યારે આપણે ઘર છોડી દેવું એમાં શું મોટી વાત છે, આવો આવો ઉપદેશ આપ્યા કરેછે, તેથી ઘણાંએ કાચા મનના માણસો બાવા થઈ જાય છે. પણ ઘણાં માણસો શા માટે બાવા બને છે, તથા બાવા થયા પછી તેઓ કેવા દુઃખી થાય છે, એનો ખ્યાલ તેઓ કરતા નથી, પણ હમે તો એ બાબતો બહુ ધ્યાન રાખીને તપાસેલી છે, તેથી

ખબર પડી છે કે, બધા માણુસો કાંઈ પ્રભુપ્રેમને ખાતર બાવા થતા નથી, પણુ ઘણા માણુસો તો ભૂખના દુઃખને લીધે બાવા થઈ જાય છે. ઘણા માણુસો કુટુંબ કલેશને લીધે બાવા થઈ જાય છે. ઘણા માણુસો દુકાળ, ધરતીકંપ, મરકી વગેરે આફતોનેલીધે નિરાશ થઇને બાવા બની જાય છે, ઘણા લોકોમા કમાવવાની શક્તિ ન હોય ને કામકાજ કરવાની આવડત ન હોય તેને લીધે બાવા થઇ જાય છે, ઘણા લોકો ગુન્હાઓ કરીને પોતાના ગામ માંથી ભાગી જાય છે અને પછી ઓળખાય નહિ તે સારૂ બાવા બની જાય છે. ઘણા માણુસો બાવાએની સોબતને લીધે બાવા ઓ બની જાય છે, ઘણા માણુસો મોટા મહત બની માનપાન મેળવવાની આશાએ બાવા બની જાય છે, ઘણા માણુસો ઘણી જાતના સંજોગોને લીધે દુનિયાથી કંટાળેલા હોય છે, તેને લીધે બાવા બની જાય છે અને ઘણાએ બાવાઓ ન્હાના બાળકોને ચોરી જાય છે, અગર ગરીબ માબાપોના છોકરાઓને પોતાની પાસે રાખી તેઓને તેઓના અજ્ઞાનપણામાજ બાવા બનાવી દેય છે. એટલુંજ નહિ પણ ઘણી જાતના બાવાઓ પોતાના જેવીજ બીજી રખડતી દુઃખીઆરી બાઇઓને પરણી તેઓને ઉલટી વધારે દુઃખી કરે છે, અને તેના છોકરાઓ થાય છે તે પણ બાવા ગ ણાય છે. તેને લીધે બાવાઓની સખ્યા ઘણી વધારે છે. બાકી યાદ રાખજો કે ખરેખરા જ્ઞાનને લીધે અને ખરેખરા ત્યાગને લીધે પ્રભુને ખાતર બાવા થએલા હોય તેવો તો હજારમાં એક પણ હોતો નથી. આવા સજોગોને આધારે બની ગએલા બાવા-ઓ બિચારા બહુજ દુઃખી હોય છે, તેઓની જીંદગીની ઉંડાણુ-માં ઉતરીએ તો તેઓની દયાજનક સ્થિતિ જોઇને આપણુને ત્રાસ લાગ્યા વિના રહેજ નહિં. કારણુ કે તેઓમાથી સેકડે પચાણું જણાને તો ખાવા પીવાનું મહાદુખ હોય છે. ઘણાઓને સદાવ-તોમા ખાવું પડે છે. એ સદાવ્રતમાં ભાતમા ધનેડાં હોય છે, અને દાળમાં ચેળો તર્યા કરે છે. કારણુ કે સદાવ્રતમા આગળ પાછળ અનાજના થેલાઓ રાખી મુકે છે, અને એ અનાજ સાફ કરવા માટે તેમની પાસે જેવી જોઇએ તેવી સારી સગવડ હોતી નથી, તેથી ઘણી વખત અનાજ સડી જાય છે. પણુ તેઓની સ્થિતિ એવી ગરીબ હોય છે કે તેઓ સડેલા અનાજને પણુ ફેંકી

દઈ શકતા નથી, પણ તે સડેલું અનાજ સાધુઓને ખવરાવી દેય છે. સદાવ્રત છોડીને જે સાધુઓ બહાર ફર્યા કરે છે અને ટુકડા માગી ખાય છે તેઓના પણ બહુ બુરા હાલ હોય છે. તેઓને વખતસર ખાવાનું મળતું નથી, તથા પેટપુરતું ખાવાનું મળતું નથી. તેમજ ઘણા બાવાઓ જાત્રાને નામે જુદે જુદે સ્થળે રખડયા કરે છે તેઓની જીંદગી પણ બહુ દુખી હોય છે. કારણકે ઘણે ઠેકાણે ઉતરવાની સગવડો હોતી નથી, ઘણે ઠેકાણે પાણીની સગવડ હોતી નથી, અને ઘણે ઠેકાણે ખાવાનું પણ મળતું નથી. એ સિવાય સાધુઓમા સેંકડો જુદા જુદા પથ હોય છે તે દરેક પથના સાધુઓ એકબીજાના પથની અદેખાઈ કર્યા કરે છે, તેને લીધે ઠેકાણે ઠેકાણે વારંવાર લડી પડે છે. બીજુ એ કે ઘણા સાધુઓ ગજેડી હોય છે, ઘણા બાવાઓ ભાગ પીનારા હોય છે, ઘણા બાવાઓ અફીણીયાઓ હોય છે, ઘણા બાવાઓ દારૂડીઆ હોય છે, અને તમાકુ વિના ચાલે એવા તો કોઇકજ હોય છે. આ સિવાય દરેક બાવાના વિચારમા કાઈક કાઈક વિચિત્રતા હોય છે, તેથી તેઓ કદીપણ સંપથી રહી શકતા નથી, વાતવાતમા લડી પડે છે. એટલુંજ નહિ પણ બીજા અનેક જાતના દુર્ગુણો તથા ઘણી જાતના દુઃખો તેઓની અદર હોય છે. તેમ છતા બીજા ભોળા લોકોને તેઓ એમ કહ્યા કરે છે કે, બાવા થઈ જવામા બહુ મજા છે!!! ભાઇઓ! આ બધા બાવાઓની આ બધી સ્થિતિ જોઇને હવે વિચાર કરો કે, શું બાવા થવાથી ધર્મ પાળી શકાય તેમ છે! યાદ રાખજો કે આજના વખતમાં સગવડવાળા ગૃહસ્થાશ્રમીઓથી જેટલો ધર્મ પળાય છે તેટલો ધર્મ કોઇપણ જાતની સગવડ વિનાના સાધુઓથી પાળી શકાતો નથી. માટે ધર્મ પાળવા સારૂ બાવા થઈ જવાની કાઈપણ જરૂર નથી, કારણ કે જે ઉંચા ભગતો છે, જે સાચા ભગતોછે, અને જે પ્રભુના પ્યારા ભગતો છે તેઓ એવું કહે છે કે, જે પ્રભુપ્રેમીલા સાચા ભગતો હોય છે તેઓ પવિત્ર નદીઓના જેવા હોય છે, અને નદીઓનું કામ એ હોય છે કે પોતાના બન્ને કાઠાઓને ભીંજવવા ને આબાદ બનાવવા. જે નદીના બન્ને કાંઠાઓ લીલાછમ જેવા હોય, જેને બન્ને કિનારે ઝાડોની ઘટા હોય, જેને બન્ને કિનારે નેહેરો વહેતી હોય, અને તેથી ખેતરોમાં

ઘણી જાતનાં ફળ ફૂલ ઉત્પન્ન થતા હોય તેજ નદીઓ શ્રેષ્ટ ગણાય છે, તેમજ જે ભગતો વ્યવહાર અને પરમાર્થ એ બને કિનારાને ભીંજવે છે ને આબાદ બનાવે છે તેજ ભગતો શ્રેષ્ટ ગણાય છે. પણ જે ભગત એકજ કિનારાને તાજો રાખે અને બીજા કિનારાની દરકાર કરે નહિં તે ભગત કંઈ ઉત્તમ ગણાય નહિં. માટે જે સાચા ભગતો છે, અને વસ્તુ સમજી ગએલા ભગતો છે તેઓ તો પોતાના ઘરસસારને આબાદ બનાવે છે, પોતાના કુટુંબને સુખી કરે છે, પોતાના સ્નેહીઓને મદદ કરે છે, પોતાના પાડોશીઓને ટેકો આપે છે, અને જેમ બને તેમ પોતાના વ્યવહારમા ચોખ્ખાઈ રાખે છે, તથા તેવીજ રીતે ધર્મની બાબતમા પણ અતિશય કાળજી રાખે છે. અને ધર્મના કોઇપણ મુખ્ય નિયમોમા ચુકતા નથી. આવી રીતે વ્યવહાર અને પરમાર્થ બન્ને બાબતમા જે સરખી રીતે રહી શકે તેજ ભગત પ્રભુને પામે છે. પણ એને બદલે જે માણુસ એકલા વ્યવહારમાજ રચીપચી રહે તે માણુસ પ્રભુને ગમતો નથી, તેમજ જે માણુસ દુનીયાદારી તજીને પોતાની ફરજ બજાવ્યાં પહેલા બાવો થઇ જાય છે ને ઘરસંસારના વ્યવહારને તજી દેય છે તે માણુસ પણ પ્રભુને ગમતો નથી. કારણુકે એ બને જણા એક તરફી રહી જનારા છે, અને યાદ રાખજો કે એવા એક તરફી દોરવાઈ ગયેલા માણુસો કાંઈ સાચા ભગત થઇ શકતા નથી કે મોટા ભગત થઇ શકતા નથી, પણ નદી જેમ પોતાના બન્ને કિનારાઓને ભીંજવે છે અને આબાદ કરે છે, તેમ જે ભગત પોતાના ઘરસસારનો વ્યવહાર પણ રૂડી રીતે ચલાવે છે અને ધર્મની બાબતમાં પણ બરોબર હુંશીયારી રાખે છે તેજ ભગત પ્રભુના વહાલા થઈ શકે છે, અને તેનીજ ભક્તિ જલદીથી મંજુર થાય છે. કારણુકે વ્યવહાર તજીને પછી માત્ર ધર્મનું એકજ અગ પાળવું તેમાં કાંઇ મોટી વાત નથી, ને તેમાં કાંઈ બહુ બહાદુરી નથી, પણ એ બન્ને અગો બરોબર રીતે પાળવા તેમાજ ખુબી છે. માટે બધુઓ! જો સાચા ભગત થવું હોય તો એક તરફી દોરવાઈ જશોમા, પણ તમારા ઘરસંસારના વ્યવહાર તથા ધર્મ એ બન્ને બાબતો સુધરે ને એ બન્ને બાબતોમા આબાદી થાય તેમ કરજો, ને બાવા થતા પહેલા આ બધી બાબતોનો વિચાર કરજો, એજ અમારી ભલામણ છે.

સ્વ૦ સ૦ ૨૩-૨૪.

## ૯૧—જેઓ માનના બહુ ભૂખ્યા હોય છે તેઓ કેવા હોય છે તેનો એક નમુનો.

સો વરસ પહેલાં આપણા દેશમાં બહુ મોટા મોટા કુદરતી જંગલો હતા. એ જંગલોમાં વાઘ, વરૂ વગેરે ઘણાંએ હિંસક પ્રાણીઓ રહેતાં હતા. તે જગલોની અંદર થોડા થોડા ગાઊને છેટે નાના નાનાં ગામડાંઓ હતાં. એ ગામડાઓમાં વાઘનો ઉપદ્રવ બહુ હતો. ઘણી વખત ગામની અદર વાઘ આવી જતો, અને કોઇના બકરાં, ઘેટાં, વાછડાં કે કુતરાંને ઉપાડી જતો. તે વખતે કોઈ કોઈ બહાદુર માણસો વાઘને મારી નાખતા, અગર ઘ. : માણસો ભેળા થઈ તેને ભગાડી મૂકતા.

એક વખત એવા ગામડામા એક વાઘ આવ્યો અને એક ભરવાડના ફળીઆમા બાધેલાં વાછડાં ઉપર તલપ મારી. એ વખતે તે ભરવાઠ પોતાના ઘરમા બેઠો બેઠો રોટલો ખાતો હતો, અને તેની બાઇડી આગણાંમાં ઉભી ઉભી કુહાડીવતી લાકડાં ફાડતી હતી. તે બાઇએ વાઘને વાછડાં ઉપર હુમલો કરતો જોયો, અને વાઘનું બધુ જોર તથા બધું ધ્યાન પોતાના શિકાર ઉપર રોકાયલું હતું. તે જોઈ એ બાઇએ વાઘને કુહાડાના ત્રણ ચાર ઘા ઉપરાઉપરી એકદમ મારી લીધા, તેથી વાઘ નીચે પડી ગયો. વાઘને જોઇને એ બાઇનો ધણી બ્હી ગયો, તેથી રોટલો ખાવો છોડી દઈ ઘરના મેડા ઉપર ચ્હડી ગયો, અને ધ્રુજવા લાગ્યો. એટલામા તેણે જોયું કે, પોતાની બાઇડીએ તો બહુ બહાદુરી કરી હતી, અને વાઘને કુહાડે કુહાડે મારતી હતી તે જોઇને પોતે મેડા ઉપર ઉભે ઉભે બ્હીતે બ્હીતે ને ટાટીઆ ધ્રુજતે કહ્યુ કે, સાબાશ ! સાબાશ ! તેં ખુબ હિંમત રાખી છે, ને બહુ બહાદુરી કરી છે. હવે બે ત્રણ ઘા માથા ઉપર માર, એટલે વાઘ તુરતજ મરી જશે. તેની કેડ તો ભાંગી ગઇ છે, હવે માથું ભાગી નાંખ. ડર મા હો, લગાવી દે. ખૂબ જોરથી માર. આ પ્રમાણે મેડામાં ઉભે ઉભે વાતો કરવા લાગ્યો. બાઇડીએ માથા ઉપર કુહાડાના બે ઘા માર્યા, તેથી તે વાઘ મરી ગયો. એ પછી તે ભરવાડ મેડા ઉપરથી નીચે ઉતર્યો, અને જાણે પોતે બહુ મરદાઇ કરી હોય તેમ એ વાઘ સામે જોવા લાગ્યો. એ પછી

વાઘના કાન તથા પુંછડું તેણે કાપી લીધાં, અને પુછડું પોતાનાં ગળામાં વીંટર્યું અને કાન હાથમા લઈ ગામમા ફરવા ચાલ્યો, અને જે લોકો સામા મળે તેને કહેવા લાગ્યો કે, જુઓ! આ બહુ મોટા વાઘને મેં મારે આંગણે મારી નાંખ્યો છે. એ સાભળીને બધા લોકો તેનાં વખાણ કરવા લાગ્યા, તેથી તે મનમાં મનમાં ફુલાવા લાગ્યો, અને છાતી કાઢી ગામના બજારમાં વાઘની પુંછડી લઈને ફરવા લાગ્યો.

બધુઓ! જે માણસો માનના ભૂખ્યા હોય છે ને તેમછતાં પોતાની અંદર કામ કરવાનું ખરેખરૂં બળ હોતું નથી તે માણસો આવી જાતના હોય છે. તેઓ કોઇકનાં કરેલાં સારાં કામોનું માન પોતે ખાટી જાય છે. કોઇકે કરેલી બહાદુરીનો ટોપલો પોતાની ઉપર લઈને ફરે છે, અને પોતાનાથી કાંઈ ન બનતું હોય છતા પણ બધુ અમે કરીએ છીએ એવો દેખાવ ને એવો ડોળ કર્યા કરે છે. પણ યાદ રાખજો કે, એમ કરવું એ ઘણુજ ખરાબ છે, અને એ બહુજ મોટું પાપ છે. કારણ કે જેમ કોઈનું ધન ચોરી લેવું એ પાપ છે તેમજ કોઈનું માન ચોરી લેવું એ પણ બહુ મોટી ચોરી છે, ને તે પણ પાપ છે. તેમ છતા આપણે સૌ થોડું ઘણુ એ જાતનું પાપ કરીએ છીએ, અને તેમ છતાં જાણતા નથી કે આ અમારાથી પાપ થાય છે. પણ યાદ રાખજો કે, જાણ્યે અજાણ્યે આવી જાતની ભૂલો આપણાથી વારંવાર થયા કરે છે, એથી જે માન બીજા ખરેખરા હકદારને મળવું જોઈએ તે માન આપણે લઇયે છીયે. જે ભલા માણસનાં વખાણ કરવા જોઇએ ને કરાવવાં જોઈએ તેને બદલે આપણે આપણાં વખાણ કરીએ છીએ તથા કરાવીએ છીએ. અને જે બાબત સાથે આપણને સીધી રીતે સબધ ન હોય તથા જે કામમાં આપણે ખરી રીતે મહેનત ન લીધી હોય તેવા કામનું માન પણ જ્યારે આપણને મળે ત્યારે આપણે રાજી થઇએ છીએ, પણ જરા વિચાર તો કરો કે, એવી રીતે ફુલાવાનો આપણને શું હક છે? કોઈકને આપવાનું માન લઈ લેવાનો આપણને શું હક છે? યાદ રાખજો કે, આમ કરવું એ ચોખ્ખે ચોખ્ખી અને મોટામાં મોટી ચોરી છે. માટે એવી ભૂલ ન થાય એ સંભાળજો. ખોટા માનમાં ન પડયું રહેવાય એ

સંભાળજો, અને માનની ભુખ સારૂ, માનના લોભ સારૂ, અને માનની આશાએ બીજા કોઇને ગેરઇન્સાફ ન થાય એ સંભાળજો.

---

## ૯૨–આપણે આપણાં સગાંવ્હાલાંઓને તથા મિત્રોને ઘણી જાતની મદદ કરીએ છીએ એ વાત ખરી, પણ તેમને પ્રભુના રસ્તામાં લાવવા માટે કોઈ દિવસ મહેનત લીધી છે?

આ જગતમા ઘણા માણસો બહુ ભલા હોય છે. તેઓ પોતાનાં કુટુંબને સુખી રાખવા માટે બહુ મહેનત લેય છે, પોતાના મિત્રોને મદદ કરવામા બહુ ઉદારતા રાખે છે, પોતાના પાડોશીઓને વખતોવખત કોઇ કોઇ જાતની પોતાનાથી બની શકતી મદદ આપ્યા કરે છે અને નિરાધાર ગરીબો તરફ પણ પોતાની ઉદારતાનો હાથ લબાવ્યા કરે છે. જેમકેઃ–

તેઓ પોતાની બાઈડી માટે બની શકે એટલા દાગીના બનાવે છે, કેટલીક વખત બહુ તણાઇને તથા કરજ કરીને પણ તેને રાજી રાખવા માટે દાગીના કરાવે છે, પોતાના છોકરાઓ માટે જરીના ભરતવાળા કોટ પાટલુન બનાવે છે. પોતાના છોકરાઓના સ્કુલના અભ્યાસ માટે સારા સારા માસ્તરો તેઓ રાખે છે. પોતાના છોકરાઓના સારે ઠેકાણે લગ્ન થઈ જાય એ માટે ઘણા વરસો સુધી ઘણી જાતની મહેનત તેઓ કર્યા કરે છે, અને ઘણા જણની ખુશામત કર્યા કરે છે. પોતાના મિત્રો માટે પણ તેઓ પોતાનાથી બનતું કરે છે. તેઓ કોઇને સારી સલાહ આપે છે, કોઇને કોઈની ભલામણ અપાવે છે, કોઇને નોકરીપર લગાડી દેય છે, કોઇના લગ્નનુ લાકડેમાકડુ જોડી દેય છે, કોઈના છોકરાને ભણાવવાની સગવડ કરી આપે છે, કોઇને પૈસા સબધી મદદ કરે છે, કોઈના જામીન થાય છે, અને કોઇને બીજી કોઈ રીતે મદદ કરે છે. આવીજ રીતે પોતાના પાડોશીઓને તથા પોતાની નાતવાળાઓને પણ પ્રસગોપાત મદદ કર્યા કરે છે, તથા ગરીબોને પણ દાન આપ્યા કરે છે, ફાટયા તુટયાં લુગડાલતાં આપ્યા કરે છે, અને તેઓને માટે ઘણે ઠેકાણે સારી જીભ વાપર્યા કરે

છે. આવી રીતે દરેક ઠેકાણે તેઓ ભલાઈ રાખે છે. તેજ પ્રમાણે ઘણા શેઠીઆઓ પોતાના નોકરો ઉપર પણ રહેમ રાખે છે, અને જેમ જેમ પોતાને વધારે ફાયદો મળતો જાય તેમ તેમ નોકરોના પગાર પણ વધારતા જાય છે તથા નોકરીના પ્રમાણમાં તેમની કદર સમજીને ઈનામો આપતા જાય છે. આ બધી વાતો ઘણીજ સારી છે, અને તે બધુ સારાં માણસોથીજ બની શકે છે, એમાં કાઈ શક નથી. માટે એવા ભલા કામો કરનાર ભલા ગૃહસ્થોને અમે વખાણીએ છીએ અને માન આપીએ છીએ. છતા પણ એટલું તો કહેવુ જોઇએ કે, આવા ભલા માણસોમાં પણ એક જાતની ભુલ રહી જાય છે અને તે એ કે, પોતાના સ્નેહીઓને તેઓ જેમ વ્યાવહારિક બાબતોમા બહુજ લાગણીપૂર્વક મદદ કરે છે તેવી રીતે તેઓને ઈશ્વરી રસ્તામા લાવવા માટે મદદ કરતા નથી. એ બાબતમાં સારા સારા માણસોમાં પણ બહુ અંધારૂ જોવામા આવે છે. પણ યાદ રાખજો કે, આ સસારમા અને આ જીદગીમા સૌથી વધારેમાં વધારે જરૂરની વાત તો એજ છે કે, પોતાનાથી બની શકે તે પોતાના સ્નેહીઓને તથા બીજાઓને ઈશ્વરી જ્ઞાન આપવું, તેઓને ઇશ્વરનાં રસ્તામા વાળવા અને તેઓની અંદર પ્રભુપ્રેમ જગાડવાના ઉપાયો કરવા, એ સૌથી વધારે મહત્વની વાત છે. કારણકે ઈશ્વરના જ્ઞાનથીજ જીદગી સુધરી શકે છે, ઇશ્વરના જ્ઞાનથીજ અંતરની શાતિ મેળવી શકાય છે, અને ઇશ્વરના જ્ઞાનથીજ મુઆ પછીની જીદગી પણ સુધરી શકે છે. માટે ઇશ્વરી જ્ઞાન એ સૌથી મોટામા મોટી વાત છે, અને એ કામ ખાસ કરવા જેવું છે, એટલુંજ નહીં પણ પોતાને આશરે પડેલાં સ્ત્રી, પુત્ર વગેરે કુટુબના માણસો, નોકરો, તથા પોતાની ઉપર ઘણી જાતનો આધાર રાખતા હોય તેવા ભાઈઓ અને દોસ્તોને ઇશ્વરનો રસ્તો બતાવવો એ આપણી ખાસ ફરજ છે, અને જ્યાં સુધી એ ફરજ આપણે ન બજાવીએ ત્યાંસુધી અધુરાપણુંજ રહી જાય છે. કારણ કે જગતના બીજા બધા વિષયોના જ્ઞાન કરતા ઇશ્વરનું જ્ઞાન સૌથી શ્રેષ્ઠ છે, અને બીજી અનેક જાતની વ્યાવહારિક મદદોની પ્રભુની હજુરમાં જેટલી કીંમત છે તે કરતા ઇશ્વરીજ્ઞાન આપવાની તેની હજુરમાં બહુજ મોટી કીંમત છે. માટે જેમ બને

તેમ આપણા કુટુંબમાં અભણ સ્નેહીઓમા, આપણા પાડોશીઓમાં, આપણા નોકરોમાં અને આપણા લાગતા વળગતાઓમાં ધર્મનું જ્ઞાન ફેલાય તેમ કરવું જોઇએ. કારણ કે બીજી અનેક ફરજો બજાવ્યા છતાં જ્યા સુધી એ બાબતમાં અંધારૂ રહી જાય ત્યાં સુધી બધુંએ કાચુ છે, અને એકડા વગરનાં મીંડા જેવું છે. માટે ભાઇઓ અને બ્હેનો! તમે જેમ તમારા સ્નેહીઓને બીજી ઘણી જાતની મદદ કરો છો તેમજ ઇશ્વરી રસ્તો દેખાડવાની પણ મહેનત કરજો, ઇશ્વરી રસ્તો દેખાડવાની પણ મહેનત કરજો, એજ અમારી વિનતી છે.

---

## ૯૩—કેટલાક લોકો કહે છે કે ભક્તિ કરવામાં શું વળે? પણ એમ કહેનારને કહો કે ભકિત કરવાથી થતા ફાયદા સામે તો જરા જુઓ.

કાઠિયાવાડમા એક નાના ગામડામા એક માણસ રહેતો હતો તે મુંબઇમા જઇને સારી રીતે પૈસા કમાયો. એ પછી તેણે પોતાના ગામને સુધારવા માટે અને પાણીનું દુઃખ મટાડવા માટે એક મોટા કુવા ઉપર પવનચક્કીનો સંચો ગોઠવ્યો. એ પવનચક્કીનું બહુ ઉંચે રહેલું મોટુ ચક્કર બહુ જોરથી ગોળ ગોળ ફર્યા કરતુ હતું અને તે ચક્કર ઘણે દૂરથી ફરતું દેખાતુ હતું એ જોઇને આસપાસના ગામડાના જંગલી લોકો હસવા લાગ્યા અને પોતપોતાની અંદર અંદર કહેવા લાગ્યા કે, આ શેઠીઓ કેવો મુરખ છે? મુંબઈમા જઇને રૂપિઆ મળ્યા તે આવી રીતે ઉડાવે છે. આટલું ઉંચુ પૈડુ ફર્યાં કરે એમા શુ વળે? એથી ફાયદો શુ? બિચારાએ મફતની મહેનત કરી છે. એમ કાંઇ પાણી મળે! એ કરતા રેંટ ચલાવ્યો હોત કે કોશ માંડયો હોત તો ખરચ પણ ઓછો થાત અને પાણી મળ્યા કરત, પણ આ ક્યાયનું ક્યાય ઉંચે ચક્કર ફર્યા કરે એમા કાંઈ પાણી આવે? આ પ્રમાણે તે ગામડીયાઓ વાતો કરતા હતા અને એ ચક્કર સામે જોઇ હસતે હસતે તે શેઠીયાની મશ્કરી કરતા હતા. પણ એ પછી થોડા દિવસની અંદર તેઓએ જોયું કે, આ બહુ ઉંચે ફરતા ચક્કરથી તો ઘણુંએ પાણી મળે છે, એ પાણીથી

હવેડા ભરાય છે, ટાંકી ભરાય છે, બગીચામા પાણી જાય છે, અને ઘણાં ખેતરોને તેનુ પાણી પહોંચે છે. તેથી એ ચક્કરની આસપાસ ઘણે દૂર સુધી લીલું છમ થઈ રહેલું છે. એટલુંજ નહિ પણ જ્યારે આગ લાગે છે ત્યારે પણ ટાંકીનું પાણી બહુ ઉપયોગી થઇ શકે છે. આ બધી બાબત પોતાની નજરે જોયા પછી ગામડીઆઓ તે શેઠીયાની મશ્કરી કરતા હતા તે બધા શરમાઈ ગયા, અને કહેવા લાગ્યા કે, મુંબઇવાળાની અક્કલને કોઈ ન પહોચે.

બધુઓ ! આ દાખલો આપીને એક સત મહાત્મા એમ સમજાવતા હતા કે, જેમ પવનચક્કીના ચક્કરનો પાણી સાથે રહેલો સબધ ગામડીયાઓના ધ્યાનમા આવી શકતો નહિ તેમજ ભક્તિનો પરમ કૃપાળુ પરમાત્માની સાથે કેવો ગાઢસબધ રહેલો છે તે વાત ઘણાએ સંસારી લોકો સમજી શકતા નથી. તેથી તેઓ એમ કહે છે કે, ભક્તિમા શું વળે ? પણ યાદ રાખજો કે, ભક્તિના ચક્કરમાથી તો જે ધારો તે બની શકે તેમ છે. જેમકે, ભક્તિથી અતરમા શાતિ મળે છે. ભક્તિથી પાપ કપાતાં જાય છે. ભક્તિથી પોતાની આસપાસના મંડળમાં સલાહ શાંતિ વધતી જાય છે. ભકિતથી વગર મફતની હાયહોય ઓછી થતી જાય છે. ભક્તિથી એક જાતનો સાચો સંતોષ આવતો જાય છે. ભક્તિથી સદગુણોના બીજો ખીલતાં જાય છે. ભકિતથી જીવાત્માને એક ઉંચી જાતનો ખોરાક મળે છે. ભકિતથી જીવને પુષ્ટિ મળે છે. ભક્તિથી આનદમા રહી શકાય છે. ભકિતથી કેટલીક જાતના બધનો કપાઇ જાય છે ને કાંઇક સ્વતત્રતા આવી જાય છે. ભકિતથી ભક્તની અદર એક નવી જાતનું અલૌકિક બળ આવી જાય છે. ભક્તિથી નીકળેલા વચનોમા કાંઇક ખાસ માલ હોય છે. ભકિતથી જગતના બધા પદાર્થો નીચા પડી જાય છે, તેથી ઘણી વસ્તુઓનો મોહ ઓછો થઈ જાય છે. ભકિતથી પોતાની ફરજો બજાવવાનું બળ આવી જાય છે. ભકિતથી પરમાત્મા તરફની વૃત્તિ જાગૃત થાય છે ભક્તિથી આત્માનું બળ સમજાતું જાય છે. ભક્તિથી ઇશ્વરની નજીક નજીક જઇ શકાય છે. ભકિતથી હૃદય હલકું ફૂલ જેવું થઈ જાય છે. ભકિતથી કેટલીક જાતની નાની નાની સિદ્ધિઓ એની મેળે મેળે મળી જાય છે. ભકિતથી

ખમી ખાતાં આવડે છે. ભક્તિથી જુની ટેવો તથા હલકી જાતના આચાર વિચારોને બદલી શકાય છે. ભક્તિથી ભક્તોનું તેજ વધી જાય છે. ભક્તિથી ઘણી જાતના દુર્ગુણો કાંઈપણ મહેનત વિના એની મેળે મેળે મુકાતા જાય છે. ભક્તિથી મહાત્માઓને પગલે પગલે ચાલી શકાય છે. ભક્તિથી શાસ્ત્રોના ઉંડાં રહસ્યો સમજી શકાય છે, અને ભક્તિથી ઘણી જાતના દુઃખ તથા દરદો મટી જાય છે. એટલુંજ નહિ પણ ભક્તિથી ભગવાનની અંદર જે ગુણો રહેલા છે તે ગુણો આવતા જાય છે. એથી આગળ જતાં મહાત્મા, દેવ, અવતાર અને પછી નરમાંથી નારાયણ બની શકાય છે. આવું અલૌકિક ભક્તિનું બળ છે. આવું ચમત્કારી ભક્તિનું બળ છે, અને આવું પ્રત્યક્ષ ભક્તિનું બળ છે. માટે બંધુઓ ! બીજા અજ્ઞાનીઓના બોલવા સામે જોયા કરવામાં રહી જાઓ મા, પણ ભક્તિનું ચક્કર ચલાવ્યા કરો, અને તેમાંથી મહાન્ લાભ મેળવ્યા કરો. મહાન્ લાભ મેળવ્યા કરો.

---

## ૯૪–અંતરની પવિત્રતા વિષે. પવિત્રતા પરમાત્મામાંથી આવે છે.

પવિત્રતા એ બહુજ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ છે, પવિત્રતા એ અમૂલ્યમાં અમૂલ્ય છે, અને પવિત્રતા એ પ્રભુની વ્હાલી વસ્તુ છે. તેથી પવિત્રતા મેળવવા માટે દુનિયાના દરેક ધર્મોએ હુકમ કરેલો છે, અને જગતમાં જેટલા સંતો થયા છે તે સહુ સંતો પવિત્રતા મેળવવા ઉપર ખાસ ભાર મૂકતા હતા. કારણકે અંતરમાં પવિત્રતા આવે તે પછીજ ધર્મ સિદ્ધ થાય છે. અંતરમાં પવિત્રતા આવે તે પછીજ ધર્મની બધી ક્રિયાઓ પૂરેપૂરૂં ફળ આપી શકે છે. અંતરમાં પવિત્રતા આવે તે પછીજ ભક્તિનો ખરો આનંદ ભોગવી શકાય છે. અંતરમાં પવિત્રતા આવે તે પછીજ સત્ય જ્ઞાન ઉત્તમ થાય છે, તથા તે જ્ઞાન હૃદયમાં ઠરે છે. અંતરમાં પવિત્રતા આવે તે પછીજ ચમત્કાર કરવાની શક્તિઓ પોતાની મેળે મેળે આવે છે. અંતરમાં પવિત્રતા આવે છે પછીજ બીજા લોકોની ઉપર અજબ જેવી અસર કરી શકાય છે, અને અંતરમાં પવિત્રતા આવે તે

પછીજ જીંદગીનો સાર્થકતા થાય છે, તથા અંતરમાં પવિત્રતા આવે તે પછીજ મોક્ષના સુખો ભોગવી શકાય છે, માટે દરેક હરિજન પવિત્રતા મેળવવા સારૂ બહુજ પરિશ્રમ કરે છે પણ તેમ છતાં આપણે જોઇએ છીએ કે બહુજ થોડા માણસોને સાચી પવિત્રતા મળી શકે છે. બાકીતો ઘણા ખરા બહારની પવિત્રતામાજ રહી જાય છે. કારણ કે અંતરની ખરી પવિત્રતા કેમ મળે છે તેની કુચી તેઓ જાણતા નથી. તેથી તેઓ પવિત્રતા માટે ફાફા માર્યા કરે છે, પણ ખરી પવિત્રતા મેળવી શકતા નથી, માટે સાચી પવિત્રતા મેળવવાની કુચી મેળવી લેવી જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—

પરમ કૃપાળુ પરમાત્મા પૂર્ણ પવિત્ર છે. માટે જગત્‌માં ભગતોની અંદર જે કાંઈ પવિત્રતા છે તે બધી પવિત્રતા પરમાત્મામાથીજ આવેલી છે. પ્રભુ સિવાય બીજી કોઇ પણ વસ્તુમાથી પવિત્રતા આવી શકતી નથી. માટે જો પૂર્ણ પવિત્રતા મેળવવી હોય તો પૂર્ણ પવિત્રતાવાળા ભગવાનની અંદર આપણા જીવનો લય કરવો જોઇએ, અને એટલો વખત જગત્‌નું બધુ ભાન ભૂલી જવુ જોઇએ. આવી દશા થાય તેને શાસ્ત્રમા લય યોગ કહે છે. પણ એવા લયયોગને અમે અંતર પવિત્રતા કહીએ છીએ. કારણકે એવા લયયોગ વખતે જીવમા જેવી પવિત્રતા આવી જાય છે તેવી પવિત્રતા બીજે કોઈ પણ વખતે આવી શકતી નથી. માટે જો ખરી પવિત્રતા મેળવવી હોય અને એ પવિત્રતાને કાયમ રાખવી હોય તો પરમ કૃપાળુ પરમાત્માની અંદર જીવને જોડી રાખવો, અને સમુદ્રમા જેમ નદી ખોવાઈ જાય છે તેમ પૂર્ણ પવિત્ર અને મહા આનંદ રૂપ ભગવાનની અંદર આપણા જીવને ખોઈ નાખવો, એટલે કે પ્રભુની અંદર આપણા જીવનો લય કરવો, અને એમ કરવા માટે દરરોજ પ્રેમપૂર્વક તથા નિયમપૂર્વક સર્વ શક્તિમાન્ મહાન્ ઇશ્વરનું ધ્યાન ધરવું, તેના નામનું સ્મરણ કરવુ, તેની સેવા કરવી, તેના ગુણ ગાવા, તેનો ઉપકાર માનવો, અને તેનો મહિમા સમજી દીનતાથી તેના દાસ બનવુ. આ પ્રમાણે કરવાથી આગળ જતા ભગવાનની અંદર પોતાના જીવને લય કરતા આવડે છે. અને એવી રીતે ભગવાનની અંદર જીવનો લય થાય ત્યારેજ

અંતરની પવિત્રતા આવી શકે છે. માટે અંતરની પવિત્રતા મેળવવા સારૂ પ્રેમપૂર્વક ભક્તિમાર્ગના ઉપર જણાવેલાં સાધનોમાં મંડયા રહેવું જોઈએ, અને યાદ રાખજો કે, એવાં સાધનોમાં મંડયા રહેવામાં કાંઇ મુશ્કેલી નથી, પણ જેમ જેમ અંતરમાં પવિત્રતા આવતી જાય છે તેમ તેમ એવા સાધનોમાં મંડયા રહેવાથી ઉલટો વધારે વધારે આનંદ આવતો જાય છે, અને જીવમાં નવું નવું બળ આવતું જાય છે, તથા વધારે વધારે ઇશ્વરની કૃપા આવતી જાય છે, માટે પ્રભુમાથી મળતી પૂર્ણ પવિત્રતા મેળવવા સારૂ ભક્તિ માર્ગનાં સાધનોમાં મંડયા રહેજો, એજ અમારી ભલામણ છે.

## અંતરને પવિત્ર કરવા સારૂ પોતાની સ્થિતિ બદલવાની જરૂર નથી.

પોતાનું હૃદય પવિત્ર કરવા માટે કાંઈ નાત જાત તજવાની જરૂર નથી. પોતાનું અંતર પવિત્ર કરવા માટે કાંઈ ધંધો રોજગાર તજી દેવાની જરૂર નથી. પોતાનું અંતર પવિત્ર કરવા માટે કાંઈ દેશ કે વેશ તજવાની જરૂર નથી, અને પોતાનું અંતર પવિત્ર કરવા માટે કાંઈ વનમા જવાની જરૂર નથી. પણ જો પવિત્ર થવાની કુંચી આવડી જાય તો ઘરમા રહીને પણ પવિત્ર રહી શકાય છે. ધંધો રોજગાર કરતે છતે પણ પવિત્ર રહી શકાય છે, અને રૂડી રીતે ઘર સંસાર ચલાવતે છતે પણ પવિત્ર જીંદગી ગાળી શકાય છે

પવિત્ર થવા માટે કાંઈ ઝાઝું ભણવુ ગણવુ પડતું નથી. પવિત્ર થવા માટે કાંઈ પંડિતાઈ જોતી નથી. પવિત્ર થવા માટે કાંઈ ઉંડો ઉંડો અભ્યાસ કરવો પડતો નથી, અને પવિત્ર થવા માટે કાંઈ મહા જ્ઞાની થવું પડતુ નથી. કારણકે આપણે જોઇએ છીએ કે, ઘણી વખત તદન અભણ માણસો પણ પવિત્ર હોય છે. બહુજ થોડું ભણેલા પણ પવિત્ર હોય છે, અને બહારની બહુ ચતુરાઇ વિનાના ભાળાભોળા ભગતો હોય તેઓ પણ ઘણી વખત બહુ પવિત્ર હોય છે એ ઉપરથી સમજી શકાય છે કે, પવિત્ર થવા માટે કાંઈ બહુજ મ્હોટા પંડિત થવાની જરૂર નથી.

---

## ૯૪—અંતરની પવિત્રતા મેળવવા માટે કાંઇ પોતાની સ્થિતિ બદલવાની જરૂર નથી.

બધુઓ! પવિત્રતાનું સ્વરૂપ કેવું છે? પવિત્રતા કયાંથી મળે છે? અને પવિત્રતા કેમ મળે છે? એ વાત બરોબર રીતે ન સમજવાને લીધે ઘણા હરિજનો એમ સમજ્યા કરે છે કે, પોતાની સ્થિતિ બદલવાથી પવિત્રતા મળે છે. આવી સમજણને લીધે પવિત્રતા મેળવવા માટે કોઈ માણસો પોતાનાં ઘરબાર છોડે છે, કોઈ માણસો પોતાના વેશ બદલે છે, કોઇ માણસો પોતાના દેશ છોડે છે, કોઇ માણસો પોતાના ધર્મ બદલે છે, અને કોઈ માણસો પોતાના ગજા ઉપરાતના કામો કરે છે, અને તેમ છતાં તેઓને સાચી પવિત્રતા મળતી નથી. કારણ કે સ્થિતિ બદલવા સાથે પવિત્રતાને કાંઈ સંબધ નથી, એટલુંજ નહિ પણ મહાત્માઓનો તથા શાસ્ત્રોનો તો એજ સિદ્ધાંત છે કે પરમકૃપાળુ પરમાત્માએ આપણને જે સ્થિતિમા મૂકયા હોય તે સ્થિતિમાં સંતોષથી રહીને તે સ્થિતિના રૂડી રીતે ધર્મો બજાવવાથી અંતરની પવિત્રતા મળી શકે છે. આમ હોવાથી જે ઉંચા ભગતો છે, જે ચોખ્ખી સમજણવાળા ભગતો છે, અને જે પવિત્ર ભગતો છે તેઓ તો જે વખતે ને જે ટાણે જે આવી બને તેમાં રાજી રહે છે અને જેમ પ્રભુ રાખે તેમ રહે છે. એવા અર્પણ થઈ ગયેલા ભગતો કોઈ પણ વાતનો અફસોસ કરતા નથી, કોઈ પણ વાતની ચિતા કરતા નથી, કે પોતાના ગજા ઉપરાંતનું કોઇ પણ કામ કરતા નથી, પણ જેમ પ્રભુની ઇચ્છા હોય તે પ્રમાણેજ દોરાયા કરે છે. એથી તેઓ હમેશાં શાન્તિમાં રહી શકે છે. એથી તેઓના અતરની પવિત્રતા ટકી શકે છે તથા વધી શકે છે. માટે જો અતરની સાચી પવિત્રતા મેળવવી હોય, અને તેને ટકાવી રાખવી હોય તો પોતાની સ્થિતિમાં સતોષથી રહીને ભગવત્ ઇચ્છા પ્રમાણે વર્ત્યો કરવું જોઇએ. કારણ કે પવિત્રતા મેળવવાની, તેને જાળવી રાખવાની, તથા તેને વધારવાની એ સહેલામાં સહેલી કુંચી છે.

### પવિત્ર ભગતોની વચ્ચે અને પવિત્ર થયા વિનાના ભગતોની વચ્ચે શું ફેર છે તેનો ખુલાસો.

આપણે જોઇએ છીએ કે, ઘણા માણસો દેવદર્શનમાં ફરે

છે, પણ તેઓ પોતાના અંતરમાથી પવિત્ર થયેલાં હોતાં નથી. ઘણાં માણુસો ઘણાં વરસો સુધી વારે વારે તીર્થોમાં ફર્યા કરે છે, પણ તેઓ પોતાના અંતરમાથી પવિત્ર થયેલા હોતાં નથી ઘણાં માણુસો બહુ ઉદાર મન રાખીને જુદી જુદી જાતનાં મોટાં દાનો કર્યા કરે છે, પણ તેઓ પોતાના મનમાંથી પવિત્ર થયેલાં હોતાં નથી. ઘણાં માણુસો દરરોજ જ્ઞાનની વાતો કર્યા કરે છે, પણ તેઓ પોતાના અંતરમાથી પવિત્ર થયેલા હોતા નથી, અને ઘણાં માણુસો બહારનો વેશ બદલે છે, તિલક, માળા ધારણ કરે છે, અને બીજા પણ ઘણી જાતના દેખાવો તથા કર્મ કાંડો કરે છે, છતા પણ તેઓના અંતઃકરણ શુદ્ધ થયાં હોય એમ જણાતું નથી. કારણ કે એ બધુ વરસોના વરસો સુધી કરતા છતાં પણ તેઓ બિચારાં જ્યાના ત્યાજ હોય છે. એટલે કે પ્રથમ જેવી તેઓની રહેણી કરણી હતી તેવીને તેવીજ રહેણી કરણી હોય છે. તેઓના વિચારો પણ એવાને એવાજ હોય છે, એ ઉપરથી એમ સમજી શકાય છે કે, તેઓ ધર્મમા આગળ વધી શકયા નથી, અને એનું કારણ એજ છે કે, તેઓ પોતાના અંતરમાથી પવિત્ર થયેલાં હોતાં નથી. તેથી તેઓના અંતરમાં દોષો રહી ગયેલા છે, અને એ દોષોને તેઓ કાઢી શકતા નથી, તેઓ જ્યાના ત્યાજ રહી જાય છે. પણ જે પવિત્ર થયેલાં હોય છે તેઓના અંતરમાથી દોષો નીકળી ગયેલા હોય છે, તેથી તેઓ ધર્મના માર્ગમા દરરોજ આગળ આગળ વધી શકે છે. આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોને કહેતા હતા કેઃ—

ઘણાએ શ્રીમંતોને ઘેર પોતાના દિવાનખાનાની અંદર બહુ સુંદર કાગળના ઝાડો ગોઠવેલા હોય છે. એ ઝાડો બહારના દેખાવમા બહુ ભભકાદાર લાગે છે. કારણ કે તેમા જુદા જુદા રંગના ફુલો હોય છે, અને એ ફુલોની તથા પાદડાની નકસી ને તેની રચના બહુ સારી હોય છે, તથા તેના રંગમા બહુ ચકચકિતપણુ હોય છે. એટલે બહારના દેખાવમા તે ઝાડો બહુ સારાં લાગે છે, પણ એ કાગળના ઝાડો કાઇ મોટાં થઈ શકતાં નથા. તેતો જેવડા હોય તેવડા ને તેવડાજ રહે છે. પણ એજ શેઠના બારણા આગળ જમીનની અંદર જે નાનકડુ ઝાડ

ઉગેલું હોય છે તે ઝાડ દરરોજ મોટું મોટું થતું જાય છે, અને થોડા વખતની અંદર એ જમીનમાનું ઝાડ બહુજ મોટું થઈ જાય છે. કારણ કે એ ઝાડ જીવતું હોય છે, તેથી તે વધી શકે છે, અને કાગળનું ઝાડ જીવ વિનાનું હોય છે, એટલે તે બહારથી શોભાવાળુ દેખાય પણ પોતાની અંદરથી વધી શકતું નથી. તેમજ જે પવિત્ર થયા વિનાના ભગતો છે તેઓ જમીનમા ઉગેલા ઝાડના જેવા છે. એટલે તેઓ હમેશા પોતાની ભક્તિમાં, જ્ઞાનમાં ને ધ્યાનમાં આગળ વધી શકે છે. માટે હે હરિજનો! તમે બહારથી શોભાવાળા ને ભકિતના ઠાઠમાઠવાળા પણ અંદરથી વધી શકાય નહિ તેવા કાગળના ઝાડ જેવા રહી જશો મા. પણ જમીનમાં ઊગેલુ ઝાડ જેમ દરરોજ વધી શકે છે તેમ તમે તમારા ધર્મમા દરરોજ આગળ વધી શકો તેવા થજો, એજ અમારી ભલામણ છે. અને એવી રીતે અંતરમાંથી જીવનવાળા થવા સારૂ તથા આગળ વધવા સારૂ અંતરમાથી પ્રભુ સાથે જોડાએલા રહેવાય થવાય તેમ કરજો.

---

## ૯૫–અંતરની પવિત્રતા વિષે ભાગ બીજો—ઘણાં માણસો એમ માને છે કે અમે બહારનાં કર્મો કરવાથી પવિત્ર થઇશું, પણ યાદ રાખજો કે બહારનાં કર્મો કરવાથી અંતરમાંથી પવિત્ર થવાનું નથી.

કેટલાંક માણસો એમ સમજે છે કે, અમુક દેવની પુજા કરીએ તો પવિત્ર થઇએ. કેટલાક બ્રાહ્મણો એમ સમજે છે કે ગાયત્રીનો જપ કર્યાથી પવિત્ર થવાય છે. કેટલાક માણસો એમ સમજે છે કે દાન દેવાથી પવિત્ર થવાય છે. કેટલાક માણસો એમ સમજે છે કે, પોતાનો ધર્મ તજી બીજો નવો ધર્મ સ્વીકારવાથી પવિત્ર થવાય છે. કેટલાક માણસો એમ સમજે છે કે, જ્ઞાન મેળવ્યાથી પવિત્ર થવાય છે અને કેટલાંક માણસો એમ સમજે છે કે, સારા ગુરૂ મળ્યાથી પવિત્ર થવાય છે, પણ ખરી પવિત્રતા તો એ બધી બાબતથી તદન જૂદીજ છે. જો કે એ બધી બાબતોથી ફાયદો થાય છે એમાં કાંઈ શક નથી, પણ અંતરની ખરી પવિત્રતા મેળવવાની કુચી તો કાંઈક જૂદીજ છે.

અને તે એ કે, સર્વ શક્તિમાન્ અને સર્વ વાતે પરિપૂર્ણ એવા ભગવાનનો આશરો લીધાથી, તેના નામનુ રટણ કર્યાથી, તેના દાસ થઈ જવાથી, તેની પાસે જવાથી અને તેનામા પોતે ખોવાઈ જવાથી પૂર્ણ પવિત્ર થવાય છે. કારણ કે પવિત્રતા કાંઇ બહારનાં કર્મોમાંથી આવતી નથી, પણ સાચી પવિત્રતા તો અંતઃકરણમાંથી નીકળે છે ને પ્રભુમાથી આવે છે. માટે આપણો જીવ જ્યારે ભગવાન સાથે તદાકાર થાય અને તેમા જોડાઈ જાય ત્યારેજ તેનામા સાચી પવિત્રતા આવી શકે છે. ભગવાન સાથે જોડાયા વિના માત્ર બહારના કર્મોથી અંતરની ખરી પવિત્રતા આવતી નથી, પણ ખરી પવિત્રતા મેળવવા માટે તો જે પવિત્રતાનો ભંડાર છે, અને જે પવિત્રતાનો મહાસાગર છે તેની સાથે એક રસ થઇ જવું જોઇએ. જ્યારે એમ કરતા આવડે અને એવા પવિત્રતાના મહાસાગરમા પોતાના જીવને ખોઈ નાખતાં આવડે ત્યારેજ સાચી પવિત્રતા આવી શકે છે.

## અંતઃકરણ પવિત્ર થયેલા ભગતોનાં લક્ષણ.

અંતર શુદ્ધિને મહાત્માઓ પવિત્રતા કહે છે, માટે અંતર શુદ્ધિવાળાનાં લક્ષણો કેવા હોય તે આપણે જાણવુ જોઇએ એ માટે શાસ્રોમાં કહેલું છે કે જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું હોય તે હરિજનો સરલ સ્વભાવના હોય છે. જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું હોય તે ભગતો સોધે રસ્તે ચાલનારા હોય છે. જેનું અંતઃકરણ શુદ્ધ થયેલુ હોય તેઓમા ઢોંગીપણુ કે ધુતારાપણુ હોતું નથી. જેનું અંતઃકરણ પવિત્ર થયેલું હોય તેઓમા તરકટ કે છળ પ્રપંચ હોતો નથી, એટલુંજ નહિ પણ જેમ જેમ અંતરની પવિત્રતા વધતી જાય તેમ તેમ ધનનો મોહ ઓછો થતો જાય છે, મોજમજા ભોગવવાની ઇચ્છા ઓછી થતી જાય છે, અને માનપાન મેળવવાની લાલચ ઓછી થતી જાય છે. તે પછી આગળ જતાં તેઓની અંદર પોતાનો ખોટો સ્વાર્થ રહેતો નથી, તેમજ એવા અંતર શુદ્ધિવાળા હરિજનો બહારના ડોળ ડીમાકની કિંમત સમજતા નથી, અને પોતે એવા કોઇ પણ જાતના ઢોંગ કરતા નથી. તથા બીજા જે કોઈ બહારનો ડોળડીમાક રાખવાવાળા હોય તેઓથી અંજાઈ જતા નથી. એટલુંજ નહિ પણ તેઓ માન અપમાન કે નિંદાની પણ દરકાર

રાખતાં નથી. કારણ કે એવી અંતર શુદ્ધિવાળા ભગતોને બહારથી આનંદ શોધવો પડતો નથી. પણ પોતાના અંતરમાંથીજ તેઓને આનંદ મળ્યા કરે છે એટલે તેઓ બહારની ચીજોની બહુ દરકાર રાખતા નથી.

અંતર શુદ્ધિવાળા હરિજનોમા આવું બળ હોય તેનું કારણ એ છે કે તેઓ પ્રભુપ્રેમમાં જીવતા હોય છે. એટલે જેમ જીવતાં માછલાઓ પાણીના પ્રવાહમાં તણાય જાય નહિ તેમ તેઓ સામાન્ય લોકોના વિચારોના પ્રવાહમાં તણાયા જતા નથી કારણ કે તેઓમા પ્રભુપ્રેમનું નવું જીવન હોય છે. પણ એને બદલે જે અંતર શુદ્ધિવિનાના માણસો છે, તેઓ પ્રભુ પ્રેમ વિનાના હોય છે. એટલે તેઓ મુવેલાં માછલાંના જેવા છે. તેથી તેઓ બીજા અજ્ઞાનીયોના વિચારોના પુરમા તણાઈ જાય છે. આવો માત્ર કહેવાતા ભગતોમાં અને પવિત્ર ભગતોમા ફેર છે. માટે યાદ રાખજો કે જે ભગતોના અંતઃકરણ પવિત્ર થયેલા છે તેઓ બીજા વ્યાવહારીક લોકોની વચ્ચે રહે તેમ છતા તેઓથી જુદા છે ને તેઓથી શ્રેષ્ઠ છે.

### અંતરની પવિત્રતાની ઓળખાણ.

જે ભગતોનાં અંતર પવિત્ર થયેલા હોય તેઓ હમેશાં આનંદમા રહે છે. બીજુ એ કે, સુખ દુઃખ વગેરે સારા માઠા પ્રસંગો આવી પડે તો પણ તેઓ પોતાની પવિત્રતાને તજવાનું કબુલ કરતા નથી. મતલબ કે એવા પવિત્ર થયેલા હરિજનોને મરણ ગમે છે પણ પાપ ગમતું નથી. જે ભગતોની આવી સ્થિતિ હોય ને આવી રહેણી કરણી હોય તેને અમે અંતરની પવિત્રતાવાળા કહીએ છીએ.

## આપણી મરજી પ્રમાણે વધારે વધારે કર્મો કરવાથી કાંઈ પવિત્રતા આવતી નથી, પણ પ્રભુની ઈચ્છા પ્રમાણે વર્તવાથી સાચી પવિત્રતા આવે છે.

બંધુઓ ! ઘણાં કામો કરવાથી અથવા મ્હોટા કામો કરવાથી કાંઈ ખરી પવિત્રતા આવતી નથી, પણ પ્રભુના હુકમ પ્રમાણે વર્તવાથીજ ખરી પવિત્રતા આવે છે. એ વાત બરોબર રીતે સમજાવવા માટે એક ગામઠી દાખલો આપીને એક ભક્ત-

રાજ મહારાજ સમજાવતા કે, કોઈ માણસે પોતાની બાયડીને કહ્યું કે, તારે દરરોજ ચાર રોટલા ઘડવા, તેને બદલે તે બાયડી પોતાના મનમાં બહુ ડાહી થઇને એમ વિચાર કરે કે, મારો ધણી કહે છે તે કરતા હુ કાઇંક વધારે કામ કરી બતાવું ત્યારેજ મારી ખુબી કહેવાય. એમ ધારીને તે બાઇ દરરોજ આઠ આઠ રોટલા ઘડયા કરે તો એથી કાંઈ તેનો ધણી રાજી થાય નહિ. કારણકે જ્યા ચાર રોટલાની જરૂર હોય ત્યા આઠ રોટલા ઘડવાથી ઉલટો ઘરમા બગાડ થાય છે, અને તેનો વખત ફોગટ જાય છે. તેથી જો સારો ધણી હોય તો ઠપકો આપે છે, અને તેમ છતા બાયડી ન સમજે ને દરરોજ વધારે ને વધારે રોટલા કર્યા કરે તો પછી તે બાયડી ઉપર તેને ગુસ્સે થવુ પડે છે. તેમજ પ્રભુએ આપણને જે સ્થિતિમાં રાખેલા હોય ને જે ધર્મ પાળવાનુ કહેલુ હોય તેજ પ્રમાણે આપણે વર્તવું જોઇએ. પણ એને બદલે દોઢ ડાહ્યા થઈને જો આપણે પ્રભુની ઇચ્છા ઉપરાત વધારે વધારે કરવા જઇએ તો ઉલટા દુ:ખી થઇ જઇએ છીએ, ને પ્રભુથી વિમુખ થઇ જઇએ છીએ. એમ ન થાય માટે આપણે આપણી સ્થિતિમા રહીને ધર્મ સાધવો જોઇએ, અને તેમાથીજ ખરી પવિત્રતા મેળવવી જોઇએ. કારણકે યાદ રાખજો કે, બહારના કોઇ પણ કર્મોમાં સાચી પવિત્રતા નથી, પણ સાચી પવિત્રતા તો પવિત્રતાના મહાસાગર મહાન પ્રભુમાજ છે. અને એ પવિત્રતા તો તેની નજીકમા રહેવાથીજ મળી શકે છે, અને પોતાની સ્થિતિના ધર્મો પાળવાથીજ ઇશ્વરની નજીકમા રહેવાય છે, પણ સ્થિતિની બહારના મ્હોટા કામો કરવા જતા તો ઉલટા પ્રભુથી વિમુખ થઈ જવાય છે. જેમકે:—

જે કુંડમા કે જે નદીમા બહુ લુઇ ઉગેલી હોય તેવા કુડમા કોઈ માણસ ઉતરે અને પછી લુઇથી છુટવા માટે જેમ જેમ વધારે વધારે હાથ પગ હલાવે તેમ તેમ તે ઉલટો વધારે વધારે એ લુઇમા બધાતો જાય છે. તેમજ પવિત્રતા મેળવવા માટે જે માણસો ઉધા ઊંધા ઉપાયો કરે, અને ખોટા ખોટા પુરૂષાર્થ કરે, તેઓ પવિત્રતા મેળવવાને બદલે પોતાનામાં જે કાઇ થોડી ઘણી પવિત્રતા હોય તે પણ ખોઈ બેસે છે. એમ

ન થાય માટે સાચી પવિત્રતા મેળવવા સારૂ જેમ બને તેમ પ્રભુની નજીકમાં રહેવાની તથા તેની સાથે એક રસ થઇ જવાની કોશીશ કરવી જોઇએ. જો એમ કરવામા આવે તોજ ખરી પવિત્રતા મેળવી શકાય છે.

બધુઓ! આ બધી વાતો કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, ખરી પવિત્રતા કાંઇ દૂર નથી. તેમજ ખરી પવિત્રતા કાઈ પોતાની શક્તિ ઉપરાતના કામો કરવામાજ નથી, પણ ખરી પવિત્રતા તો પ્રભુની અદર રહેલી છે, અને તે પ્રભુની તરફથીજ જીવોને મળે છે. માટે જો સાચી પવિત્રતા જોઇતી હોય તો અનત ગુણવાન્ પૂર્ણ પવિત્ર પ્રભુનુ ધ્યાન ધરવું જોઇએ, તેનો મહિમા સમજવો જોઇએ, તેના નિયમો પાળવા જોઇએ, અને તે જે સ્થિતિમા રાખે તે સ્થિતિમા આનદથી રહેતાં શીખવુ જોઇએ. જો એમ કરતા આવડે તો કોઈ પણ ઠેકાણે તે કોઇ પણ સ્થિતિમાં પવિત્ર રહી શકાય છે. માટે પવિત્રતા મેળવવા સારૂ મોટાં કામોનો મોહ રાખો માં, પણ સાચી પવિત્રતા મેળવવા સારૂ પરમકૃપાળુ પરમાત્માની સાથે એક રસ થવાય અને તેની અદર લય થવાય એમ કરો, એજ મહાત્માઓનો સિદ્ધાત છે, અને એજ શાસ્ત્રોનું ઉંડુ રહસ્ય તથા ગુપ્ત તત્વ છે. માટે ખરી પવિત્રતા મેળવવા સારૂ પૂર્ણ પવિત્રતા વાળા સર્વ શક્તિમાન્ મહાન્ પ્રભુની નજીક રહો, મહાન્ પ્રભુની નજીક રહો, અને તેમા પોતાના જીવનો લય કરી શકાય તેમ કરો, એજ અમારી પ્રાર્થના છે.

---

## ૯૬—અંતરની પવિત્રતા વિષે—ભાગ ત્રીજો.

### પવિત્રતા મેળવવા માટે શું કરવું જોઇએ ?

પવિત્રતા આવી અમૂલ્ય વસ્તુ છે, માટે તમને એમ લાગશે કે, પવિત્રતા મેળવવા માટે તો કોણ જાણે શું ને શું કરવું પડતું હશે ? પણ સતો કહે છે કે, પવિત્રતા મેળવવામાટે કાંઇપણ ઝાઝી મહેનત કરવી પડતી નથી. એ તો સહેજમાં જ મળે છે. પણ એ મેળવવાની કુચી એ છે કે, ખરી પવિત્રતા ને પૂરી પવિત્રતા ભગવાનના સાચા ભગતોમા હોય છે, માટે તેઓ

નો સંગ કરવાથી પવિત્રતા મળે છે. આમ હોવાથી પવિત્રતા મેળવવા માટે કાંઈ ખરચ કરવો પડતો નથી કે મહેનત કરવી પડતી નથી, પણ એ તો ફોગટ મળે છે. જેમ ધર્માદાની સ્કુલના માસ્તરને કાંઈપણ ફી દેવી પડતી નથી, પણ બધું મફત શીખી શકાય છે, તેમજ પવિત્રતા મેળવવા માટે ભગવાનના ભગતોને કાંઈપણ ફી દેવી પડતી નથી, એ તો સાવ મફતજ મળે છે. પણ પવિત્રતા મળ્યા પછી તેને સાચવી રાખવી એ મુશ્કેલ છે. જેમકે ધર્માદાની સ્કુલમા ભણવા માટે કાંઈ ફી આપવી પડતી નથી, પણ તેમાં જે શીખવાનું હોય તે શીખવા માટે તો ખુબ મહેનત કરવી પડે છે. તેમજ પવિત્રાઈ સંતોની પાસેથી પ્રથમ મફત મળે છે. પણ તેને વધારવા માટે તો ખાસ મહેનત કરવી પડે છે. કારણ કે મફતની સ્કુલ મળ્યા છતા જે વિદ્યાર્થી મહેનત ન કરે તે પાસ થઈ શકતો નથી. તેમજ પ્રભુના પ્યારા સંતોના સંગથી પ્રથમ મફત પવિત્રતા મળ્યા છતાં પણ જે માણસોએ પવિત્રતાને જાળવી રાખવાની કોશીશ ન કરે તેઓની અંદર એ પવિત્રતા રહી શકતી નથી. માટે પવિત્રતાને જાળવી રાખવા સારૂ તથા તેને વધારવા સારૂ યોગ્ય ઉપાયો કરવા જોઈએ.

## ભગતો કાંઈ અસલથી જ ભકતો હોતા નથી, પણ પાછળથી ધીમે ધીમે ભગત થાય છે.

બંધુઓ ! હમણા આપણે જે મોટા બારીસ્ટરોને જોઇએ છીએ તે બારીસ્ટરો કાંઇ અસલથી જ બારીસ્ટર નહોતા, પણ વિદ્યાભ્યાસ કરીને ધીરે ધીરે તેઓ બારીસ્ટર થએલા છે. તેમજ હમણા આપણે જે મોટા લશ્કરી કમાન્ડરોને જોઇએ છીએ તેઓ પણ કાંઈ અસલથીજ એવા મોટા કમાન્ડરો નહોતા, પણ નોકરી બજાવતે બજાવતે અને પદવીએ ચઢતે ચઢતે અંતે ઘણાં વરસોએ એ હોદ્દાપર પહોંચેલા છે. તેમજ જે મહાન્ ગુરૂઓ છે તેઓ પણ કાંઇ એકદમ મોટા ગુરૂ બની ગએલા નથી, પણ એ માટે તેઓએ અગાઉ ઘણીજ મહેનત કરેલી છે ત્યારે ધીમે ધીમે વખત આવે તેઓને એ પદ મળેલું છે. તેમજ યાદ રાખજો કે, આપણે પણ જો પ્રભુના માર્ગમા પડયા રહીશુ ને તેમા આગળ વધ્યા કરશુ તો કોઇક દહાડો આગળે પણ પ્રભુના પ્યારા પવિત્ર ભક્ત થઈ શકશું. માટે હમણા તમારી સ્થિતિ તમને

નબળી જણાય, કાચી જણાય કે અધુરી જણાય તેથી ડરી જશો માં અને હિંમત હારી જશોમા, પણ ભક્તિમા મંડયા રહેજો, એટલે ધીમે ધીમે પગથીયાં ચઢતે ચઢતે પવિત્ર સંત બની શકશો.

બંધુઓ ! આની આ વાત બહુજ વધારે ચોખ્ખાઈથી સમજી લેવા માટે જુઓ કે, જે નાના બાળકો હમણા પોતાની માતાના ખોળામા સુતેલા છે કે રમી રહ્યા છે, અથવા પોતાની માની આગળી પકડીને ચાલવું શીખે છે, તથા જે બાળકો નિશાળોમા ભણે છે ને એકડા ઘુંટે છે, તથા કક્કો લખે છે તેઓ માથી કોઇ મોટા કારભારી થવાના છે, તેઓમાથી કોઇ મોટા શેઠ થવાના છે તેઓમાથી કોઇ દુનિયાને અજબ કરે તેવા માણુસો બનવાના છે, અને તેમ છતા પણ આપણે જોઇએ છીએ કે, જ્યારે તેઓનું બાળપણ હોય છે ત્યારે કોઇને પૂરૂં બોલતાં પણ આવડતું નથી. કોઈ બીજાને આધારે પહેલા હોય છે. કોઈ આર્ફ્નેજમા પડેલાં હોય છે. અને કોઇ ખરાબ માણસોની સાથે તથા ખરાબ સંજોગોમા રહેલા હોય છે. છતા પણ વખત આવ્યે ચક્કર બદલાઈ જાય છે, અને એવી કઢંગી સ્થિતિમાથી પણ તેઓ મોટા માણુસો બની જાય છે. તેમજ બંધુઓ ! હમણા આપણે વારે વારે પાપમા પડી જઇએ છીએ, ધર્મના માર્ગમા ઠોકર ખાધા કરીએ છીએ, અને જેમ વર્તવું જોઇએ તેમ વર્તી શકતા નથી, તથા જેટલું પાળવું જોઇએ તેટલું પાળી શકતા નથી, છતા પણ જો ભગવાનની ભક્તિ કર્યા કરશું, સંતોના ચરણમા રહેશુ, અને પ્રભુનો પ્રેમ રાખશુ તો આગળ જતા પ્રભુના પ્યારા ભક્ત થઈ શકશુ, એમા કાંઈપણ શક નથી. માટે હમણા ભક્તિની શરૂઆતના વખતમા જેવી જોઇએ તેવી પવિત્રતા ન દેખાય તો તેથી નિરાશ થવું નહિ, પણ પ્રેમપૂર્વક ભજન કર્યા કરવું એટલે આગળ જતા અંતરની સાચી પવિત્રતા આવી શકશે. અને એવી ઉત્તમ જાતની મહા આનંદવાળી અલૌકિક પવિત્ર દશા પરમકૃપાળુ પરમાત્મા તમોને આપે એવી અમારી પ્રાર્થના છે.

## અંતરમાંથી પવિત્ર થવાય નહિ ત્યાંસુધી આગળ વધી શકાતુ નથી.

બધુઓ ! તમે જોયું હશે કે, જે વાદરાની કેડમા દોરડું

બાંધેલું હોય છે અને એ દોરડુ મદારીએ પોતાના હાથમાં પકડી રાખેલું હોય છે તે વાંદરો પોતાની મરજી પ્રમાણે ચાલી શકતો નથી. એ વાંદરો જ્યારે રસ્તામાં ચાલ્યો જતો હોય ત્યારે તે જુદી જુદી દુકાનમાં ઘણીએ સુંદર ચીજો જુવે છે, તેથી એ બધુ લેવાની તેની મરજી થાય છે. જેમકે કોઇ ઠેકાણે કેળા જોય ત્યારે તે લેવાનુ મન થાય છે. કોઇ ઠેકાણે મીઠાઇ જોય ત્યારે તે લેવાનુ મન થાય છે, કોઈ ઠેકાણે બીજા કાંઈ ફળ જોય ત્યારે તે લેવાનુ મન થાય છે, અને કોઇ ઠેકાણે દુધ, દહીં કે પાણી જોય ત્યારે તેને તે લેવાનુ મન થાય છે, પણ તેની કેડે દોરડુ બાંધેલું હોય છે અને તે દોરડાનો છેડો મદારીના હાથમા હોય છે, એટલે પોતાની ખુશી પ્રમાણે તે કાંઈ લઇ શકતો નથી, પણ જેમ મદારી ખેંચી જાય તેમ તેને ખેંચાઇ જવુ પડે છે. તેમ યાદ રાખજો કે, જે હરિજનો પોતાના અંતરમાથી પવિત્ર થએલા હોતા નથી તેઓ પોતાના અંતરમાથી કોઈ કોઇ જાતની વાસનાઓથી બંધાએલા હોય છે. એટલે તેઓની ઇચ્છા થાય કે અમે ધર્મના અમુક અમુક કામો કરીએ તો સારૂ, પણ એ પ્રમાણે તેઓ કરી શકતા નથી. કારણકે તેઓનુ હ્રદય પવિત્ર થએલું હોતું નથી. એટલે તેઓ આશા, તૃષ્ણાની દોરીઓથી બંધાએલા હોય છે. તેથી તેઓ પોતાની ઇચ્છા છતા પણ ધર્મના માર્ગમા જેવા જોઇએ તેવા આગળ વધી શકતા નથી.

આની આજ વાત હજી વધારે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે, મથુરામા બે ચોબા હતા. તેઓએ એક દિવસ ખુબ ભાંગ પીધી, ને તે પછી તેઓ ગોકુળ જવા માટે હોડીમા બેઠા, ને પછી પોતાને હાથે તે બંને જણ ખુબ હલેસા મારવા માડયા એટલે તે હોડી પાણીમા હલક ડોલક થવા લાગી, તેથી ભાંગના ઘેનમા તે ચોબાજી એમ સમજ્યા કે, અમે ખુબ જોર કરીએ છીએ તેથી અમારી હોડી બહુ દોડી જાય છે એ પછી એમ કરતે કરતે ઘણો વખત થયો અને હલેસા મારી મારીને તેઓ થાકી ગયા પણ ગોકુળ આવ્યું નહિ ત્યારે તેઓ વિચારમા પડયા કે, હજી સુધી ગોકુળ કેમ દેખાતું નથી ? ત્યારે બીજા કોઇ કિનારે ઉભેલા માણસે કહ્યુ કે, હજી તો આ મથુરાનોજ ઘાટ છે. તમે અહીંથી ખસ્યા છોજ ક્યા ? એ સાભળીને

ચોબાજી વિચારમાં પડી ગયા, ને પ્રથમ તો તેની એ વાત માની નહિ. પણ પછી ભાંગના ઘેનમાથી આખો ખોલી જરા હુશીયારી રાખી જોતા જણાયું કે, પેલા માણુસની વાત સાચી હતી. અને તેઓ હજી મથુરાના એના એ ઘાટ ઉપરજ હતા એ જોઈને તેઓ વિચાર કરવા લાગ્યા કે, આમ કેમ થયું ? અમે આટલાં બધા હલેસા માર્યા ને આટલી બધી મહેનત કરી તેમ છતા હજી સુધી એ ને એ ઠેકાણે કેમ છીએ ? પછી એ બાબતનો તપાસ કરતા સમજણ પડી કે, તે હોડીનું દોરડુ કીનારે બાધેલું હતું, એટલે હલેસા મારવાથી તે હોડી પાણીમા ઉચી નીચી થતી તથા જરાક આગળ પાછળ થતી, પણ આગળ વધી શકતી નહોતી.

બધુઓ ! આવીજ રીતે ઘણા માણુસો ઘણા વરસો સુધી ધર્મમા આગળ વધવા માટે ફાફા માર્યા કરે છે. પણ તેમ છતાં ખરૂં જોતા તેઓ જયાના ત્યાજ રહી ગએલા હોય છે. તેઓનો જીવ પ્રભુમા લય થએલો હોતો નથી. કારણ કે તેઓના અતરની શુદ્ધિ થએલી હોતી નથી. તેથી તેઓના અતરના બંધનો કપાતાં નથી. એટલે તેઓ પ્રભુના રસ્તામા આગળ વધી શકતા નથી. માટે આજથી યાદ રાખજો કે, અમે જેને પવિત્રતા કહીએ છીએ તે કઈક જુદીજ વસ્તુ છે કારણ કે અમે ન્હાવા ધોવાને, માળા તિલકને, જટા ભસ્મને કે, બહારના ત્યાગ વૈરાગને પવિત્રતા સમજતા નથી. પણ અતરના બધનો કપાઈ જાય તેને અમે સાચી પવિત્રતા સમજીએ છીએ અને એ જાતની પવિત્રતા અમે તમારી પાસે માગીએ છીએ, માટે જો સાચા ભકત થવું હોય તો અતરના બધનો કપાઈ જાય એવી રીતે પ્રભુ સાથે જોડાઈ જતા શીખો. અતરના બંધનો કપાઈ જાય એવી રીતે પ્રભુ સાથે જોડાઈ જતા શીખો.

---

## ૯૭—અંતરની પવિત્રતા વિષે. ભાગ ચોથો.

### પવિત્ર થયા પછી જે સતકર્મો કરવામાં આવે તેની કિંમત ઘણીજ વધારે છે.

ઘણા માણુસો એમ કહે છે કે, શુભ કર્મ કરવાથી અંતરની શુદ્ધિ થાય છે. પણ અમે એમ માનીએ છીએ કે,

અંતર શુદ્ધ થયા પ્હેલા જે કાંઇ તપ, દાન વિગેરે કર્મો કરવામાં આવે, તેની કાંઇ બહુ કિંમત નથી. કારણકે અંતર શુદ્ધિ થયા વિના જે કર્મો કરવામા આવે તે કર્મોને પ્રભુ અંગીકાર કરતા નથી એટલે એવા કર્મોથી કાંઈ બહુ મોટું ફળ મળતું નથી. પણ અંતર શુદ્ધિ થયા પછી જપ, તપ, તીર્થ, વ્રત, દાન, ધ્યાન વગેરે જે કાંઈ કરવામા આવે તેની કીંમત ઘણીજ વધારે છે. કારણકે અંતર શુદ્ધિ થવાથી એ કર્મો કરવાની ભાવનાઓ બદલાઈ જાય છે. એટલુંજ નહીં પણ અંતર શુદ્ધિ થયા પછી જે કર્મો કરવામા આવે તે કર્મો અજબ જેવા બળથી થાય છે, એટલે તે કર્મો બહુ જલદીથી ફળ આપી શકે છે. માટે દરેક હરિજનોએ પોતાના જીવને ભગવાનમા જોડી રાખીને પોતાના અંતકરણને પવિત્ર બનાવવાની તજવીજ કરવી જોઇએ.

## પ્રભુના રસ્તામાં આગળ વધેલા સંતોમાં અને શરૂઆતના નવા ભગતોમાં શુ ફેર છે? તેનો ખુલાસો.

જે ભગવાનના મોટા ભગતો છે, મહાત્માઓ છે, અને સંતો છે તેઓ ધર્મના મકાનના ઉપલા ભાગમા રહે છે, અને જે શરૂઆતના કાચા ભગતો છે તેઓ ધર્મના મકાનમા નીચેના ભાગમા રહે છે. મતલબ કે જેમ કોઇ સુદર બંગલામા શેઠીયાઓ ઉપર રહે છે અને ભૈયા, ઘાટી, ઘોડાવાળા વિગેરે નીચે ભોયતળીએ રહે છે, તેમજ સંતો ઉપર રહે છે, અને શરૂઆતના નાના ભગતો નીચે રહે છે. પણ એમા જે દીલાસો લેવા જેવી વાત છે તે એ કે આપણે સહુ એકજ મકાનમાં રહેનારા છીએ. એટલે જો સાધનયુક્ત રહીશું અને પ્રેમ રાખી હમેશા આપણે આપણાં સાધનમા આગળ વધ્યા કરશું તો કોઈ દિવસ ઉપરના મજલામાં પણ રહી શકીશુ, અને મોટા સંતોના જેવા પવિત્ર પણ થઈ શકીશું. માટે નિરાશ નહીં થતા ઈશ્વર કૃપાથી જે સાધનો મળેલાં છે તેનો લાભ લીધા કરવો અને તેમા આગળ વધ્યા કરવું. કારણકે અફસોસ કર્યા કરવાથી કાંઇ વળવાનું નથી, પણ ભજન કરવાથી વળવાનું છે. માટે જો સાચી પવિત્ર-

તા જોઇતી હોય તો જેમ બને તેમ ભજનનું જોર રાખવું, એજ અમારી વિનતિ છે.

## યાદ રાખજો કે કાંઇ એકદમ પવિત્ર થઇ જવાતું નથી, માટે પવિત્ર થતાં વાર લાગે તો નિરાશ થશોમાં.

કોઇપણ જીજ્ઞાસુ હરિજન જ્યારે પ્રથમ ભક્તિ માર્ગમા દાખલ થાય છે ત્યારે તેને આસુરી સંપત્તિની સાથે લડાઈ લડવી પડે છે. માટે આપણે સહુ હમણાં એ લડાઇના મેદાનમા છીએ, એટલે એ લડાઇના દુઃખો તો સહન કરવાંજ પડશે. પણ જ્યારે એ લડાઈ થઇ રહેશે અને તેમાં આપણે ફતેહ મેળવશું ત્યારે આપણે શાતિના સુખો ભોગવી શકશું. માટે હમણાં જ્યાં સુધી લડાઇનો વખત છે ત્યા સુધી કદી પૂરેપૂરી પવિત્રતા ન આવે તો તેથી નિરાશ થવું નહિ. કારણ કે હમણાં આપણને દેહ છે, ઇન્દ્રિયો છે ને મન છે. વળી ખરાબ સમય છે, ખરાબ સોબત છે, ને બીજા પણ ઘણાએ ખરાબ સંજોગો છે, એટલે વારેવારે પાપમાં પડી જવાય છે ને પૂર્ણ પવિત્ર થઈ શકાતું નથી, પણ તેથી હિમત હારવી નહિ, ને નિરાશ થઈ જવું નહિ. કારણ કે જો આપણે હમેશા ભગવાનના થઇને રહીશું, તેનો આશરો રાખીશું, ને તેણે બતાવેલા સાધનો કર્યા કરીશુ તો તેની કૃપાથી આગળ જતા જરૂર સાચી પવિત્રતા મેળવી શકીશું. માટે હમણા તો ધીરજ રાખીને આસુરી સંપત્તિની સાથે લડાઈ કરવી જોઇએ. અને મનમાં જે જે માઠા વિચારો આવે તેને દૂર કરવાની કોશીશ કરવી જોઇએ જો એ પ્રમાણે વારંવાર થયા કરે તો ધીરે ધીરે પવિત્રતા વધતી જાય છે.

બીજું આ વાત પણ યાદ રાખવી કે, સાપને જ્યારે અંદરથી નવી ચામડી આવે છે ત્યારે તેની જુની કાંચળી પોતાની મેળે ઉતરી જાય છે. તેમજ ઈશ્વર ભક્તિના સાધન કરતે કરતે ઘણા દહાડા પછી અને યોગ્ય વખત આવશે ત્યારે પોતાની મેળેજ બધી અનુકૂળતા આવતી જશે, તથા પોતાની મેળે મેળે પાપ ઓછાં થતા જશે, અને પવિત્રતા વધતી જશે. પણ એમાં એટલી વાત ધ્યાનમા રાખવી કે, એ બધું કાંઈ એકદમ બની

જતું નથી. જ્યારે દાદર ચઢવો હોય ત્યારે કાંઈ બધાં પગથીયાં એકદમ ચઢી જવાય નહિ. પણ ક્રમે ક્રમે અને ધીમે ધીમે ચઢી શકાય છે. તેમજ આંબો કાંઈ એક દિવસમા પાકી જાય નહિ, પણ જ્યારે તેનો સમય આવે ત્યારે તે પાકે છે. તેમજ ભક્તિ કરવાથી અંતરનાં બધનો કપાઈ જાય, તેવી ઉંચી જાતની પવિત્રતા પણ કાંઈ એકદમ આવી જતી નથી, પણ જેમ જેમ ભક્તિ વધતી જાય, જેમ જેમ પ્રભુપ્રેમ વધતો જાય, અને ચોખી સમજણ થતી જાય તેમ તેમ અતરની શુદ્ધિ થતી જાય છે. માટે અંતરની શુદ્ધિ થતા વા[illegible] લાગે તેથી નિરાશ થવુ નહિ. પણ ભગવાનનો મહિમા સમજીને ભગવાનની ભક્તિમા તથા સત્કર્મોમા મચેલા રહેવું. એટલે પરમકૃપાળુ પરમાત્મા જરૂર કૃપા કરશે, અને પવિત્ર [illegible], એમા કાઈપણ શક નથી. માટે પવિત્ર થવા સા[illegible] [illegible]રાશ ન થતા ભક્તિમા મડ્યા રહો, ભક્તિમાં મડ્યા રહો.

## અંતરની પવિત્રત એટલે શુ ?

જીવ જ્યારે પ્રભુ સાથે જોડાએલો રહે છે ત્યારે પ્રભુમા જે પવિત્રતા છે તે પવિત્રતા જીવમા ઉતરે છે, તેને અમે અતરની પવિત્રતા કહીએ છીએ. માટે અતરની પવિત્રતા મેળવવા સારૂ હરિજનોએ પોતાના જીવને પ્રભુ સાથે જોડેલો રાખવો જોઇએ, અને આપણો જીવ પ્રભુ સાથે જોડાએલો રહે તે માટે ઈશ્વરી જ્ઞાન તથા ઈશ્વરનુ ધ્યાન એ બન્ને વસ્તુ આપણામા હોવી જોઇએ. કારણકે જ્ઞાન વના [illegible] ધ્યાનવિના જીવ પ્રભુસાથે જોડાઈ શકતો નથી. અને જીવ પ્રભુ સાથે જોડાય નહિ ત્યા સુધી અતરમાં પવિત્રતા આવી શકતી નથી. માટે અતરને પવિત્ર રાખવા સારૂ સર્વ શક્તમાન્ મહાન્ ઈશ્વરનો મહિમા સમજી શકાય એવું તેનુ જ્ઞાન મેળવવું જોઇએ, અને મનને એકાગ્ર કરી અતઃકરણના ઉંડાણમાંથી પ્રભુનુ ધ્યાન ધરતા શીખવું જોઇએ. પણ એ બન્ને વાતો મુશ્કેલ છે. તેથી એ બન્ને બાબતોને સિદ્ધ કરવા માટે ધર્મના બીજા ઘણા નિયમો પાળવા જોઇએ. જેમકે પ્રભુના નામનું સ્મરણ કરવુ જોઇએ. આપણા કર્મ પ્રભુને અર્પણ કરવા જોઇએ. પ્રભુને અર્થે કર્મો કરવા જોઇએ. પ્રભુના નિયમો પાળવા જોઇએ. પ્રભુ જે સ્થિતિમા રાખે તે સ્થિતિમાં આનદથી

રહેવું જોઈએ. સુખ દુઃખ વખતે સમતા રાખવી જોઈએ, અને એ પણ ભગવદ્ ઇચ્છા છે એમ જાણી તેને ભોગવી લેવાં જોઇએ, અને જેમ બને તેમ બધી જાતનાં પાપથી દૂર રહેવું જોઇએ; જ્યારે આ પ્રમાણે વર્તી શકાય ત્યારે ઈશ્વરનું સાચુ જ્ઞાન થાય છે. અને તે પછી સાચું ધ્યાન ધરી શકાય છે. અને જ્યારે જ્ઞાન તથા ધ્યાન જામે ને દ્રઢ થાય ત્યારે અંતરની સાચી પવિત્રતા આવી શકે છે. અને જેમ જેમ પ્રભુનું જ્ઞાન તથા ધ્યાન વધતું જાય તેમ તેમ અંતરની પવિત્રતા વધતી જાય છે, માટે યાદ રાખજો કે, અમે જે અંતરની પવિત્રતાની વાતો કરીએ છીએ તે કાંઈ બહારની પવિત્રતાની વાતો નથી; ઉપલક પવિત્રતાની વાતો નથી, અને નહાવાધોવાની કે માત્ર શરીર શુદ્ધ રાખવાની પવિત્રતાની વાતો નથી, પણ પ્રભુની અંદર સ્વાભાવિક રીતેજ જે પવિત્રતા રહેલી છે તે પવિત્રતાને આપણા જીવાત્માની અંદર ઉતારવી તેને અમે અંતરની પવિત્રતા કહીએ છીએ. અને એવી સાચી પવિત્રતા તમે મેળવો એમ અમે ઈચ્છીએ છીએ.

ટુંકામા એજ કે જ્યારે પ્રથમ વરસાદ પડે ત્યારે જેમ ઘરનાં છાપરાઓ, રસ્તાઓ તથા ઝાડો ઉપરથી બધો કચરો ધોવાઈ જાય છે ને તે બધા બહુ સ્વચ્છ ને સુંદર બની જાય છે; તેમ જે ભગતોના અંતરમા પવિત્રતા આવી જાય છે તેઓના દરેક કામોમા ચોખ્ખાઇ આવી જાય છે. તેઓની દરેક વૃત્તિઓમાં આનંદ આવી જાય છે, તેઓની રેહણીકરણીમાં ઉચ્ચતા આવી જાય છે. તેઓની ભાવનાઓમાં બળ આવી જાય છે. તેઓની વાણીમા મીઠાશ આવી જાય છે. તેઓ પ્રભુની ઇચ્છાને આધીન થઇને પોતાની જીંદગી ગાળી શકે છે. અને પવિત્રતાના મહાસાગર સર્વશક્તિમાન મહાન ઈશ્વરના સ્વરૂપમા પોતાના જીવાત્માને લય કરી શકે છે. અને પ્રભુના પ્રેમને લીધે લોકિક આનંદો ભોગવી શકે છે. આ બધું અંતઃકરણની પવિત્રતામાથી થાય છે. અને એવી સાચી પવિત્રતા પ્રભુમાથી મળે છે. માટે જો એવો મહાન આનંદ ભોગવવો હોય તો સાચી પવિત્રતા મેળવો અને સાચી પવિત્રતા મેળવવા સારૂ તમારા

જીવાત્માને ભગવાનમા લીન કરો, અને તમારા જીવાત્માને ભગવાનમાં લીન કરવા સારૂ પ્રભુના નિયમો પાળો. પ્રભુની ઈચ્છા પ્રમાણે વર્તો. પ્રભુનું સ્મરણ કરો, પ્રભુનુ ધ્યાન ધરો, પ્રભુનું જ્ઞાન મેળવો અને સર્વ વાતે પ્રભુના થઇને રહો; એટલે તમે સાચી પવિત્રતા મેળવી શકશો અને તેના મહાન આનંદો ભોગવી શકશો અને એવી મહાભાગ્યશાળી તકો પરમ કૃપાળુ પરમાત્મા તમોને જલદી આપે એમ અમે ઇચ્છીએ છીએ.

યાદ રાખજો કે તમે ભગત થાઓ તે સારૂ કાંઇ બીજાઓને હેરાન કરવાનો તમને હક નથી, એટલે કે મતલબી ભગત ન થાઓ.

ઘણા માણસો જ્યારે ભગત થાય છે ત્યારે ઉલટા કઢંગા સ્વભાવના થઈ જાય છે. કેટલાક ભગતો કોઇ પણ જાતના ઢંગધડા વિનાના થઇ જાય છે. કેટલાક ભગતો બીજાઓની તરફ બેદરકારી રાખનારા થઇ જાય છે. કેટલાક ભગતો પોતાના મનના ફાટા પ્રમાણે પોતાના તોરમાને તોરમા તણાઈ જાય છે. કેટલાક ભગતો પોતાને ગમી ગયેલી કોઈ ચોકસ રીતો પ્રમાણે ચાલ્યા કરે છે. કેટલાક ભગતો પોતાના શરીર સાથે કેટલીક જાતની ઉધાઇ કર્યા કરવામાંજ ભક્તિ સમજ્યા કરે છે, અને કેટલાક ભગતો પોતાની ભકિતના તાનમા ઘણી જાતના નિયમો ન પાળવા તથા બીજાઓને આધીન ન રહેવું તેમાજ ભક્તિ સમજ્યા કરે છે. તેથી પરિણામ એ થાય છે કે ઘણા ભગતોને ખાધા પીધાની બહુ દરકાર હોતી નથી, એટલે ખાવા પીવામાં મોડુ વ્હેલું થાય તોપણ તેઓને ચાલ્યું જાય છે. પણ તેઓની એવી રીતભાતથી ઘરના માણસોને વાટ જોઇને બેશી રહેવું પડે છે, તથા બીજાં સગાવહાલાઓને ત્યા જમવ જવું હોય ત્યારે તેઓને પણ હેરાન થવું પડે છે. કારણ કે ભગતો એમ સમજે છે કે, ભજન કીર્તન ગાતા હોય, દર્શન કરવા ગયા હોય, અથવા પાઠ પૂજા કરતા હોય તેથી કલાક બે કલાક જમવામા મોડુ વ્હેલું થઇ જાય તો તેમાં શું થઈ ગયું? ખાવાપીવાનો એટલો બધો મોહ છેજ કોને? અમે તો કોઇ દિવસ બપોરે પણ જમીએ, કોઇ દિવસ રોઢે પણ જમી-

એ, કોઇ દિવસ સાંજે પણ જમીએ, કોઇ દિવસ રાતે પણ જમીએ અને કોઇ દિવસ ભક્તિની લહેર ચડી ગઇ હોય તો જમ્યા વિના પણ ચલાવી લઈએ. કારણ કે જમવું એમાં શું મોટી વાત છે? આમ સમજીને તેઓ ખાવાપીવાની બાબતમાં બહુ બેદરકારી રાખે છે, પણ એવી બેદરકારી રાખવાથી ઘરનાં માણસોને તથા જેને ત્યા પોતે જમતા હોય તેઓને કેટલું બધું હેરાન થવુ પડે છે, એનો ખ્યાલ તેઓને આવતો નથી. પણ યાદ રાખજો કે, એ ખ્યાલ રાખવાની બહુ જરૂર છે, કારણ કે મારે સારૂ કરીને કોઇ પણ માણસને તકલીફ ન પડે એમ દરેક ભગતે ખાસ કાળજી રાખવી જોઈએ. પણ આમાં તો એમ બને છે કે પોતાની મોજને ખાતર, પોતાના ઇશ્કને ખાતર, પોતાની ખુમારીને ખાતર, પોતાની બેદરકારીને ખાતર, અને પોતાની મોટાઈ અગર અભિમાનને ખાતર બીજાઓને હેરાન થવું પડે છે. અને તે પણ કોઈ કોઇ વખતેજ નહિ, પણ વખતો વખત આ પ્રમાણે બન્યા કરે છે. અને તેમછતાં ઘણા ભગતો એ બાબતમાં પોતાની ભૂલ થાય છે એમ સમજતા નથી, પણ ઉલટા એવી બાબતમાં ડહાપણ સમજે છે તથા પોતાની ખુબી સમજે છે તેથી એ જાતની ભૂલોમાંથી છુટી શકતા નથી. માટે તેઓની ભૂલ સુધારવા સારૂ એ જાતના થોડા બીજા દાખલાઓ પણ આ ઠેકાણે જણાવવા જોઇએ.

કેટલાક ભગતો ભજન ગાવામા ને સાંભળવામાં એવા ગુલતાન બની જાય છે કે તેઓ મોડી રાત સુધી જાગ્યા કરે છે, તથા સવારમા બહુ મોડા ઉઠે છે. અને કેટલાક ભગતો બહુજ વહેલા ઉઠે છે. પણ પોતાની આવી રીતભાતથી પોતાનાં બાયડી છોકરાઓને તથા બીજાં ઘરના માણસોને કેવી અડચણો ભોગવવી પડે છે એનો ખ્યાલ તેઓ કરતા નથી. કેટલાક ભગતો પોતે ભક્તિના કામમા લાગેલા હોય તે વખતે છોકરાઓ રમતા હોય કે વાતો કરતા હોય તે તેઓને ગમતું નથી. તેથી તેઓ વારે વારે પોતાના છોકરાઓને ધમકાવ્યા કરે છે; એટલુંજ નહિ પણ નાનાં છોકરાઓને જે સગવડો આપવી જોઇએ તથા જે છુટાપણુ આપવું જોઇએ અને તેઓની ઉપર

જે સ્નેહ રાખવો જોઇએ તે તેઓ રાખી શકતા નથી. એ બાબતમા તેઓની ભક્તિ ઉડી જાય છે. કીર્તન ગાવા, માળા ફેરવવી, સત્સંગની મંડળીમાં જવું, દેવપૂજા કરવી, એ બધી બાબતમાં તેઓ ભગત હોય છે; પણ પોતાના બાળકોની સાથે માયાળુપણે વર્તવાની બાબતમા તેઓ ભગત હોતા નથી, ને તેમ છતા એ ભૂલ તેઓને સમજાતી નથી; એટલુજ નહિ પણ પોતાનાં છોકરાઓ તરફ બેદરકારી રાખવામા ઉલટા તેએ પોતાનું ડહાપણ સમજે છે; અને અમને છોકરાઓનો મોહ નથી, એમ બીજા લોકોને બતાવે છે. એમ કરવું એ એક જાતની બહુ મોટી ભૂલ છે એમ તેઓ માનતા નથી, તેથી તેઓની એ ભૂલ સુધરી શકતી નથી. માટે આવી બાબતોમાં ભૂલ ન થાય તેની ભગતોએ સંભાળ રાખવી જોઇએ.

ઘણા ભગતો ટાઇમ સાચવવાની બાબતમાં બહુજ બેદરકાર હોય છે. તેથી પોતાના કોઇ મિત્રને ત્યાં જવાનો વાયદો કર્યો હોય કે, "હું નવ વાગે આવીશ." તેને બદલે અગીઆર વાગે જાય છે. એક વાગ્યાનું કહ્યુ હોય તેને બદલે ત્રણ વાગી જાય છે, ત્રણ વાગ્યાનું કહ્યુ હોય તેને બદલે છ વાગી જાય છે, અને કોઇ કોઇ વખત તો વાયદાને દિવસે પહોંચતાજ નથી, પણ બીજે કે ત્રીજે દિવસે જ્યારે પેલો માણસ મળે ત્યારે કહે છે કે, ફલાણે ઠેકાણે બેસવામાં મજા પડી ગઇ જેથી આવી શકાયું નહિ. ઘણુએ યાદ હતું પણ કથામાં એવો રસ પડયો કે ઉઠી શકાયુ જ નહિ. આવા કેસ કોઇક વખતેજ બને છે એમ નથી, પણ વખતો વખત આવી રીતે થયા કરે છે. પણ એમ થવાથી પોતાના સ્નેહીઓને કેટલી બધી અડચણ થતી હશે ? તેનો ખ્યાલ તેઓને આવતો નથી. પણ યાદ રાખજો કે જે ખરા ભગતો હોય તેઓએ તો આ બધી બાબતો સમજી લેવી જોઇએ, અને પોતાને લીધે કોઇ પણ માણસ દુઃખી ન થાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

કેટલાક ભગતો પોતાને ત્યા મોડી રાત સુધી ભજન કીર્તન ગવરાવે છે. એ વખતે ઝાંઝ, તબલા, મંજીરાં, હારમોનીઅમ વિગેરેની ધામધુમ હોય છે, અને કોઇ સારો ભજન

બોલનારો મળી ગયો હોય તો ઘણી વખત રાતના બે ત્રણ વાગી જાય છે. એવાં કામને ભગતો સારા સમજે છે, અને આજે તો અમારે ઘેર સવારો સવાર ભજન થયાં હતા એમ મોટાઈ લેય છે, પણ ચાલીનાં માણસોને તથા પાડોશીઓને એથી કેવો ત્રાસ થયો હશે ? અને કેટલાંક માણસોને ઉજાગરો થવાથી કેવુ હેરાન થવું પડયું હશે ? એનો ખ્યાલ તેઓ કરતા નથી; એટલુંજ નહિ પણ આવી આવી ઘણી બાબતો તરફ તેઓનું ધ્યાન પણ ખેચાતું નથી. પણ આજના જમાનામાં તો હવે કાયદાઓને માન આપવું જોઇએ, લોકોના વિચારોને માન આપવું જોઈએ, પોતાના શરીરની સ્થિતિ સામે જોવું જોઇએ, પોતાના કુટુબનાં સુખ તરફ જોવું જોઈએ, અને જેમ બને તેમ નિયમમા રહીને ભકિત કરતા શીખવું જોઈએ. તોજ આગળ જતાં સાચી ભકિત થઈ શકે છે. પણ જે ભગત આવી બાબતો ઉપર ધ્યાન ન રાખે અને પોતાની ખુમારીમાજ ફર્યા કરે તથા પોતાના ફાટા પ્રમાણેજ વર્ત્યા કરે અને પોતાને લીધે બીજાઓને હેરાન થવું પડે તેની દરકાર કરે નહીં તે મતલબી ભગત કહેવાય છે, તે સ્વાર્થી ભગત કહેવાય છે, તે અજ્ઞાની ભગત કહેવાય છે અને તે ફાટાબાજ ભગત કહેવાય છે, પણ એવી રીતે વર્તનારા કાંઈ સાચા ભગત કહેવાતા નથી. માટે એવા મતલબી ભગત ન થવાય એ સભાળજો, અને આપણે લીધે કોઈ પણ માણસને હેરાન થવું ન પડે, તથા આપણી ભક્તિ વગોવાય નહિ તેની ખાસ કાળજી રાખજો એજ અમારી ભલામણ છે.

---

## ૯૯ ખરા ભગત ને ખોટા ભગત વિષે.

ઘણા માણસો ભગતને નામે ઓળખાય છે પણ તેઓની અદર જેવી જોઇએ તેવી જાતની ભક્તિ હોતી નથી. માત્ર બહારથી ભગતનું નામજ હોય છે; અને તે પણ તિલક, માળા, કપડાં વગેરે બહારની ટાપટીપને લીધેજ ભગત કહેવાયા કરે છે. પણ ભગત થવા માટે પોતાના અતઃકરણમા જે સુધારો વધારો કરવો જોઇએ ને પોતાની રહેણીકરણીમાં જે ફેરફાર કરવો

જોઈએ તે તેઓ કરતા નથી, અને તેમ છતા ઘણાએ માણસો તેઓને ભગત સમજવાની ભૂલ કર્યા કરે છે. એમ ન થાય માટે સાચા ભગતો કેવા હોય અને ખોટા ભગતો કેવા હોય તેની ખરી હકીકત સૌ ભાઈ બ્હેનોએ જાણી લેવી જોઇએ. એ માટે સતો કહે છે કે,

સાચા રૂપીઆમાં ને ખોટા રૂપીઆમા જેટલો ફેર હોય છે–તેટલોજ ફેર ખરા ભગતોમાં ને ખોટા ભગતોમા હોય છે. ખોટો રૂપીઓ જ્યા સુધી સાચા સરાફને હાથે ન ચડ્યો હોય ત્યાં સુધીજ તે સાચો રૂપીઓ ગણાયા કરે છે, પણ જ્યારે કસોટીએ ચડે ત્યારે તુરતજ તેનુ ખોટાપણું જણાઇ આવે છે. તેમજ જે ખોટા ભગતો છે તેઓ ખરા મહાત્માઓની પાસે તુરતજ ઓળખાઇ જાય છે.

આપણા ઘરમાં સ્ત્રીઓના બહુ સુદર ચિત્રો લટકાવેલાં હોય તે ચિત્રની સ્ત્રીઓ કાંઈ ઘરના કામકાજ કરવામા ઉપયોગી થાય નહિ, તેમજ ઢોગી ભગતોએ ભક્તિના પ્રકારના ચિહ્નો ધારણ કરી લીધા હોય તેથી કાંઈ તેઓના અતરને સતોષ થાય નહિ.

શ્રીમતોના ઘરમા છોકરાએને રમવા માટે રમકડાના ઘોડા હોય તે ઘોડામા અને તેઓના તબેલામાં બાંધેલા પાણીદાર અરબી ઘોડામા જેટલો ફેર છે તેટલોજ ફેર ખોટા ભગતોમાં ને સાચા ભગતોમા છે એમ જાણજો.

તજના ઝાડની માત્ર છાલ કામમા આવે છે તેનુ બીજુ કાંઈ કામમા આવતું નથી. તેમજ જે ખોટા ભગતો છે તેઓનો દેખાવ માત્ર ભગત તરીકેનો લાગે છે. એ દેખાવ સિવાય દુનિયાને તેઓનુ બીજુ કાંઈ કામમા આવતું નથી.

સળગતી મીણબત્તીમા અને સળગ્યા વિનાની મીણબત્તીમાં જેટલો ફેર પડે છે તેટલો ફેર સાચા ભગત અને ખોટા ભગતની વચ્ચે છે. સળગતી મીણબત્તીથી ઘણા જણને અજવાળુ મળે છે, પણ વગર સળગેલી મીણબત્તીથી કોઇને અજવાળુ મળતું નથી. તેમજ જે ખરા ભગતો છે તેઓથી ઘણા લોકોને ઘણી જાતના લાભ થાય છે, અને તેઓના પોતાના

અંતરમા પણ શાન્તિ, આનંદ, તૃપ્તિ ને ઈશ્વરી જ્ઞાન વિગેરે ઉત્તમ વસ્તુઓનો પ્રકાશ હોય છે, અને તે તેની આસપાસના બીજા લોકોને પણ મળે છે. પણ જે ખોટા ભગતો છે તેઓમા એ કાંઈ હોતું નથી, તેથી તેઓ સળગ્યા વિનાની મીણબત્તી જેવા છે.

ઉગી શકે તેવાં બીમા—અને નહિ ઉગી શકે તેવાં બીમ જેટલો ફેર છે તેટલો ફેર સાચા ભગતો અને ખોટા ભગતોમાં છે. કારણ કે જે સાચા ભગતો છે તેઓ ઉગી શકે તેવા બી જેવા છે. એટલે તેમાથી બહુ સુંદર ને મોટાં ઝાડો થાય છે, અને તેને કિંમતી ફળો આવે છે. પણ જે બીજની અંદરની ઉગવાની શક્તિ નાશ પામેલી હોય તે એની એ જગ્યામા પડ્યુ રહે છે, અને થોડા દહાડામા સડી જાય છે. તેમજ જે ઢોંગી ભગતો છે તેઓને પણ થોડા વખતમા નાશ થાય છે, અને એને કાંઇ ફળફૂલ થતાં નથી. એટલે કે તેઓ બીજા કોઈ માણસને ભગત બનાવી શકતા નથી. પણ જે સાચા ભગતો છે તે તો બીજા સેંકડો માણસોને પોતાના જેવા સાચા ભગત બનાવે છે.

આપણા ઘરમા છોકરાએને રમવા માટે કુતરા, મીંદડાં, મેના, પોપટ વિગેરે રમકડાના જનાવરો તથા પક્ષીઓ હોય તેઓ બળ વિનાના હોય છે, માટે જેટલા હોય તેટલાજ રહે છે. પણ આપણા ફળીયામાં જે કુતરા હોય, આપણા ઘરમા જે મીંદડા હોય, આપણા તબેલામા જે ગાયો ભેસો તથા પોપટ ચકલા વિગેરે હોય તેઓ જીવતા હોય છે, તેથી દર વરસે તેમાથી બીજા નવા નવા બચ્ચાઓ ઉત્પન્ન થયા કરે છે, અને તેની વૃદ્ધિ થયા કરે છે. તેમજ જે ખોટા ભગતો છે તેઓ મુડદા જેવા છે, એટલે તેમાથી બીજા નવા ભગતો થઇ શકતા નથી. પણ જે સાચા ભગતો છે તેઓ જીવતા જાગતા હોય છે તેથી તેઓની મદદથી બીજા ઘણા ભગતો થાય છે.

બંધુઓ! આ બધા દાખલાઓ ઉપરથી હવે તમે સમજી શકયા હશો કે, ખરા ભગતો કેવા હોય અને ખોટા ભગતો કેવા હોય. જે ખરા ભગતો છે તેઓ પ્રભુની કૃપા પા-

મેલા હોય છે તેથી તેઓમા પ્રભુનો પ્રેમ અને પ્રભુનું જ્ઞાન હોય છે, અને એ બન્ને ઉત્તમમા ઉત્તમ ને મોટામા મોટી તથા અલૌકિક વસ્તુઓ બીજાઓને આપ્યા પછીજ તેઓ મરે છે, પણ જે ખોટા ભગતો છે તેઓમા આવી સાચી વસ્તુઓ હોતીજ નથી, તેથી તેઓ કોઇને એવી અલૌકિક વસ્તુ આપી શકતા નથી. એટલે તેઓની પાછળ ભકિત વધતી નથી. પણ જે સાચા ભગતો છે, તેઓ સ્વર્ગવાસી થયા પછી પણ તેમની પાછળ ભકિત વધ્યા કરે છે, અને પોતે પણ જીવે ત્યા સુધી આ સંસારમા રહીને સ્વર્ગ ભોગવ્યા કરે છે તથા પ્રભુપ્રેમથી ભીંજાયલા રહે છે.

બોલો, હવે તમે ખરા ને ખોટા રૂપિયા વચ્ચેનો તફાવત સમજ્યા કે નહિ? અને ખોટો રૂપિયો બજારમા ચાલી શકતો નથી, એ વાતની ખાત્રી થઇ કે નહિ? જો એ ખાત્રી થઇ હોય તો હવે ખરા ભગત થાઓ, ને સાચી ભકિત કરતા શીખો એજ અમારી વિનતી છે.

---

## ૧૦૦ સાચા ભગતોની ઓળખાણ.

દુનિયામા ભગત કહેવાયા કરે પણ અંતરમાથી ભગત હોય નહિ તેવા ઘણા માણસો હોય છે અને કેટલાક માણસો ભગત તરીકે બહુ જાણીતા થયેલા ન હોય છતા પણ તેઓ અંતરમાથી સાચા ભગત હોય છે. આમ હોવાથી ભગતોને ઓળખવામા ઘણી વખત ઘણા માણસો ઠગાય છે. અને જેઓ સાધારણ ભોળા માણસો હોય છે તેઓ આડંબરવાળા ડોળઘાલુ માણસોને તથા જેઓના નામ બહુ પ્રસિદ્ધિમા આવી ગયેલાં હોય તેવા માણસોનેજ ભગતો સમજ્યા કરે છે અને જે ખરા ભગતો હોય તેઓને તો જાણતા પણ નથી. આવી ભૂલ ન થાય માટે સાચા ભગનો કેવા હોય છે અને તેને કેમ ઓળખવા એ વાત જાણી લેવી જોઇએ. એ માટે સંતો કહે છે કેઃ—બહુ મોટા મહારાજાની હજુરમા રહેનારા હજુરીઆઓ હોય, તે લોકો કાઇ ખરાબ લોકોની સાથે ફરતા નથી; અને એવા બાદશાહોના હજુરીઆઓ કાઇ દુર્ગુણી

લોકોની સાથે ભળી જતા નથી; તેમજ જેઓ ભગવાનની હજુરમા રહેવાવાળા ભગતો હોય છે તથા ભગવાનને પોતાના હૃદયની અંદર રાખનારા ભગતો હોય છે, તેઓ પણ કાંઇ વ્યાવહારિક જજાળવાળા માણસોની સાથે ભળી જતા નથી, અને ભગવાનથી વિમુખ હોય તેવા અજ્ઞાની લોકો સાથે દોસ્તી રાખતા નથી અને જો એમ જણાય કે આ ભગત માયિક લોકોના સબંધમાજ બહુ વધારે રહે છે તો તેને માટે એમ સમજી લેવું કે એ હજી કાચો ભગત છે. ભગવાનની રસિકતાનો ખરો આનંદ હજી તેને આવેલો નથી. જો ભગવાનની મોટાઇનો ને ભગવાનના પ્રેમનો મહા આનંદ તેને આવેલો હોય તો તે જંજાળી લોકોની અંદર ફર્યા કરે નહિ, માટે ભગતોની પહેલી પીછાણ એ છે કે તેઓ જેમ બને તેમ ભગવાનની સાથે અને ભગવાનના હરિજનોની સાથેજ રહે છે, અને જગતના જજાળી લોકોની સાથે બહુ એકરસ થઈ જતા નથી.

જે ભગતનો જીવ ઈશ્વર સાથે જોડાઇ રહે છે તે ભગતનું મન બહુ મોટું થઇ જાય છે, તેથી વ્યાવહારિક નાની નાની બાબતો તેને બહુ અસર કરી શકતી નથી. એટલુંજ નહિ પણ બહુ મોટુ મન થઈ ગયાથી બીજા ઘણા માણસોના કરતાં તેવા ભગતોની અંદર ઘણી જાતની વિશેષતા રહેલી હોય છે. એટલે દરેક બાબતોમાં તેઓ અતિશય ઉદાર હોય છે. જેમકે, ધન ખરચવામા ઉદારતા, સેવા કરવાના કામમાં ઉદારતા, વિચારોમાં ઉદારતા અને એવી બીજી ઘણી ચીજોમાં બહુ ઉદારતા આવી જાય છે. કારણ કે તેઓનું મન મોટુ થઇ ગયેલું હોય છે. માટે જેનું મન મોટુ થઇ ગયેલુ હોય તેને સાચા ભગત સમજવા. પણ જેનું મન બહુ ટુકુ હોય તેને મહાન ભગત સમજવા નહિ. કારણ કે જેના મનમા ભગવાન રહેતા હોય તેનું મન ટુકુ રહી શકતું નથી. પણ જેના મનમાં ભગવાનનો વાસ હોય તેનું મન તો દિન પ્રતિદિન મોટું મોટુ થતું જાય છે. માટે મનની મોટાઇ ઉપરથી પણ ભગતની ઓળખાણ થઇ સકે છે.

જે મહાન ભગતો છે, જે તાજી લાગેલા ભગતો છે,

અને જે પ્રભુ પ્રેમમા ગળી ગયેલા ભગતો છે તેઓ આ દુનિયાદારીની જંજાળોને પોતાના અતરમા ઘુસવા દેતા નથી. કારણ કે આ જગતના માયિક સુખો અને વૈભવોની કિમત તેઓના અતરમા બહુજ ઓછી થઈ જાય છે, તેથી જગતના માનપાનનો મોહ તેઓના મનમાથી નીકળી જાય છે, તથા જગતના વિષયવાસનાના સુખો ભોગવવાની આશા–તૃષ્ણા મરી જાય છે. કારણ કે તેઓને એવો અનુભવ થાય છે કે, ઈશ્વરી આનંદની આગળ માયાના સુખો મેળવવાના ફાંફા મારવાં એ ફોતરા ખાંડવા જેવું છે. આમ લાગવાથી તેઓનો જગત ઉપરનો મોહ ઓછો થઈ જાય છે. અને વ્યાવહારિક લોકોને જગતના જે સુખો બહુ મોટા મોટા ને બહુ સારા સારાં લાગ્યા કરે છે તે સુખો એવા સાચા ભગતોને ફીક્કાં અને નીરસ લાગે છે. તથા અહીંની મોટાઇ તેઓને પોલ પોલ જેવી દેખાય છે, તેથી એવી વાતોમાં તેઓનું મન રોકાએલું રહેતું નથી. આવી રીતે વસ્તુ સમજીને જેનું મન જગતના મોહમાથી નીકળી જાય તેને સાચા ભગત સમજવા.

વ્યાવહારિક લોકોને જેવી વાતોમા બહુ સુખ દુઃખ લાગ્યા કરે છે તેવી વાતોમાં સાચા ભગતોને બહુ સુખ દુઃખ લાગતાં નથી. એટલુંજ નહિ પણ જે જાતનાં દુઃખોથી તથા જે જાતની અડચણોથી મોહવાદી માણસો અતિશય ગભરાઇ જાય છે, બહુજ મુંઝાઇ જાય છે અને રડાપીટ કરી મૂકે છે તથા ઘણો વખત સુધી દિલગીરીમા રહ્યા કરે છે તેવી જાતનાં દુઃખોની પણ ઉત્તમ ભગતોપર બહુ અસર થતી નથી. કારણ કે તેઓ ભગવદ્ ઇચ્છાને સમજી ગયેલા હોય છે, અને દુખ પણ કાંઇક મદદ કરવાને તથા આગળ વધારવાને માટેજ આવે છે એમ તેઓની ખાતરી થએલી હોય છે, તેથી વ્યવહારી લોકોની પેઠે તેઓ દુઃખથી ગભરાઈ જતા નથી. આવી રીતે દુઃખના વખતમા ધીરજ રાખવી ને દુઃખનો ધક્કો પોતાના હૃદયમા પહોચવા દેવો નહિ એ પણ ભગતોની ઓળખવાની મોટી નિશાની છે.

બંધુઓ! સાચા ભગતો આવી ઉચી સ્થિતિમાં કેમ

રહી શકે છે અને બધી વસ્તુઓને પોતાના પગ નીચે કેમ રાખી શકે છે તેનું કારણ તમે જાણો છો? તેનું કારણ એ છે કે, જેમ વિમાનમાં બેસી આકાશમા ઉડતા માણસને મોટુ શહેર નાના ગામડા જેવું લાગે છે, ડુગરો દડા જેવા લાગે છે, અને મોટી નદીઓ રૂપાના ઝીણા તાર જેવી લાગે છે, તેમજ જે ભગતો ભગવાનની હુજુરમા રહેતા હોય અને પ્રભુનો મહા આનદ ભોગવતા હોય તેઓની આગળ પણ જગત નીચુ પડી જાય છે. તેથી જે વસ્તુઓ બીજાઓને બહુ ભારે ભારે લાગતી હોય તે વસ્તુઓ પણ સાચા ભગતોને માલ વિનાની જણાય છે. માટે જે ભગતોની આવી ઉંચી દશા થઈ હોય તેને સાચા ભગત સમજવા.

ઘણા માણસો ભકિત કરે છે અને ભગવાનને પોતાના હ્રદયમા પધારવા માટે પ્રાર્થના કરે છે, પણ તેઓ ઝાઝી વાર ભગવાનને પોતાના હ્રદયમા બેસવા દેતા નથી, પણ જે ખરા ભગતો હોય છે તેઓ પોતાના હ્રદયમદિરમા ઘણી વાર સુધી ભગવાનને રહેવા દેય છે. એટલુંજ નહિ પણ તેઓ દરરોજ વારેવારે પોતાના હ્રદયમા ભગવાનને પધરાવ્યા કરે છે. માટે આ ઉપરથી એમ સમજી લેવું કે, જેના હ્રદયમાં ઘણી વાર સુધી ભગવાન બિરાજે તે મહાન ભગત કહેવાય છે, અને જેના હ્રદયમા ભગવાન આવીને તુરતજ પાછા ચાલ્યા જાય તે કાચા ભગત કહેવાય છે. માટે જો ખરા ભગતની પીછાન કરવી હોય તો એ વાતની તપાસ કરવી કે, આ ભગતના હ્રદયમા ભગવાન કેટલી વાર રહે છે? અને કેટલી વાર આવે છે? કારણ કે જેના હ્રદયમાં ભગવાન વારેવારે આવે અને ઝાઝી વાર રહે તેને ઉંચા ભગત સમજવા. જે ભગતના હ્રદયમાં ભગવાન વધારે વાર વાસો કરે છે તે ભગતના મોંઢા ઉપર ભકિત આવીને વસે છે, તેથી તે ભગતના ચહેરાનું તેજ વધી જાય છે. તેના ચહેરા ઉપર ભકિત દેખાયા કરે છે, અને તેના મોઢા ઉપરથી એમ સમજી શકાય છે કે, આ ભગતની અંદર પવિત્રતા, શાંતિ અને દીનતાએ ઘર કરેલું છે. આવું જેના ચહેરા ઉપર દેખાય તે ભગતને શ્રેષ્ઠ સમજવા.

ભગતોના ચહેરા ઉપર કુદરતી રીતેજ ભક્તિની છાયા આવી જાય છે, પણ ઘણા માણુસો ભગત હોતા નથી. છતાં પણ તેઓને પોતાના ચહેરા ઉપર ભક્તિ દેખાડવાનું મન થાય છે, કારણ કે પોતાના મોઢા ઉપર ભક્તિ દેખાડવાથી કેટલીક જાતના સ્વાર્થ સાધી શકાય છે. એ માટે ઘણાએ ઢોંગી ભગતો તથા ડોળઘાલુ સાધુઓ પોતાના ચહેરા ઉપર ભક્તિ દેખાડવા માટે બહુ થોડું બોલે છે; અને જાણે બહુ શાંતિમાં રહેતા હોય તેવો દેખાવ કરે છે. પણ યાદ રાખજો કે આવો ખોટો ડોળ કરવો ને લોકોને ઠગવા, એ બહુજ મ્હોટું પાપનું કામ છે. માટે ભક્તિ બતાવવાના લોભમાં પડી જઇને ડોળઘાલુ ન થઇ જવાય એ સંભાળવાનું છે.

. ઘણી વખત એમ પણ બને છે કે, ઘણા માણુસો બહુજ સારા કામો કરવાવાળા હોય છે, તથા ઘણી રીતે પોતાના બંધુઓની સેવા કરે છે, અને પ્રભુ ઉપર પ્રેમ પણ રાખે છે, છતાં પણ તેઓના ચહેરા ઉપર જેવી જોઇએ તેવી ભક્તિ દેખાતી નથી. તેથી એમ ન સમજવું કે આ માણુસ ભગત નથી, પણ એમ સમજવું કે, જુદા જુદા ભગતમા જુદે જુદે ઠેકાણે ભક્તિ દેખાય છે. જેમકે કોઇ ભગતના ચહેરા ઉપર ભક્તિ દેખાય છે. કોઇ ભગતના લક્ષણોમા ભક્તિ દેખાય છે. કોઇ ભગતોના નિષ્કામ કર્મોમા ભક્તિ દેખાય છે. અને કોઈ ભગતોની પવિત્રતામાં અથવા તપમા ભક્તિ દેખાય છે. આવી રીતે જુદા જુદા ભગતોમાં જુદે જુદે ઠેકાણે ભક્તિ દેખાય છે. માટે કદી કોઇ ભગતના ચહેરા ઉપર બહુ ભક્તિ ન દેખાતી હોય તો તેથી તેને હલકો સમજવાની ભૂલ કરવી નહિ, પણ તેનાં કામો, તેનાં જ્ઞાન તથા તેના ચરિત્ર સામે જોઈને તેની સાથે તેની ભક્તિની તુલના કરવી.

બંધુઓ! ભગતોને લગતા આવા ચોખ્ખા ખુલાસા જાણુવાથી ભગતોને ઓળખવામા ભૂલ થતી નથી તેમજ આપણે પોતે પણ હજી કઇ જાતના છીએ અને આગળ જતાં શું કરવું જોઇએ તે બધું સમજી શકાય છે. અને જો એવો લાભ લેવાય તો આ બધી બાબતો જાણ્યાની સાર્થકતા થાય

છે. માટે એવી સાર્થકતા કરવાનું પ્રભુ તમોને બળ આપે એમ અમે ઇચ્છીએ છીએ.

---

## ૧૦૧–બનાવટી ચાંદી સાથે રાજાની છાપ હોય તે રાજાને ગમે નહિ, તેમજ ઢોંગી ભગતો પ્રભુને ગમતા નથી.

સાચી ભક્તિથી આ લોક અને પરલોક બન્ને સુધરે છે. તથા જીન્દગી આનંદ રૂપ થાય છે. અને ભક્તિના બળથી સંસારમાં સ્વર્ગ ભોગવી શકાય છે. માટે ભગત થવું સૌને ગમે એ કુદરતી છે. એમાં કાંઇ નવાઇ નથી. પણ જેમ ભગત થવાની ઇચ્છા કુદરતી છે તેમજ મનુષ્યના મનમા જે અતિશય સ્વાર્થ ઘુસી ગયેલો છે અને તેને લીધે જે અનેક પ્રપંચો થયા કરે છે તે પણ સ્વાભાવિક છે. એટલે એક તરફથી ભગત થવાનું મન થાય છે, અને બીજી તરફથી વિકારો, મોહ, સ્વાર્થ તથા લાલચો નડે છે. તેથી ભગત થવા માટે આસુરિ સંપત્તિની સાથે બહુ મોટી લડાઇ લડવી પડે છે. એ લડાઇમા બહુ થોડાં માણસો જીતે છે, બાકી ઘણા માણસો તો માયાના મોહમા ફસાઇ જાય છે. અને તેમ છતા તેઓને ભગત ગણાવું ગમે છે. તેથી તેઓ જ્યારે મંદીરમાં જાય કે ઘરમા પાઠ પૂજા કરવા બેસે ત્યારે થોડો વખત ભગત થઇ રહે છે. પણ જ્યારે દુકાને જાય, નોકરી ઉપર જાય, કારખાનાંમાં, ખાણોમાં કે વ્હાણોમાં કામ કરવા જાય ત્યારે ત્યા ભક્તિ ટકી રહેતી નથી. એ વખતે ભગતપણું ઉડી જાય છે. એવા ભગતની ભક્તિ બહુ તો પોતાનાં ઘરનાં માણસો સાથે સલાહ શાન્તિ રાખવા સુધીની હોય છે. પણ જ્યારે પરધર્મીઓ સાથે કામકાજ પડે ત્યારે તેઓની ભકિત ઉડી જાય છે. ત્યારે પરદેશીઓની સાથે કામકાજ પડે ત્યારે તેઓનું ભગતપણું ભાગી જાય છે. તેઓની ભકિત પાઠ કરવામા, પૂજા કરવામાં, કે માળા ફેરવવામાં આવી જાય છે, પણ બધા માણસોની સાથે તથા બધી જાતના વ્યવહારિક સંબંધોમા તેઓની ભકિત ટકી શકતી નથી. વાતચીતમાં,

આચારમાં, ચાલ ચલણમાં, જુની ટેવોમાં અને એવેજ બીજે ઘણે ઠેકાણે કે જ્યા ભક્તિને ખાસ રાખવીજ જોઇએ ત્યાં તેઓ ભક્તિને રાખી શકતા નથી, અને તેમ છતા તેઓને ભગત ગણાવું ગમે છે!' આવા માણસોને સતો ઢોગી ભગતો કહે છે. અને ઢોંગી ભગતોના કેવા હાલ થાય તે ચોખી રીતે સમજાવવા માટે સાધુએ કહે છે કે,–

ભેળસેળવાળી ખોટી બનાવટી ચાદી ઉપર કોઇ માણુસ રાજાની છાપ પાડે અને તેને સાચા સિક્કા તરીકે ચલાવે તો એ વાત રાજાને ગમે નહિ, કારણકે ખોટી ચાદી ઉપર રાજાનો ચહેરો હોય તે રાજાનું અપમાન કરવા જેવી વાત છે. તેથી એવા ખોટા સિક્કાઓને બે કોમાં કાપી નાખવામા આવે છે, અને એવા ખોટા સિક્કા પાડનાર માણુસોને રાજાઓ બહુ સખ્ત શિક્ષા કરે છે. તેમજ યાદ રાખજો કે, જે ઢોગી ભગતો છે, જે બનાવટી ભગતો છે, જેના આચરણો અ દરથી ખરાબ છે, અને બહારથી ભક્તિનો ડોળ ઘાલે છે, અને જે ભગત ગણાયા કરે છે પણ પ્રભુના જીવોની સાથે ભલાઇ રાખતા નથી તે ઢોગી ભગતો છે. અને એવા માણુસોની ઉપર ભગતની છાપ હોય તે મહારાજાઓના મહારાજા પ્રભુને ગમતું નથી. તેથી એવા ઢોંગી ભગતોને ઇન્સાફ વખતે પ્રભુની હજુરમા બહુ સખ્ત શિક્ષા થશે. એમ ન થાય માટે બધુઓ છેવટ સુધી "ઢોગી ભગત રહી જાઓ મા." ઢોગી ભગત રહી જાઓ મા. પણ હવે તો અ તરમાંથી સાચા ભગત થવાની કોશેષ કરો.

---

## ૧૦૨–બીજાઓ દુઃખ દે છે છતાં પણ સાચા ભગતો ખરેખરા દુઃખી થતા નથી. તેનાં કારણો–

ફળ પાકવાનું થાય ત્યારે પક્ષીઓ તેની ઉપર ચાંચ મારવા મ ડે છે. તેમ કોઇ પણ માણુસમાં જ્યારે ભક્તિ વધી જાય છે ત્યારે સ ંસારી લોકો એવા ભગતોને બહુ હેરાન કરવા માંડે છે. કેટલાકો અદેખાઇને લીધે તેઓને દુ ખ દે છે. કેટલાકોને ભગતોની મસ્તી ને બેદરકારી ગમતી નથી તેથી તેઓની વિરૂદ્ધમાં બહુ સખ્ત ટીકા કર્યા કરે છે. કેટલાકોને

એમ લાગે છે કે, આ ભગત ઢોંગી છે, અને બીજાઓને ઠગવા સારૂ આ બધો ડોળ કરે છે, એમ ધારી લઇને તેની વિરૂદ્ધ થાય છે. કેટલાકોને પોતાની અંદર શ્રદ્ધા, ભક્તિ કે ઇશ્વર સંબંધી કાંઇ પણ જ્ઞાન હોતું નથી, તેથી ભગતોના અંતરની ખરી સ્થિતી તેઓ સમજી શકતા નથી, તેને લીધે ભગતો તરફ વેર ભાવથી જૂએ છે. કેટલાક નાતીલાઓને તથા સગાંઓને એમ લાગે છે કે, આ માણુસ ભગત થઇ બેઠો છે પણ અમને કંઇ મદદ કરતો નથી, ને અમારા નિયમો પાળતો નથી, એટલે એને જોઇને બીજાઓ પણ બગડશે, એમ માની લઇને ભગતોને હેરાન કર્યા કરે છે. અને ભગતો પોતાની પ્રભુ પ્રેમની લાગણીઓના પૂરમાં તણાયા જાય છે, તેને લીધે કુટુંબીઓના નાનાં નાનાં ઘરસંસારી કામકાજોમાં ઝાઝું ધ્યાન આપી શકતા નથી. તેથી ઘરનાં માણુસો પણ ભગતોની ઉપર ગુસ્સે થયેલાં હોય છે. આવા આવા કારણોને લીધે ઘણા માણુસો તરફથી ઘણી બાબતમા ભગતોને બહુ દુઃખો ખમવાં પડે છે છતાં પણ એવાં દુઃખોની ઘણા ભગતોને કાંઇ ઝાઝી અસર થતી નથી. આવા દુઃખોની વચ્ચે પણ તેઓ તો પોતાના ઈશ્વરી આનંદમાજ રચી પચી રહેલા હોય છે, અને આવી જાતના દુઃખો છતાં પણ તેઓના અંતરમા અખંડ શાન્તિ હોય છે માટે હવે ભગતોના જીવનમાથી આપણે એ કુંચી જાણી લેવી જોઇએ કે, ઘણાં માણુસો ઘણી જાતના દુઃખો દેય છે છતાં પણ તેઓને કેમ દુઃખ થતું નથી? એ ભેદ સમજાય તો આપણી જીન્દગી સુધારવામાં તેથી મદદ મળે છે. કારણ કે ઘણી વખત ઘણા લોકો તરફથી આપણુને પણ એવા દુઃખો નડ્યા કરે છે, માટે એવા દુઃખો હોય છતા પણ તે દુઃખોનો ધક્કો અંતરમાં લાગે નહીં અને એ દુઃખોને લીધે પોતાનો ધર્મ ચુકી જવાય નહીં તેવી કુંચી આપણે મેળવી રાખવી જોઇએ. એ માટે સંતો કહે છે કે,–

જે સાચા ભગતો હોય છે તેઓ ધર્મના બહુ ઉંચા વિચારોમાં રોકાયેલા રહે છે તેથી સંસારીક લોકોની નાની નાની બાબતો ઉપર તેઓ ધ્યાન આપતા નથી. એટલે જેમ

આકાશમાં ઉડતા પક્ષીઓને જમીન ઉપરથી ફેંકેલા ઘા વાગી શકતા નથી તેમજ હરિજનો ઉપર પણ સંસારીઓના ખરાબ વચનોની આસર થતી નથી. કારણ કે તેઓ ઉંચે ઉડનારા પક્ષીઓના જેવા હોય છે, તેથી લોકો તરફથી આવતાં કડવાં વચનોને તથા સખ્ત ટીકાઓને તેઓ પોતાની ઉપર લઇ લેતા નથી. કારણ કે ભગતો હમેશાં ક્ષમાનું બખ્તર પહેરી રાખે છે, એટલે એ બખ્તરમાં કડવા વચનોના તીરો ખુંચી શકતા નથી, તેથી તેઓને દુ:ખી થવું પડતું નથી. તેને લીધેજ આપણે જોઇએ છીએ કે, ધ્રુવ, પ્રહ્લાદ, નરસિંહ મહેતા, મીરાંબાઇ, તુકારામ વગેરે ઘણા ભગતો ઉપર ઘણી જાતનાં સંકટો પડ્યા હતા, છતાં પણ એ દુઃખોથી તેઓ કાયર થયા નહોતા અને એ દુઃખોને દુઃખરૂપ સમજતાં નહોતાં. એટલુંજ નહિ પણ જેમ ઉંધા ઘડા ઉપર ગમે તેટલું પાણી રેડીએ તોપણ એ ઘડો ભરાયજ નહિ, તેમજ એવા સાચા ભગતો બહારના લોકો તરફથી આવતા દુઃખોની બાબતમાં પોતાના હૃદયને ઉંધા ઘડા જેવું કરી રાખે છે, એટલે તેની અંદર કોઇ પણ જાતનાં દુઃખો પેસી શકતાં નથી. પણ સંસારિક લોકો તરફથી જે જે દુઃખો આવી પડે તે દુઃખો બહારના બહારજ રહે છે. તેઓ પોતાના અંતરમાં એ દુઃખોનો સ્પર્શ થવા દેતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે, પરમકૃપાળુ પરમાત્મા સદાય અમારૂં રૂડું કરે છે. ભગવાનના: ભગતોનું ભુંડું થઇ શકેજ નહિ. જે થય તેમા કાંઇક લાભજ હોય છે. માટે આ સંસારી લોકો અમને દુઃખ દેય છે તેમા પણ સર્વશકિત માન પરમાત્માનો કાંઇક શુભ હેતુજ હશે. અને અમારા ભલા માટેજ એ દુઃખો આવતા હશે એમ સમજીને તેઓ કોઇ પણ વખતે પોતાના મનને મુંઝાવા દેતા નથી કે દુઃખની અસરમાં દબાઇ જતા નથી. માટે બંધુઓ! જો આવી જાતના દુઃખોમાંથી બચવું હોય તો મહાન્ ભગતોની પાસેથી એ કુંચી શીખી લો કે હમેશાં ઇશ્વરી જ્ઞાનના વિચારોમાજ રહેવું, તથા મોહવાદી લોકો તરફથી જે જે જાતની અડચણો આવી પડે તેની દરકાર કરવી નહિ, અને જે કાંઇ કડવાં

વચનો કહેવામા આવે કે મેણા ઓઠાં દેવામા આવે તેને પોતાની ઉપર લઈ લેવા નહિ, પણ ઉંધા ઘડાના જેવું હૃદયને બનાવી દઈ એ બધાં દુઃખોને દૂરનાં દૂર રાખવાં, અને કદી કોઇ દુઃખ પોતાને નડે એવુ હોય તો એ વખતે પણ એમજ સમજવું કે, મારા ભલા માટેજ એ દુઃખ આવેલું છે. મને ઉતારી પાડવા માટે નહિ, મારા સિદ્ધાંતોને તોડી નાખવા માટે નહિ, અને મને મારી ભકિતમાથી ઢીલો પાડી નાંખવા માટે નહિ, પણ મને આગળ વધારવા માટે, મારા સિદ્ધાંતોને મજબુતી આપવા માટે, મારી ભકિતમા દૃઢતા આપવા માટેજ આ દુખ મારી ઉપર આવેલું છે એમ સમજી સંસારિક લોકો તરફથી આવી પડેલા દુઃખોથી દુઃખી થવું નહિ, પણ જો સાચા ભગત થવું હોય તો એવે વખતે ધીરજ રાખવી, અને ક્ષમાનું બખ્તર પહેરી લેવુ, એટલે ઘણી જાતના દુઃખો ઓછા થઈ જશે, એમા કાંઇપણ શક નથી. માટે ભગતો દુઃખમા દબાઇ જતા નથી તેની આ કુચી મેળવી લ્યો, એટલે બીજાઓ તરફથી દુઃખો આવી પડે છતા પણ તમે આનંદમાં રહી શકશો.

## ૧૦૩–વિચારી જોતાં શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે.

બન્ધુઓ ! ઘણા માણસોને એમ લાગે છે કે, જેની પાસે બહુ ધન હોય તે માણસો બહુ સુખી હોય છે. આમ માનવાનું કારણ એ હોય છે કે, શ્રીમંતોને માન મળે છે. સારૂં સારૂ ખાવાનું મળે છે. જુદી જુદી ફેશનના સુંદર કપડાં પહેરવા મળે છે. ગાડી ઘોડા હોય છે, અને રમતગમતના સાધનો હોય છે. માટે આ બધા બહારનો ઠાઠમાઠ જોઇને ભોળા લોકો એમ સમજે છે કે શ્રીમંતો બહુ સુખી છે. પણ માણસોના સ્વભાવ તથા પ્રકૃતિ ને જાણેલા મહાત્માઓ કહે છે કે, ઘણાએ શ્રીમંતો કરતા કેટલાક ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે. કારણ કે ગરીબો જેવી અંતરની શાન્તિ ભોગવી શકે છે તેવી અંતરની શાન્તિ શ્રીમંતો ભોગવી

શકતા નથી. ગરીબો જેવું પોતાનું જીવન પવિત્ર રાખી શકે છે તેવું પવિત્ર જીવન શ્રીમતો રાખી શકતા નથી. ગરીબો જેમ ટુંકામાં ચલાવી લેય છે તેમ શ્રીમતો ચલાવી શકતા નથી. અનેક શ્રીમંતોને અને ચીજોનો જેટલો મોહ હોય છે તેટલો મોહ ગરીબોને હોતો નથી, માટે શ્રીમતો કરતા ગરીબો જીંદગી વધારે નિરપરાધીપણે ગાળી શકે છે, તેથી શ્રીમતો કરતાં ગરીબો શ્રેષ્ટ છે.

કોઇ ગરીબનાં વહાણ ડૂબી ગયા છે? કોઇ ગરીબોના માળા બળી ગયા છે? કોઇ ગરીબોને મીલમા ખોટ ગઇ છે? કોઇ ગરીબોના લાખોના દીવાળા નીકળ્યા છે? કોઇ ગરીબોના ઝવેરાત ચોરાઇ ગયાં છે? કોઇ ગરીબોની મોટરોની હરરાજી થઇ છે? અને કોઇ ગરીબોની બેંકો તૂટી છે? આ બધા દુઃખો ગરીબોને થતાં નથી, અને આવા મોટા ઝખમો ગરીબોને લાગતા નથી. માટે શ્રીમતોના કરતા ગરીબો વધારે સુખી છે.

## શ્રીમંતાઇનાં દુઃખો અને ગરીબાઇનાં સુખો.

બધુઓ! જે લોકો બહારથી જોનારા છે, જે લોકો ઉપરછરૂં જોનારા છે, જે લોકો બહારના ઠાઠમાઠથી અંજાઇ જનારા છે, અને જે લોકોને અતરની ઉંચી જાતની વૃત્તિઓના માનસિક આનદો ભોગવતા આવડતું નથી તેઓ શ્રીમંતાઇના બહારના ઠાઠમાઠ જોઇને તથા ગરીબોની પાસે ઓછા સાધનો જોઇને એમ સમજ્યા કરે છે કે, શ્રીમતો બહુ સુખી છે, ને ગરીબો દુઃખી છે. પણ ખરી રીતે જોતા, ઊંડાણથી જોતા, ધર્મની નજરે જોતાં અને દુનિયાના ભલાની નજરે જોતા હરિજનોને એમ જણાય છે કે સતોષી વૃત્તિવાળા, ટુંકામા ચલાવી લેનારા, ભગવદ્ ઇચ્છાને આધીન થઇ જનારા, અને પવિત્ર જીવન ગાળનારા ગરીબોજ વધારે સુખી હોય છે, અને પ્રપચી જીવન ગાળનારા, બહુજ મોહમા ફસાઇ પડેલા, અનેક જાતના લોભ લાલચમા બધાઇ ગયેલા અને તમાચો મારીને મોંઢુ લાલ રાખનારા શ્રીમતો પોતાના અતરમાંથી બહુ દુઃખી હોય છે. જેમ કે—

## રહેવાની જગ્યાનાં દુઃખો.

શ્રીમંતોને રહેવા માટે બહુ સુંદર મકાનો હોય છે, વાડી બંગલા હોય છે, મ્હોટાં મ્હોટાં દીવાનખાનાઓ હોય છે, તેમાં સુંદર ફરનીચર હોય છે, અને મોજશોખની બીજી ઘણીએ વસ્તુઓ તૈયાર હોય છે. પણ એ બધું મેળવવા માટે તથા એ બધો ઠાઠમાઠ નિભાવી રાખવા માટે તેઓને કેટલી બધી મહેનત પડે છે? અને એ સારાં મકાનો સારૂ કરીને તેઓને કેટલા બધા પ્રપંચો કરવા પડે છે તથા તે માટે તેઓને કેટલી બધી હાયહોય ભોગવવી પડે છે એ તમે જાણો છો? પોતાના ઘરની અંદર પણ પોતાનાં બુટ સાફ કરાવ્યા વિના તેઓ જઇ શકતા નથી. કારણ કે એમને એમ ખરાબ બુટ પહેરીને તેઓ દીવાનખાનામાં ચાલ્યા જાય તો સેંકડો રૂપિયાનો ગાલીચો ખરાબ થાય છે. માટે તેમના ઘરમાંજ તેમને આગળ વધવામા પ્રથમ તો તેમનાં બુટજ તેમને અટકાવે છે, અને એ માટે પણ પરાધિનતા ભોગવવી પડે છે. કારણ કે જ્યારે કોઇ નોકર આવીને બુટ સાફ કરે ત્યારેજ તેઓ પોતાના દિવાનખાનામા દાખલ થઇ શકે છે. અને એમા ભોગજોગે જો નોકરને આવતા બે ચાર મિનિટની વાર લાગે તો તે શેઠના મિજાજો કેવા જાય છે? ને જરા વાર ઉભુ રહેવું પડે એ માટે તેઓ પોતાના મનમાં કેવા મુંઝાઇ જાય છે? એ તમે કોઇ દિવસે જોયું છે? ગમે એવો મ્હોટો બંગલો હોય કે ગમે તેવો મ્હોટો રાજમહેલ હોય, પણ તેમાં સુવા માટે તો ગરીબોને જેટલી જગ્યા જોઇએ તેટલીજ જગ્યા શ્રીમંતોને પણ જોઇએ છે. એથી વધારે જગ્યામા કાંઇ તેઓ સુઇ શકતા નથી. હવે બીજી તરફ ગરીબોની સામે જુઓ.

ગરીબોને રહેવા માટે બહુ ન્હાનું મકાન હોય છે: તેમાં ચિત્રો હોતા નથી, તેમાં ખુરશી કોચ હોતા નથી, તેમાં ન્હાવાનો ઓરડો, કપડાં બદલવાનો ઓરડો, સુવાનો ઓરડો, મુલાકાત લેવાનું દીવાનખાનું, લાયબ્રેરીનો ઓરડો, એકાંત ભોગવવાનો ઓરડો અને દેવમંદિરનો ઓરડો તથા બિમારીનો

ઓરડો એમ જૂદા જૂદા ઓરડા હોતા નથી. તેમજ એવા જૂદા જૂદા ઓરડાઓની તેઓને જરૂર પણ પડતી નથી. કારણ કે તેઓ બહારના ઠાઠમાઠ સામે જોતા નથી પણ પોતાની જીંદગી ટકાવી રાખવા માટે જેટલી જરૂરની વસ્તુઓ હોય તે સામેજ તેઓ જુએ છે અને એમ સમજે છે કે, જેટલા વૈભવો ઓછા તેટલી જંજાળ ઓછી, અને જેમ જંજાળ ઓછી તેમ મન વધારે શાન્તિમા રહી શકે, તેથી વધારે ભક્તિ થઈ શકે. માટે અમને તો અમારા નાનકડા ઘરમાજ આનંદ છે. આવી રીતે સંતોષી જીવન ગાળવાની ઇચ્છાને લીધે ગરીબો પોતાની બહુજ નાનકડી જગ્યામા પણ આનંદથી રહી શકે છે. અને શ્રીમંતોને રહેવા માટે બહુ મ્હોટા બંગલાઓ હોય છતાં પણ તેઓ અંતરની શાન્તિ ભોગવી શકતા નથી. તેમજ તેઓના એ મ્હોટા બંગલાઓથી પણ તેઓને ખરો આનંદ થતો નથી; પણ હજી એ કરતા પણ બીજા વધારે સારા બંગલાની તેના મનમા ઇચ્છા હોય છે. અને તે પણ કાંઇ એકજ ઠેકાણે નહિ, પણ જ્યાં જ્યાં હવા ખાવાનાં ઠેકાણાં હોય, તથા પોતાને વારંવાર જવું પડતું હોય તે દરેક ઠેકાણે તેઓને એવા ને એવા સારામા સારા મકાનો જોઇએ છે. અને તે પણ કોઇક બીજાના નહિ, પણ પોતાનાજ હોય તો સારૂ, એવી તેઓની ઇચ્છા હોય છે. તેથી સારા મકાનમા રહેવા છતા પણ તેઓને તૃપ્તિ કે સંતોષ હોતો નથી. પણ તેઓના મનમા તો ઉલટી ઘણીજ વધારે જંજાળો ભરેલી હોય છે માટે જે ભગવદ્ ઇચ્છાને આધિન થનારા હરિજનો છે તેઓને તો એમજ લાગે છે કે આટલી બધી ઉપાધી ભોગવીને પોતાને રહેવા માટે માટે મોટું મકાન મેળવવું તે કરતા શાન્તિથી રહી શકાય તો ન્હાના મકાનમાં રહેવુ એ પણ અમને તો શ્રેષ્ટ જણાય છે. એટલુંજ નહિ પણ માત્ર મોટું મકાન વાપરવા સારૂ કરીનેજ કેટલા બધા દુઃખો ભોગવવા પડે છે! એનો જ્યારે ખ્યાલ કરીએ છીએ ત્યારે આપણને એમ લાગી જાય છે કે, મ્હોટા મકાનો રહેવા સારૂ આટલી બધી હાયહોય ભોગવવી તે કરતાં ન્હાની ઝુંપડીમાં

શાન્તિથી રહેવું એ ઘણુંજ સારૂ છે આમ હોવાથી અમને એમ લાગે છે કે, જગ્યાની બાબતમા શ્રીમતો કરતા ગરીબો વધારે સુખી છે.

## કપડાંનાં તથા દાગીનાનાં દુઃખો.

શ્રીમંતોના સુંદર કપડાઓ તથા ભારે ભારે કિંમતના દાગીનાઓ જોઇ જોઇને તમે રાજી થાઓ છો, પણ પોતાનાજ કપડા તથા પોતાનાજ દાગીના માટે તેઓને કેટલું બધુ દુઃખી થવું પડે છે એ તમે જાણો છો? તેઓની નેકટાઇ, તેઓના પટ્ટા, તેઓના બટનો, તેઓના કોલરો અને તેઓના ડગલાઓ તેઓને કેટલા બધા નડ્યા કરે છે એ તમને ખબર છે? ઘણીએ શેઠાણીઓ જ્યારે બહુ લુગડા ઘરેણા પહેરીને સભાઓમા ગઇ હોય અગર લગ્ન વિવાહમા ગઇ હોય, અને ત્યા જરા વધારે વાર લાગી ગઇ હોય તો પોતાના કપડાના ભારથી તથા દાગીનાના ભારથી તેઓ કેવા કંટાળી જાય છે એ તમને ખબર છે? અને એ પછી ઘરે આવીને પોતાનાં કપડાં તથા દાગીના કેવા જલદી જલદી કાઢી નાખે છે, અને ઝટ ઝટ જ્યા ત્યા ફેંકી દે છે—એ તમે જોયું છે? તેઓને શણગાર સજતાં કેટલી વાર લાગે છે, અને એ માટે કેટલી બધી વસ્તુઓની મદદ લેવી પડે છે એ તમને ખબર છે? અરે! શું કરીએ? પા પા અરધા કલાકે તો તેઓને અરીસાની સલાહ લેવી પડે છે. એટલુજ નહિ પણ જે લુગડાઓ અને જે ઘરેણાઓ બહારના લોકોને બહુ સારા સારા લાગે છે તેજ લુગડાઓ અને તેજ ઘરેણાઓથી શેઠીઆઓ તથા શેઠાણીઓ કંટાળી જાય છે, બહારના લોકો એમ સમજે છે કે, લુગડા ઘરેણામા આનંદ છે, પણ ઘણીએ શેઠાણીઓને વારેવારે બહુ ભારે લુગડા પહેરવા પડે ને ઝાઝા દાગીના પહેરવા પડે એ બહુ દુઃખરૂપ થઇ પડે છે. અને કેટલીક મૂર્ખ શેઠાણીઓ તો કોઇ કોઇ વખત દાગીના તથા લુગડાઓની મુશ્કેલીએ ને લીધેજ માંદી પડે છે, ને ચાલુનો મંદવાડ ભોગવ્યા કરે છે. હવે વિચાર કરો કે, જે ગરીબો પોતાની ગરીબાઇમા પણ આનંદથી રહી શકે છે,



અને શરીર ઢંકાય તેટલાં લુગડાંથી પોતાનું ચલાવી લે છે તેવ સંતોષી તથા ભગવદ્ ઇચ્છાને આધીન થઇ ગયેલા ગરીબોને લુગડાનાં ને ઘરેણાનાં આવા દુઃખો ભોગવવાં પડે છે કે? તેઓને કોઇ દિવસ આઆં લુગડાથી કંટાળવું પડે છે કે? તેઓને નવાં નવા લુગડાં મેળવવા માટે જુદી જુદી દુકાનોમા રખડવું પડે છે કે? અને એ બધું મેળવવા માટે તેઓને સાચા ખોટા કરવાં પડે છે કે? તથા લુગડા ઘરેણા ઉપર તેઓની જીંદગીનો ચોથો ભાગ જાય છે કે? કહો કે નહિજ. હવે તમે વિચાર કરો કે, ખરા સુખી કોણ-? જે માણસો પોતાની અમૂલ્ય જીંદગી લુગડા ઘરેણાં પાછળ કાઢી નાંખે તે ખરા સુખી કહેવાય કે જે ગરીબો પોતાની સ્થિતિમાં સંતોષથી રહે ને ભગવત ઇચ્છાથી જેવો વખત હોય તે પ્રમાણે વર્તી લે ને પોતાની ગરીબી માટે પણ ભગવાનનો ઉપકાર માન્યા કરે તે વધારે સુખી કહેવાય? આ બધું જોતાં હરિજનોને તો એમજ લાગે છે કે, લુગડાં ઘરેણાંની બાબતમાં પણ શ્રીમંતો કરવાં ગરીબો વધારે સુખી હોય છે.

---

## ૧૦૪-વિચારી જોતા શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે તે વિષે ભાગ બીજો.

### ખાવા પીવાનાં દુઃખો.

ઘણા શ્રીમંતોને ત્યાં ઘણા રસોઇયા હોય છે. અને તેઓ, દરરોજ જુદીજુદી જાતની ઘણી વસ્તુઓ બનાવે છે. જેમ કે મોહનથાળ, દૂધપાક, જલેબી, બાસુદી, ખમણઢોકળા, ઘણી જાતના શાક, ઘણી જાતના રાઇતા, ઘણી જાતના અથાણા, ઘણી જાતના મેવા અને ઘણી જાતના ફળો જોઇને બહારના દેખાવથી અંજાઇ જનારા અજાણ્યા લોકોને એમ લાગે છે કે, આવી આવી વસ્તુ ખાનારા શ્રીમંતો બહુ સુખી હશે. પણ ભાઇઓ! તમારૂં તે માનવું ભૂલ ભરેલું છે. કારણ કે તમે માત્ર મેવા, મીઠાઇઓ ને શરબતો સામેજ જોયા કરો છો, અને તેથીજ શ્રીમંતોને સુખી સમજ્યા કરો છો, પણ એ બધું

પચાવવા માટે તેઓની જઠરાગ્નમાં જોર ક્યાં છે? એ તો જરા જુઓ! દૂધના વાટકા તૈયાર હોય પણ દૂધ પીવું તેઓને ક્યાં ગમે છે? દાડમ, દ્રાક્ષ, અંજીર વિગેરે તૈયાર છે પણ એ તેઓને ક્યાં પચે છે? મોહનથાળ, મેસુર, બાસુંદી વગેરે મીઠાઇઓ હાજર છે પણ એ ખાવાની ડાકટરની રજા ક્યાં છે? અને તેમ છતાં બળજોર કરીને કદી કોઇ એ બધુ ખાય પીએ તો તેઓના શરીરના હાલ કેવા થાય છે તે તમે ધ્યાન દઈને જોયું છે?

હવે બીજી તરફ ગરીબોની સામે જુઓ. તેઓને બહુ સાદુ ખાવાનું મળે છે. પણ એવું સાદુ ખાવામાં પણ તેઓને કેટલો બધો આનંદ આવે છે? તેઓને કેવી ચોકખી ને મીઠી ભૂખ લાગે છે? અને જે ખાવાનું મળે તેમાથી તેઓના શરીરમા કેવું તાજુ લોહી બને છે એ તમે જાણો છો? યાદ રાખજો કે શ્રીમતોની જાતભાતની મીઠાઈઓ તેઓને જેટલી તનદુરસ્તી આપી શકે તે કરતાં ગરીબોનો હલકો ખોરાક ગરીબોને વધારે તનદુરસ્તી આપી શકે છે માટે ખાવાપીવાની બાબતમા પણ શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી છે.

બધુઓ! આ વાત બરોબર રીતે સમજવા માટે એક રાજાનો દાખલો જાણવા લાયક છે; અને તે એ કે,–

એક રાજા હતો, તેને દરેક વસ્તુઓની સગવડ હતી. કારણ કે મ્હોટા રાજાને અનેક ચીજોની સગવડ હોય તેમા કાંઇ નવાઈ નથી એ રાજા માટે ઊંચામાં ઊંચી જાતનાં ભોજનો છતાં, અને હજી પેટમાં ભૂખ લાગેલી ન હોય તેની પહેલા તો વારંવાર દિવસમાં ઘણી વખત જૂદે જૂદે વખતે જૂદી જૂદી વસ્તુઓ હાજર રહેતી. જેમ કે સવારમાં ઉઠે કે તુરત ચાહ ને દૂધ હાજર હોય, એ પછી નાસ્તો તેયાર હોય, એ પછી અગીઆર વાગે જમવાનું તૈયાર હોય, બપોરે ફ્રુટ તૈયાર હોય, સાજે ત્રણ ચાર વાગે કાંઇ ઢોકળાં, ભજીયાં મકાઈ, પોટા અગર ખમણ કાકડી એવું કાંઇ હોયજ. સાંજે પાછો ચાહ તૈયાર હોય, રાતે જમવાનું તૈયાર હોય, અને સૂતી વખત કોફી કે કોકો તૈયાર હોય. એ સિવાય કોઇ કોઇ ઠેકાણેથી કાંઈ ખાસ વસ્તુઓ આવેલી હોય તે બધું પણ જરા

જરા ખવાયા કરે, એટલે ગરીબ બિચારી જઠરાગ્નિને ફુરસદ મળતી નહિ, તેથી એ ઊંચી મારી સારી ને સ્વાદિષ્ટ વસ્તુઓમાં પણ તેને બહુ સ્વાદ લાગતો નહિ. તે પછી એક દિવસ તે રાજા શિકાર કરવા માટે જંગલમા ગયો હતો, ત્યા કંઈ કારણસર તેને બહુ ફરવું પડ્યુ, ને બહુ મોડું થઇ ગયું તેથી મહેનતને લીધે તથા ભોજનનો વખત વીતી જવાને લીધે તેને બહુ કડકડીને ચોખ્ખી ભૂખ લાગી. પણ એ વખતે તેની પાસે કાંઈ ખાવાનુ નહોતું તેથી તે ખાવાનું શોધવા લાગ્યો. ફરતે ફરતે એ રાજા એક ખેતર ઉપર જઈ ચ્હડયો. ત્યાં એક ગરીબ ખેડુત જાવારના રોટલા ખાતો હતો. તે જોઇને રાજાએ કહ્યુ કે, મ્હને કાંઇ ખાવાનું આપો, ત્યારે તે ખેડુતે કહ્યુ કે, સાહેબ, આપને લાયક મારી પાસે કાંઈ નથી. માત્ર આ જુવારના જાડા જાડા રોટલા છે. જો આપને તે ભાવે તો તૈયાર છે. એ પછી રાજાને તો બહુ કડકડીને ભૂખ લાગેલી હતી, તેથી તે બહુ ખુશીથી એ રોટલા ખાવા લાગ્યો એ વખતે એ જુવારના ઠંડા રોટલામાં તેને એટલો બધો સ્વાદ લાગ્યો કે, તે બહુ અજબ થયો. અને કહેવા લાગો કે, આવી મીઠાશવાળી રોટલી મે કોઈ દિવસ ખાધી નથી. હે પ્રભુ! આવા ઉત્તમ સ્વાદિષ્ટ ખોરાકથી આજ દિવસ સુધી તે મ્હને કેમ દૂર રાખ્યો? એમ કહી પોતાને આજ દિવસ સુધી જુવારનો રોટલો ખાવા ન મળ્યો એ માટે અફસોસ કરવા લાગ્યો.

હવે વિચાર કરો કે શુ રાજાની ઘરની મીઠાઇ કરતા તે ગરીબ ખેડુતના જુવારના જાડા રોટલામા શુ વધારે મીઠાશ હતી? નહિ ભાઈ, મીઠાશ તો હરેક ચીજોમા છે. પણ સૌથી સારી મીઠાશ તો ચોખ્ખી ભૂખમાં છે. અને એવી ચોખ્ખી ભૂખ સાદા ખોરાકથી. ઘટતી મહેનતથી, તથા જંજાળ વગરની પવિત્રતાવાળી જીંદગીથી ગરીબોને મળી શકે છે. પણ બહુ ઉપાધિવાળા, જરૂર કરતા વધારે ખાનારા, બહુ મસાલાવાળા નહિ પચે તેવા ભારે ખોરાકો ખાનારા, અને ખાવાપીવાની પાછળ પાછળજ ભટકયા કરનારા શ્રીમંતોમાં એવી ચોખ્ખી ભૂખ હોતી નથી એટલે ખાવાપીવાની અનેક વસ્તુઓ હાજર

છતાં પણ તેઓ તેમાથી ખરૂં સુખ ભોગવી શકતા નથી, પણ તેને બદલે બહુ થોડી વસ્તુમાંથી તથા સાદી સાદી વસ્તુમાથી પણ સતોષી ગરીબો વધારે આનદ ભોગવી શકે છે, ને વધારે સારી તંદુરસ્તી ભોગવી શકે છે; માટે અમને તો એમ લાગે છે કે, ખાવાપીવાની બાબતમાં પણ શ્રીમતો કરતા ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે.

## નિદ્રાનાં દુઃખો.

શ્રીમંતોના ઘરમાં સુવા માટે જે ઓરડા હોય છે તે બહુ સુદર હોય છે, તેની અદર બહુ મ્હોટા પલંગો હોય છે. એ પલગોની ઉપર બહુ જાડાં ને ઘણાજ નરમ રૂ વાળા પોચાં પોચા ગાદલા હોય છે. સુદર મખમલના તકીયા તથા ગાલમસુરીયા હોય છે. મચ્છર, માકડ કે ચાચડ ન કરડે તે માટે ઘણી જાતની ખાસ તજવીજો રાખેલી હોય છે. ભભકાદાર મચ્છરદાનીયો હોય છે. સુતી વખત ગરમી ન લાગે માટે વીજળીના પંખા હોય છે. તેમને ઊંઘમા કોઇ અડચણ કરે નહિ તેવી સગવડો હોય છે, અને ટાઇમસર સૂઇ શકે તેવી સગવડો હોય છે, છતા પણ એવા પોચા પોચા નરમ બિછાનામા પણ ઘણા શ્રીમતોને સુખેથી ઊઘ આવતી નથી તે વાત તમે જાણો છો? અને ઊઘ ન આવે તેને લીધે તેઓને ઝાડાની કબજીયત રહ્યા કરે છે, જઠરાગ્નિ મદ રહ્યા કરે છે, માથાનો દુઃખાવો રહ્યા કરે છે અને વાત વાતમાં જલદી જલદી ઉશ્કેરાઇ જાય તેવી લાગણીયો બની જાય છે, તેથી સઉની ઉપર વડચકા નાખ્યા કરે છે, અને સઉની સાથે ચીંથરાં ફાડ્યા કરે છે, એ તમે જોયુ છે? હવે બીજી તરફ નિદ્રાની બાબતમાં ગરીબોના સુખો જુઓ. તેઓને સુવાની ખરાબ જગ્યા હોય તોપણ તેઓને બહુ મજેની ઊઘ આવી જાય છે. ટુકી ને સાંકડી જગ્યામાં પણ તેઓને બહુ ચોખ્ખી ઊઘ આવી જાય છે. બિછાવવા માટે કાંઈ ન હોય તો જમીન ઉપર, રેતી ઉપર, પત્થર ઉપર તથા ખેતરોની માટીની અંદર પણ તેઓને બહુ મજેની ઊંઘ આવી જાય છે; કારણ કે ઊ-

ઘનો સબધ મનની શાન્તિ ઉપર છે. ઊંઘનો સબધ શરીરના નિરોગીપણાની સાથે છે, અને ઊંઘનો સબધ અતરના પવિત્રપણાની સાથે છે, અને એ બધી બાબતો પવિત્ર ગરીબોમાં હોય છે, પણ અનેક જાતના પ્રપચોથી ભરેલા મોહવાદી શ્રીમતોમા એ બધી બાબતો બરોબર રીતે હોતી નથી તેથી તેઓને તદુરસ્તી આપનારી, શાન્તિ આપનારી અને એક જાતનો કુદરતી આનદ આપનારી મીઠી ઊંઘ આવતી નથી. માટે સતો એમ કહે છે કે, ઊંઘની બાબતમા પણ શ્રીમતો કરતા ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે.

સુવાને માટે બહુ સારામા સારા સાધનો હોવા છતા પણ ઘણાએ શ્રીમતોને બહુ મઝેની ઊંઘ આવતી નથી તેનું મુખ્ય કારણ એ છે કે, તેઓના અતરમા અનેક જાતની જજાળો ભરેલી હોય છે. તેઓના મનમા ઘણી જાતની લાલચો ભરેલી હોય છે. તેઓના મગજમા ઘણો બોજો રહેલો હોય છે અને તેઓના પેટમા જરૂર કરતા વધારે ભાર ભરેલો હોય છે. તેને લીધે તેઓને ચોખ્ખી ઊંઘ આવતી નથી. પણ ગરીબોની સાદી તથા સતોષી જીદગીમા એવી કાંઈ મુશ્કેલીઓ નડતી નથી, એટલે તેઓને કુદરતી મીઠી ઊંઘ આવી શકે છે. ગરીબોને મઝેની ઊંઘ આવે છે તેનું બીજુ એક કારણ એ છે કે, તેઓ પોતાના ગજા પ્રમાણે આખો દિવસ ઘટતી મહેનત કર્યા કરે છે, પણ શ્રીમતો આળસાઇમા પોતાનો વખત ગુમાવે છે, અને કામકાજ કરવાથી શરમાયા કરે છે, તથા કેટલાક કામો ન કરવામાજ તેઓ પોતાની મોટાઇ સમજ્યા કરે છે. આમ હોવાથી તેઓને પરિશ્રમ પડતો નથી કે થાક લાગતો નથી, પણ ઉલટો કટાળો લાગ્યા કરે છે, એટલે તેઓને ચોખ્ખી ઊંઘ આવતી નથી, માટે ઊંઘની બાબતમા પણ શ્રીમતો કરતા ગરીબો ઘણાજ સુખી હોય છે.

## ગરીબો ને શ્રીમંતો વચ્ચેનો તફાવત.

એક કસાઇને ત્યા બકરો હતો તથા કુતરો હતો. તે કુતરો ઘરની ચોકી કરતો, પોતાના ધણીની સાથે જતો, છોકરાઓ સાથે રમતો, અને ટુકડો રોટલો નાખે તો પણ રાજી

રાજી થઈ જતો હતો, અને પૂછડી હલાવી ઉપકાર માનતો હતો. પણ તને ત્યા જે બકરો હતો તે કાંઇ કામ કરતો નહિ; છતાં પણ એ બકરાને સારૂ સારૂં ખવરાવીને બહુ જાડો બનાવતા હતા એ જોઇને કોઈ એક માણસે બીજા કોઈને પૂછ્યુ કે આમ કા? ત્યારે તેણે કહ્યું કે જે નિમકહલાલ કુતરો છે તે જીવતો રહેવાનો છે, પણ જે બકરો જાડો થતો જાય છે ને કામમા આવતો નથી તે થોડા વખતની અંદર કપાઇ જવાનો છે. તેમજ જે શ્રીમતો પાપ કરીને વૈભવો વાળા થતા જાય છે તે શ્રીમતોના પણ અંતે બુરા હાલ થવાના છે, અને જે ગરીબડા ભગતો પોતાના પ્રભુની સાથે નિમકહલાલીથી રહે છે ને જે ટુકડો મળે તે ઉપર સંતોષથી રહે છે તે ગરીબો હરિની હજુરમાં અનંત કાળ સુધી જીવવાના છે અને સુખી થવાના છે. માટે શ્રીમંતાઇના વૈભવોથી મોહવાઇ જશો માં; પણ એમ સમજજો કે કોઇના પણ ઉપયોગમાં આવ્યા વિના જાડા થવા જતા બકરાના કરતાં ગરીબડા નિમકહલાલ કુતરાની સ્થિતિ વધારે સારી છે, કારણ કે એ કુતરાને ગરીબાઇ ભોગવવી પડે છે, પણ કસાઈની છરીથી કપાઈ જવું પડતું નથી. તેમજ પ્રપંચી જીવનવાળા શ્રીમંતોને જેવા જમના માર ખાવા પડે છે તેવા પોતાની સ્થિતિમાં સંતોષ માની ભગવત્ ઇચ્છા પ્રમાણે રહેનારા ગરીબ હરિજનોને કાંઈ જમના માર ખાવા પડતા નથી. માટે એ રીતે જોતા પણ હરિજનોને એમ જણાય છે કે, શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે.

---

## ૧૦૫–વિચારી જોતાં શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે. તે વિષે–ભાગ ત્રીજો.

## પ્રભુને અર્થે ગરીબો જેટલો ત્યાગ કરી શકે છે તેટલો ત્યાગ શ્રીમંતો કરી શકતા નથી.

સંતો એમ કહે છે કે, ગરીબો બહુ થોડાં દોરડાથી બંધા-

એલા હોય છે; પણ શ્રીમંતો તો અનેક જાતના ઘણા દોરડાથી બંધાએલા હોય છે. એટલે થોડા દોરડાં વાળા ગરીબો કોઈક વખત પણ પોતાના બંધનોમાંથી છૂટી શકે છે, પણ અનેક દોરડાના બંધન વાળા શ્રીમંતો પોતાના બહુ મોટા બંધનમાંથી કદિ પણ છૂટી શકતા નથી. એ માટે એક મહાત્મા એમ કહેતા કે, ગરીબોને જો નરકમાં જવું હોય તો તેઓને નરકમાં જતા બહુ મહેનત પડે છે, પણ શ્રીમંતો માટે તો નરકનો સીધો રસ્તો હોય છે. તેથી સોયના નાકામાંથી ઊંટ ચાલ્યાં જાય એ જો કે બનવા જોગ નથી, છતા પણ કદાચ બની જાય, પણ શ્રીમંતો સ્વર્ગમાં જાય એમ તો કદી પણ બનવાનુંજ નથી. કારણ કે તેઓ આશાતૃષ્ણાના ઘણી જાતનાં દોરડાઓથી ઘણા વિષયોમાં બંધાએલા હોય છે એટલે તેઓનો મોહ છુટી શકતો નથી. આમ હોવાથી ગરીબોની અંદર જેવો ત્યાગ વૈરાગ આવી શકે છે, તેવો ત્યાગ વૈરાગ શ્રીમંતોની અંદર આવી શકતો નથી. માટે એ બાબતમાં શ્રીમંતો કરતાં ગરીબો શ્રેષ્ટ છે, અને એજ વાત સૌથી મોટી છે. કારણ કે પૈસાના જે મોહવાળી સુખો છે તે તો આ દુનિયામાંજ કામ લાગે છે, અને બહુ થોડો વખત કામ લાગે છે, પણ અંતરના સાચા ત્યાગ વૈરાગને લીધે જે માનસિક આનંદ મળે છે તે આનંદ તો બહુ કીમતી હોય છે, અને એ આનંદ તો હરિની હજુરમાં પણ કામ લાગી શકે છે. માટે એ બાબતમાં શ્રીમંતો કરતા ગરીબો વધારે ભાગ્યશાળી છે. કારણ કે ગરીબો પોતાની ગરીબાઇને લીધે ઓછા બંધનમાં હોવાથી બહુ જલદીથી ને બહુ સ્હેલાઈથી તરી શકશે, પણ શ્રીમંતો તેમની પેઠે બહુ જલદીથી ને બહુ સ્હેલાઇથી તરી શકશે નહિ. કારણ કે તેઓની ઉપર ઘણો બોજો હોય છે, એટલે તેઓને તરતાં બહુ વાર લાગશે, તેથી એ દ્રષ્ટિએ જોતાં શ્રીમંતો કરતા ગરીબો ઘણાજ વધારે સુખી છે. માટે ગરીબોએ પોતાની ગરીબાઇ સારૂ દિલગીર થવું નહિ, પણ એમ સમજવું કે, શ્રીમંતોને તેઓના પૈસાને લીધે જેટલા લાભ મળી શકે છે તે કરતા ગરીબોને તેઓની ગરીબાઇને લીધે ઘણા વધારે ઊંચી

જાતના લાભો મળી શકે છે, આમ સમજીને પોતાની સ્થિતિમા સતોષ રાખી આનંદથી રહેવું જોઇએ.

## ગરીબાઈમાં આનંદથી રહેવાનો ઉપાય.

એક શ્રીમત હતો, તેણે વેપાર સંબધી બાબતમા કાંઇ બહુ મ્હોટી ઘાલમેલ કરી ને ઘણુએ ઊંધું ચતું કર્યું, તે ઉપરથી તેની ઉપર કેસ ચાલ્યો, ને તેમા ગુન્હો પુરવાર થયો, તેથી રાજાએ તેને દેશનિકાલ કર્યો, એ જોઈને તે બહુ દિલગીર થવા લાગ્યો. એ પછી તે જગલમા ગયો. ત્યા એક સાધુની ઝુપડી હતી, ત્યાં વિસામો લેવા થોભ્યો, અને તે સાધુ પાસે પોતાની સ્થિતને માટે બહુ અફસોસ કરવા લાગ્યો તથા રોવા લાગ્યો ત્યારે પેલા સાધુએ તેને બહુ બહુ દિલાસો આપ્યો, અને થોડા દિવસ પોતાના આશ્રમમા રાખ્યો. એ પછી તેના મનની શાન્તિ વળે તે સારૂ તે સાધુ દરરોજ તેને કાઈ કાંઇ જ્ઞાનની વાતો સભળાવવા લાગ્યો, પણ એ વેપારી શેઠીઆના મનનું કાઇ સમાધાન થાય નહિ. એ જોઇને એક દિવસ પેલા સાધુએ પૂછ્યુ કે, તારી મિલકત કેટલી હતી? અને તારૂં કુટુંબ કેટલું હતું? તે મને કહે ત્યારે તે શ્રીમત વેપારીએ કહ્યુ કે, મારી પાસે બે લાખ રૂપિયા હતા મારી એક પુખ્ત ઉમરની બાયડી છે. મ્હને ત્રણ દીકરાઓ છે. બાપદાદાના ઘર છે, ને દુકાન ચાલે છે. એ બધુ છોડાવીને મ્હને દેશનિકાલ કર્યો છે. માટે મ્હને તે શાન્તિ કેમ વળે? ત્યારે એ સાધુએ પૂછયું કે, તમે કયા ગામમા રહેતા હતા? ને ત્યા કોણ રાજા છે? ત્યારે તે વેપારીએ કહ્યુ કે, હુ રામનગરમા રહુ છુ અને ત્યાં હાલમાં ચદ્રસેન નામે રાજા છે તે બહુજ ખરાબ છે. તેણે મ્હને દેશનિકાલ કર્યો છે ત્યારે તે સાધુએ કહ્યુ કે, એ રાજાના બાપ માટે તું કઇ જાણે છે? ત્યારે તે શ્રીમંતે કહ્યુ કે, હા મહારાજ, એને કેમ ન જાણીએ? એ રાજા તો બહુ મ્હોટા ધર્માત્મા હતા, અને એવા નિસ્પૃહી હતા કે પોતાનુ બધુ રાજપાટ કુવરને સોપીને તેઓ જાત્રા કરવા ચાલ્યા ગયા છે, તે હજી સુધી પાછા આવ્યા નથી. એ તો બહુજ નિર્મોહી હતા. એ રાજા હોય તો અત્યારે મ્હારા આવા હાલ ન થાય—

એ સાંભળીને તે સાધુએ કહ્યુ કે, જે રાજાની તું વાત કરે છે એજ હું છુ. મારૂજ નામ પ્રતાપસેન હતું, અને મેંજ રાજ છોડી દીધું હતું. હવે તું જો કે, તેં વધારે ત્યાગ કર્યો છે કે મે વધારે ત્યાગ કર્યો છે? તને એક ગાલાવેલી બાયડી હતી, તેને તજવા માટે તું આટલો અફસોસ કરે છે પણ મ્હને કેટલી રાણીઓ હતી એ તને ખબર છે? મને સાત રાણીઓ હતી. તને ત્રણ દીકરા હતા, પણ મારી સાત રાણીઓને કેટલા દીકરા હતા, એ તને ખબર છે? મ્હને સોળ દીકરાઓ હતા. તારા માત્ર બે લાખ રૂપિયા ગયા છે, પણ મ્હને દર વરસે બાવન લાખ રૂપિયાની પેદાશ હતી. બોલ હવે વધારે મોટો ત્યાગ કોણે કર્યો છે? તે કે મે? અને તેમ છતા મ્હને કાઇ અફસોસ થતો નથી, એટલુંજ નહિ પણ એવો મ્હોટો ત્યાગ કરવા માટેજ હુ બહુ આનદમા રહી શકું છુ, અને તને જરાક જેટલુ તજવું પડ્યુ છે એમા પણ તું રોઇ મરે છે. એનું કારણ શુ ?

એ સાભળીને તે શ્રીમતે કહ્યુ કે, ત્યાગ તો તમારોજ મ્હોટો. પણ તમે તમારી ખુશીથી એ બધાનો ત્યાગ કરેલો છે માટે તમને આનદ આવે છે, અને મારી પાસેથી એ બધુ જોરજુલમથી લઇ લીધેલુ છે, માટે મ્હને દુઃખ થાય છે. ત્યારે તે સાધુ મહાત્માએ કહ્યુ કે, હવે એ બાબતમા તું કાઇ ફેરફાર કરી શકે તેમ છે? અથવા તું બહુ અફસોસ કર્યા કર એથી તારૂં દુઃખ મટી જાય તેમ છે? ત્યારે એ ગૃહસ્થે કહ્યુ કે, નહિ મહારાજ, અફસોસ કરવાથી દુઃખ ઉલટુ વધતુ જાય છે. મટે ક્યાથી? તેમજ એ રાજાને પણ હુ કાઈ કરી શકુ તેમ નથી. હવે તો જે માથે પડ્યુ તે ભોગવેજ છુટકો છે. એ સાંભળીને તે સાધુ મહાત્માએ કહ્યુ કે, ત્યારે હવે તું પણ ત્યાગ સ્વીકારી લે એટલે તને દુઃખ થશે નહિ. કારણ કે જે બાબત તારાથી સુધરી શકે તેમ નથી, જે વાત તારા અખત્યારની નથી અને જે બાબતનો અફસોસ કરવાથી ઉલટુ દુઃખ થાય છે તેવી બાબતમા કાં મન રાખ? એમાથી મનને ખેચી લે, એટલે રાજ તજ્યા છતા હુ જેમ આનદમા રહી શકું છું

તેમ દેશવટો ભોગવવા છતાં પણ તું સુખમા રહી શકીશ. કારણ કે, ભાઈ, યાદ રાખજે કે, વસ્તુઓમા સુખ કે દુ.ખ નથી, પણ આપણા મનના વિચારો સાથે સુખ દુ ખને સબંધ છે એટલે જો મનના વિચારોને બદલી નાખીએ તો ગમે એવા ખરાબ સજોગોમા પણ સુખથી રહી શકાય છે. માટે જો તારે ખરો આનદ ભોગવવો હોય તો તારા મનની વૃત્તિઓને બદલી નાખ, ને જે ત્યાગ પરાણે કરવો પડયો છે તે બધી વસ્તુઓનો તારી ખુશીથી ત્યાગ કરી દે. એટલે તારી ગરીબાઈ તને આનદરૂપ થઇ પડશે.

એ સાભળીને પેલા શ્રીમતે કહ્યુ કે, મહારાજ એ વાત તો સાચી છે, પણ હજી મન વળતું નથી. પણ મ્હને આશા છે કે, ઇશ્વરકૃપાથી આપના જેવા સતની સોબતમા રહું છુ એટલે થોડા વખતમા એ કુચી પકડતા મ્હને પણ આવડી જશે.

બધુઓ ! જો તમે ગરીબ હોય તો ગરીબીના વિચારોમા પડ્યા રહેશો મા, પણ પ્રભુએ અમોને ગરીબાઇ આપેલી છે તેમા પણ કાઇક અમારૂ કલ્યાણજ હશે, એમ સમજી ગરીબાઈમા પણ સતોષથી રહેતા શીખજો, અને ગરીબાઈમા બહુ મ્હોટા લાભ છે, એવી સાચી સમજણવાળી તમારી વૃત્તિઓને બનાવી દેજો, એટલે ગરીબીમા રહેવા છતા પણ તમે બહુ આનદ ભોગવી શકશો.

---

## ૧૦૬-વિચારી જોતાં શ્રીમતો કરતાં ગરીબો વધારે સુખી હોય છે. તે વિષે-ભાગ ચોથો.

### ગરીબીમાં દિલાસો લેવાના ઉપાયો.

જો કોઇ ગરીબ માણસને પોતાની ગરીબાઇ માટે મનમાથી ખેદ થયા કરતો હોય, અને કેટલીક ચીજોની અગવડો પડતી હોય તેને લીધે મન મુંઝાયા કરતું હોય તો એવા માણસોએ પોતાના મનમાં વિચાર કરવો જોઇએ કે, અમારી ગરીબાઇ તો ઘણીજ થોડી છે. કારણ કે અમારી પાસે તો હજી ઘણીએ વસ્તુઓ છે અને અમને તો હજી ઘણી જાતની સગ્વ-

વડો છે, પણ અગાઉના કેટલાક મહાન ભગતોની પાસે કોઇ પણ જાતની સગવડો નહોતી. તેઓ એટલા બધા ગરીબીમા રહેતા હતા કે, તેમની પાસે પાણી પીવા માટે કાંઇ વાસણ નહોતું, તેમને રહેવા માટે જગ્યા નહોતી, તેમને ખાવાના પદાર્થો નહોતા, અને તેમને પોતાનું શરીર ઢાંકવા માટે લંગોટી પણ નહોતી, એટલુંજ નહિ પણ કેટલાક સંતોને તો મરતી વખત કફન પણ નહોતું. અને તેમના શરીરની કબરો જંગલી જાનવરો તથા પક્ષીઓના પેટમા થઈ હતી. આવી ગરીબાઇ છતા પણ તેઓ પોતાના અંતરમાથી અમીરાઇ ભોગવતા હતા, અને ઇંદ્રના વૈભવને પણ તુચ્છ સમજતા હતા, અને પોતાની ગરીબીમાજ મસ્ત રહેતા હતા. અને એમ કહેતા હતા કે,

જો સુખ મિલતા રામ ભજનમે,
સો સુખ નહિ અમીરીમે,
અમીરી ક્યા બિચારી હય?
ગરીબી ખુદા કી પ્યારી હય.

આમ બોલતા બોલતા અને એવીજ ભાવના રાખતા રાખતા તેઓ પોતાની ગરીબીના આનંદમાજ મસ્ત રહેતા.

હવે વિચાર કરો કે, શુ તેઓના કરતા આપણે કાંઇ વધારે ગરીબ છીએ? કહો કે નહિજ. અને તેમ છતા આપણે આપણી થોડીક ગરીબાઇ માટે પણ અફસોસ કર્યા કરીએ છીએ, એ શુ આપણી ભૂલ નથી? માટે ઓ અમારા ગરીબ બંધુઓ! ઓ ગરીબડા હરિજનો? તમે જરા વિચાર કરજો કે, આપણી ઉપર તો હજી પ્રભુની ઘણીએ કૃપા છે. આપણી ગરીબી તો કાંઇજ વિસાતમા નથી, પણ આપણા કરતા અતિશય કંગાલ સ્થિતિમા પણ સાચા ભકતોએ મહા આનંદ ભોગવેલા છે, માટે તેઓના દાખલા જોઇને આપણે શાન્તિમા રહેતા શીખવું જોઇએ.

બંધુઓ! માત્ર ગરીબ સંતોજ ગરીબાઇને પસંદ કરતા હતા એમ નહિ, પણ કેટલાક સમર્થ મહાન રાજાઓ પણ એમ કહેતા હતા ને અંતરમાથી એમ ઇચ્છતા હતા કે, અમોને ગરીબાઈ મળી હોત તો કેવો આનંદ થાત? એટલુંજ

નહિ પણ કેટલાક તો પ્રભુની એમ પ્રાર્થના કરતા હતા કે, હે પ્રભુ ? અમને ગરીબાઇ આપવાની કૃપા કર. માત્ર આમ પ્રાર્થના કરતા હતા એટલુંજ નહિ, પણ કેટલાક રાજાઓએ તો પોતાનાં રાજ પણ તજી દીધાં હતા, અને અનેક જાતના સાધનો છતા એ બધાને લાત મારીને ગરીબાઈ સ્વીકારી હતી. કારણ કે તેઓ એમ સમજતા કે,

અમીરી ક્યા બિચારી હય ?
ગરીબી ખુદાકી પ્યારી હય.

એવી સમજણને લીધે તેઓ પોતાનાં રાજપાટ છોડીને ગરીબ થયા હતા, અને ગરીબ થવા માટે તેઓને પોતાન પ્રધાનો સાથે લડવું પડયુ હતું. ગરીબ થવા માટે તેઓને પોતાના કુટુંબ સાથે કલેશ કરવો પડયો હતો. ગરીબ થવા માટે ઘણા પંડિતો સાથે તેઓને વાદવિવાદ કરવો પડયો હતો અને ગરીબ થવા માટે તેઓને પોતાના અંતરમા ઘણી મોટી લડાઇઓ લડવી પડી હતી. આ બધું કરીને પણ તેઓ ખાસ ચાહીને ગરીબ થયા હતા. કારણ કે તેઓને એમ ખાત્રી થઇ ગઈ હતી કે,

જો સુખ મિલના રામ ભજન મે,
સો સુખ નહિ અમીરી મે.
દિલ લગાય રામ ફકીરી મે,
દિલ લગાય રામ ફકીરી મેં.
રામ ફકીરી અદલ ફકીરી,
ચારો ખુટ જાગીરી મે.

આવા જ્ઞાનને લીધે મોટા મોટા રાજાઓએ પોતાન રાજપાટ તજી દીધા હતા, અને લંગોટીની પણ દરકા રાખ્યા વિના પહાડોમા, જંગલોમા, ને ગંગાતિરે ચાલ્ય ગયા હતા. આવી રીતે મુશ્કેલી ભોગવીને પણ રાજાઓ ને શ્રીમંતો ગરીબ થાય છે, ત્યારે પ્રભુએ કૃપા કરીને તમોને થોડીક ગરીબાઇ આપેલી છે એમા તે શેના બડબડ્યા કરે છો ? ને એમા તે શેના દિલગીર થયા કરો છો? માટે હવેથી

ગરીબાઇ માટે દિલગીર નહિ થતા એમજ સમજો કે, આપણને આગળ વધારવા માટે અને ઘણી જાતના પાપથી તથા ઘણી જાતના મોહથી બચાવવા માટેજ પ્રભુએ કૃપા કરીને આપણને ગરીબાઇ આપેલી છે. માટે ગરીબાઇમા શાન્તિથી રહી તેનો લાભ લેવા જોઇએ, અને પ્રભુ રાજી થાય તેવી રીતે તેણે આપેલી ગરીબાઇને ભોગવી લેવી જોઇએ. આમ સમજીને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરશો તો તમે ગરીબી વચ્ચે પણ દિલાસો મેળવી શકશો ને સુખી થઈ શકશો. માટે સતોને પગલે ચાલો, ને ગરીબીનો તિરસ્કાર કરો મા. પણ ગરીબાઇમા પણ કાઇક ખાસ ખુબી છે, એમ સમજી તેને શાન્તિથી ને આનંદથી ભોગવી લ્યો. એટલે ગરીબી વચ્ચે પણ તમે સુખી રહી શકશો.

## ગરીબીથી શરમાશો માં.

ગરીબીમાં દુઃખ છે માટે ગરીબો દુઃખી થાય છે એમ નથી, પણ ઘણાએ ગરીબોને સરખી રીતે ગરીબાઈ ભોગવતાં આવડતી નથી તેને લીધે તેઓ દુઃખી થાય છે. જેમ કે ઘણાએ ગરીબો પાસે ઘણી જાતની ઓછી સગવડો હોય છે, પણ ઓછા સાધનોથી રહેતાં કેટલાક ગરીબો શરમાય છે, તેને લીધે તેઓ પોતાની સ્થિતિ ઉપરાત તણાયા કરે છે, ને એથી તેઓ ઉલટા વધારે વધારે ગરીબ થતા જાય છે ને વધારે વધારે મુશ્કેલીમા આવતા જાય છે. જેમ કે, કોઇ ગરીબ માણસની આવક ઓછી હોય તેથી ઉંચી જાતના ભભકાદાર કપડા પહેરી શકે તેમ ન હોય છતા પણ પોતાના બીજા ઓળખાણ પિછાણવાળાઓ સારા ઉંચી જાતનાં લુગડા પહેરે તેને લીધે તેને પણ એવા લુગડા લેવાનું મન થાય છે. આવીજ રીતે ખાવા પીવાની બાબતમા, રહેવાની બાબતમા તથા લોકોને જમવા જમાડવાની બાબતમા ઘણા ગરીબો પોતાના ગજા ઉપરાતની તાણાતાણ કર્યા કરે છે. તેથી તેઓ દુઃખી થાય છે; પણ એવા પરાણે પરાણે તણાઇ મરનારા ને દુઃખી થનારા ગરીબોને સતો કહે છે કે, ભાઇઓ! એવી રીતે તણાઈ

મરવાની જરાએ જરૂર નથી, અને પોતાના ગજા ઉપરાતનું કામ કરવાની કાંઇ પણ જરૂર નથી.

એ માટે એક કવિએ કહેલું છે કે,—

છત પ્રમાણે રાખીએ અશ્વ ઉંટ ને બેલ,
શરમ નથી એ વાતમા શિવે કરી છે પહેલ.

ભાઇઓ! શિવે પણ પોતાની શક્તિ પ્રમાણે બળદીઓ રાખેલો છે. ત્યારે આપણે આપણી શક્તિ પ્રમાણે આપણા ઘરમા સરસામાન રાખીએ, ખાવા પીવાની વસ્તુઓ વાપરીએ, કે આપણી સ્થિતિ પ્રમાણેના કપડા પહેરીએ એમા શરમ શેની? માટે ખોટી લોક લાજથી તણાઇ તણાઇને વધારે પડતાં ખરચો કરવા નહિ, પણ દેવોના દેવ મહાદેવ જેવાના દ્રષ્ટાંતો જોઇને પોતાની સ્થિતિ પ્રમાણે સાધનો રાખવા. એમ કરવાથી પણ ગરીબીમા આનદથી રહી શકાય છે. માટે ગરીબીમા આનદથી રહેવાના ઉપાયો જાણતી વખત આ વાત પણ બહુ ચોખ્ખી રીતે સમજી લેજો કે, પોતાની સ્થિતિમા સતોષથી રહેવુ ને પોતાના ગજા ઉપરાત ખર્ચ કરવું નહિ, એ પણ ગરીબીની વચ્ચે સુખેથી રહેવાનો ઉપાય છે, અને એ ઉપાયની કિમત નહિ સમજવાને લીધે પણ ઘણા માણસો દુખી થાય છે. માટે હે ગરીબ બધુઓ! ગરીબીની વચ્ચે સુખી થવા માટે આ ઉપાય પણ ધ્યાનમા રાખવાની મહેરબાની કરજો. એટલે ઘણી જાતની મુશ્કેલીઓમાથી બચી શકશો ને ગરીબાઇ છતાં આનદ ભોગવી શકશો.

## ગરીબોના અંતરમાં પ્રભુ હોવાથી તેઓને ગરીબાઇ નડતી નથી.

એક રાજા હતો, તે પોતાના નોકરની સાથે કાંઈ કામ માટે જંગલમા ગયો. એ વખતે ત્યાં ખાવા પીવાની સગવડ નહોતી. તેથી પેલા નોકરને કાંઇક મન માનતું ખાવા પીવાનું મળ્યું નહિ, પણ જેવું તેવું જે થોડુ ઘણું મળ્યું, તે ઉપર

તેણે ચલાવી લીધું. તે જોઈને રાજાએ તે નોકરને કહ્યું કે, આજે તો તમને બહુ દુઃખ થયું હશે? કારણ કે ખાવાપીવાનું બરોબર મળી શક્યુ નથી. એ સાભળીને તે નિમકલાલ નોકરે કહ્યુ કે; નહિ સાહેબ, મને કાંઇ દુઃખ થયુ નથી. જે મળ્યુ છે તેમા મને આનંદ છે. તમે પોતે મારી સાથે છો એટલે પછી ખાવાપીવાની વાતને કોણ ગણે છે? તમારી સાથે રહેવાનો આનદ મોટો કે સારૂ સારૂ ખાવાપીવાનો આનંદ મોટો? તમે સાથે હોય છતા પણ દુ ખ હોય એવા દહાડા તો કોઈકજ વખત આવે, પણ તમે સાથે હો તેને લીધે મહાન સુખ મળ્યા કરે એવો વખત તો હમેશા હોય છે. એટલે જો તમે સાથે હોય તો એવાં દુઃખોને કોણ ગણે છે?

બધુઓ! આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ સમજાવતા કે, જે હરિજનો ભગવાનની સાથે રહે છે એટલે કે જેના હૃદયમા પ્રભુ રહે છે તે ગરીબોને ગરીબાઇના દુઃખો નડતા નથી. કારણ કે તેઓ એમ સમજે છે કે, અમારી ગરીબાઇ તો આ દુનિયા રૂપી જગલમા જરાકવારની છે, પણ જ્યારે રાજધાનીના શહેરોમા જઇશુ ત્યારે તો અમીરાઇજ ભોગવવાની છે, અને સાચુ ઠેકાણુ તો રાજધાનીનુ શહેરજ છે જંગલ તો જરાક વારનુ છે. તેમજ આ દુનિયાના દુ ખો એ તો જરાક વારની વચલી બાજી છે, પણ હરિની હજુરના અનત કાળના સુખો એજ ભકતોના ખરા રહેઠાણુ છે. માટે અહીં કદી જરાક વાર દુઃખ ભોગવવુ પડે તો એમા શુ મોટી વાત છે? રાજા સાથે હોય તો ભૂખ્યુ રહેવામા પણ મજે છે. તેમજ જો ભગવાન સાથે હોય તો ગરીબાઈમા પણ મહા આનદ છે એમ સમજીને સાચા હરિજનો પોતાની બહારની ગરીબાઇથી દિલગીર થતા નથી, પણ અમારો નાથ અમારી સાથે છે, એટલે અમને શુ ફિકર છે? એમ જાણીને ખરા ભગતો ગરીબી છતા પણ હમેશા મહાઆનદમા મગ્ન રહે છે.

---

## ૧૦૭-વિચારી જોતાં શ્રીમંતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે તે વિષે. ભાગ પાંચમો.

### પોતાના અંતરની ભક્તિ વધારવાની એક નવી કુંચી.

એક બહુ મ્હોટા ત્યાગી મહાત્મા હતા તેઓ જ્યારે કોઇ મ્હોટા શહેરોમા જતા ત્યારે ત્યા જે ફેનસી માલની બહુ મ્હોટી મ્હોટી દુકાનો હોય તે જોવા માટે જતા. કોઈ વખત જ્યા જુદી જુદી જાતનો માલ હરરાજ થતો હોય તેવા લીલામખાનામા જતા અને કોઈ વખત જ્યા બહુ મ્હોટા મેળા ભરાય હોય અને જ્યા અનેક જાતની સુદર ફેશનેબલ નવી નવી ચીજો વેચાતી હોય ત્યા તેઓ જતા હતા. એ જોઇને તેમની ઓળખાણવાળા એક શ્રીમતે એક દિવસ તેમને પૂછ્યુ કે મહારાજ! તમે તે આવી ફેનસી દુકાનોમા શા માટે જાઓ છો? તમારે શું ખરીદી કરવી છે? તમારી પાસે દોઢીઆ નથી, તમે કોઇ દહાડો કોઇ વસ્તુ લેતા નથી, અને તેમ છતા શા માટે એવા ફેનસી બજારોમા ફર્યા કરો છો?

ત્યારે તે ત્યાગી ગરીબ મહાત્માએ કહ્યુ કે, ભાઈ, મારો પ્રભુ મને કેટલી બધી ચીજો વિના નિભાવે છે તથા સુખથી રહેતા શીખવે છે, એ સમજવા માટે અને મારા પ્રભુનો ઉપકાર માનવા માટે હુ એવા બજારોમા જાઉંછુ, તથા હુ મારી વેરાગ્યવૃત્તિને ખીલવવા માટે એવી દુકાનોમા જાઉંછુ. ત્યારે તે સાંભળીને એ શ્રીમંતે પૂછ્યું કે, મહારાજ! એવે ઠેકાણે જવાથી તો ઉલટો મોહ વધે, અને નવી નવી ચીજો લેવાનુ મન થાય, પણ એને બદલે એવે ઠેકાણે જવાથી ભક્તિ કેમ વધે? તે કાંઇ હુ સમજી શકતો નથી. ત્યારે એ મહાત્માએ કહ્યુ કે, ભાઇ એવા ફેનસી માલના બજારોમા જઇને તથા ત્યા થતી ખરીદી જોઈને હું મારા મનમા એમ વિચારૂછુ કે, પ્રભુએ મ્હને કેવુ ભાગ્યશાળીપણું આપેલું છે કે, આ બધી વસ્તુઓ વિના ફક્ત અન્ન પાણી અને એક ધાબળીથીજ હુ ચલાવી શકુછું. લોકોને કેટલા બધા તોફાનો કરવાં પડે છે? કેટલાં બધાં ઉફાડો કરવા પડે છે? વગર મફતની કેટલી બધી વ-

સ્તુઓ વાપરવી પડે છે? એ વસ્તુઓ ખરીદવા માટે કેટલી બધી મુશ્કેલીઓ ભોગવવી પડે છે? એ માટે કેટલી બધી હાયહોય કરવી પડે છે? એ માટે કેટલી બધી જંજાળો ભોગવવી પડે છે? અને એ માટે કેટલા બધા કાળાધોળા કરવાં પડે છે? તે બધુ જ્યારે હુ જોઉછુ, અને બીજી તરફથી એવા કાંઇ પણ તોફાન કર્યા વિના બહુજ ટુંકામા થોડીક રોટલી અને થોડાક પાણીથી હુ મારી જીન્દગી ટકાવી શકુ છુ, એમ જોઉ છુ ત્યારે મ્હને મારા અંતરમા એવુ બળ આપવા માટે હુ સર્વશકિતમાન પરમાત્માનો ઉપકાર માનું છું. માટે આજથી સમજી લેજો કે, હુ કાંઈ ફેનસી વસ્તુઓના મોહને ખાતર એવી બજારોમા જતો નથી, પણ હુ તો મારા વૈરાગ્યને દ્રઢ કરવા સારૂ, મારી ભકિતને વધારવા સારૂ, અને મારા નાથનો ઉપકાર માનવા સારૂ તથા ગરીબાઇમા શ્રીમંતાઈ કરતા કેવી મજે છે તે સમજવા સારૂ, તથા બીજાઓને એ વાત સમજાવવા સારૂ એ ફેનસી માલના બજારોમા ફર્યા કરૂછુ

બંધુઓ! સંતની આ વાત સાભળીને તે શ્રીમંતની આંખો ઉઘડી ગઇ. અને તેને એમ લાગી ગયું કે, ખરેખર મારી શ્રીમંતાઇ કરતા આની ગરીબાઇમા વધારે આનંદ છે. મારી શ્રીમંતાઇ કરતાં આની ગરીબાઇમા વધારે ખુબી છે. મારી શ્રીમંતાઈ કરતા આની ગરીબાઇમા વધારે મસ્તી છે. મારી શ્રીમંતાઇ કરતા આની ગરીબાઇમા વધારે મીઠાશ છે. મારી શ્રીમંતાઈ કરતા આની ગરીબાઇમા વધારે ધર્મ છે. મારી શ્રીમંતાઇ કરતા આની ગરીબાઇમા વધારે રહસ્ય છે. મારી શ્રીમંતાઇ કરતા આની ગરીબાઇમા વધારે પવિત્રાઇ છે. મારી શ્રીમંતાઇ કરતા આની ગરીબાઇમા ઈશ્વરની વધારે કૃપા છે. અને મારી શ્રીમંતાઇમા મ્હને ઈશ્વરથી વિમુખપણું દેખાય છે, પણ આની ગરીબાઇમાં ઈશ્વરની નજીકપણુ દેખાય છે. માટે મ્હને એમ લાગે છે કે અમારી શ્રીમંતાઇ કરતાં આની ગરીબાઇ વધારે શ્રેષ્ઠ છે. એટલુંજ નહિ પણ અમે અમારી શ્રીમંતાઇને લીધે જે સુખો ભોગવી શકીએ છીએ તે કરતાં તે પોતાની ગરીબાઇને લીધે ઘણાજ વધારે આનંદો

ભોગવી શકે છે. ઓહો! પવિત્ર ગરીબાઇમા આટલી બધી મજે હશે એમ હુ જાણતો નહોતો, પણ આ મહાત્માએ મારી આંખો ઉઘાડી છે. માટે હવે તો મ્હને પણ એમ પ્રાર્થના કરવાનું મન થાય છે કે, હે પ્રભુ? શ્રીમતાઇના તોફાનો, શ્રીમતાઇનું મોહવાદીપણુ અને શ્રીમતાઇની ઉપાધિઓને બદલે પવિત્ર ગરીબાઇના આનદો આપવાની કૃપા કરજો

બધુઓ! પવિત્ર ગરીબાઇમા શ્રીમતાઇ કરતાં ઘણાજ વધારે સુખો રહેલા છે. માટે જો તમે ગરીબ હોય તો નિરાશ થશો મા કે દિલગીર થશો મા, પણ ગરીબી વચ્ચે પવિત્ર રહી ગરીબીમાથી મળતો અમીરાઇ કરતા વધારે આનદ ભોગવજો, એજ અમારી ભલામણ છે.

## આ દુનિયામાં જેટલાં સારાં ને મોટાં કામો છે તે બધાં ઘણુંકરીને ગરીબોએજ કરેલાં છે.

ઘણા લોકો એમ સમજે છે કે, ગરીબાઇને લીધે ઘણી જાતના સાધનો મળતાં નથી, તેથી બહુ પાછળ રહી જવાય છે. પણ વિદ્વાનો, સતો તથા આપણો અનુભવ એમ કહે છે કે, એ વાત ખોટી છે. કારણ કે જે શ્રીમતો હોય છે તેઓ પોતાની સુખ સગવડો સામે જોયા કરવામાજ રહી જાય છે. જે બહુ મોટા શ્રીમતો છે તેઓ અતિશય મોહમા અને મોજ મજામાજ રહી જાય છે. અને જે બહુ સગવડવાળા ગર્ભશ્રીમતો છે તેઓની આસપાસ એવું વાતાવરણ બંધાઇ જાય છે કે, તેઓ કાઇ પણ મોટા કામો કરી શકતા નથી. કારણ કે તેમની પ્રકૃતિ બહુ નાજુક થઇ ગયેલી હોય છે, તેમના સ્વભાવ પોતાના કાબુમાં રહી શકે નહિ તેવા બની ગયેલા હોય છે, તેમની રીતભાત કાઇક વિચિત્રતાવાળી હોય છે, તેમને જરૂર કરતા વધારે માન પાન મળ્યા કરે છે, અને જે ગુણ તેમનામા ન હોય તે ગુણ પણ ગરજવાન લોકો તેઓની અદર આરોપે છે, એટલુંજ નહિ પણ કેટલાક સ્વાર્થી ખુશામતીયાઓ તો તેઓની અદર જે મ્હોટા દુર્ગુણો હોય તે દુર્ગુણોને પણ સદ્ગુણો તરીકે બતાવ્યા કરે છે. આમ હોવાથી

ગર્ભશ્રીમંતો બહુ સહેલાઇથી આગળ વધી શકતા નથી. પણ ગરીબોને આ બધી બાબતની પીડાઓ નડતી નથી, તેથી તેઓ બહુ સહેલાઇથી પોતાના બંધુઓને મદદ કરવાના કામોમા તથા પોતાના આત્માના કલ્યાણ કરવાના કામોમા આગળ વધી શકે છે. એટલે ઘણાએ ગરીબો બહુ સહેલાઇથી ઘણી જાતના મ્હોટા ને સારા કામો કરી શકે છે. જેમકે, જુઓને,

આ જગતની અંદર જે સારામાં સારા પુસ્તકો છે. તે ગરીબ માણસોએ લખેલા છે. આ જગતની અંદર મ્હોટી ઉથલપાથલ કરનારી જે જે શોધો થયેલી છે તે બધી શોધો ઘણુંકરીને સેકડે સત્તાણું શોધો ગરીબ માણસોએ કરેલી છે. આ દુનિયામા જૂદી જૂદી ભાષાઓમાં જે પ્રાસાદિક કવિતાઓ છે તે ગરીબ કવિઓએ બનાવેલી છે. વખણાએલાં પ્રદર્શનોની અંદર જે સુંદરમા સુંદર ચિત્રો છે તે ગરીબોના હાથની કારીગીરી છે. દરિયો ખેડવાના અને નવા નવા મુલકો શોધી કાઢવાનાં મહાન કાર્યો ગરીબોએ કરેલા છે. દુનિયામા જે અતિ શૂરવીર પુરૂષો થયેલા છે તે ગરીબોમાંથીજ થયેલા છે. પોતાના દેશને અર્થે તથા પોતાના રાજ્યને અર્થે જે પ્રાણ આપનારા માણસો છે તેમા સેકડે નેવુ ટકા ગરીબોજ હોય છે. જે મહાન ભગતો થયા છે તે બધા ઘણુકરીને ગરીબ માણસોજ હતા. દુનિયામા જૂદા જૂદા દેશોમા જૂદા જૂદા ધર્મના જે જે પેગંબરો થયા છે અને જેણે નવા ધર્મો ચલાવેલા છે તે બધા મહાત્માઓ ઘણુકરીને ગરીબજ હતા. આ જગતની અંદર જે અનેક જાતની સુંદર કારીગીરી છે તે કરનાર ગરીબ માણસોજ છે. આ જગતની અંદર જે જે પરમાર્થના ખાતાઓ ચાલે છે તેની પ્રથમ યોજના શોધી કાઢનાર, તથા એ ખાતાઓને ચલાવનારાઓ ઘણુકરીને વધુ ભાગે ગરીબ માણસોજ હોય છે. જગતમા જે કાંઇ ચમત્કારો બનેલા છે તે ચમત્કારો ગરીબ માણસોએજ કરેલા છે. અને સ્વર્ગમાં જઇને જુઓ અથવા ઈશ્વરની હજુરમા જઇને જુઓ તો ત્યાં પણ ગરીબ વર્ગના લોકોમાથીજ ત્યા ગએલા ઘણા મહાત્માઓ હોય છે. આ બધી

બાબતો ઉપરથી સમજી શકાય છે કે, જગતની દરેક લાઇનમાં આગળ વધવા માટે ગરીબોને ખાસ સગવડતા હોય છે. માટે ગરીબોએ પોતાની ગરીબાઇથી દિલગીર થવાનું નથી, પણ ગરીબાઇને લીધે આગળ વધવાની ને જોરથી વધારે કામ કરવાની ઉલટી વધારે તકો મળે છે, માટે ગરીબી મળવા સારૂ તો ખાસ ચાહીને પ્રભુનો ઉપકાર માનવો જોઇએ ! કારણ કે જગતને સુધારવાની બાબતમા, પોતાના બધુઓને મદદ કરવાની બાબતમા, તથા પોતાના આત્માના કલ્યાણની બાબતમા શ્રીમતો કરતા ગરીબો ઘણુજ વધારે કરી શકે છે. માટે પરમાર્થના શુભ કામો કરવાની બાબતમા તથા મ્હોટા કામો કરવાની બાબતમા શ્રીમતો કરતા ગરીબો વધારે ભાગ્યશાળી છે. એટલે એ બાબતમાં પણ શ્રીમતો કરતાં ગરીબો ઘણાજ વધારે સુખી હોય છે. માટે ગરીબાઇનો અફસોસ કરશો મા, ગરીબ રહ્યા માટે અમારા કીસ્મત નબળા છે એમ સમજશો મા, અને ગરીબ છીએ તેથી અમે કાઇ કરી શકીએ નહિ, એમ સમજશો મા. પણ ખાત્રીપૂર્વક રીતે એમજ સમજજો કે, ગરીબાઇમા સર્વશકિતમાન મહાન પરમાત્માની પરમ કૃપા રહેલી છે તેથી ગરીબાઇને લીધે મહાન કામો કરી શકાય છે માટે જેમા કાઇ બની શકે નહિ ને માત્ર મોજશોખમાજ રહી જવાય તેવી શ્રીમતાઇ કરતા પોતાના બધુઓનું ભલું કરી શકાય તથા જીન્દગીની સાર્થકતા કરી શકાય એવી ગરીબાઇ વધારે શ્રેષ્ઠ છે. માટે ગરીબાઇમા આનદથી રહેતા શીખો ! એજ અમારી ભલામણ છે.

---

## ૧૦૮–ભકિતની ખુબી.

આપણા પવિત્ર શાસ્ત્રોમા ઘણે ઠેકાણે એમ કહેલું છે કે, પ્રાચીન કાળના પવિત્ર ઋષિઓ જ્યારે શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની ભક્તિ કરતા હતા ત્યારે આકાશમાથી દેવતાઓ તેમની ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા હતા. કારણ કે ભક્તિ એટલે શું ? અને ભકિત એ કેવી મોટી વાત છે, તે બાબત માણસો

રોબર રીતે સમજતા નથી, પણ નારદ, સનકાદિક વિગેરે દેવો તથા ધ્રુવ, પ્રહલાદ વિગેરે ભગવાનના મહાન ભગતો એ વાત બરોબર રીતે સમજે છે. તેથી માણસો જ્યારે ભકિત કરે ત્યારે તેઓ બહુજ રાજી થાય છે. અને ભકિત કરનાર ભગતો ઉપર તેઓની હમેશા શુભ દૃષ્ટિ રહ્યા કરે છે. અને એવા મુક્ત થએલા, ભગવાનની હજુરમા રહેનારા તથા ભગવાન સાથે એકાકાર થઇ ભગવદ્રૂપ બનેલા મોક્ષ ધામના વાસીઓની શુભ દૃષ્ટિમા કેટલુ બધુ બળ હોય તે વિચારવું કાઇ મુશ્કેલ નથી.

ઇશ્વરની ભક્તિ કરવાથી, સ્વર્ગના દેવતાઓ તથા મોક્ષધામના મહાત્માઓ રાજી થાય છે. એટલુજ નહિ પણ ભકિત કરવાથી ભગતોના પિતૃઓ પણ બહુજ રાજી થાય છે. કારણ કે જેના કુળમા મહાન ભગત થાય તેની આગળની તથા પાછળની ઘણી પેઢીઓને બહુજ ફાયદો થાય છે. ભગતોના વશમા દાદા, પરદાદા, તથા બીજા જે જે કુટુબના માણસો ગુજરી ગયા હોય તે સહુના જીવાત્માને પોતાના વશમા થએલા ભગતની ભકિતથી આગળ વધવામા અને બીજી ઉચેની ભૂમિકામા જવાની તક મળે છે, તેથી તેઓ પણ પોતાના વશમા થએલા ભગતને આશીર્વાદ આપ્યા કરે છે; અને ભલે અમારા કુટુબમા આવો ભગત થયો, ધન્ય છે પુત્ર તને. હે પ્રભુ! તારો મહાન ઉપકાર છે કે અમારા કુટુબમા તારો મહિમા સમજનાર માણસ જાગ્યો. આ પ્રમાણે રાજી થઇ થઇને ભગતોના પિતૃઓ પણ ભગવાનની પ્રાર્થના કર્યા કરે છે. કારણકે અહીં મનુષ્ય લોકમા ભક્તિની જેટલી કિમત સમજાય છે તે કરતા પિતૃ લોકમા, સ્વર્ગ લોકમા, અને તેની ઉપરના લોકોમા તેની બહુજ વધારે કિમત સમજી શકાય છે. કારણ કે એવા લોકોમા સ્થૂલ દેહ હોતો નથી, તેમજ ભગવાનને ઓળખવામા દુનિયાદારીમા જે જે અડચણો આવે છે તેવી અડચણો એવા લોકોમા નડતી નથી. તેથી તેઓ ભગવાનને વધારે સારી રીતે જોઇ શકે છે, સમજી શકે છે, અને અનુભવી શકે છે. એટલે આપણા કરતા બહુજ વધારે સારી

રીતે તેઓ ભાકતંની કિમત સમજી શકે છે. માટે જે માણસ ભકિત કરે તેઓની ઉપર તેઓ બહુજ રાજી રહે તેમા કાંઈ નવાઇ નથી.

ભકિત કરવાથી દેવો, મોક્ષ ધામના વાસીઓ તથા પિતૃઓ રાજી રહે છે એટલુજ નહિ, પણ જે માણસો પૂર્ણ પ્રેમથી ભકિત કરે છે, ભગવાનનો મહિમા સમજીને ભકિત કરે છે, અને આત્માવડે પરમાત્માને પકડી શકે છે તેવા ભક્તોમા એવું બળ આવી જાય છે કે, અગ્નિ, વાયુ, પાણી, ઠંડી, ગરમી વિગેરે કુદરતી તત્વો પણ તેમને આધીન થઇ જાય છે. અને એવા સમર્થ તત્વો ઉપર પણ તેઓની સત્તા ચાલી શકે છે. જેમકે પ્રહ્લાદને અગ્નિએ બાળ્યો નહિ. શંકરને ઝેર નડી શક્યુ નહિ, પીપા ભગતને જળે બુડાડયો નહિ. આવી રીતે ભગતોના ચારત્રો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે ઘણાએ ભગતોને ઘણાએ મહાન તત્વો પણ વશ થઇ ગએલાં હોય છે. તેથી તેઓ ઘણી જાતના ચમત્કારો કરી શકે છે. અને એવા તત્વો વશ થવાથી ઘણાએ ભકતોમા ઘણી જાતની રિદ્ધિસિદ્ધિ આવી જાય છે. અને યાદ રાખજો કે, એવી રિદ્ધિસિદ્ધિ મેળવવા માટે તથા કુદરતી તત્વોને વશ કરવા માટે એવા મહાન ભકતોને કાંઇ મહેનત કરવી પડતી નથી. અરે મહેનત કરવી તો બાજુએ રહી, પણ એવી જાતની તેઓને પોતાના મનમા ઇચ્છા પણ હોતી નથી. છતા પણ ભકિતના બળથી તેઓની અંદર સ્વાભાવિક રીતેજ કોઇ કોઇ જાતની રિદ્ધિસિદ્ધિની શક્તિ આવી જાય છે, તથા તત્વોને વશ કરવાનું બળ આવી જાય છે. એટલુ બધુ ભક્તિમા બળ છે.

આ બધી વાતો સાભળીને તમને કદાચ એમ લાગશે કે, આ તો બહુજ મોટા ભકતોની વાતો છે. એવું કાંઈ સહુ ભકતોથી બની શકે નહિ. તમારી એ વાત ખરી છે, પણ તેની સાથે બીજુ એ પણ ધ્યાનમાં રાખજો કે, નાના નાના ભકતોમા પણ બીજા વહેવારીક ઘણા માણસો કરતા ઘણુંજ વધારે બળ હોય છે. જેમકે ભગવાનને ખાતર ઘણા સાધુઓ ઉનાળાના દહાડામાં ચોરાશી ધૂણી તપી શકે છે. જ્યારે શિ-

ચોમાસામાં અતિશય ઠંડી પડતી હોય ત્યારે ઠંડા પાણીમા બેસીને ભજન કરી શકે છે. એટલુંજ નહિ પણ ઘણાએ ભકતોને સાપ, વાઘ, વરૂ, સિંહ વિગેરે હિંસક પ્રાણીઓ પણ ઇજા કરતાં નથી. અને મીરાંબાઇને ઝેર પણ નડયુ નહોતું. આવી રીતે ઘણા ભકતોમા ઘણી જાતનું બળ આવી જાય છે, તેથી દુનિયાંના ઘણી જાતના દુખો તેઓ બહુ સહેલાઇથી ખમી શકે છે. જેમકે, ગરીબાઇના દુખો, અપમાનના દુઃખો, મંદવાડના દુઃખો, અને મરણના દુઃખો, એ બધા દુઃખો તેઓ બહુ સહેલાઇથી ખમી શકે છે. કારણ કે ભકિતની અંદર એવી ખુબી રહેલી છે કે, તે વ્યવહારી લોકો કરતા ભકતોને ઘણુજ વધારે બળ આપી દે છે. તેથી તેઓ બહુ જોરથી ને બહુ ઉત્સાહથી ભગવાનના રસ્તામા આગળ વધી શકે છે.

આવી રીતે ઘણી જાતનું બળ મળી જવાથી ભકતોને ઘણી જાતની અનુકૂળતા મળી જાય છે. એટલુંજ નહિ પણ જ્યારે કોઇ પણ ભકતની અંદર ભક્તિ વધી જાય છે, અને જ્યારે તે સાવ ચોખ્ખો થવા ઇચ્છે છે ત્યારે ભકિતને લીધે તેનામા ધન વધી જાય છે, બળ વધી જાય છે, સદ્‌ગુણો વધી જાય છે, બુદ્ધિ વધી જાય છે, અને રૂપ પણ વધી જાય છે. કારણકે સાચી ભકિત પોતાનો પ્રભાવ દેખાડ્યા વિના રહેતી જ નથી.

ભકતોમા ધન, બળ, બુદ્ધિ વિગેરે વધી જાય છે એટલુંજ નહિ, પણ તેઓની અંદર એક સ્વર્ગીય વસ્તુ કે જેની કિંમત બીજી કોઇ પણ વસ્તુથી આંકી શકાય નહિ, કે જેની સરખામણી જગતની બીજી કોઇ પણ વસ્તુની સાથે થઇ શકે નહિ, એવી મહા અમૂલ્ય પવિત્રતા તેઓની અંદર આવી જાય છે. તેથી તેઓનું ભાગ્ય ખીલી જાય છે, અને પવિત્રતાને લીધે તેઓના દરેક કામો શોભી ઉઠે છે, તથા પવિત્રતાને લીધે તેઓના નાના કામો પણ બહુ મોટો લાભ આપનારા થઇ પડે છે. અને યાદ રાખજો કે, આ બધા મહાન લાભો ભકિતને લીધેજ થાય છે, અને એ બધી ભકિતનીજ ખુબી છે.

ભક્તિમા રૂપ, ગુણ, બળ, ધન વિગેરે વધારવાનો ગુણ.

છે એટલુંજ નહિ પણ કદી કોઇ ભક્ત અતિશય ગરીબ હોય, જ્ઞાનવિનાનો હોય, કદરૂપો હોય, અને વિચિત્ર રહેણી કરણી વાળો હોય છતા પણ બીજા ઘણા માણસો કરતા હરિજનોને તે વધારે વહાલો લાગે છે. અને એવા માણસની આસપાસ પણ લોકોના ટોળા ભમ્યા કરે છે. તથા તેનું અતિશય સન્માન રાખે છે. હવે ભક્તિની ખુબી તો જુઓ કે, અભણ, કુરૂપડા, અને વિચિત્ર રીતભાતવાળા ભક્તો માટે પણ જ્યારે લોકોને આટલી બધી લાગણી રહે છે ત્યારે જો જ્ઞાની ભકત હોય, શ્રીમંત ભક્ત હોય, સદ્ગુણી ભકત હોય, વિવેકી ભકત હોય, અને સૌંદર્યવાળો ભકત હોય તો તે લોકોને કેટલા બધા ખેચી શકે? અને તેઓને કેટલો બધો લાભ કરી શકે? એ વિચારવું કાઇ મુશ્કેલ નથી.

ભક્તિ માટે શાસ્ત્રમાં જે જે વાતો કહેલી છે. તે બધી વાતો અનુભવની દૃષ્ટિએ વિચારી જોતાં આસ્તે આસ્તે સાચી જણાતી જાય છે. માટે હવે આપણે વધારે વધારે ભક્તિની ખુબી સમજવી જોઇએ. કારણ કે જેમ જેમ ભકિતની વધારે વધારે ખુબી સમજાય તેમ તેમ વધારે વધારે ભકિત કરવાનું મન થતું જાય છે. પણ મનનો સ્વભાવ એવો નઠારો છે કે, ભકિતના આ બધા ફાયદાઓ જાણ્યા છતા પણ તેનો જેવો જોઇએ તેવો લાભ લઇ શકાતો નથી. પણ છતાં સાધનોએ ભકિત જેવી અમૂલ્ય વસ્તુનો લાભ ન લેવાય એ બહુજ મોટી ભૂલ છે. અને યાદ રાખજો કે એ ભૂલ પાછળથી કદી પણ સુધરી શકે તેમ નથી. કારણ કે બધી ચીજો પાછી મળી શકે છે, પણ ગયેલો વખત પાછો મળતો નથી. કરોડો રૂપીઆ ખર્ચો તોપણ ગયેલો વખત, પાછો મળતો નથી. એવો વખત, એવી તક એવું અમૂલ્ય ટાણું ફોકટ ચાલ્યું જાય છે. એમ ન થાય ને તેનો લાભ લેવાય તેમ કરજો. એજ અમારી વિનતિ છે,

બધુંઓ! ભકિત આવી અમૂલ્ય છે, ભકિત આવી અલૌકિક વસ્તુ છે, અને ભકિતમા ભગવાન પોતે રહેલા છે, માટે ભકિત કરવા સારૂ આપણી આસપાસના સહુ લોકોને તથા આપણા સગાવહાલાંઓને અને આપણા મિત્રોને સમ-

જાવવા એ આપણી ફરજ છે. એ ફરજ બજાવવા માટે જેને જેમ કહેવુ ઘટે તેમ કહેવું, તથા એ માટે જેટલી તજવીજ કરવી ઘટે તેટલી તજવીજ કરવી, અને તેમ છતા કોઇ અભાગ્યા માણુસો કદી ન માને તો એથી આપણે આપણા મનમા મુંઝાવુ નહિ. કારણ કે કોઇને પણ ભકિત આપવી એ કંઈ આપણા હાથમા નથી, પણ એ તો જેને માથે ઈશ્વરની કૃપા હોય તેને ભકિત મળે છે. પણ એ માટે આપણી જે ફરજ છે તે ફરજ બજાવવામા કચાશ રાખવી નહિ. કારણ કે આપણી મહેનતથી જો કોઈ પણ માણુસ ભકિતમાં લાગે ને ભકત થાય તો તેના આત્માને અતિશય આનદ થાય છે. અને તે ચોરાશી લાખના ફેરામાંથી છૂટી જાય છે, તેથી તેના આશીર્વાદો આપણુને મળે છે. અને આપણી મહેનતથી બીજા માણુસોમા ભકિત વધતી જોઇને આપણુને પણ બહુ આનદ થાય છે. માટે ભકિતની આવી આવી ખુબીઓ જોઇને ભકિત વધારવાની કોઇ પણ તક જતી મૂકશો માં પણ જેમ બને તેમ તેનો વધારેમાં વધારે લાભ લેજો. એજ અમારી વિનતિ છે.

---

## ૧૦૯—ભાઇઓ ધર્મનાં ને ભક્તિનાં કામો જલદી કરો. તેને વાયદા ઉપર રાખો માં.

એક લહેરી જુવાનીઓ હતો તે બહુ મોજીલો ને ઉડાઉ માણુસ હતો. વળી એ કુવારો હતો એટલે ગમે ત્યા ચાલ્યો જતો. ગમે તે વખત મોડોમ્હેલો ઘેર આવતો. અને ગમે તેમ પડયો રહેતો હતો. કારણ કે તેને વખતની કે પૈસાની દરકાર નહોતી, કે કિમત નહોતી. તેથી તે વખત, પૈસા ને જુવાનીને હલકી રીતે ખોટા મોજશોખમા ગુમાવતો હતો. તે વાંઢો જુવાનીઓ એક દિવસ મોડી રાતે રખડતો રખડતો પોતાને ઘેર ગયો. એ વખતે તેણે પોતાના બીજા ખરાબ મિત્રોની સાથે ભાગ પીધેલી હતી, તેનો જરાજરા નીસો ચડયો હતો. એ નીસાની ખુમારીમા તે પોતાને ઘેર પહોચ્યો ત્યારે તેણે ત્યા બે દીવા બળતા દીઠા. તેથી ધાટીને ગાળો દેવા લાગ્યો અને કહેવા

લાગ્યો કે ગનીઓ પણ બડો ગધેડો છે. બે દીવા શાને બાળે છે? કોઈનાં લગન બગન છે કે શુ? વધારે તેલ બળે તેમા એના બાપનુ શું જાય? અત્યારે ઉજડ ઘરમા બે દીવાની શુ જરૂર છે? પણ એટલી અક્કલ હોય કયાથી? સવારે આવશે ત્યારે એ હરામખોરને જોઇ લઇશ. એમ કહી દીવા ઉપર પખાની ઝાપટ મારી તેથી દીવો બુઝાઈ ગયો અને ઘરમા અધારૂં ઘોર થઇ ગયું. તે પછી કાડીનુ બાકસ ગોત્યું પણ જડયુ નહિ. તેથી આખી રાત માકડ ચાચડની વચ્ચે અધારામા કાઢવી પડી. ને બહુ હેરાન થવું પડયુ.

બધુઓ! આ દાખલો આપીને એક સત એમ સમજાવતા કે ખરેખરી રીતે બે દીવા નહોતા એકજ દીવો બળતો હતો. પણ એ દીવો જે ટેબલ ઉપર મૂકેલો હતો તે દીવાના સામે એક અરીસો પડેલો હતો ત્યા દીવાનું પ્રતિબિમ્બ પડતું હતું તેથી એ ભાગ પીધેલા ગાડા માણસને બે દીવા દેખાતા હતા. પણ ખરી રીતે એકજ દીવો હતો. તેને બુઝાવી નાખવાથી એ લહેરી જુવાનીઆને આખી રાત દુઃખમાં કાઢવી પડી. તેમજ યાદ રાખજો કે, આપણે પણ મોહરૂપી મદિરાથી મત્ત થયેલા છીએ, તેથી હમણા આપણને એમ લાગે છે કે, હજી કયા વખત ચાલ્યો ગયો છે? આગળ ઉપર કરશુ. એમ સમજીને હાલનો દીવો આપણે બુઝાવી નાખીએ છીએ, એટલે કે હમણાની આપણી જીદગી આપણે ગુમાવી નાખીએ છીએ. પણ યાદ રાખજો કે આ દીવો ઠારી નાંખ્યા પછી બીજો દીવો નથી. અરે! જો હમણા વખત ગુમાવી દેશો ને જે કરવાનુ છે તે નહિ કરી લ્યો ને આવતી કાલના વાયદા ઉપર રહેશો તો રખડી પડશો. કારણ કે જીદગી ક્ષણભગુર છે, આ દેહ પાણીના પરપોટા જેવો છે, અને એ વખતને જતા વાર લાગતી નથી. માટે ઉત્તમમાં ઉત્તમ, કરોડો રૂપીઆ આપતા છતા પણ ન મળે તેવી મહાન જીંદગી ફોગટ ગુમાવી નાખો મા, ફોગટ ગુમાવી નાખો મા, પણ જેમ બને તેમ તેનો લાભ લ્યો. અને સર્થકતા કરી લ્યો, સાર્થકતા કરી લ્યો.

---

## ૧૧૦–આપણે આપણા મનમાં જેવા વિચારો કરીએ છીએ. તેવા આગળ જતાં થઈ જઈએ છીએ, માટે કોઇ પણ નબળા વિચાર સાથે ન રમ્યા કરાય એ સંભાળજો.

બંધુઓ! માણસોની પ્રકૃતિજ એવી છે કે તેઓ એક ક્ષણ પણ વિચાર કર્યા વિના રહી શકતા નથી, મનનો સ્વભાવજ એવો ચચળ છે કે, તે કોઇને કોઈ જાતના વિચારો હમેશા કર્યાજ કરે છે. વિચાર વિનાની સ્થિતિમા રહેતા મનને આવડતુંજ નથી. તેથી દરેક માણસોનુ મન કોઇને કોઇ જાતના વિચારોમા રોકાયુ જાય છે, એટલુજ નહિ પણ આપણે જેવા વિચારો કરીએ તેવા બની જઇએ છીએ આટલું બધુ વિચારોમા બળ છે. માટે વિચાર એટલે શુ? વિચારથી શુ થાય છે? અને કેવી જાતના વિચારો કરવા જોઇએ? તે બધી બાબતો દરેક હરિજનોએ બહુ ચોખ્ખે ચોખ્ખી રીતે સમજી લેવી જોઇએ કારણ કે આપણી જીન્દગી સુધારવાનો અથવા આપણી જીન્દગી બગાડવાનો આધાર આપણા વિચારો ઉપર છે. અને તેમ છતા અફસોસ કે, વિચારોના બળ સબધી આપણે કાઇ પણ હકીકત જાણતા નથી, તથા એ સમજવાની આપણા કોઇ પણ લોકો ખાસ દરકાર રાખતા નથી. અને તેમ છતા આપણને મોક્ષ જોઇએ છે!! પણ યાદ રાખજો કે, મનને વશ રાખવાની કુચીજ એ છે કે, વિચારોનુ બળ સમજવુ, તથા કઇ જાતના વિચારો કરવા જોઇએ તેના ભેદો જાણવા. આ બધી બાબતો સમજાવવા માટે આગળ વધેલા ભગતો કહે છે કે, જેમ સમુદ્રની અદર એક પછી એક મોજાઓ ઉઠે છે તેમજ આપણા મનમા વિચારોની લહેરો ચાલ્યા કરે છે, અને એ વિચારોના ચિત્રો આપણા અતઃકરણમા પડી જાય છે. એટલુજ નહિ પણ એ વિચારો બહાર જઈ શકે છે, બીજા માણસોને અસર કરી શકે છે, તથા આપણા અતઃકરણની અદર વારે વારે પાછા આવી શકે છે. વિચારની અદર શકિત

આવા પ્રકારની રહેલી છે. માટે આપણે આપણા મનમા કોઇ પણ જાતનો વિચાર કરતાં પહેલાં બહુ જ સંભાળવું જોઇએ. કારણ કે આપણે જે જાતના વિચારો વારે વારે કરીએ છીએ, તેવી ટેવ પડે છે. અને માણસોનો સ્વભાવ એવો છે કે, કોઈ પણ વાતની ટેવ પડી ગયા પછી એ ટેવને છોડતા બહુ મુશ્કેલી પડે છે. માટે પ્રથમ વિચાર કરતી વખતે જ વિચાર ઉપર અંકુશ રાખતા શીખવું જોઇએ.

જે માણસો હમેશા સારા વિચારો કરે છે તે માણસ સારા થાય છે, અને જે માણસો હમેશા માઠા વિચારો કરે છે તેઓ દુર્ગુણી થાય છે. જેમ કે, પ્રથમ કોઇને ગાળ દેવાનો વિચાર થયો, અથવા ગુસ્સે કરવાનો વિચાર થયો, અથવા કોઇ સામે બુરી નજરે જોવાનો વિચાર થયો, અને એ પ્રમાણે કીધુ, એ પછી એવું ઘણી વખત થયું એટલે તે પ્રમાણે ઇન્દ્રીઓને, મનની વૃત્તિઓને તથા લાગણીઓને ટેવ પડવા લાગી. એ પછી આગળ જતા એવી ટેવ પડી ગઇ, અને જે માણસને જે જાતની ટેવ પડી ગઇ હોય તેવી તેની ચાલચલગત બની જાય છે. અને જેની ચાલચલગત હલકી બની જાય તેને લોકો દુર્ગુણી માણસ કહે છે. હવે વિચાર કરો કે જે વખતે આવી જાતના માઠા વિચારો મનમા આવ્યા તેજ વખતે જો એ વિચારોને તમે હાકી કાઢયા હોત, અને તમારા મનમાં તે વિચારોને રમવા ન દીધા હોત, તથા પાંચ પચીસ વાર મન સાથે લડાઈ કરી, એ બુરા વિચારોને ફાવવા ન દીધા હોત તો તમને એવી ખરાબ ટેવ પડત નહિ, અને તમે ખરાબ માણસ ગણાત નહિ. પણ ખરાબ વિચારોને તમે તમારા મનમાં જગ્યા આપી અને એ વિચારો સાથે રમ્યા તથા એ વિચારો તમને ગમ્યા તેને લીધેજ તમે દુર્ગુણી થઇ ગયા. પણ શરૂઆતમા જ જો તમે એ વિચારોને ઉત્તેજન ન આપ્યું હોત તો તમારા એવા હાલ થાત નહિ માટે યાદ રાખજો કે, વિચારોનું બળ બહુ મોટું છે. અને સારા વિચારો કરવા કે માઠા વિચારો કરવા એ આપણા અખત્યારની વાત છે, અને જેવા વિચારો કરીએ તેવા આપણે બની શકીએ છીએ

એમાં કાંઇ પણ શક નથી. માટે કોઇ પણ જાતનો માઠો વિચાર કરતાં પહેલાં બહુજ સંભાળજો.

આ ઉપરથી હવે તમે સમજી શકશો કે, સારા થવું અથવા નરસા થવું, એ બધું આપણા જ હાથમાં છે. માટે વિચાર કરવાની બાબતમાં બહુ જ સંભાળ રાખવી જોઇએ. ઘણા માણસો કહે છે કે, અમારા મનમાં ઘણી જાતના નઠારા વિચારો આવે છે, એ વિચારો અમને ગમતા નથી, તેથી તેને દૂર કરવા માટે અમે ઘણીએ મહેનત કરીએ છીએ. છતા પણ જોરજુલમથી એવા માઠા વિચારો અમારા અતરમા ઘુસી જાય છે, માટે અમારે શુ કરવું? એના જવાબમા મહાત્માઓ કહે છે કે, તમારી એ વાત ખરી છે. પણ એનુ કારણ એટલું જ છે કે, એ માટે જેટલી મહેનત લેવી જોઇએ તેટલી મહેનત તમે હજી લેતા નથી. જેમ કૂતરાને ઘરમાં આવતું અટકાવવા માટે આપણે તેને હડધુત કરીએ છીએ, કોઈ વખત મારીએ છીએ, અને જાળી અથવા બારણા બધ રાખીએ છીએ તેમ જ્યારે તમે માઠા વિચારોની સાથે વર્તો ત્યારે તે તમારા મનમાંથી જશે પણ તમે હમણા એટલી મહેનત લેતા નથી. તમે તો કોઈ વખત જ્યારે સારા સજોગોમા હો છો ત્યારે માઠા વિચારોને દૂર કરવાની ઈચ્છા રાખો છો, પણ જ્યારે નબળા સજોગોમા આવી પડો છો ત્યારે માઠા વિચારોને તમારા મનમાં ટકવા દો છો, ને તેમા તમારા મનને રમાડ્યા કરો છો. તેથી જ એ માઠા વિચારોને તમે વશ થઇ ગએલા છો, અને એ વિચારોમાં તમે બંધાઈ ગએલા છો. એટલે તે વિચારોની આગળ તમારે લાચાર થવું પડે છે. પણ યાદ રાખજો કે, એ માઠા વિચારોનું જેટલું બળ છે, તે કરતા તમારા આત્માનું ઘણુ વધારે બળ છે, અને એ કરતાં પણ પરમ કૃપાળુ પરમાત્માની કૃપાનું ઘણુંજ વધારે બળ છે. માટે જો તમે તમારા મનમાં રમતા અગર આવી જતા બુરા વિચારોને કાઢવા માગો તો તેને કાઢી શકો તેમ છે.

તમે કહો છો કે, અમે એવા માઠા વિચારોને અમારા મનમાંથી હાકી કાઢીએ છીએ તોપણ તે વિચારો ફરીફરીથી પાછા

આવે છે. અમોને હવે એવા વિચારો ગમતા નથી તોપણ તે આવે છે. ભાઇઓ! તમારી એ વાત ખરી છે, પણ તમને એ વિચારો કર્યા કરવાની જુના વખતની ટેવ પડી ગએલી છે એટલે એ ટેવ કાંઇ એકદમ મટશે નહિ. કારણ કે ટેવ પડતાં જેટલી વાર લાગે છે તે કરતા ટેવ તજતા ઘણી વધારે વાર લાગે છે, માટે આવા માઠા વિચારોને મનમાથી કાઢી નાખવાની તમારે કોશીશ કરવી જોઇએ, અને એ માટે કાંઈ ધીરજ પણ રાખવી જોઇએ. કારણ કે જામી ગએલી જુની ટેવો કાંઇ એક-દમ જતી રહેતી નથી, પણ ધીમેધીમે એ કામ થઈ શકે છે. માટે ખરાબ વિચારોને મનમાથી કાઢી મૂકવા માટે જેમ બને તેમ તેની સાથે લડત લડ્યા કરો.

બંધુઓ ! તમારા મનમાંથી માઠા વિચારો ન જતા હોય તો એમા તમારી જ ભૂલ છે, ને એમાં તમા જ મોળાપણું છે. કારણ કે જરા જુઓ તો ખરા કે, તમે તમારી મોઝમઝા પાછળ જેટલા પૈસા ખરચો છો તેટલા પૈસા તમારા વિચારો સુધારવા પાછળ ખરચો છો? તમારો કોઇ સગો કે મીજમાન આવનાર હોય તો તેના માટે તમે જેટલી કાળજી રાખો છો ને વહેલા ઊઠી ગાડીના ટાઇમ પ્રમાણે સ્ટેશનપર જાઓ છો તેવી કાળજી તમારા મનમાથી ખરાબ વિચારો દૂર કરવાને માટે રાખો છો? જો તમોને ધન મળતું હોય તો તમે જમવાનું, સૂવાનું અને મોજમઝા કરવાનું તજી દો પણ તમારા અંતઃકરણને સુધારવા માટે અને ભગવાનને મેળવવા માટે તમે એ પ્રમાણે જમવાનું, સૂવાનું ને મોજમઝા તજવાનું કરો છો? કહો કે નહિ. એ બાબતમા તમારો પુરૂષાર્થ ઘણોજ ઓછો છે, તેથી તમારૂં મન વશ થતું નથી. માટે જો મનને વશ કરવું હોય અને તેમાથી ખરાબ વિચારોને કાઢી નાંખવા હોય તો આ બધી બાબતો બરાબર રીતે સમજી લો, અને એમાથી જે કુંચી તમને ઠીક લાગે તે પકડી લો અને તેનો ઉપયોગ કર્યા કરો, એટલે ધીમેધીમે તમે તમારા વિચારોને સુધારી શકશો. સદ્ગુણી થઇ શકશો, અને પ્રભુના પ્યારા થઈ શકશો.

---

## ૧૧૧–આપણે આપણા મનમાં જેવા વિચારો કરીએ છીએ તેવા આગળ જતાં થઇ જઇએ છીએ, તે વિષે–ભાગ બીજો.

બધુઓ! જે સાચા ભગતો હોય છે તેઓ પોતાના મનમાથી ખરાબ વિચારોને કાઢી નાખવા માટે કેટલી બધી મહેનત લેય છે એ તમો જાણોછો? તેઓ કેટલા બધા ઉદાર રહે છે? પ્રભુની ખાતર પોતાના સ્વાર્થના કેટલા બધા સુખોને તજે છે? કેવા સતુષ્ટ રહે છે? કેવા નિલોભી રહે છે? અને કેટલા બધા પ્રભુપરાયણ થઇને રહે છે, તે વિચારવા જેવુ છે. કારણ કે જેને એવી રીતે રહેતા આવડે તેઓ જ પોતાના અતઃકરણમાથી બુરા વિચારોને કાઢી શકે છે. એટલું જ નહિ પણ જે એવા પ્રભુપરાયણ ભગતો હોય છે તેઓ કોઇ પણ બુરા વિચારોને પોતાના મનમા આવવા દેતા નથી. કારણ કે તેઓનું મન ઈશ્વરી ખ્યાલોમા તથા પ્રભુના જીવોના કલ્યાણના કામો કરવામાજ રોકાયેલુ હોય છે, તેથી તેઓના મનમાં બુરા વિચારો આવી શકતા નથી. કારણ કે એવા ખરાબ વિચારોને રહેવાની તેઓના મનમા જગ્યા જ હોતીનથી, અને તેમ છતા કદી કોઈ વખત માઠો વિચાર આવી જાય તો પોતાના અગરખા ઉપર ચડી ગએલા માકડને પકડીને જેમ તુરતજ બહાર ફેકી દઇએ છીએ, તેમ એવા ભગતો પોતાના મનમા આવી ગએલા બુરા વિચારોને તુરત જ બહાર હડસેલી કાઢે છે. તેમ છતા પણ કોઇ માઠા વિચારનું બહુ જોર થઇ ગયું હોય અને જુની ટેવ પડી ગઇ હોય તેથી તે વિચાર મગજમાથી ન ખસતો હોય તોપણ તે વિચાર મુજબનાં કામો કરતો નથી, અને તેમ છતા કદી એવુ હલકુ કામ પણ બળાત્કારથી થઇ જાય તો તે તુરત જ ચેતી જાય છે, અને ફરીથી એવી ભૂલ ન થાય તેની હમેશા કાળજી રાખે છે. તેથી તેઓ પાપી વિચારોથી બચી શકે છે, તથા પાપી વિચારોને લીધે થતાં પાપી કામોથી પણ તેઓ બચી શકે છે. પણ ઓ હરિજનો! યાદ રાખજો કે, તમે તમારા મનમાથી ખરાબ વિચારોને

દૂર કરવા માટે આટલી બધી મહેનત લીધી નથી, અને આવી ચોકસાઈ રાખી નથી, તથા આવી મજબૂતાઇ રાખી નથી, તેથી તમે ફસાઇ જાઓ છો. માટે યાદ રાખજો કે, તમે જે જે ભૂલો કરોછો તેમાં તમારો પોતાનોજ વાક છે. બધુઓ ! આ બાબત બરાબર રીતે સમજવા માટે તમારા અનુભવનો એક દાખલો લો. જેમ કે,

જ્યારે તમે પહેલવહેલા ભક્તિ કરવા લાગ્યા અને પ્રભુના નામનું સ્મરણ કરવા લાગ્યા ત્યારે પ્રથમ માળા ફેરવવામાં કેટલી બધી મુશ્કેલી લાગતી એ યાદ છે કે? એ પછી આખ મીચતા કેટલી મુશ્કેલી લાગતી અને તેને બદલે હવે એ બધી બાબતોમા કેટલો બધો આનદ આવે છે તે જુઓ છો કે? એનું કારણ શું ? બધુઓ, એનું કારણ બીજુ કાઈજ નહિ પણ ટેવ, એ જ છે.

ભાઇઓ ! નવા નવા પહેલા પહેલા જે જે કામો કરવાં પડે તે દરેક કામોમા પ્રથમ મુશ્કેલી લાગે છે, પણ ટેવ પડ્યા પછી દરેક ચીજ સહેલી થઇ પડે છે. જેમ કે, બાળકો પ્રથમ ચાલતા શીખે ત્યારે પણ મુશ્કેલી પડે છે, બોલતા શીખે ત્યારે પણ મુશ્કેલી પડે છે, વાચતા શીખે ત્યારે પણ મુશ્કેલી પડે છે, ગાતાં શીખે ત્યારે પણ મુશ્કેલી પડે છે, અને નવા નવા ધધા રોજગારમા પહેલ વહેલા દાખલ થાય ત્યારે પણ મુશ્કેલી પડે છે. પણ જ્યારે ટેવ પડી જાય ત્યારે એ બધા કામો બહુ જ સહેલા થઇ પડે છે. એટલુ જ નહિ પણ ઉલટુ તેમા બહુ આનદ આવે છે. તેમજ યાદ રાખજો કે, તમારા મનમા જે જે બુરા વિચારો રમી રહ્યા છે તેને કાઢી મૂકતા હમણાં તમોને મહેનત પડે છે, પણ જ્યારે એવા વિચારોને દૂર કરવાની ટેવ પડી જશે ત્યારે તમને તેમા કાંઇ પણ મુશ્કેલી લાગશે નહિ. એટલું જ નહિ પણ એવા માઠા વિચારોને દૂર કરવાથી ઉલટો તમોને ઘણો જ આનદ થશે. માટે બધુઓ ! આ બધી બાબતોપરથી સમજી લ્યો કે, બધું ટેવને આધીન છે. માટે નઠારા વિચારોને અટકાવવાની ટેવ પાડો. અને સારા વિચારોમાં મનને રોકી રાખો. એટલે સારાં કામો કરી શકશો ને ભલા માણસ થઈ શકશો. પણ આ બધી

બાબતમા એક વાત ખાસ ધ્યાનમા રાખજો કે, એક વખત કરવાથી અથવા પાંચ દશ વખત પ્રયત્ન કરવાથી કાંઇ જુની ટેવો જતી રહેશે નહિ, પણ જ્યારે ઘણો વખત સુધી વારંવાર એ ઉપાય અજમાવ્યા કરશો અને તેમા પાછા પડશો જ નહિ ત્યારેજ આગળ જતાં ફતેહ મેળવી શકશો. માટે ખરાબ વિચારોને મનમાથી દૂર કરવા સારૂ ધીરજ રાખજો ને હિમત રાખજો. અને ખાત્રીપૂર્વક એમ સમજજો કે, શુભ વિચારોનો બેલી ભગવાન છે, તેથી અંતે શુભ વિચારોની જ ફતેહ થવી છે, એમ સમજીને શુભ વિચારોમા જ મનને રોકેલું રાખવાની કોશીષ કરજો.

બંધુઓ! તમે જાણો છો કે, બાળક જ્યારે દાદરો ચડતા શીખે ત્યારે કાંઇ એક દહાડામા ચડી શકે નહિ, પણ ઘણે દહાડે ધીમેધીમે એક પછી એક પગથીએ ચડી શકે છે. અને આંબા કાંઈ એક દિવસમા પાકી જાય નહિ, પણ આંબા પાકવાને વખત જોઇએ છીએ, અને મોસમ જોઇએ છીએ, તેમજ આપણા મનમાથી બુરા વિચારોને કાઢી નાખવા એ પણ કાંઇ રમતની વાત નથી કે ખાઇ લેવાનું કામ નથી, પણ એ તો ધીરજનું કામ છે; એ તો મહેનતનુ કામ છે. જ્યારે એ પ્રમાણે કરીએ ત્યારે જ અંતરમા ઊઠતા માઠા વિચારો બંધ થઇ શકે છે.

બંધુઓ! મનમા આવી જતા માઠા વિચારોને અટકાવવાની એ પણ એક કુચી છે કે, જેમ બને તેમ ભગવાનના નામનુ વધારે વધારે સ્મરણ કરવું. એમ કરવાથી પણ નઠારા વિચારો અટકી શકે છે. જો કે એ ઉપાયથી પણ એકદમ બધા વિચારો અટકતા નથી; પણ તેમ છતા એ ઉપાય પણ બહુજ અકસીર છે. કારણ કે જેમ જેમ નામસ્મરણનું જોર વધતું જાય તેમ તેમ ખરાબ વિચારો એની મેળે મેળે અટકી જાય છે. પણ અફસોસની વાત એ છે કે, જેવું ભજન કરવું જોઇએ તેવું આપણાથી બનતું નથી તેને લીધે માઠા વિચારો આપણી ઉપર હુમલો કરી જાય છે, પણ એ હુમલાને અટકાવવા માટે ભજન એ બહુ મોટી વાત છે; એમા કાંઈ પણ શક નથી માટે એ ઉપાય પણ બને તેટલા જોરથી અજમાવતા રહેજો.

બંધુઓ! મનમાં આવી જતા માઠા વિચારોને અટકાવવાની એક રીતિ એવી છે કે, આગ લાગે કે તુરત જ તેને હોલવી નાખવી, તેને વધવા દેવી નહિ. કારણ કે જો વધવા દઇએ તો પછી તેને હોલવવી મુશ્કેલ થઇ પડે છે. તેમજ જેવો મનમાં ખરાબ વિચાર આવ્યો કે તુરત જ તેને હડસેલી કાઢવો, અને એજ વખતે બને તો કોઇ બીજા વિચારમાં ચડી જવું, અગર કાંઇ બીજા કામમાં લાગી જવું, પણ મનમા આવી ગએલા માઠા વિચાર સાથે રમ્યા કરવું નહિ. એમ કરવાથી બહુ સહેલાઇથી માઠા વિચારોને અટકાવી શકાય છે. જુના પાપી વિચારો કે જેની બહુ ટેવ પડી ગએલી હોય અને જેના મનમા ચીલા પડી ગએલા હોય તેવા વિચારો જલદી ન જાય એ જુદી વાત છે, પણ જે નવા ખરાબ વિચારો મનમા આવતા હોય તેને તો આ ઉપાયથી તુરત જ અટકાવી શકાય છે. માટે દરેક હરિજનોએ પોતાના મનમાંથી દુષ્ટ વિચારોને કાઢી મૂકવા સારૂ આ બધા ઉપાયો જાણી લેવા જોઇએ.

બંધુઓ! ઉપર જણાવ્યા તે બધા ઉપાયો પ્રસંગ ઉપર અજમાવવા, અને તેની સાથે સૌથી વધારે મજબુત ઉપાય એ પણ અજમાવવો કે, હે પ્રભુ! અમારા મનમા અમને નહિ ગમે એવા જે દુષ્ટ વિચારો આવી જાય છે તેને અટકાવવાની તું કૃપા કર. હે નાથ! અમારા જોરથી એ વિચારો જતા નથી, માટે એ વિચારોને કાઢી મૂકવામા તું અમારો મદદગાર થા. આવી રીતે શુદ્ધ અંતઃકરણથી વારંવાર પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કર્યા કરીએ તો એથી પણ ખરાબ વિચારોને મનમા આવતા અટકાવી શકાય છે. માટે બંધુઓ! ખરાબ વિચારો કેટલી બધી ખરાબી કરે છે, તે સમજી લેજો, અને તેની સાથે એ પણ જાણી લેજો કે, આપણે સારા થવું અથવા માઠા થવુ એ આપણા પોતાનાજ હાથમાં છે. અને એ બધુ આપણા વિચારો ઉપર કાબુ રાખવાથી બની શકે છે. માટે ઓ હરિજનો! જેમ બને તેમ તમારા વિચારો ઉપર અખત્યાર રાખો, અને નબળા વિચારોને દૂર કરો, તથા

સારા વિચારોને સારાં કામો થાય તેમ કરો. અને એમ કરવા માટે મહાત્માઓની આ બધી યુકિતઓ જાણી લઇ તેનો લાભ લો, અને સુખી થાઓ. એજ અમારી વિનતિ છે.

---

## ૧૧૨–શાસ્ત્રો અને સંતો કહે છે કે સત્સંગની બલિહારી છે, તે વિષે.

સત્સંગમા અનેક જાતના લાભ છે, એમ સંતો પોકારી પોકારીને કહે છે. તેમજ દુનિયાંના બધા ધર્મના શાસ્ત્રોમાં પણ વારેવારે એની એ વાત કહેલી છે કે, સત્સંગ કરો, અને દુઃસંગથી બચો! કારણ કે આપણે જોઇએ છીએ કે, જે માણસ કોલસાનો ધંધો કરે છે તેનાં લૂગડા કાળાં હોય છે, અને જે માણસ અત્તર વેચવાનો ધંધો કરે છે તેનાં વસ્ત્ર સુગંધીદાર હોય છે. તેવીજ રીતે જે માણસ સત્સંગ કરે તે સારા વિચારના હોય છે અને જે માણસ ખરાબ સોબતમા રહે તેઓની ખરાબી થઈ જાય છે, એમા કાંઈ પણ શક નથી.

બંધુઓ! સત્સંગની અસર કેટલી બધી મોટી છે તે તમે જાણો છો? પાણીની કિંમત કાંઈ જ નથી. છતા પણ જ્યારે તેને દૂધની સાથે ભેળી દેવામા આવે ત્યારે તે દૂધને ભાવે વેચાઇ જાય છે. ઘીની ને કોપરેલ તેલની કિમતમા ઘણો ફેર છે, તેમ છતા કોપરેલ તેલને, કપાસીઆના તેલ કે ચરબીને ઘીની સાથે ભેળવી દેય ત્યારે તે ઘીને ભાવે વેચાય છે. તેમ જ દાણામા કાકરા, રૂમા ઝાકળ, માખણમા આટો, અત્તરમાં તેલ અને બીજી ઘણી ચીજોમા એવી કેટલીક હલકી વસ્તુ મેળવી દેવાય છે, અને તેમ છતા સારી વસ્તુની સોબતને લીધે હલકી વસ્તુની કિંમત પણ વધી જાય છે. આવી રીતે સોબતની અસર તો જડ વસ્તુઓને પણ થાય છે, ત્યારે તીવ્ર લાગણીવાળા માણસોને એની અસર થાય તેમા કાંઇ નવાઇ નથી. માટે જેમ બને તેમ ખરાબ સોબતથી બચવું જોઇએ, ને સત્સંગ કરવો જોઈએ. સોબતથી કેટલી બધી અસર થાય છે. તે માટે અમે જોયું છે કે, કોઈ સારા શ્રીમંત મહારાજા સાથે ગરીબ માણસોને દોસ્તી થઈ જાય છે, તો એ ગરીબ

માણુસને પણ પોતાની રીતભાતમાં તથા પોષાકમા ફેરફાર કરવો પડે છે, અને શેઠીઆની સાથે શોભે તેવી જાતની રહેણી-કહેણી તેને રાખવી પડે છે. તેજ પ્રમાણે શેઠીઆઓના મુનીમો તથા શેઠીઆઓને પરણેલી ગામડાની ગરીબ ઘરની છોકરીઓ પણ તેની સોબતને લીધે આસ્તે આસ્તે સુધરી જાય છે, અને પછી ધીરે ધીરે ખરેખરી શેઠાણી બની જાય છે. આ બધુ સોબતને લીધે થાય છે.

રાજાઓની હજુરમા જે હજુરીઆઓ હોય છે તેઓમાથી ઘણા લોકો હલકી જાતના હોય છે જેમ કે, ખવાસ, ખારવા, મોચી વગેરે. તથા સાહેબોના નોકરો સુરતી લાલીઆઓ હોય છે. છતા પણ રાજાની સોબતને લીધે તથા સાહેબની સોબતને લીધે એ બધા લોકોમા કેટલીક જાતના વિવેક, કેટલીક જાતની અદબ, કેટલીક જાતની સફાઇ અને બોલવા ચાલવામાં કેટલીક જાતની છટા આવી જાય છે. તેથી એવા લોકોને જોઇને તેમના આસપાસના લોકોને અજાયબી લાગ્યા કરે છે કે, આ માણુસોમા આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો હશે? પણ એ ફેરફારનું કારણ મોટાઓની સોબત, એજ હોય છે.

બધુઓ! આ બધા દુનિયાદારીના દાખલાઓ છે, અને તેમાં પણ સારી સોબતથી કેટલો બધો લાભ થાય છે. તે બહુ ચોખ્ખી રીતે સમજાઇ જાય છે. ત્યારે હવે વિચાર કરવો જોઇએ કે, જ્યારે દુનિયાદારીના લોકોની તથા વસ્તુઓની સોબતથી પણ આટલી બધી અસર થાય છે ત્યારે પ્રભુના સારા સારા સતોની સોબતથી કેટલી બધી અસર થતી હશે! એનો વિચાર કરવો જોઇએ. એ માટે ભકતો કહે છે કે, જ્યારે ખરા સતનો સમાગમ મળી જાય છે ત્યારે તુરતજ લક્ષણો બદલાવા માડે છે. સંતની સોબતમાં આવેલા માણુસમા પ્રભુપ્રેમ વધતો જાય છે. મનમા ઉઠતા ખરાબ વિચારો ફરતા જાય છે, ને તેને બદલે સારા સારા વિચારો આવતા જાય છે. સંતના સંગથી ધીરેધીરે જીદગી બદલાતી જાય છે, અને કામ, ક્રોધ, મદ, લોભ અને અદેખાઇને બદલે દયા, શાન્તિ, ક્ષમા, સતોષ, ધીરજ, સત્યતા, પવિત્રતા અને

અંતરનો આનંદ, એ બધા મહાન ગુણો આવવા લાગે છે. એટલું જ નહિ, પણ સંતના સંગથી મનુષ્યમાંથી દેવ બની શકાય છે, નરમાંથી નારાયણ થઇ જવાય છે, અને જીવમાથી શીવ બની જવાય છે. માટે સત્સંગમાં મહાન લાભો રહેલા છે એમ સમજી મહાત્માઓનો સંતોનો, ભકતોનો ને હરિજનોનો સંગ કરો. સંગ કરો. એજ અમારી વિનંતિ છે.

---

## ૧૧૩–સત્સંગ મંડળમાં કોઇ સંત સાથે રહીને ભક્તિ કરવાથી જેટલો આનંદ મળે છે તેટલો આનંદ એ સ્થાન તથા એ સંગ છોડ્યા પછી રહેતો નથી, એનું કારણ.

ઘણા હરિજનો એમ કહે છે કે, ધ્યાન ધરતી વખતે અમને જેવો આનંદ થાય છે તેવો આનંદ સંસારી લોકોના સંગથી થતો નથી. કેટલાક ભગતો કહે છે કે, પ્રભુનાં દર્શન કરવાથી અમને જેવો આનંદ થાય છે તેવો આનંદ મંદિર છોડ્યા પછી રહેતો નથી. કેટલાક ભગતો કહે છે કે હરિકથા વખતે જેવું અમારૂં મન પવિત્ર રહે છે તેવી પવિત્રતા હરિકથામાંથી ઉઠ્યા પછી રહેતી નથી. કેટલાક ભગતો કહે છે કે, પ્રભુના નામનું સ્મરણ કરતી વખત અમને જે આનંદ થાય છે તે આનંદ છોડવો ગમતો નથી. કેટલાક ભગતો કહે છે કે, ભગવાનનાં કીર્તન કરતી વખત અમને જે આનંદ થાય છે તેવો આનંદ એ સ્થિતિ છૂટી ગયા પછી થતો નથી, અને કટલાક ભગતો કહે છે કે, પ્રભુને અર્થે અમે જ્યારે પરમાર્થના કામો કરીએ છીએ ત્યારે અમોને જે આનંદ થાય છે તે આનંદ બીજાં ઘર–સંસારી કામો કરતી વખત થતો નથી. આનું શું કારણ હશે? આમ કેટલાક હરિજનો પૂછે છે, તેના જવાબમા સંતો કહે છે કે,— જે શરૂઆતના ભગતો છે, જે કાચા ભગતો છે, જે અધૂરા ભગતો છે અને જેનું મન હજી પ્રભુમા ઠરેલું નથી એવા ભગતો છે, તેઓની અંદર જે પ્રભુપ્રેમ હોય છે, તે સળગતી મીણબત્તીના

નાનકડા દીવા જેવો હોય છે, એટલે તે નાના દીવાને પવનનો જરાક ઝપાટો લાગે તોપણ તે દીવો હાલી જાય છે; અને વધારે ઝપાટો લાગે તો એ મીણબત્તીનો નાનો દીવો બુઝાઇ જાય છે. તેમજ સંસારી જનોની સોબત તે પ્રભુના પ્રેમના દીવાને હલાવી નાંખનાર પવન જેવી છે. કારણ કે જે વખતે નીખાલસ દીલે, પૂર્ણ શ્રદ્ધાથી, ઉંડા પ્રેમથી, નિઃસ્વાર્થીપણાથી અને સાચી સમજણથી પ્રભુનો મહિમા સમજીને, પ્રભુનું ભજન થાય એ સ્થિતિ કયા? અને વ્યવહારની કુથલીની નજીવી નજીવી વાતોમા વખત ગાળવો, દુઃખના રોદણાઓ રડ્યા કરવા, અલખમલકની ફીકરની વાતો કર્યા કરવી, એક બીજાની ઉપર ગુસ્સે થયા કરવું, ખાવા પીવાની તથા પહેરવા ઓઢવાની વાતોમાજ રાજી રહ્યા કરવું, અને હલકી જાતના વિચારો તથા વાતો સાભળવી એ સ્થિતિ કયાં? એ બને સ્થિતિ વચ્ચે જમીન આસમાનનો તફાવત છે. એટલે ઈશ્વરના ભજન વખતે જેવો આનદ મળી શકે તેવો આનંદ એ સ્થિતિ છૂટી ગયા પછી મળી શકે નહિ. કારણ કે, જે નાનું ઝાડ હોય તેને પવન હલાવ્યા કરે છે, તેમજ આપણા અતરમાં રહેલો પ્રભુપ્રેમ જ્યાં સુધી નાનો હોય ત્યાં સુધી સસારી ધક્કાઓ તેને લાગ્યા કરે છે, અને સસારી લોકોની સોબતની અસરથી તેમા ફેર પડી જાય છે, એટલે ભક્તિ કરતી વખત જેવો આનંદ થાય તેવો આનદ સાંસારિક કામો કરતી વખત રહી શકતો નથી.

બધુઓ! બળતી આગમાં ઠડા પવનની આશા રાખવી, એ જેમ બની શકે નહિ, તેમજ સસારીક પ્રપચોની વચમાં રહીને તથા એવા માણસોની સોબતમાં રહીને આત્માનદને જાળવી રાખવો એ બહુ જ મુશ્કેલ છે. કારણ કે, પ્રપચ એ અગ્નિ જેવો છે અને આત્માનદ એ એક જાતની અતરની ઠંડક છે, એટલે અગ્નિની અદર ઠડક રહી શકે નહિ, તેમજ વ્યવહારિક પ્રપચોની અંદર આત્માનદ રહી શકતો નથી. કાંઇક ને કાંઈક પણ તેને ધક્કો લાગ્યા જ કરે છે.

પાલીસ કરેલા સોના રૂપાના દાગીનાને હાથમાં લઈએ

કે તુરત જ તેને ડાઘ લાગી જાય છે અને એ પાલીસમાં જરાક ઝાંખપ આવી જાય છે, તેમજ વ્યવહારીક લોકોની સોબતમા આવીએ કે તુરત જ ભકિતનો રંગ મોળો પડી જાય છે. માટે આ બધી બાબતો સમજીને અસલના ઋષિઓ તથા કેટલાક ત્યાગી સાધુઓ જંગલમા જઇને એકલા રહેતા હતા, અને કોઇ પણ પ્રપંચી માણસોનો સંગ કરતા નહોતા, પણ આજના વખતમાં એમ બનવું ઘણું મુશ્કેલ છે, અને દેશ કાળ જોતા એમ કરવાની કાંઇ ખાસ જરૂર પણ નથી. છતા પણ આટલી વાત તો સમજી લેવા જેવી છે કે, સંગની અસર બહુજ થાય છે, અને સંસારી પ્રપંચમા વધારે વધારે પડવાથી ભક્તિ ઉડી જાય છે. એમ ન થાય માટે ખરા હરિજનોએ જેમ બને તેમ પોતાની અંદર જાગેલો પ્રભુપ્રેમનો દીવો કાયમ રહે તેમ કરવું જોઇએ, અને એ દીવાને જેમ પવનની ઓછામા ઓછી ઝાપટ લાગે તેમ કરવુ જોઇએ.

---

## ૧૧૪–કોઇએ કંઇ ઉછીનો માલ આપ્યો હોય તો પાછો લઇ જાય ત્યારે તેનો અફસોસ ન કરવો જોઇએ.

એક બાઈ હતી તે બહુ ડાહી, શાન્ત સ્વભાવની અને ધર્મના મર્મો સમજી ગયેલી હતી તેથી તે બહુ શાન્તમા રહી શકતી હતી, પણ તેનો ધણી બહુ ઉતાવળા સ્વભાવનો અને મોહવાદી હતો, તેથી નાની નાની વાતમા પણ તે પોતાનું મન બગાડ્યા કરતો અને ગુસ્સે થયા કરતો, તેને સુધારવા માટે એ બાઈ ઘણી મહેનત લેતી હતી. એક વખત એ બાઇનો છોકરો માંદો પડ્યો, અને એ મંદવાડમા એકદમ ઓચિંતો ગુજરી ગયો. એ વખતે તે બાઇનો ધણી ત્યા હાજર નહોતો. તેથી બાઈને લાગ્યું કે, હવે જ્યારે મારો ધણી સાંજે ઘેર આવશે ત્યારે બહુ મોટું કલ્પાંત કરી મૂકશે. અને અતિશય દિલગીર થઇ જશે. તેને સમજાવવા માટે અને દિલાસો આપવા માટે મારે કાંઇક યુક્તિ કરવી જોઇએ. એમ વિચારીને તેણે પોતાના મુવેલા છોકરાના શબ ઉપર કપડું ઢાંકી દીધું.

અને જાણે તે ઊંઘી ગયો હોય તેવો દેખાવ કર્યો. એ પછી જ્યારે તેનો વર ઘરમાં આવ્યો ત્યારે તેને કહ્યું કે, આજે તો મારે બહુ જ કજીઓ થયો છે ને ઘણુંજ તોફાન થયું છે.

એ સાંભળીને તેના ધણીએ કહ્યું કે, શા માટે કજીઓ થયો? કોની સાથે થયો?

ત્યારે તે બાઇએ કહ્યું કે, આપણી પાડોસણ પાસેથી એક બહુ કિંમતી દાગીનો હું થોડા વખત માટે ઉછીનો લઇ આવી હતી. તે દાગીનો એ બાઇ આજે મારી પાસે લેવા આવી. ત્યારે મેં કહ્યું કે, હમણાં એ દાગીનો હું તને આપીશ નહિ. ત્યારે તે પાડોસણે કહ્યું કે, એ દાગીનો હમણાને હમણા લીધા વિના હું રહીશ નહિ. તેથી મેં એની સાથે બહુ મોટો કજીઓ કર્યો. એ સાભળીને તેના ધણીએ કહ્યુ કે, અરે ગાંડી થઈ છે કે શું! એવી મૂર્ખાઈ તે કાંઈ હોય? જેનો દાગીનો લીધો હોય તેને તે પાછા આપવો જ જોઇએ. એમાં વળી નવાઇ શું? એવો કજીઓ શા માટે કરવો જોઇએ? એમા તો તારી જ ભૂલ છે.

એ સાંભળીને તે બાઈએ કહ્યું કે, તેનો દાગીનો તે માગે ત્યારે પાછો આપી દેવો જોઇએ, એ વાત સાચી; પણ એ દાગીનો બહુ સારો છે, અને મને તે બહુ ગમે છે, એટલે તેને પાછો આપી દેવાનું મારૂં મન થતું નથી. તેથી મે કહ્યુ કે, મારો ધણી ઘેર આવશે તે પછી એ દાગીનો તને આપીશ.

ત્યારે ધણીએ કહ્યું કે, એમાં મારૂં શું કામ હતું? તને બહુ ગમે તેસારૂ કાંઈ કોઇના દાગીનાને જોર જુલમથી રખાય કે? તારા જેવી હોશિયાર ને ગુણીયલ બાઇડી એટલું પણ ન સમજે? તેં બહુ મોટી ભૂલ કરી છે, અને ફોગટનો કજીઓ કર્યો છે. તારે તે દાગીનો તુરત જ તેને પાછો આપી દેવો જોઇતો હતો. તેને જોરજુલમથી રાખી મૂકવાનો તને કાંઇ પણ હક્ક નથી.

એ સાંભળીને તે બાઇએ પોતાના પતિને કહ્યું કે, જેની મિલ્કત હોય તેને તે પાછી સોંપી દેવી જોઇએ ને તેમાં ઢીલગીર ન થવું જોઇએ એ શું સાચી વાત છે? ત્યારે એના

વરે કહ્યુ કે, એમાં શક શું ? આજે તું આવા વિચિત્ર વિચિત્ર સવાલો કેમ પૂછે છે ? એક નાનું બચ્ચું પણ સમજી જાય તેવી વાતોમાં પણ તને શકા કેમ લાગે છે ?

એ સાભળીને તે બાઇએ પોતાના ધણીને કહ્યું કે, વ્હાલા ! હવે તમે તમારો બોલ પાળજો હો. જુઓ ! પ્રભુએ આપણને સોપેલી થાપણ તેણે પાછી લઈ લીધી છે, માટે હવે દિલગીર થશો મા, એમ કહીને તેણે પોતાના છોકરાના શબ ઉપરથી લુગડું ખેસવ્યું અને તે મુડદું પોતાના ધણીને બતાવ્યું એ જોઇને તેના ધણીને બહુ દિલગીરી લાગી, તો પણ તે બાઇએ અગાઉથી આવી રીતે તેને સમજાવી રાખેલ એટલે તેણે કાંઈ બહુ તોફાન કર્યું નહિ. જો આવી રીતે અગાઉથી સમજાવ્યો ન હોત તો તે માણસ બહુ ગડબડ કરી મૂકત અને અતિશય અફસોસ કર્યા કરત.

ડાહી અને ધર્મવાળી બાઇઓ પોતાના પતિને તથા માબાપને અને ભાઇઓને આવી રીતે મોહમાથી બચાવી લે છે.

જેનામા ધર્મનું બળ આવી જાય અને જે માણસ એમ સમજી જાય કે, જીવ પ્રભુના મોકલેલા છે અને પ્રભુ જ્યારે તેને પાછા લઈ લેવા ઇચ્છે ત્યારે તે લઇ લેવા માટે મુખત્યાર છે, એમા કાંઈ આપાણું જોર ચાલી શકે તેમ નથી. એ સિવાય હરિજનોને એમ પણ ખાતરી હોય છે કે, આત્મા અમર છે, તે કાંઈ મરતો નથી. માટે દેહ બદલ્યાથી કાંઇ ખાસ નુકશાન થતું નથી, પણ ઉલટુ વધારે ઊંચી દશામાં જઈ શકાય છે. અને જુનું લૂગડુ હોય તેને બદલે નવું લૂગડું પહેરવાનું મળે છે, અથવા જુનું ઘર હોય તેને બદલે નવું ઘર રહેવા મળે છે. એ સિવાય હરિજનો એમ પણ માને છે કે, જો આ દુનિયામાં સારાં કામો કરેલાં હોય તો સ્વર્ગ લોકમાં ઘણું વધારે સુખ મળે છે. આવી આવી સમજણને લીધે હરિજનોને મોતનો બહુ ભય લાગતો નથી. તેથી તેઓ મરણના પ્રસંગે પણ ઘણી રીતની શાન્તિ રાખી શકે છે. અને બીજા સંસારીક મોહવાદી જીવોની પેઠે રડાકુટ કરતા નથી પણ યાદ રાખજો કે, જ્યારે હૃદયમાં ભગવાનનો પ્રેમ આવેલો હોય અને જ્યારે

ધર્મનું તથા જ્ઞાનનું બળ જામેલું હોય ત્યારે જ આવે ખરે વખતે મજબુતી રાખી શકાય છે. માટે પ્રભુપ્રેમ તથા સત્ય ધર્મનું જ્ઞાન મેળવવાને કોશીશ કરો એટલે આવા દુઃખના પ્રસંગે પણ ધીરજ રાખી શકશો, અને એવી જાતની ધીરજ રાખતા આવડે એમ શીખવાની ખાસ જરૂર છે. કારણ કે આપણી ઈચ્છા ન હોય છતા પણ કોઈ કોઈ વખત આપણાં સગાંવ્હાલામાં મરણના બનાવો તો બન્યા જ કરે છે. માટે આપણે ધર્મનું બળ મેળવીને શાન્તિમાં રહેતા શીખવું જોઇએ.

## ૧૧૫–આપણને સૌને કેવા ધર્મગુરૂની જરૂર છે તે વિષે.

એક મોટો બાદશાહ હતો. તે જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેણે પહેલું કામ એ કર્યું કે, પોતાના ગુરૂને બોલાવ્યો, અને તેને ગુરૂપણામાંથી કાઢી મૂક્યો. તેને જે વર્ષાસન મળતું હતું તે બંધ કર્યું, તેને જે છત્રી, મસાલ, પાલખી વગેરેનું માન મળતું હતું તે બંધ કર્યું, અને તેનું અપમાન કરી કહાડી મૂક્યો. એથી તે ગુરૂ ગરીબડો થઇ પડયો. એ પછી કોઇ વખત તે ગરીબ બની ગએલો ગુરૂ બાદશાહની કચેરીમાં ગયો. ત્યારે બાદશાહે તેને કહ્યું કે, તારૂં અહીં કામ નથી. તું મને તારૂં મોઢું દેખાડીશ મા. એ સાભળીને વડા વજીરે બહુ અદબથી ને માનથી બાદશાહને કહ્યુ કે, ગરીબપરવર! તેની ઉપર દયા કરવી જોઇએ. એવો તે તેનો શું ગુન્હો છે કે, આપ સાહેબ તેની ઉપર આટલા બધા ગુસ્સે થયા છો?

ત્યારે બાદશાહે કહ્યું કે, એ જ્યારે મારો ગુરૂ હતો ત્યારે તેણે મને ગાતા ને વાજીંત્ર વગાડતા શીખવ્યું, અનેક જાતની કસરત શીખવી, શિકાર કરવાનો શોખ લગાડયો, ભણતા શીખવ્યું, સરતોમાં જતાં શીખવ્યું, ઘોડેસ્વારી કરતાં શીખવ્યુ; મોજમઝાનાં બજારો દેખાડ્યાં અને જગતના મોહમાં ફસી પડાય તેવી લલચાવનારી ઘણીએ બાબતો તેણે મને શીખવી, પણ વૈરાગ્ય સંબંધી અને પ્રભુ સબંધી કાંઇ પણ વાતો તેણે મને શીખવી નહિ,

માટે એવા ગુરૂનું મને કામ નથી. જે ગુરૂ પ્રભુનો મહિમા સમજાવી શકે નહિ, અને જે ગુરૂ જગતનું મિથ્યાપણું સમજાવી શકે નહિ તેવા ગુરૂની મને જરૂર નથી. અને એવા ગુરૂને બીજાઓએ પણ સાચા ગુરૂ તરીકે ન માનવા જોઇએ-કારણ કે ગુરૂનો દરજ્જો બહુ મોટો છે. ગુરૂ શબ્દનો અર્થ જ અંધારાને દૂર કરનાર ને પ્રકાશમા લઇ જનાર, એવો થાય છે. ગુરૂ એટલે ખરાબો દેખાડનાર દીવાદાંડી; ગુરૂ એટલે આપણા વિશ્વાસનું ઠેકાણું; ગુરૂ એટલે આપણી ઇચ્છાની લગામ સોપવાની જગ્યા, ગુરૂ એટલે જેને આધારે નિર્ભય થઇને રહી શકાય એવું ઠેકાણુ; ગુરૂ એટલે અસલ વસ્તુ ઓળખાવનાર મહાત્મા; ગુરૂ એટલે ચોરાશી લાખમાથી છોડાવનાર દિવ્ય શક્તિ; ગુરૂ એટલે સત્ય જ્ઞાનનો ભંડાર; ગુરૂ એટલે આપણને પોતાના કબજામા રાખી શકે ને સીધે રસ્તે ચડાવી શકે તેવું બળ; ગુરૂ એટલે જીંદગી સોંપી દેવાની જગ્યા અને ગુરૂ એટલે ઈશ્વરની હજુર લઇ જનાર દેવ; આવો ગુરૂનો દરજ્જો મોટો છે, અને આવી જોખમદારી ગુરૂની ઉપર રહેલી છે. તે ગુરૂઓ પોતેજ જ્યારે મોજશોખમા પડ્યા રહે અને મોજશોખની વાતો શીખવ્યા કરે, ને વૈરાગ્યની, જગતના મિથ્યાપણાની તથા સર્વશક્તિમાન મહાન પરમાત્માના જ્ઞાનની વાતો સમજાવી શકે નહિ તે ગુરૂ શા કામના? અને એવા ગુરૂને ગુરૂ તરીકે કોણ માને? અંતર વૈરાગવિનાના ગુરૂઓ તે તો બીજા મોહવાદી સંસારીઓના જેવા છે. એઓને માનવાથી શું ફળ? માટે તમે એ ગુરૂની ખોટી વકીલાત કરો મા, તેને મારી નજર આગળથી દૂર કરો વૈરાગ તથા પ્રભુપ્રેમવિનાનો ગુરૂ મને જોઇતો નથી. એમ કહીને બાદશાહે પોતાના ગુરૂને પોતાની કચેરીમાંથી કાઢી મૂકયો.

બંધુઓ! આ દાખલો આપીને એક મહાત્મા પોતાના સત્સંગીઓને એમ સમજાવતા કે, જે ગુરૂ ગુરૂ થઇને પાપ ઘણું ખરાબ છે એમ પોતાના શિષ્યોને કહેતો નથી, જે ગુરૂ પોતાને માનનારા માણસોને એમ સમજાવતો નથી કે, આ જગત છોડ્યા પછી પોતાનાં સારાં માઠાં કામોનો ઇન્સાફ

દેવો પડશે, જે ગુરૂ પોતાની પાસે આવતા લોકોને એમ સમજાવતો નથી કે. આ દુનિયા ક્ષણભંગુર છે, અને ઓચીં-ઘડીકમાં મરી જવાનું છે, અને જે ગુરૂ પોતાના શિષ્યોને તથા બીજા લોકોને જાહેરમા એમ કહેતા નથી કે તમારે પરમાર્થનાં કામો કરવાં જોઇએ, તે ગુરૂ ગુરૂપણાને લાયક નથી. કારણ કે ગુરૂઓની પહેલામા પહેલી, છેલ્લામા છેલ્લી અને મોટામા મોટી ફરજ એ છે કે, તેઓએ પોતાના સપ્રદાયવાળા માણસોને પાપના કામો કરતાં અટકાવવ જોઇએ અને પ્રભુને ભજવા એજ મનુષ્ય અવતારની સાર્થકતા છે એમ તેઓની ખાત્રી કરી આપવી જોઇએ. તથા આ સસાર ક્ષણભગુર છે અને મુઆ પછી પાપી જીવોને નરકના ભયકર દુઃખો ભોગવવાં પડે છે, એમ ન થાય માટે તમારે જેમ બને તેમ શુભ કામો કરવાં જોઇએ. અને જેમ બને તેમ પાપમાથી બચવાની કોશીશ કરવી જોઇએ આવી રીતે પાપ ઉપર બહુ ભાર મૂકીને ગુરૂઓએ પોતાના શિષ્યોને એ બાબત સમજાવવી જોઇએ. અને જે ગુરૂઓ એ પ્રમાણે કરતા નથી તેઓ બહુ જ મોટી ભૂલ કરે છે. એટલું જ નહિ પણ પોતાની ગુરૂ તરીકેની બહુ મોટી ફરજ ચૂકી જાય છે. એમ ન થાય માટે દરેક ગુરૂઓએ યાદ રાખવું જોઇએ કે, જેમ બને તેમ પોતાના શિષ્યોને પાપની ભયંકરતા સમજાવવાની કોશિશ કરવી જોઇએ. તથા તેઓ પાપમાથી બચી શકે એવા ઉપાયો તેઓને બતાવવા જોઇએ, અને એ બાબત ઉપર વારવાર ખાસ ભાર મૂકવો જોઇએ. કારણ કે, પાપ એ એવી ખરાબ વસ્તુ છે અને એવી સૂક્ષ્મ વસ્તુ છે કે, જ્યા આપણે ન ધારતા હોઇએ ત્યં પણ તે ઘુસી જાય છે. માટે એ બાબતમા બહુ જ સંભાળ રાખવાની જરૂર છે. અને જેને એ બાબતની ચોકસી રાખતાં આવડે તથા જે બીજા માણસોની અદર પ્રભુપ્રેમ જગાડી શકે તે જ માણસ ગુરૂ થવાને લાયક છે. માટે બધુઓ! જો પાપથી બચવું હોય, અને પ્રભુના પ્યારા થવું હોય તો જે ગુરૂ પાપથી બચાવવાના ઉપાયો જાણતા હોય તથા જેઓ આપણા અંતરના પ્રભુપ્રેમને જગાડી શકે તેવા હોય તેને ગુરૂ બનાવવાનું

ધ્યાનમા રાખજો. કારણ કે જે પોતે પાપથી છૂટેલા હશે તે તમોને પાપથી છોડાવી શકશે અને જેનામાં પ્રભુપ્રેમ હશે તે તમોને પ્રભુપ્રેમ આપી શકશે, માટે ફક્ત બહારની જ વાતો કરે એવા ગુરૂથી સતોષ માનશો મા. પણ જે ગુરૂ આત્માનો ખોરાક આપી શકે તેવા ગુરૂને પસદ કરજો. એજ અમારી ભલામણ છે.

---

## ૧૧૬–ઘણા લોકોનું ભલું થાય એવાં જે જે સારાં કામો થાય છે તે બધાં ધર્મનાં જ કામો છે એમ સમજતાં હવે આપણે શીખવું જોઇએ.

ઘણા ભગતોને ભકિત બહુ ગમે છે, અને ઘણા માણસોને ધર્મ બહુ ગમે છે, પણ તેમ છતાં ઘણા ભગતો ભકિતની બાબતમા બહુ જ સાકડા વિચારમા રહી જાય છે, અને પોતાના મનમા માની રાખેલી થોડીક બાબતોને જ ભકિત સમજ્યા કરે છે પણ એ સિવાયની બીજી અનેક બાબતો ભકિતની હોય છે તેને તેઓ ભકિત તરીકે માનતા નથી. જેમ કે–

ઘણા ભગતો એમ સમજે છે કે, તીર્થોમા જવું, ન્હાવું, ધોવું, પાઠ કરવો, પૂજા કરવી, દેવદર્શન કરવા, વ્રત ઉપવાસ કરવા, અને પોતાના સપ્રદાયની રીત પ્રમાણે વર્ત્યા કરવું તેનું જ નામ ભકિત છે. એ સિવાયની બીજી બાબતો તરફ તેઓનું ધ્યાન ખેચાતું નથી અને એ સિવાયની બીજી બાબતોને તેઓ ભકિત સમજતા નથી. પણ બધુઓ! યાદ રાખજો કે, હવે એવા સાકડા વિચારોમા રહી જવાનો સમય નથી. હવે તો આપણે વધારે ઉદાર મનથી ને વધારે ઉદાર બુદ્ધિથી ભકિતના વિચારો કરવા જોઇએ, અને ભકિતના હેતુઓ સમજવા જોઇએ. તથા ભકિતના કારણો જાણવાં જોઇએ. એ બધી બાબતો ઉંડાણથી સમજીએ તો તુરત જ એમ સમજાય કે, પ્રભુનો પ્રેમ મેળવવો એ ભકિતનો હેતુ છે ને એ ભકિતનું ફળ છે. અને પ્રભુનો પ્રેમ કયારે મળે? જ્યારે પ્રભુના જીવોની સેવા કરીએ અને તેઓને કાંઈક પણ ફાયદો કરી શકીયે ત્યારે

જ પ્રભુનો પ્રેમ મળે છે. માટે ઘણા માણસોને ફાયદો થાય એવી જાતનાં કામો કરવાં એ પણ એક પ્રકારની બહુ સારી ભક્તિ છે. જેમ કે સારા સારા ગ્રંથો લખવા, અથવા લખાવવા, અથવા સસ્તી કિંમતે અજ્ઞાન લોકોમાં તેનો ફેલાવો કરવો તેનું નામ ભક્તિ છે. કારણ કે જ્ઞાન છે તે પરમાત્માનો પ્રકાશ છે અને જ્ઞાનને લીધે જ જગતના વ્યવહાર ચાલી શકે છે તથા જ્ઞાનને લીધે જ ભક્તિના રસ્તાઓ સુઝી શકે છે. માટે જ્ઞાન ફેલાવવાનાં કામો કરવા એ પણ એક જાતની ઊંચા પ્રકારની ભક્તિ છે. ખેતી સુધારવી, એ પણ એક જાતની ભક્તિ છે, કેટલાક ગામડી ભગતો કેહેશે કે, ખેતીને ને ભક્તિને શું લાગે વળગે? પણ બંધુઓ! હવે એવી ઉપલક રીતે જોવાનું નથી. હવે તો આપણે જરા વધારે ઊંડાણની આંખે જોતા શીખવું જોઇએ. તે પ્રમાણે જોતા જણાશે કે, જો ખેતીમાં સુધારો થાય અને હમણા આંબાના જે ઝાડમાંથી દશ મણ કેરી મળે છે તેને બદલે જો તેમાથી વીસ મણ કેરી ઉત્પન્ન કરી શકાય તો લોકોને કેટલો બધો લાભ થાય? હમણા એક વીઘા જમીનમાં એક ખાંડી બાજરો થતો હોય તેને બદલે એક વીઘા જમીનમા ચાર ખાંડી બાજરો થાય તેવું ખાતર શોધી કાઢવામા આવે તો એથી કેટલા બધા લોકોને ખોરાક સસ્તો થઇ જાય? અને કેટલા બધા લોકોના આશીર્વાદ મેળવી શકાય? એ વિચારવાનું છે. એ વિચારતાં તુરત જ સમજી શકાય છે કે, ખેતી સુધારવી એ પણ એક પ્રકારની ભક્તિ છે. કારણ કે ભક્તિનો અર્થ જ એ છે કે, પોતાના અંતઃકરણને પવિત્ર બનાવવું, સેવા કરવાવાળુ બનાવવું, અને આપણાં પોતાનાં દુઃખો દૂર થાય તથા આપણા બંધુઓનાં દુઃખો ઓછાં થાય એમ કરવું તેનું જ નામ ભક્તિ છે. માટે જે જે કામ કરવાથી એ પ્રમાણે બની શકે તે બધી જાતોનાં કામોનું નામ ભક્તિ છે.

નવી નવી જાતની ધાતુઓની ખાણો ખોદાવવી અને જે માલ જમીનના પેટમાં દટાયેલો પડયો રહ્યો છે તે બહાર કાઢી તેની કિંમત વધારવી અને જગતને તેનો લાભ આપવો,

તથા અનેક માણુસોને તેમાંથી રોજી અપાવવી તેનું નામ ભકિત છે.

પરદેશો સાથેના સંબધો ખોળવા, અને પોતાના બંધુઓ માટે નવા નવા દેશના દરવાજા ઉઘાડવા તથા ત્યાં ધંધા રોજગાર કરવા માટે અને હુન્નર કળા શિખવવા માટે પોતાના બધુઓને સગવડ કરી આપવી તેનું નામ ભકિત છે. નવી નવી શોધો કરવી અને એવી શોધોથી લોકોના સુખમા વધારો કરવો તથા ગુજરાનનાં સાધનો મેળવવા માટે નવી નવી શોધોથી નવા નવા ઉદ્યોગો ચલાવવા, અને જગતનું સૌન્દર્ય વધારવું, તથા પ્રભુનો મહિમા સમજાવવો એ બહુ મોટી વાત છે. અને એ પણ ભકિતનું જ કામ છે. આવી રીતે જે જે કામો કરવાથી મનુષ્યનું સુખ વધે તથા દેશની ને દુનિયાની સમૃદ્ધિ વધે તથા લોકોના મન ખીલે અને તેઓને આગળ વધવામા ઉત્તેજન મળે, એવી જાતના જે જે કામો છે તે બધાં ભકિતના જ કામો છે, એમ મહાત્માઓ સમજે છે ને કહે છે. કારણ કે એ બધું પણ જો પ્રભુને અર્થે થતું હોય તો તે ઉત્તમ પ્રકારની ભકિત જ છે. એમા કાંઇ પણ સંશય નથી. માટે બંધુઓ ! હવે લુખીપૂખી ને નાનકડી બહારની ન્હવા ધોવાની સંકુચિત ભક્તિમા જ રહી જાઓ માં, પણ પ્રભુને અર્થે આવા ઉપયોગી કામો કરવા અને પ્રભુના બાળકોની સેવા કરવી, એ પણ એક ઉત્તમ પ્રકારની ભકિત છે એમ સમજતા શીખો. એટલે તમારી ભકિતની હદ વિશાળ થઇ શકશે અને ભકિતની હદ જેમ જેમ વધતી જશે તેમ તેમ તમારો આનંદ પણ વધતો જશે માટે આવી બાબતોને પણ ભકિતની બાબત સમજી તેમા ધ્યાન આપી પ્રભુપ્રીત્યર્થે તેવા કામો કર્યા કરો. તેવા કામો કર્યા કરો.

---

## ૧૧૭–ભગવાનના મહિમા વિષે.

કોઇ ધર્મવાળા કુદરત ઉપરથી ભગવાનને ભજે છે તેઓ એમ વિચાર કરે છે કે, આવડી મોટી પૃથ્વી કોઇના બનાવ્યા

વિના કેમ બની શકે? આવડો મોટો સમુદ્ર કોઇની સત્તા વિના હદમાં કેમ રહી શકે? કોઇ મહાન શક્તિની મદદ વિના નાની થાળી જેવડો દેખાતો સૂર્ય લાખો ને કરોડો વરસ થયાં આટલો બધો પ્રકાશ કેમ આપી શકે? ચંદ્ર અને તારાઓ કોઇની પણ શક્તિ વિના નિયમિતપણે કેમ ચાલી શકે? પવનમાં શું પોતાની મેળે આટલું બધું બળ આવી જાય? પાણીના ટીંપામાથી શું કોઇની મદદ વિના ગર્ભ રહી શકે? એક બીજમાંથી અનેક ફળ શું કોઇના પણ કર્યા વિના થઇ શકે? અને વિજળી, વરસાદ, સવાર, સાંજ, રાત, પ્રકાશ, અંધારૂં વગેરે શું પોતાની મેળે મેળે થઇ જાય? નહિ નહિ. એ બધી મહાન વસ્તુઓ કાંઈ પોતાની મેળે થઇ જાય નહિ. એને બનાવવાવાળો ને એને નિયમમા રાખવાવાળો કોઇક હોવો જ જોઇએ. ભલે તે હમણા આપણને દેખાતો નથી. પણ તે હોવોજ જોઇએ. કોઇની પણ શકિત વિના કે મદદ વિના આવી અદ્દભુત ને મહાન વસ્તુઓ બની શકે જ નહિ. માટે જરૂર તેનો બનાવનાર કોઇક હોવો જ જોઇએ. આવી રીતે કેટલાક લોકો કુદરત ઉપરથી ઇશ્વરને માને છે.

કેટલાક ભલા લોકો ઉપકારવૃત્તિથી ભગવાનને માને છે. કારણ કે પોતાની ભલાઇને લીધે તેઓને એમ લાગે છે કે, આપણી સત્તા શું! આપણું ગજુ શું! આપણી લાયકાત શું! આપણો હક શુ! અને અનંતતાની આગળ આપણે શું બિસાતમા છીએ? તથા તેની મરજી વિના આપણે શું કરી શકીએ તેમ છીએ? આપણાથી કાંઇ પણ થઇ શકે તેમ નથી. આપણે તો સ્હેજ વારમાં માટીમા મળી જઇએ તેવા છીએ. છતાં પણ પ્રભુ આપણને નિભાવે છે, ને આપણને સુખનાં સાધનો પૂરાં પાડે છે. માટે આપણે પ્રભુને માનવો જોઇએ. આમ પોતાની નબળાઇ જોઇને ઉપકારવૃત્તિથી ઇશ્વરને માને છે.

આ સિવાય હાલના વખતમાં નવી નવી શોધો થતી જાય છે, તે શોધોની મદદથી બીજી રીતે ધર્મને નહિ માનનારા નાસ્તિકોના મનમાં પણ અજાયબીનો ભાવ ઉત્પન્ન થાય છે, કારણ કે દુરબીન, સૂક્ષ્મદર્શક યંત્ર, વીજળીની શોધો, પ્રાણી-

ઓના શરીરની રચના, દરેક વસ્તુની આરપાર જનારાં એકસ રેઇઝ કિરણો તથા અખુટ પ્રકાશ આપનાર રેડીયમ વગેરે વસ્તુઓની અજાયબીઓ તથા ખુબીઓ જોઈને નાસ્તિકોનાં મન પણ પીંગળી જાય છે. અને તેઓને એમ લાગી જાય છે કે, આ બધુ શુ? જેમ જેમ વધારે વધારે ઊંડા ઉતરતા જઈએ છીએ તેમ તેમ વધારે ને વધારે વિશેષતા આવતી જાય છે, પણ કાંઈ છેવટનો પત્તો લાગતો જ નથી. એ શુ ! આમ વિચારી ઈશ્વરની વિભૂતીઓની ખુબીઓમા ગરકાવ થઈ જાય છે, અને ઈશ્વરને માનવાનુ મન ન હોય છતા પણ અજાયબીના ભાવથી પરાણે પરાણે ઈશ્વરને માની લેવાય છે. એવો સર્વશક્તિમાન મહાન ઈશ્વરનો અગાધ મહિમા છે.

## ૧૧૮–વૈરાગ્ય બતાવીને કે ડરાવીને ભક્તિ કરાવવી, તે કરતાં પ્રભુનો પ્રેમ બતાવીને તથા પ્રભુનો મહિમા સમજાવીને ભક્તિ કરાવવી એ સારી વાત છે.

બંધુઓ ! સર્વ શક્તિમાન મહાન ઈશ્વરને ઘણી રીતે ભજી શકાય છે. પણ તે સૌ રીતોમા પ્રેમભાવથી ઈશ્વરને ભજવો એ વધારે ઊંચી વાત છે. એ માટે બે મહાત્માની વાત છે કે,

એક ત્યાગી ભગત હતા તે જંગલમા રહેતા ને ત્યા તેમણે એક મોટો ખાડો ખોદાવી રાખ્યો હતો. એ ખાડા સામે તેઓ જોઈ રહેતા. ને તેને જોઈને ભજન કર્યા કરતા હતા. તેમને એ ખાડા સામે નજર રાખતા જોઈને બીજા કોઈ ભગતે એક દિવસ તેમને પૂછ્યુ કે,

મહારાજ ! તમે આ ખાડા સામે કેમ જોયા કરો છો ? એ ખાડામા શું રહસ્ય છે ?

ત્યારે તે ભગતે કહ્યુ કે હુ માટીમાંથી ઉત્પન્ન થયો છું. અને અંતે આવા એક ખાડામા દટાઈને માટીમાં મળી જવાનો છુ. એ વાતનો મને ખ્યાલ રહે તે સારૂ આ ખાડો મે ખોદાવેલો છે. અને એની સામે જોઉં ત્યારે મને ભજન કરવાનું મન

થઇ જાય છે. કારણ કે મોત નજર આગળ તરે છે. તેથી મનમા વૈરાગ્ય આવી જાય છે એટલે એ બીકમાં ને બીકમાં ખુબ ભજન થયા કરે છે. ભય વિના ભજન કેમ થાય! શું તમે એમ નથી કરતા ?

ત્યારે તે બીજા ભગતે કહ્યુ કે, નહિ. અમે ભયથી ભજન કરતા નથી, પણ અમે તો પ્રેમ ભાવથી ભજન કરીએ છીએ. કારણ કે પ્રેમ એ સર્વવ્યાપી મહાન તત્વ છે. પ્રભુનો પ્રેમ એ કલ્પવૃક્ષ છે. પ્રભુનો પ્રેમ એ પારસમણિ છે. પ્રભુનો પ્રેમ એ સ્વર્ગનું અમૃત છે, અને પ્રભુનો પ્રેમ એ દેવોને પણ દુર્લભ છે. આવો અમૂલ્ય પ્રેમ જેના હૃદયમા આવી જાય છે તેના અંતરમાંથી શાન્તિનો ઝરો વહ્યા કરે છે. જે ભગતના હૃદયમાં ભગવાનનો પ્રેમ આવી જાય છે તેના જુનાં પાપો બળી જાય છે જેના હૃદયમા પ્રેમ આવી જાય છે તેનાં દુઃખો ભાગી જાય છે. જેના હૃદયમા પ્રેમ આવી જાય છે તેના ચ્હેરાનું નૂર બદલાઇ જાય છે જેનામાં પ્રેમ આવે તે કીડીનો ખાધેલો હોય તોપણ મહાત્મા બની જાય છે. જેનામા પ્રેમ આવે તેનામાં કેટલીક જાતની સિદ્ધિયો આવી જાય છે. અને જેના અતરમાં પ્રભુનો પ્રેમ આવી જાય છે તેની પાસે પ્રભુ પોતે હાજર રહ્યા કરે છે તેથી તે કૃતકૃત્ય થઇ જાય છે. એટલું જ નહિ પણ કોઇક વખત ખરાબ સજોગોને લીધે બીજા ઘણા ભગતોનું ભજન છૂટી જાય છે, પણ જેના હૃદયમા પ્રભુનો પ્રેમ આવી ગયો હોય અને જેને પ્રભુનો મહિમા સમજાઇ ગયો હોય તેનું ભજન કોઇ પણ દિવસ છૂટી શકતું નથી. માટે અમે તો પ્રેમથી જ ભજન કરવા તથા ભજન કરાવવા ઇચ્છીએ છીએ, અને તમે પણ એમ કરો તો સારૂં, એમ અમારી પ્રાર્થના છે.

---

**૧૧૯—યાદ રાખજો કે, આપણા સંબંધમાં આવતાં કોઇ પણ માણસને કોઇ પણ જાતની નઠારી ટેવ કે નઠારૂં વ્યસન શીખવી દેવું એ બહુ જ મોટું પાપ છે.**

ઘણા માણસો બહુ ભલા હોય છે, અને કોઇ પણ જાતનું

પાપ કરવા ઇચ્છતા નથી. છતાં પણ જાણે અજાણે તેઓ કેટલીક જાતનાં બહુ મોટાં પાપ કરી નાખે છે, અને તેમ છતાં તેઓને એવો ખ્યાલ હોતો નથી કે, આ અમે પાપ કરીએ છીએ. જેમ કે,

ઘણાં માણસો બીજાં માણસો સાથે વાદવિવાદ કરીને તેઓની શ્રદ્ધા ઢીલી કરી નાખે છે. કેટલાક માણસો કોઈ માણસ બીડી ન પીતો હોય તેને પણ રોજ રોજ આગ્રહ કરીને બીડી પીવરાવે છે. કોઇ માણસ તમાકુ ન સુંઘતો હોય તેની આગળ પણ તમાકુની ડાબલી ધરી ધરીને તથા તમાકુના વખાણ કરી કરીને તમાકુ સુંઘવાની ટેવ પાડે છે. કોઈ માણસ ચ્હા ન પીતો હોય છતા પણ તેને સોગન દઇ દઇને ચ્હા પાય છે, તથા હઠ કરીને બળાત્કારથી ચ્હા પાય છે. જેમ કે એવે વખતે તેઓ કહે છે કે જો તમે ચ્હા નહિ પીઓ તો અમે પણ નથી પીતા. કોઇ કોઈ વખત ચ્હા પીઓ તેમાં શું થઇ જાય? એવી ટેક કાઇ આપણાથી રખાય નહિ. મોટા માણસનું અપમાન કરવુ એ કાઇ ઠીક કહેવાય? આવુ આવું કહીને જે ન પીતો હોય તેને પણ ઘણા માણસો પરાણે પરાણે ચ્હા પાય છે. અને તેમ છતા આમ કરવામા અમે ભૂલ કરીએ છીએ એમ તેઓને લાગતું નથી.

જે માણસ ચોપાટ કે પાને ન રમતો હોય તેને તાણ કરી કરીને રમાડવો ને એવી રમતનો છદ લગાડવો એ ગુન્હો છે. જે માણસ ભાગ ન પીતો હોય તેને ભાંગનાં વખાણ કરી કરીને ભાગ પાવી તથા આજે શિવરાત્રી છે. માટે ભાંગ પીધા વિના નહિ જ ચાલે, એમ આગ્રહ કરી કરીને ભાંગ પાવી એ પણ એક પ્રકારનું પાપ છે. જે માણસના મનમા વિષયના વિકારો ન હોય તે માણસની આગળ વિષયની વાતો કરીને તેની લાગણીઓને જગાડવી ને ઉશ્કેરવી એ પણ બહુ મોટું પાપ છે. જે લોકો જુગાર ન રમતા હોય તેઓને કહેવું કે એમા શું? વરસમા બે ચાર દહાડા રમીએ તેથી શું કાંઈ જુગારી થઈ જઇએ છીએ? એ તો એક જાતની ગમ્મત છે. જન્માષ્ટમી ઉપર તો જરા રમવું જ જોઇએ. આપણા બાપદાદાઓ

શું મૂરખ હતા કે રમતા હતા? આવું આવું કહીને કોઈ દોસ્તને રમવા બેસાડવો એ પણ બહુ મોટું પાપ છે. જે માણસને મસ્તી તોફાન કરવું ન ગમતું હોય તેવા ઓળખાણવાળાની પાસે જઇને કહેવું કે, આજે હોળી છે માટે તમને નહિ છોડીએ. અમારી સાથે તમારે આવવું જોશે, નહિ આવો તો તમારે ઘેરે હોળીના ઘેરીઆઓને મોકલશું, પછી જોઈ લેજો મજા. આમ દબાણ કરીને ભુડા બોલવા ને તોફાન મસ્તી કરવા પોતાની ઓળખાણ વાળાઓને ખેચી જવા ને તેઓના મનમા એવા હલકા સસ્કારો દાખલ કરવા એ પણ એક જાતનું બહુ મોટુ પાપ છે. જે માણસને સોરટીમાં પૈસા નાખવા વિચાર ન હોય તે માણસને એવી રીતે સમજાવવો કે, એક રૂપિઆમા શું મોટી વાત છે? જો આવી પડશે તો તડાકો પડી જશે. જુઓને પાંચ વરસ ઉપર આપણા ગામ વાળા એક જણને બે હજાર રૂપિઆ મળ્યા હતા કે નહિ? નશીબ કાંઇ વેચી ખાધુ છે? આપણને નહિ જ મળે એમ શા માટે ધારી બેસીએ? તમારી પાસે હમણા રૂપિઓ ન હોય તો લો હુ આપુ છુ. બાકી આ ટીકીટમા તો રૂપિઓ ભરવો જ પડશે. હુ કાંઈ પાછો જાઉં કે? અરે! ફક્ત એક રૂપિઆ સારૂ આમ જીવ શુ બગાડો છો? આવુ આવું કહી સોરટીમા પૈસા ભરાવવા ને એ જાતનો શોખ જગાડવો એ પણ બહુ મોટુ પાપ છે.

જે માણસ સરતમા ન સમજતો હોય તેને સરતના મેદાનમાં લઇ જવો અને તેને સરતના નુકશાનો ન બતાવવાં પણ માત્ર સરતના ફાયદાઓ જ બતાવવા ને સરતનો જુગાર ખેલવા તેને લલચાવવો એ પણ એક અપરાધ છે. અને યાદ રાખજો કે, આ બધી બાબતો હમણા બહુ નાની નાની લાગો છે પણ આગળ જતા ઘણી વખત ઘણે ઠેકાણે તેના પરિણામો બહુ ખરાબ હોય છે. માટે આપણી ઓળખાણવાળા કોઈ પણ માણસમાં આવી જાતના દુર્ગુણો દાખલ કરતા અટકવું જોઇએ.

બંધુઓ! કોલેરા કે મરકીના દરદીઓનાં ચેપવાળાં લૂગડાં

કોઇ ગરીબ માણુસને આપવા એ જેમ પાપ છે તેમજ કોઇના મનમાં બુરી ટેવોના કે ખરાબ વ્યસનોના વિચારો દાખલ કરવા એ પણ બહુ મોટું પાપ છે સડી ગયેલી કે બગડી ગયેલી કે ઉતરી ગયેલી ચીજો કોઇ ભિખારીઓને અગર ઢોરોને ખાવા માટે આપવી ને તેઓની તદુરસ્તી બગાડવી એ જેમ પાપ છે તેમ જ કોઇ નિર્દોષ માણુસના મનમા ભુંડા વિચારો દાખલ કરી દેવા એ પણ પાપ છે.

કોઇ માણુસ જો બીભત્સ લખાણુવાળા પુસ્તકો છપાવે ને તેનો ફેલાવો કરે તો તે કાયદા પ્રમાણે ગુનેહગાર થાય છે, કોઇ માણુસ ખરાબ પ્રકારના નાટક કરે તો તેને સરકાર અટકાવે છે, કોઇ માણુસ સીનેમેટોગ્રાફમા નાગા ચિત્રો બનાવે તો તેને સરકાર અટકાવે છે, અને કોઇ માણુસ ખરાબ સડી ગયેલી શાકભાજી કે ફ્રુટ વિગેરે વેચે તો તેને પણ શિક્ષા થાય છે, કારણ કે ખરાબ ચીજો કે બુરા વિચાર ફેલાવવાનો કોઇને પણ હક નથી. તેમ જ આપણુને પણ આપણા સબધમા આવતા માણુસોના મનમા બુરા વિચારો, બુરી ટેવો કે બુરા વ્યસનો દાખલ કરવાનો હક નથી. એટલુ જ નહિ પણ એમ કરવું એ બહુ જ મોટુ પાપ છે. માટે જાણ્યે અજાણ્યે આવી જાતની ભૂલો ન થઇ જાય તે સંભાળજો. કારણ કે હમણા કદિ આ બધી વાતો આપણુને દમ વિનાની લાગતી હોય પણ કોઇ વખત તેનાથી બહુ ખરાબ પરિણામ નીપજે છે. અને તેની જવાબદારી આડકતરી રીતે આપણી ઉપર આવી પડે છે. માટે એવા જોખમમા શા માટે પડવુ જોઇએ? અને કોઇની પણ જીન્દગીમા ખરાબ તત્ત્વ રેડાઇ જાય એવી ભુલ શા માટે કરવી જોઇએ? મોહવાદી અજ્ઞાનીઓ કદિ આવી જાતની ભૂલો કરે તે જુદી વાત છે, પણ પવિત્ર હરિજનોએ તો આવી જાતની ભૂલોમાથી જરૂર બચવું જ જોઇએ. અને આપણી તરફથી કોઇ પણ માણુસના મનમાં ખરાબ વિચાર કે ખરાબ ટેવ દાખલ ન થઇ જાય તેની ખાસ સભાળ રાખવી જોઇએ. તેની ખાસ સભાળ રાખવી જોઇએ.

---

# ૧૨૦-પ્રભુને અર્પણ થઇ જવું એટલે શું? તે વિષેનો ખુલાસો-ભાગ ૧ લો.

જેમ કોઇ ભલા શેઠ પાસેથી તેનો નિમકહલાલ નોકર બહુ ધન મેળવે અને પાછુ એજ ધન પોતાના શેઠને તે પોતાની ખુશીથી સોંપી દઇને પોતે પોતાને કૃતાર્થ માને તેમ જે ભગત ઇશ્વિર પાસેથી મળેલી સહુ વસ્તુઓ જેમ કે, દેહ, પ્રાણ, ઇદ્રિયો મન તથા તેને લગતું બીજુ સર્વસ્વ પ્રભુને સોંપી દેય તે ભગતને અર્પણ થયેલો સમજવો.

અર્પણ થઇ જવાની રીતિયો

દરિયામા પડેલો લાકડાનો કટકો જે બાજુના મોજાં આવે તે બાજુ ઘસડાયા કરે છે, પણ પોતાની તરફથી કોઈ પણ દિશાએ જવાનું જોર કરતો નથી, તેમ પ્રભુ સુખમા કે દુઃખમાં જેવી સ્થિતિમાં રાખે તેવી સ્થીતિમા રાજી થઇને રહેવુ તેનું નામ અર્પણ થઇ જવું છે. મતલબ કે અર્પણ થઇ ગયેલો ભગત દુઃખથી દીલગીર થતો નથી કે સુખથી ફુલાઈ જતો નથી, પણ જેમ પ્રભુ રાખે તેમ તેની ઇચ્છાએ આધીન થઇને રહે છે.

આધળો માણુસ જેમ પોતાના દોરનારને આધારે રહે છે, તેમ જે ભગત દરેક બાબતમાં ઇશ્વરને જ આધારે રહે અને પોતાની બધી જાતની ચિંતાઓ તજી દે તથા ગમે તેવા ખરાબ પ્રસગો આવે તોપણ કોઇ વાતની મનમા શકા રાખે નહિ અને બધી સ્થિતિને આધીન રહે તથા હમેશાં એવી જ પ્રાર્થના કરે કે, હે પ્રભુ? હુ તમારે આધીન છું, માટે તમારી મરજી પડે તેમ કરો. એવી રીતની ભાવના રાખે અને દુઃખ, દરદ, મરકી, દુકાળ તથા લડાઇ, અને મરણ જેવા મહામુશ્કેલ પ્રસગે પણ મુંઝાય નહિ તેને અર્પણ થઇ ગયેલો સમજવો.

કોરટના કામવાળાઓ જેમ પોતાનો કેસ પોતાના વકીલને સોંપીને પોતે નિર્ભય રહે છે, અને માંદો માણુસ પોતાની નાડ જેમ વૈદના હાથમાં સોંપી દેય છે ને તેની સલાહ

પ્રમાણે જ વર્તે છે તથા તેને આધારે જ રહે છે તે પ્રમાણે જે ભગત ભગવાનને આધારે પોતાનું આયુષ્ય ગાળતો હોય તેને ઈશ્વરને અર્પણ થયેલો સમજવો.

આપણે જ્યારે આગગાડીમા કે આગબોટમાં બેસીએ છીએ ત્યારે ધારેલા મુકામે પહોંચવાની બાબતમાં કાંઇ પણ શંકા રાખતા નથી, તેમ જ અંતે આપણું શુ થશે તેની શંકા રાખ્યા વિના ભગવાનની ઈચ્છા પ્રમાણે દિવસો ગુજારવા અને જેમ પ્રભુ રાખે તેમ શાન્તિથી રહેવુ, તથા એમ સમજવુ કે, મારો પ્રભુ મારૂં રૂડુ જ કરશે. કારણ કે પોતાના જનને પ્રભુ કદિ પણ તજવાના નથી. એ અર્પણ-વિધિની રીતિ છે.

જે છોકરાઓ પોતાના બાપને આધીન થઇ રહે છે તેની ઉપર જેમ તેનો બાપ કૃપા રાખે છે અને તેનું ભરણપોષણ કર્યા કરે છે, તેમજ જે હરિજનો પ્રભુને અર્પણ થઇ ગયેલા હોય છે ને જેઓ તેના થઇ ગયેલા છે તેઓના સંસાર વ્યવહારની તથા તેઓના કલ્યાણની ફીકર પ્રભુ રાખે છે. તેથી એવા અર્પણ થયેલા ભગતો ભક્તિમાર્ગમા બહુ ઝપાટાબંધ આગળ વધી જાય છે. પણ આ બધી બાબતો ધર્મમા પ્રેમ-વિનાના માણસોથી ચોખ્ખે ચોખ્ખી રીતે સમજી શકાતી નથી. પણ જેઓ અર્પણ થઇ ગયેલા ભગતો છે તેઓ એમ અનુભવી શકે છે કે, જેમ નાના બાળકની દરેક જાતની સગવડ તેની મા સાચવે છે તેમજ જે ભગતો પ્રભુને અર્પણ થઇ જાય છે તેની દરેક જાતની સગવડો પ્રભુ પોતે સાચવે છે. છતા ધારેલાં કામો ન થાય ત્યારે જાણવુ કે, આપણા અર્પણમા કાંઇક કચાશ છે.

કેટલાક ભગતો પોતાના મનમાથી એમ સમજતા હોય છે કે, અમે પ્રભુને અર્પણ થઇ ગયા છીએ છતા પણ અમારાં ઘણા કામો સિદ્ધ થતા નથી. તે ઉપરથી તેઓને એમ લાગી જાય છે કે, પ્રભુ અમારે માટે કાળજી રાખતા નથી. આવી શંકા કેટલીક વખત કોઇ કોઇ ભગતોને થઇ જાય છે. અને એવી શંકા થવાનું કારણ એ હોય છે કે, તેઓનાં કેટલાંક

કામો તેઓ ધારતા હોય તેવી રીતે પાર પણ પડતાં નથી પણ આમ બનવાનું કારણ એ છે કે, તેઓ સાચે સાચા રૂપે અર્પણ થયેલા હોતા નથી. તેઓના અર્પણમાં કાંઇક કચાશ રહેલી હોય છે. અને તેથી જ તેઓના કામોમાં ફેર પડે છે કારણ કે જેમ ભગતમાં અર્પણનું જોર વધારે તેમ ભગવાનને તેની વધારે ફિકર રાખવી પડે છે. અને જેમ અર્પણનું જોર ઓછું તેમ તે ભગત માટે પ્રભુને ઓછી ફિકર હોય છે આમ હોવાથી કોઇ ભગત પ્રભુને અર્પણ થયેલો હોય છતાં પણ પ્રભુ તેની તરફ બેદરકાર દેખાતો હોય તો એમ સમજી લેવું કે, તેના અર્પણમા ઢીલાપણુ છે, અથવા કોઇક ઠેકાણે કાંઈક ભૂલ થાય છે. જો એમ ન હોય તો અર્પણ થયેલા ભગતો ઉદાસી, દુઃખી કે ફિકરવાળા હોય નહિ.

ઘણા માણસો પોતાના માથા ઉપર અથવા ખભા ઉપર કાંઇક ગાસડી કે ભારનો કોથળો લઇને મુસાફરી કરે છે. એ પછી રસ્તામા તેઓને બેસવા માટે ગાડી મળી જાય તો તેઓ ગાડીમાં બેસે છે, છતાં પણ પેલા સામાનના કોથળાને પોતાના ખોળામા અથવા માથા ઉપર રહેવા દેય છે. એ ભારને દૂર કરવાની તેઓની ઇચ્છા થતી નથી. તેવી જ રીતે ભગવાન દરેક જાતનો ભાર પોતાની ઉપર ઉપાડી લેવા ચાહે છે, પણ કેટલાક ભગતો એવા હોય છે કે, તેઓ પોતાનો ભાર પોતાને માથેથી ઉતારવા ચાહતા નથી. તેથી ગાડીમાં બેઠા છતાં પોતાના ખોળામા પોટલું રાખી મૂકે છે. પણ જેને ભાર ન ગમતો હોય તે માણસ પોતાના પોટલાને બાજુએ મૂકી દેય છે. તેજ પ્રમાણે જે અર્પણ થઇ ગયેલા ભગતો છે, તેઓ ભારના પોટલાને બાજુએ મૂકી દેય છે એટલે કે પોતાની ફિકર પ્રભુને જ સોપી દેય છે. અને જે અર્પણ થયેલા નથી તેઓ ભક્તિની ગાડીમા બેઠા છતા પોતાની ફિકરના પોટલાં પોતાને માથે લઇ ફેરવ્યા કરે છે ને નાહકના દુઃખી થાય છે. બધુઓ! આ દાખલા ઉપરથી હવે તમે સમજી શકશો કે, પ્રભુને અર્પણ થઇ જવાથી આપણા ઉપરથી બધી જાતનો ભાર હલકો થઈ જાય છે. તેથી મહા આનંદમાં રહી શકાય

છે. માટે ઓ હરિજનો! ભગવાનને અર્પણ થઇ જતાં શીખો. ભગવાનને અર્પણ થઇ જતાં શીખો.

---

## ૧૨૧–પ્રભુને અર્પણ થઇ જવું એટલે શું? તે વિષેનો ખુલાસોઃ—ભાગ ૨ જો.

### અર્પણમાં મહા આનંદ છે, છતાં પણ ઘણા લોકો પ્રભુને અર્પણ થઇ શકતા નથી, તેનું કારણ શું?

પ્રભુને અર્પણ થઇ જવામા આટલો બધો આનંદ છે, છતા પણ ઘણા માણસો ભગવાનને અર્પણ થઇ શકતાં નથી તેનું કારણ એ છે કે ભગવાન એટલે શું? અને ભગવાન કેવા સમર્થ છે? ભગવાન કેવા દયાળુ છે? ભગવાન કેવા સર્વવ્યાપક છે? ભગવાન કેવા અવિનાશી છે? અને ભગવાન કેવા સર્વશકિતમાન છે, તે વાત ઘણા માણસો જાણતા નથી, તથા ઘણાએ ભગતો પણ ભગવાન વિષે જેમ જાણવું જોઇએ તેમ ચોખ્ખી રીતે જાણુતા નથી. અને કદી કોઇને એ બાબતનું થોડુ ઘણુ જ્ઞાન હોય તે પણ તેઓમાથી હુ પદનો કાટો ગએલો હોતો નથી, અને શ્રદ્ધાનુ જોર હોતું નથી, તેથી તેઓ પોતાની ઉપરનો બોજો દૂર કરી શકતા નથી. માટે ભગવાનને અર્પણ થઇ જવા સારૂ ભગવાનનો મહિમા જાણવો જોઇએ, અને જીવની નબળાઇ સમજી લેવી જોઇએ. એ બન્ને બાબતો જાણવાથી અર્પણવિધિ સમજવામા બહુ મદદ મળે છે, અને આગળ જતા પ્રભુને અર્પણ થઇને જીદગી ગાળી શકાય છે. અને જયારે એમ થાય ત્યારે જ જીદગીની સાર્થકતા થાય છે. માટે આપણે પ્રભુને અર્પણ થઇને રહી શકીએ તેવી યુક્તિઓ મેળવવી જોઇએ.

### ભક્તિ કર્યા છતાં જેવો જોઇએ તેવો ફાયદો થતો નથી તેનાં કારણો.

કોઇ રોગી માણુસ ઉપર બહુ દયા કરીને કોઇ ભલો વેદ સારામાં સારી દવા આપે પણ તેમ છતા જો એ રોગી

માણસ તે દવાને વિધિસર વાપરે નહિ, અને જેમ વૈદે કહ્યું હોય તેવા નિયમ પ્રમાણે વર્તે નહિ તો તે દવાથી કાંઇ ઓછો ફાયદો થાય નહિ. અને એમ કરવાથી ફાયદો ન થાય તેમાં કાંઇ ઓસડનો કે વૈદનો વાક કઢાય નહિ. તેમજ યાદ રાખજો કે, જો આપણે પ્રભુને અપણ થઇ જઈએ તો પ્રભુ આપણાં બધાં દુઃખો મટાડવા તૈયાર છે. અને આપણને દરેક જાતની જરૂર મદદ આપવા તે તૈયાર છે. પણ અફસોસ કે આપણે પ્રભુના નિયમો બરોબર રીતે પાળતા નથી, તથા અર્પણ-વિધિનું રહસ્ય સમજતા નથી, તેથી ભકિત કરતાં છતા આપણે ચિતાતુર, ઉદાસીન ને શોકાતુર રહી જઇએ છીએ. પણ જો આપણને બરોબર રીતે પ્રભુને અર્પણ થઇ જતાં આવડે તો એ બધી બાબતો તુરતજ મટી જાય. માટે આપણી જીદગી સુધારવા સારૂ અને પ્રભુને રાજી રાખવા સારૂ તથા અનત કાળના, હરિની હજુરના, મોક્ષના સુખો મેળવવા સારૂ પ્રભુને અર્પણ થઇને જીદગી ગાળતા શીખવું જોઇએ.

અર્પણવિધિનો આનદ સમજવા સારૂ એક ન્હાના બાળકની સામે જુઓ! તે પોતાનું હુપણુ રાખતું નથી. દરેક વાતમા માબાપને અનુસરે છે, ને તેમના કહ્યા પ્રમાણે વર્ત્યા કરે છે. તેથી તે કેવા બેફિકર રહે છે? કેવા આનદી રહે છે? કેવાં નાચતાકુદતા રહે છે? અને કેવા મસ્તીમા રહે છે? એ જરા જુઓ તો ખરા. આ પ્રમાણે જો આપણને અર્પણ થઇ જતાં આવડે તો આપણા સુખની પણ કાઇ સીમા રહે નહિ. પણ બધુઓ! યાદ રાખજો કે આ બધું કાઇ વાચવાથી, સાભળવાથી, કે શીખવાથી આવડતું નથી. પણ જ્યારે આસ્તે આસ્તે ઘણા દહાડા સુધી તેનો અભ્યાસ થાય ત્યારે એ વાત તેના યથાર્થ સ્વરૂપમા પકડી શકાય છે. માટે દરેક હરિજને અર્પણવિધિ પ્રમાણે રહેવાની તજવીજ કરવી જોઇએ. અને પોતાનો વ્યવહાર ચલાવવા માટે જે જે કામો કરવા પડે તે દરેક કામો અર્પણવિધિથી થાય એમ કરવાની કોશિશ કરવી જોઇએ.

ગુરૂને તથા ઈશ્વરને શરણે ગયા પછી કોઇ પણ હરિ-

જને પોતાના અર્પણ વિષે પોતાના મનમાં વહેમ રાખવો નહિ. કારણ કે પ્રભુને અર્પણ થઈ ગયા પછી જે માણસ પોતાના મનમાં એવી શંકા રાખે છે કે, પ્રભુએ મને સ્વીકારેલો હશે કે નહિ? તે માણસ બહુ મોટું પાપ કરે છે. કારણ કે ભક્તિમાર્ગનો એ મુખ્ય સિદ્ધાત છે કે ધર્મ સબંધી કોઇ પણ બાબતમા મનમાં શકા રાખવી નહિ કે અશ્રદ્ધા રાખવી નહિ, અને તેમ છતા જે અશ્રદ્ધા રાખે તેનો નાશ થાય છે એ માટે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યુ છે કે,

**संशयात्मा विनश्यति.** એટલે કે જે સંશય રાખે તે પડી જાય છે; અને તેનો નાશ થાય છે. માટે એક વખત પ્રભુને અર્પણ થઇ ગયા પછી પોતાના અર્પણ વિષે કોઇ પણ જાતની શકા રાખવી નહિ. કારણ કે જો શકા રાખવામાં આવે તો શંકા દહાડે દહાડે વધતી જાય છે અને તેમાથી આગળ જતા બહુ ખરાબી થાય છે માટે પોતાના અર્પણની બાબતમા શકા રાખવી નહિ.

જે ઉત્તમ પ્રકારના ભગતો છે તેઓ તો એમ જ સમજે છે કે, મારા ઉપર પરમકૃપાળુ પરમાત્માની બેહદ દયા છે તેને લીધે જ મને સદ્‌ગુરૂ મળેલા છે. અને તેને લીધે જ હુ પ્રભુને અર્પણ થઇ ચુકેલો છુ. માટે મારા ધન્યભાગ્ય છે. કારણ કે જેના અતરચક્ષુ ખુલેલા નથી, તેઓને આવો ઈશ્વરી જોગ મળતો નથી. અને તેઓને આવો આત્મિક આનદ મળતો નથી. પણ મારા કોઇ પૂર્વના પુણ્ય ઉદય થયા છે તેને લીધે મને આવો મહા લાભ મળી ગયો છે. આમ સમજીને અર્પણ થએલા ભગતો હમેશા આનદમા રહે છે. અને પોતાના અર્પણ થવાનો ભાવ વધારે વધારે દ્રઢ કરતા જાય છે. આવા ભગતોને ધન્ય છે. ધન્ય છે. માટે બધુઓ! એવા અર્પણ થઈ ગએલા ને તેથી આનદી બની ગએલા ભગત થવાની કોશીશ કરો.

---

## ૧૨૨—પ્રભુને અર્પણ થઇ જવું એટલે શું? તે વિષેનો ખુલાસોઃ—ભાગ ૩ જો.

### અર્પણ થએલા ભગતોમાં પણ વખતે નાનાં નાનાં પાપ હોય છે, પણ તેથી કાંઇ તેઓના અર્પણમાં વાંધો આવતો નથી.

કેટલીક વખત એમ બને છે કે, અર્પણ થઈ ગએલા હરિજનોને પણ પોતાની અંદર કેટલીક જાતના પાપો દેખાય છે, અને જેવી પવિત્રતા ભગતોમાં હોવી જોઈએ તેવી પવિત્રતા પોતાની અંદર દેખાતી નથી. તેથી પોતાના અર્પણ વિષે તેઓને શંકા થાય છે. કારણ કે આવે વખતે તેઓને એમ લાગે છે કે, અમારામાં તો હજુ પાપ રહેલા છે, માટે પ્રભુ અમોને કેમ અંગીકાર કરે? આ બાબતના ખુલાસામાં મહાત્માઓ કહે છે કે, જ્યારે પોતાની અંદર કાંઇ ખામી દેખાય ત્યારે પાપનો પશ્ચાત્તાપ કરવો એ વાજબી છે. પણ તેથી કરીને પોતાના અર્પણની બાબતમાં કાંઇ પણ શંકા રાખવી નહિ. કારણ કે જ્યાં સુધી આપણે મનુષ્ય તરીકે છીએ, જ્યાં સુધી આપણો જીવ આ દેહની અંદર છે અને જ્યાં સુધી આપણે આ દુનિયામાં છીએ ત્યાં સુધી આપણામાં કાંઇકને કાંઇક ખામી તો રહેવાની જ. પણ યાદ રાખજો કે, એવી ન્હાની ન્હાની ખામીઓ સાથે સર્વશક્તિમાન મહાન ઈશ્વરને કાંઇ લેવા દેવા નથી. જો કે એ આપણી ખામીઓ આપણને તો નડશે જ, પણ એવી ન્હાની ન્હાની ભૂલો સારૂ કરીને કાંઇ પ્રભુ આપણને છોડી દેશે નહિ. અને તેથી કાંઇ આપણા શરણમાં કે આપણા અર્પણમાં વાંધો આવશે નહિ. કારણ કે દયાળુ પ્રભુનો એવો ઠરાવ છે કે, ગમે તેવો પાપી માણસ હોય તે પણ જો ખરા ભાવથી પ્રભુને શરણે જાય તો પ્રભુ તેને સ્વીકારી લેય છે. તે કાંઇ માણસોનાં પાપ સામે જોવામાં રહી જતા નથી, પણ પ્રભુ તો પોતાની પ્રભુતા સામે જોઈને શરણે થયેલા પાપી જીવોનો પણ અંગીકાર

કરી લેય છે. અને એ પછી અગીકાર થયેલા જીવોનાં પાપો કપાતાં જાય છે. માટે અર્પણની બાબતમા જરાએ શંકા રાખવી નહિ.

અર્પણની બાબત બરોબર રીતે સમજાવવા માટે એક ભકતરાજ મહારાજ કહેતા કે, કોઇ માણસે કોઈ બ્રાહ્મણને પોતાના ઘરનું દાન આપેલું હોય અને તે બ્રાહ્મણે એ દાન લીધેલું હોય, એ પછી તે બ્રાહ્મણ પોતાના મનમા એમ શંકા કરે કે, ભલા હવે આ ઘર તે મારૂ થયું કે નહિ? કારણ કે ઘર તો અહિનું અહિ જ છે. આવી રીતે દાન લેનાર બ્રાહ્મણ જો શકા કરે તો તે દાન આપનાર માણસનું અપમાન કરે છે. તેમજ યાદ રાખજો કે આપણે ઇશ્વરને અર્પણ થઇ ગયા પછી અર્પણની બાબતમા કાઇ વહેમ રાખીએ તો એ આપણે ઇશ્વરનું અપમાન કરીએ છીએ. માટે એવી ભૂલ ન થાય તે સભાળજો.

વળી ઘરનું દાન લેનાર બ્રાહ્મણ જો એમ સમજે કે આ ઘરને તોડી પાડીને બીજે કોઇ ઠેકાણે લઇ જાઉ તો જ તે મારૂં ઘર કહેવાય. તો એ તેની ભૂલ છે. કારણ કે દાન લીધા પછી તેણે તો એમજ સમજવું જોઇએ કે, એ ઘર ગમે તો જૂનું હોય ને ગમે તો નવું હોય તોપણ તે મારૂં જ છે. અને તેને સુધારવુ કે બગાડવુ એ મારી મુખ્તિયારીની વાત છે. તેમજ ઘરનું દાન દેનાર માણસે પણ એમ જ જાણવુ જોઈએ કે, એ ઘરને ને મારે હવે કાઇ લેવાદેવા નથી ગમે તો તે બ્રાહ્મણ એ ઘરને ઊંચુ બનાવે અને ગમે તો એ ઘરને તે પાડી નાખે, તેમા મને કાઇ લેવાદેવા નથી. તેમજ અર્પણ થઇ ગયા પછી આપણે સારા થઇએ અગર માઠા થઇએ તેમાં પ્રભુને કાઇ લેવાદેવા નથી. કેવા થવુ તે આપણુ કામ છે. બાકી પ્રભુ તો એમ જ સમજે છે કે, આપણે તેને અર્પણ થઇ ચુકેલા છીએ. માટે પોતાના અર્પણની બાબતમા કોઈ પણ હરિજને પોતાના મનમા શકા રાખવી નહિ.

## પાપીઓ પણ પ્રભુને અર્પણ થઇ શકે છે.

અર્પણની બાબતમા આ વાત પણ સમજી લેવા જેવી

છે કે, જેઓ બહુ પવિત્ર હોય તેઓ જ અર્પણ થઇ શકે અને જેઓ પાપી હોય તેઓ પ્રભુને અર્પણ થઇ શકે નહિ એવો કાંઇ નિયમ નથી. કારણ કે અગ્નિમા જે હોય તે બધું ભસ્મ થઇ જાય છે, તેમજ પરમકૃપાળુ પરમાત્મા પણ એવા પૂર્ણ પવિત્ર છે કે, તેની પાસે ગમે તેવો પાપી હોય તે પણ પવિત્ર થઇ જાય છે. એટલું જ નહિ પણ પાપીઓને શરણે લેવાથી પ્રભુની પવિત્રતામા કે પ્રભુની મોટાઇમા લેશમાત્ર પણ ઘટાડો થતો નથી, પણ એથી ઉલટી તેની મોટાઇ વધે છે. કારણ કે પાપીઓને શરણે લેવાથી જગતના બીજા માણસોને ખાત્રી થાય છે કે, પ્રભુ અધમોદ્ધારક છે. માટે જે વખતે ખરા ભાવથી માણસ પ્રભુને શરણે જાય છે ત્યારે તુરત જ તે અગીકાર કરી લે છે. એમા જાત, ભાત કે પુન્ય પાપ કાંઇ પણ જોતા નથી. માટે અર્પણ થઇ ગએલા ભગતોએ પોતાના અર્પણ વિષે કદી પણ કોઇ પણ જાતની શકા રાખવી નહિ પણ અર્પણની ભાવના દ્દઢ થતી જાય તેમ કરવું.

શરણે ગયા પછી પાપીઓને પણ દયાળુ પ્રભુ સ્વીકારી લેય છે તથા તે સ્વીકારી લેય એ પછી પણ કોઇ કોઇ ભગતથી કાંઇ ભૂલ થઇ જતી હોય તોપણ તેના અર્પણમાં કાંઇ અડચણ આવતી નથી. એ બે બાબત સમજ્યા પછી હવે આપણે એ જાણવુ જોઇએ કે, અર્પણ થઇ ગએલા ભગતો પોતાની જીંદગી કેવી રીતે ગાળે છે? આ બાબત સમજાવવા માટે એક મહાત્મા પોતાના સત્સગીઓને કહેતા કે—

## અર્પણ થઇ ગએલા ભગતો પોતાની જીદગી કેવી રીતે ગાળે છે તેનો ખુલાસો.

જુદી જુદી બે લશ્કરની ટુકડીઓ લડતી હોય તેમા એક ટુકડી જ્યારે હારી જાય અને બીજા સરદારને શરણે થઇ જાય ત્યારે તે પોતાના હથિયાર મૂકી દેય છે અને તેને તાબે થઇને રહે છે, તથા તેના કહ્યા પ્રમાણે વર્તે છે. તેમ જ આપણે જ્યારે પ્રભુને શરણે જઇએ અને તેને અર્પણ થઇ જઇએ ત્યારે આપણે પણ આપણા હથિયારો છોડી નાંખવાં જોઇએ,

તેની ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ. અને તેના હુકમો પાળવા જોઇએ. જ્યારે એમ કરતાં આવડે ત્યારે જ સાચુ અર્પણ થઇ શકે છે સર્વ આવી અર્પણવિધિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે, આપણા હુંપણાને કાઢી નાખી પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ. અને તેના હુકમો પાળવા જોઇએ. એજ ટુકામા ટુકી અને છેલ્લામા છેલ્લી વાત છે.

## અર્પણવિધિ શીખવા માટે તથા પાળવા માટે અર્પણ થઇ ગએલા ભગતોના સંગમાં રહેવું જોઇએ.

અર્પણવિધિની વાતો સાભળવાથી કે સમજવાથી તે પાળતા આવડતી નથી, પણ જ્યારે એવા કોઇ શરણાગત સિદ્ધ કરેલા ભગતના સમાગમમા લાબો વખત સુધી રહીએ ત્યારે તેની રહેણીકરણી તથા તેના આચારવિચાર જોઇને એ બાબત શીખી શકાય છે. માટે જો અર્પણવિધિનું રહસ્ય અ તરમા ઉતારવુ હોય તો અર્પણ થઈ ગએલા પ્રેમી ભગતના સંગમા રહેવુ જોઇએ. એટલુ જ નહિ પણ મોટો સમુદ્ર ખેડીને આવેલી આગબોટ કિનારે આવતા ગોદીના સરકાર પાયલેટને જેમ પોતાની બોટ સોપી દે છે તેમ એવા અર્પણ થઇ ગએલા મહાત્માના હાથમા પોતાની જીદગીની લગામ સોપી દેવી જોઇએ. અને તેઓ જે રસ્તો બતાવે તે રસ્તે ચાલવુ જોઇએ. જો એમ કરીએ તો જ સાચા અર્પણવિધિ પાળી શકાય છે. માટે અર્પણવિધિને મજબૂત કરવા સારુ પ્રભુપ્રેમી ભગતોના સગમા રહો.

---

## ૧૨૩–પ્રભુને અર્પણ થઇ જવું એટલે શું ? તે વિષેનો ખુલાસો–ભાગ ૪ થો.

## અર્પણ થએલા ભગતોએ કેવી રીતે વર્તવું જોઇએ તેનો ખુલાસો.

જ્યારથી આપણે પ્રભુનું શરણ પકડીને તેને અર્પણ થઇ છીએ, અને અર્પણ થવા માટે કંઠી બાંધીએ છીએ. બ્રહ્મસંબ

સંબંધ કરાવીએ છીએ, દિક્ષા લઇએ છીએ, અગર એવી જ બીજી કાંઇ પણ ક્રિયા કરીએ છીએ, ત્યારથી આપણે આપણા પોતાના રહેતા નથી. પણ એ પછી આપણે પ્રભુના થઈ જઇએ છીએ. માટે અર્પણ થઈ ગયા પછી આપણે પ્રભુનો હુકમ પાળવો જોઇએ, અને જેમ પ્રભુ રાખે તેમ રાજી રહેવું જોઇએ. એટલું જ નહિ પણ આપણા સર્વ કર્મો પ્રભુને અર્પણ કરવા જોઇએ, અને પ્રભુને ન ગમે તેવા પાપકર્મો કરવાથી જેમ બને તેમ દૂર રહેવાની તજવીજ કરવી જોઈએ. ટુંકામા એજ કે, ગાયો જેમ પોતાના ગોવાળની પાછળ પાછળ ચાલી જાય છે તેમ આપણે પણ આપણા શાસ્ત્રમા કહેલા પ્રભુના હુકમો પ્રમાણે ચાલ્યું જવું જોઇએ. કારણ કે હવે આપણો ધર્મ મગજમા રાખી મૂકાય નહિ, પણ પ્રભુને અર્પણ થઈ ગયા પછી તો આપણા ધર્મને આપણી દરરોજની વર્તણુકમાં લાવવો જોઇએ. અને જ્યારે એ પ્રમાણે આપણી દરરોજની વર્તણુકમા આપણો ધર્મ આવે ત્યારે જ ખરૂ અર્પણ કહેવાય છે. માટે એવા સાચા અર્પણવાળા થાઓ! એવા સાચા અર્પણ વાળા થાઓ !

સારા બાપનો લાયક છોકરો જેમ પોતાના બાપની આગરૂ પ્રમાણે વર્તે છે, તેમ આપણે પણ આપણા પિતા પરમાત્માની ઇચ્છા પ્રમાણે વર્તવું જોઇએ. કારણ કે આપણુ ધન, આપણું બળ, અને આપણી બુદ્ધિ એ બધું પ્રભુને અર્પણ થઈ ગયા પછી આપણુ નથી, પણ એ બધુ પ્રભુનું છે માટે પ્રભુએ કૃપા કરીને આપેલી એ બધી બક્ષિસો આપણે પ્રભુને અર્થે ખરચવી જોઇએ. અને પ્રભુને અર્થે ખરચવા માટે એ બધું પ્રભુના જનની સેવામા કામે લાગે તેમ કરવું જોઇએ.

જ્યાં સુધી આપણે ભગવાનને અર્પણ થયેલા હોતા નથી. ત્યા સુધી આપણે દુનિયાના દાસ રહીએ છીએ, તેથી દુનિયાદારીની રીત પ્રમાણે દુનિયાંની સાથે વર્તીએ છીએ. પણ એ પછી જ્યારે આપણે પ્રભુને અર્પણ થઈ જઇએ છીએ ત્યારે આપણે પ્રભુના બની જઈએ છીએ. એટલે કે જ્યારથી આપણે અર્પણ થઇએ ત્યારથી સરકારી નોકરીમાં દાખલ

થઇએ છીએ, માટે સરકારી નોકરીમા દાખલ થયા પછી સરકારની રીત પ્રમાણે રહેવું જોઇએ અને સરકારના હુકમ પ્રમાણે વર્તવું જોઇએ. આમ હોવાથી જયારથી આપણે પ્રભુને અર્પણ થઇએ છીએ ત્યારથી આપણી રીતભાત બદલાઇ જાય છે. અને તેમા કાઇંક ઉંચી જાતના નવા તત્વો આવી જાય છે. એ બાબત બરોબર રીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ કહેતા કે, છાશમાથી માખણ થાય છે પણ માખણ થઇ ગયા પછી તે પાછુ છાશમા ભળી જતું નથી, પણ છાશથી જૂદુ ને જૂદુ રહે છે તેમ આપણે પણ જયારે પ્રભુનું શરણ લઇએ છીએ અને તેને અર્પણ થઇ જઇએ છીએ ત્યારે દુનિયાથી અલગ રહેવુ પડે છે. કારણ કે અર્પણ થઇ ગએલા ભગતો જગતના બીજા વ્યવહારિક લોકોની સાથે એકરસ થઇ શકતા નથી. કારણ કે વ્યવહારિક લોકોની ચાલચલગત ઘાલમેલવાળી હોય છે, શ્રદ્ધા વિનાની હોય છે, અધુરી સમજણ-વાળી હોય છે, અને પોતાના ખાનગી સ્વાર્થવાળી હોય છે પણ અર્પણ થઇ ગયેલા ભગતોની ચાલચલગત તો તેથી ઉલટા જ પ્રકારની હોય છે. એટલે દુનિયાની અદર રહેવા છતા તથ પોતાના ઘર સસારનો વ્યવહાર ચલાવતે છતે તેઓ બીજા વ્યવહારિક લોકો કરતા જુદીજ રીતે વર્તે છે, અને તેઓની સાથે એકરસ થઇ જતા નથી.

જેમ આગબોટ હમેશા પાણીમા જ રહે છે, છતા પણ આગબોટની અદર તેના મધ્ય ભાગમા સમુદ્રનુ પાણી ભરાઇ જતું નથી, તે જ પ્રમાણે પ્રભુને અર્પણ થઇ ગએલા ભગતો પણ આ દુનિયામા જ રહે છે પણ દુનિયાની વાસનાઓને પોતાના હૃદયમા ભરી દેતા નથી. તેથી તેઓને દુનિયાના દાસ થઇ જવું પડતું નથી. એ અર્પણ થઇ ગએલા ભગતોમા ઉત્તમતા છે.

ઘણા ભગતો ભગવાનના મદિરમા થોડીવાર ભક્ત બની જાય છે, પણ પોતાના ઘરમા પોતાના ગામમા કે ધધો રોજગાર કરતી વખત તેઓ ભગત રહી શક્તા નથી. પણ જે અર્પણ થઇ ગયેલા ભગતો હોય છે તેઓ તો મદીરોમા

ગુરૂઓની પાસે, સતોની પાસે, ગરીબોની પાસે, મિત્રોની પાસે, કુટુંબની પાસે અને દુશ્મનોની સાથે પણ ભગતને ભગત જ રહે છે. તેનામાં કાંઇ ફેરફાર થતો નથી. આટલું બધું બળ અર્પણ થઇ ગયેલા ભગતોમા આવી જાય છે. તેથી જેમ બીજા કેટલાક સાધારણ ભગતો સાધુ બ્રાહ્મણોપર હેત રાખે છે, અને ઘરના માણસોને હેરાન કર્યા કરે છે, તથા ગાય ઉપર દયા રાખે છે અને ગધેડા ઉપર ગુસ્સો રાખે છે, તેમ તેઓ કરતા નથી. પણ તેઓ તો સૌને પોતાના પ્રભુના જીવ સમજી સૌની સાથે ભલાઇ રાખે છે. અને દરેક ઠેકાણે તથા દરેક પ્રસગોમા પોતાની અર્પણતા બતાવી આપે છે.

અર્પણ થઇ ગયેલા ભકતોએ પોતાની અદર રહેલા દુર્ગુણોને કાઢવાની કોશિશ કરવી જોઇએ.

બધુઓ ! ઘણાએ મડળોમા, ઘણાએ સપ્રદાયમા, ઘણાએ સત્સગમા અને ઘણાએ મદિરોમા ઘણા માણસો ભગતને નામે ઓળખાયા કરે છે, અને ભગવાનમાં પ્રેમ રાખતા હોય એમ જણાય છે તથા પોતાના વખતનો મોટો ભાગ ભકિત કરવામાં ગાળે છે, છતાં પણ ઘણી વખત તેઓ-માથી કોઇ ભગતો ક્રોધી હોય છે, કોઈ ભગતો લોભી હોય છે, કોઇ ભગતો કામી હોય છે, કોઇ ભગતો વ્હેમી હોય છે, કોઈ ભગતો નિરાશાવાળા હોય છે, કોઈ ભગતો જુલમી હોય છે, કોઈ ભગતો બહુબોલા હોય છે, કોઇ ભગતો અહકારી હોય છે, કોઇ ભગતો મોજીલા હોય છે, કોઇ ભગવો કઠણ હૈયાના હોય છે અને કોઇ ભગતો કજીઆખોર હોય છે. આવી આવી કાંઈ પણ ભૂલ આપણામાં ન રહી જાય તેની દરેક હરિજને કાળજી રાખવી જોઇએ. કારણ કે જ્યારથી આપણે ભકિતમા લાગ્યા અને ઇશ્વરને અર્પણ થયા ત્યારથી આપણે ઇશ્વરના થઇ ગયેલા છીએ. માટે એવી એવી જાતની ભૂલો તથા ખરાબીઓ આપણામા ન રહેવી જોઇએ. પણ જેમ બને તેમ ચોખ્ખું થવું જોઇએ. સરળ સ્વભાવ રાખવો જોઇએ, અને શુદ્ધ અતઃકરણથી સૌની સાથે પ્રેમ ભરેલી રીતે વર્તવું જોઇએ. અને માત્ર આપણા સંબંધીઓ કે

બીજા ભગતોની સાથે તેવી રીતે વર્તવું એટલું જ કાંઇ બસ નથી, પણ આપણા સંબંધમાં આવતા આ દુનિયાંના દરેક માણસો સાથે તથા આપણા દુશ્મનોની સાથે પણ આપણે ભલાઇથી વર્તવું જોઇએ. કારણ કે આપણે પ્રભુના છીએ, માટે જેમ પ્રભુ રાજી રહે તેમ આપણે વર્તવું જોઇએ.

બંધુઓ! અર્પણવિધિની બાબતમાં બીજું ઘણુંએ કહી શકાય તેમ છે. પણ ટુંકામાં એજ કે, આપણે એવી રીતથી વર્તવું જોઇએ કે, જે જોઇને બીજાઓને પણ એ પ્રમાણે વર્તવાની ઇચ્છા થાય. મતલબ કે અર્પણ થઇ ગયા પછી હવે આપણે આપણા પોતાના નથી, પણ આપણે પ્રભુના છીએ. માટે પ્રભુની લાયકી પ્રમાણે પ્રભુની મોટાઈ પ્રમાણે, અને પ્રભુના ગુણો પ્રમાણે આપણે વર્તવું જોઇએ; અને એવી રીતે તેની ઇચ્છા પ્રમાણે વર્તી શકાય તે સારૂ હમેશા પરમકૃપાળુ પરમાત્મા પાસે એવી પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ! હવે મારી જીન્દગીના બાકી રહેલા દહાડા તમારી સેવા સ્મરણમાં જાય અને તમને અર્પણ થઇને રહી શકું એમ કરો. ટુંકામાં એજ કે હે પ્રભુ! તમે મને તમારો કરી લ્યો, અને તમે મારા થઇ જાઓ. એજ મારી પ્રાર્થના છે.

---

## ૧૨૪–વૃદ્ધ માણસોને શીખામણ ભાગ પહેલો.

ઘોડો કે બળદ બહુ જ થાકી ગયેલા હોય તોપણ જ્યારે તેઓ પોતાના ઘર તરફ વળે છે ત્યારે તેઓ બહુ જોરથી ચાલવા માંડે છે. તેમજ હે વૃદ્ધ જનો! હવે તમારે બહુ જ જોરથી ધર્મના રસ્તામાં ચાલવું જોઇએ. કારણ કે મોક્ષધામમાં જવું એ આપણું સાચું ઘર છે. આ દુનિયાં તો માત્ર થોડા વખતને માટે જ છે, પણ જ્યાં અનંત કાળ સુધી રહેવાનું છે તે તો હરિની હજુરનું મોક્ષધામ જ છે. અને એ ઘર તરફ જવાનો હવે તમારો વખત થયો છે. તમારા ગાડા હવે એ દિશાએ વળ્યા છે. માટે ધર્મના ને પ્રભુના રસ્તામાં હવે તમારે બહુ વધારે વધારે જોરથી ચાલવું જોઇએ. કારણ કે ઘોડાઓ તથા બળદો જેવાં જનાવરો પણ થાકી ગયાં હોય

છતાં પણ પોતાના ઘર તરફ જવા માટે ઉતાવળ કરે છે ત્યારે તમે તો સમજુ છો, જ્ઞાની છો અને અનુભવી છો. માટે તમારે તો હવે બહુ જ જોરથી બાપના ઘર તરફ ચાલવું જોઈએ.

જે માણસને બહુ લાંબી મુસાફરીએ જવું હોય તેઓ હમેશાં પોતાને જોઈતી વસ્તુઓની અગાઉથી જ બહુ મોટી તૈયારી કરી રાખે છે. કારણ કે જો અગાઉથી તૈયારી ન કરી રાખે તો લાબી મુસાફરીમા ઘણી જાતના દુ:ખો ભોગવવાં પડે છે. માટે જે ડાહ્યા માણસો હોય છે તેઓ લાબી મુસાફરી માટે બહુ સારી તૈયારીઓ કરી રાખે છે. તેમજ હે વૃદ્ધ-સજ્જનો ! તમારે પણ હવે થોડા વખતમા બહુ લાબી મુસાફરીએ જવાનું છે. કારણ કે મોત જેવી બીજી લાબી મુસાફરી આ જગતમા બીજી કોઇ પણ નથી. છેલ્લામા છેલ્લી ને લાબામા લાબી મુસાફરી તે મોત છે. અને એવી મોટી મુસાફરીએ નીકળવાનો હવે તમારો વખત આવી લાગ્યો છે. માટે ત્યા અગવડ ન પડે તેવી જાતના સરસામાન મેળવી લેવાની ને તે સાથે રાખવાની તમારે હમણાથી જ તૈયારી કરીરાખવી જોઇએ. કારણ કે, આપણે જોઇએ છીએ કે, માત્ર એકાદ ટકની મુસાફરી કરવી હોય તોપણ પાણી પીવાનાં સાધનો, છત્રી, કપડા, વગેરેની અગાઉથી તજવીજ રાખવી પડે છે અને જો અઠવાડીયા પખવાડીયાની મુસાફરી હોય તો તો ઘણી જાતની વસ્તુઓ લેવી પડે છે, અને બહુ મોટા ગાસડ પોટલા બાધવા પડે છે. ત્યારે હવે વિચાર કરો કે, જે લાબામાં લાબી મુસાફરી છે, અને જયાથી આપણી ઇચ્છા પ્રમાણે પાછુ આવવાનું જ નથી. પણ જયા અનંત કાળ સુધી રહેવાનું છે, તેવે ઠેકાણે જવા માટે કેટલી બધી મોટી તૈયારી કરવી જોઇએ? એ કાઇ તમારા ધ્યાન બહાર નથી. માટે હવે એ બાપાઓ ! હવે ગફલતીમા રહેશો મા. પણ એ લાબી મુસાફરી માટે જોઈતી તૈયારી કરવાની મહેરબાની કરજો. એજ અમારી ભલામણ છે.

કાઠીઆવાડ, કચ્છ, ગોવા વગેરે ઠેકાણે જવાની આગ-બોટો મુંબઇના બંદરેથી ઉપડે છે. તેમા કેટલીક આગબોટોને

ઉપડવાના ટાઈમ ચોક્કસ થએલા હોય છે ને. કેટલીક આગબોટોના ટાઇમ ચોક્કસ થએલા હોતા નથી. એ આગબોટોમાં જેને ચ્હડવું હોય તે માણસો પોતાનો સરસામાન લઈને કિનારે આગબોટ ઉપડવાની વાટ જોતા બેસી રહે છે. કારણ કે જો એ પ્રમાણે અગાઉથી તૈયારી રાખે નહિ તો આગબોટ ઉપડી જાય અને પોતે રહી જાય, તેથી ધારેલે ઠેકાણે ધારેલે વખતે પહોચી શકે નહિ. અને જો વખતસર ના પહોચે તો એમા આગબોટવાળાને કાઈ નુકશાન થાય નહિ પણ જેને તેમા જવું હોય તેને જ નુકશાન થાય. એવી નુકશાનીમા ન ઉતરવુ પડે માટે ડાહ્યા માણસો અગાઉથી જ બદર ઉપર જાઇને બેસે છે. તેમ જ હે વૃદ્ધ સજ્જનો! અમે તમને કહીએ છીએ કે, આપણો આ દેહ ક્યારે પડશે તેની પણ કાઇ ખબર નથી. એ આગબોટ હવે ક્યારે ઉપડશે તેનો ચોક્કસ ટાઈમ આપણે જાણુતા નથી, પણ તે હવે થોડા વખતમા ઉપડવાની છે એમ તો આપણે જરૂર જાણીએ છીએ. માટે તે આગબોટમા બેસી સ્વદેશ પહોચવા સારૂ અગાઉથી બનતી તૈયારીઓ કરી રાખવી જોઇએ. કારણ કે એવી તૈયારીઓ કરી રાખવાનો વખત હવે આવી લાગ્યો છે. માટે ગફલતીમા રહી જવાય, ને આગબોટ ઉપડી જાય એમ ન થાય તે સભાળજો. મતલબ કે ધર્મ, ધ્યાન, પરમાર્થ, સસાર વ્યવહારના કામકાજોની ચોખ્ખાઇ ને એવુ બીજુ જે કાઇ કરવાનું હોય તે કર્યા વિના ચાલ્યુ ન જવાય એ સભાળજો.

બાપાઓ! તમને ખબર છે કે, જે દેશમાં આપણે જવું હોય તે દેશના સિક્કા જો આપણી પાસે ન હોય તો તે દેશમા આપણને બહુ જ મુશ્કેલીઓ પડે છે, કારણ કે જુદા જુદા દેશમા જુદા જુદા સિક્કાઓ ચાલે છે. તેમ જ આ દુનિયામા વહેવાર ચલાવવા માટે જે ધન કામ લાગે છે તે ધન કાઇક જુદુ છે, અને ઈશ્વરની હજુરમા જે ધન કામ લાગે છે તે ધન કાઇક જુદું છે. કારણ કે અહી તો ધાતુઓનું અને પત્થરોનુ ધન કામ લાગે છે, પણ મોક્ષધામમા તો ધર્મનું જ ધન કામ લાગે છે. ત્યા કાંઇ અહીનું ધન કામ આવતું

નથી, અને હવે તમારે એ નવા મુલકમા જવાની તૈયારી થઇ ચૂકી છે. માટે એ દેશમાં ચાલી શકે એવું ધન હવે તમારે મેળવી લેવું જોઇએ. કારણ કે ત્યા દોઢીઆ, આના, રૂપિયા, ગીની, નોટો, દસ્તાવેજો, ખતપત્રો. અને ઇસ્ટેટોનું ધન કામ લાગશે નહિ, પણ ત્યા તો દયાનું ધન જોશે, ત્યા તો અતરની શાતિનું ધન જોશે, ત્યા તો પ્રભુના નામ સ્મરણનું ધન જોશે, ત્યા તો પ્રભુના પ્રેમનું ધન જોશે, ત્યાં તો પરમાર્થનું ધન જોશે, ત્યાં તો પ્રભુના ધ્યાનનું ધન જોશે, ત્યાં તો અતઃકરણની કોમળ લાગણીઓનું ધન જોશે, ત્યા તો ભ્રાતૃભાવનું ધન જોશે, ત્યા તો શુભેચ્છાનું ધન જોશે, ત્યા તો માનસિક વૈરાગ્યનું ધન જોશે, ત્યા તો પ્રભુના સૌ જીવો સાથે ભલાઇ રાખવાનુ ધન જોશે, ત્યા તો ઇંદ્રિયોને તથા મનને વશ રાખવાનુ ધન જોશે, ત્યા તો સતોની સેવા કર્યાનું ધન જોશે, ત્યા તો સતસગનું ધન જોશે, ત્યા તો ઈશ્વરી જ્ઞાનનું ધન જોશે, ત્યા તો શ્રદ્ધાનું ધન જોશે, અને ત્યા તો આત્મિક ધન જોશે, ત્યા કાંઈ ચાદી સોનાનું ધન, નોટના કાગળીયાઓનું ધન, કે ઘરના ખોખાઓનું ધન કામ લાગશે નહિ. માટે હવે ટુક વખતમા જે મુલકમા તમારે જવાનું છે તે મુલકનું ધન મેળવાય તેમ કરજો. એજ અમારી વિનતી છે.

---

## ૧૨૫–વૃદ્ધ માણસોને શીખામણ ભાગ બીજો.

પાપ કરી કરીને જે માણસો નરકમા પડેલા છે ને નરકના દુઃખો ભોગવી રહ્યાં છે તેઓ એમ ઇચ્છે છે કે, જો થોડાક દહાડા અમોને જગતમા પાછુ જવાનું મળે તો અમે જગતમાં જઇને ખૂબ ભજન ધ્યાન કરી લઈએ ને અમારા આત્માનું કલ્યાણ થાય એમ કરી આવીએ. એ માટે તેઓ તરફડે છે; અને વારવાર પ્રભુની પ્રાર્થના કર્યા કરે છે કે, હે પ્રભુ! અમને થોડાક વખત પણ પૃથ્વી ઉપર પાછા મોકલ કે જેથી કરીને અમે તને જાણી શકીએ ને તારો પ્રેમ મેળવી શકીએ. પણ અફસોસ કે તેઓનાં પાપો એવાં મોટાં હોય છે

કે તેઓ નરકમાંથી છૂટી શકતા નથી. આવી રીતે નરકમાં પડ્યા પછી પસ્તાવો કરવો, હાથમાથી તક ગયા પછી રોયા કરવું, અને રાંડ્યા પછી ડાહ્યા થવું એ શું કામનુ? માટે હે વૃદ્ધ બાપાઓ! હજી જ્યાં સુધી તમારા હાથમા થોડોઘણો વખત છે ત્યાં સુધીમા તમે કાઇક કરી લ્યો, અને જેમ બને તેમ એ થોડાઘણા વખતનો સારામા સારી રીતે લાભ લઇ લ્યો. કારણ કે નરકમા પડીને પછી પસ્તાવું તે કરતા હમણા જ્યા સુધી હાથમા વખત છે તેટલામા જ ચેતી જવું, ને એ વખતનો લાભ લઈ લેવો એ બહુ જ મોટી વાત છે. ને એ બહુ જ સારી વાત છે. માટે તમારા હાથમા જે થોડો વખત બાકી રહ્યો છે. તેનો લાભ લઇ લ્યો, તેનો લાભ લઇ લ્યો.

એક શ્રીમત ગૃહસ્થ હતો, તેની આખો નબળી પડવા લાગી તેથી તેણે એક હુશિયાર ડાકટરને પોતાની આખો બતાવી. ત્યારે તે આખના ડાકટરે આખ તપાસીને કહ્યુ કે, હવે થોડા વખતની અદર તમારી આખે જશે. એમા હવે કાઈ ઉપાય લાગુ પડી શકે તેમ નથી. વધુમા વધુ એકાદ વર્ષની અદર તમે સુરદાસ બની જશો. એ સાભળીને તે અનુભવી ગૃહસ્થ ચેતી ગયો, અને તેણે પોતાની અગત્યના જે જે કામો હતા તે બધા જલદી જલદી કરવા માડ્યા. જેમ કે દેશાવરના આડતીઆ સાથેનો હિસાબ કિતાબ ચોકખો કર્યો. ખતપત્રો જ્યા સાચવવા જોઇએ ત્યા સાચવ્યા. તીર્થ, યાત્રા વગેરે કરવાનું હતું તે કરી લીધુ. જે જે વસ્તુઓ જોવાની હતી તે સારી રીતે જોઈ લીધી. અને આંખ ગયા પછી પોતાને પાછળથી અફસોસ ન થાય તેવી દરેક રીતની તૈયારી કરી રાખી, એ પછી થોડા વખતમા તેની આખોનું તેજ ઘટી ગયું ને તેને અધાપો આવ્યો. પણ એ માટે અગાઉથી ખબર હોવાથી તથા બધી જાતની તૈયારી કરી રાખેલી હોવાથી એ અંધાપાથી તેને બીજાઓના જેટલુ દુઃખી થવું પડ્યુ નહિ. તેમજ હે વૃદ્ધ સજ્જનો! અમે તમને કહીએ છીએ કે, જે ઘડપણ છે તે આપણને સૌને ચેતાવનાર ડાકટર છે. કારણ કે તે આવીને કહે છે કે, હવે તમારે મોટી મુસાફરીએ જવું પડશે. જે ઘડપણ

છે તે ગુરૂ છે, કારણ કે તે આવીને ઉપદેશ આપે છે કે, હવે વખત નજીક આવતો જાય છે માટે ચેતો. અને જે ઘડપણ છે તે દેવનો દૂત છે. તે આવીને અગાઉથી એમ ખબર આપે છે કે, હવે જવાની તૈયારી થતી જાય છે. માટે જે કાંઈ સાર્થકતા કરવી હોય તે કરી લ્યો. કારણ કે હવે વખત બહુ થોડો છે, અને હજી કરવાનું ઘણું છે. એવી જાતની ચેતવણી ઉપરથી જે માણસો સમજી જાય છે તેઓનું કામ થઈ જાય છે. અને ખબર મળ્યા છતાં જેઓ બેદરકારીથી પડ્યા રહે છે, અને થોડા દહાડામાં જવાનું છે છતા પણ જે પ્રભુના ઈન્સાફ સામે જોતા નથી, નરકના દુઃખો સામે જોતા નથી, પોતાના આત્માના કલ્યાણ સામે જોતા નથી, અને પરમકૃપાળુ પરમાત્માની દયા સામે જોતા નથી તેઓ બહુ દુઃખી થાય છે. માટે ઘડપણરૂપી ડાકટરે ચેતાવ્યા છતાં જો નહિ ચેતો ને અગાઉથી જોઇતી તૈયારી નહિ કરી રાખો તો બહુ મોટી ખરાબી થઇ જશે. એવી ભયકર ભૂલ ન થાય એ સભાળજો.

ઓ ઘરડા કાકાઓ! તમારે ચેતી જવાનો હવે ખરેખરો વખત આવ્યો છે. કારણ કે ગાગર બાંધેલા દોરડાનો ઘણો ભાગ તો કૂવામાં ઊંડો ઉતરી ગયો છે, હવે તો માત્ર છેવટની ગાઠ જ હાથમાં રહી ગએલી છે. અને તે ગાંઠ પણ જો હાથમાથી સરી પડશે તો પછી ગાગર ને દોરડુ બને વાના કૂવાના તળીયામાં જઇ પડશે. તેમજ હે વૃદ્ધ બાપાઓ! યાદ રાખજો કે, તમારી પણ જુવાની ચાલી ગઇ છે. આધેડ અવસ્થા પણ ચાલી ગઇ છે. અને હવે તો માત્ર ઘડપણની ગાઠ જ હાથમા રહી ગઇ છે. તે પણ જો સરી પડશે તો નરકના કુંડમાં પડી જતાં કઇ પણ વાર લાગશે નહિ. માટે હજી જ્યાં સુધી જીંદગીનાં દોરડાની છેલ્લી ગાઠ એટલે કે છેવટની વૃદ્ધ અવસ્થામા થોડાક વર્ષો બાકી છે એટલામા તમારાથી જે કાઇ ધર્મ દાન, ધ્યાન, જપ, તપ વગેરે બને તે કરી લ્યો. જો આ છેવટના વખતે પણ એવી બાબતોમા બેદરકારી રાખશો તો અંત. કાળના સમયે બહુ જ દીલગીરી લાગશે, તથા મરી ગયા પછી પણ બહુ જ પસ્તાવો થશે અને એમ લાગશે કે છતાં

સાધનોએ અમે કાંઇ કરી શક્યા નહિ. એક તરફથી આવી જાતનો પસ્તાવો, બીજી તરફથી નરકનાં દુઃખો, ત્રીજી તરફથી સ્વર્ગના સુખો, ચોથી તરફથી પ્રભુનો કોપ, અને પાચમી તરફથી આ બધી બાબતો બરોબર રીતે જોઇ શકાય તથા સમજી શકાય એવુ તમોને આપવામા આવેલું જ્ઞાન એ બધું જોઇને અતિશય તરફડાટ થશે ને એમાથી ભયકર વેદના ઉત્પન્ન થશે. અને તમારે માટે એવો વખત હવે કાંઇ બહુ દૂર નથી. માટે હે વૃદ્ધ બાપાઓ ! ચેતો અને જેમ બને તેમ ધર્મના રસ્તામા પ્રભુ તરફ વળવાની કૃપા કરો. એજ અમારી વિનંતી છે

હે વૃદ્ધ બાપાઓ ! દીવાસળીના બાકસમાથી જ્યારે ઘણી દિવાસળી વપરાઇ જાય અને છેવટની બે ચાર દિવાસળી બાકી રહે ત્યારે તેને બહુ સભાળથી વાપરવી પડે છે. કારણ કે, જો બીજુ બાકસ પાસે ન હોય અને છેવટ રહેલી થોડી દિવાસળી પણ સળગે નહિ અગર સળગીને દિવો કર્યા પહેલાં ઠરી જાય વો આખી રાત અધારામા ને જગલમા વાઘવરૂના ભય વચ્ચે કાઢવી પડે છે. તેથી જે માણસો જગલમા રહેતા હોય, અને જેની પાસેની પેટીમાથી ઘણી દિવાસળીઓ વપરાઇ ગઇ હોય ને છેવટની થેડીઘણી દિવાસળી બાકી રહેલી હોય તેઓ બહુ જ સભાળથી પોતાની પાસેની દિવાસળીને વાપરે છે. અને તેમા પણ જેની પાસે છેવટની એક જ દિવાસળી બાકી રહેલી હોય તે તો ખાસ ધ્યન રાખે છે. તેમજ હે માનવત વૃદ્ધ બાપાઓ ! અમે તમને કહીએ છીએ કે, તમારી જીદગીના બાકસમાથી પણ ઘણી દિવાસળીઓ ખલાસ થઇ ગઇ છે. હવે માત્ર છેવટની બે ચાર દિવાસળીઓ જ બાકી રહેલી છે એટલે કે તમારી જીદગીના ઘણા વર્ષો ચાલ્યા ગયા છે. હવે માત્ર છેવટનાં થોડાઘણા વરસો જ બાકી રહ્યા છે. માટે જેમ બને તેમ તેનો સદ્ઉપયોગ કરી લેજો અને એ બાકી રહેલી કાડીમાથી ધર્મનો દિવો પ્રકટાવી લેજો, એ બાકી રહેલી કાડીમાથી પ્રભુપ્રેમનો દિવો પ્રકટાવી લેજો, એ બાકી રહેલી કાડીમાથા જીદગીની સાર્થકતા કરી લેવાનો દિવો,

પ્રકટાવી લેજો, અને એ બાકી રહેલી કાડીમાથી ઈશ્વરકૃપાનો દિવો પ્રકટાવી લેજો, નહિ તો મૂવા પછી નરકના મહા ભયંકર અંધકારમાં રહી જશો. એવી ભૂલ ન થાય એ સંભાળજો; અને વિના કારણ જરાક બેદરકારીને લીધે એવા ભયંકર દુઃખો ન ભોગવવા પડે એ સંભાળજો. એજ અમારી વિનંતી છે.

---

## ૧૨૬–વૃદ્ધ માણુસોને શીખામણ ભાગ ત્રીજો.

ઓ અમારા ઘરડા બાપાઓ! હવે તમે તમારા ઘડપણુના વખતમા જે કાંઈ ધ્યાન, દાન વગેરે કરો તે તો આગાનો રસ ચૂસી લીધા પછી છાલ ગોટલાના દાન કરવા બરાબર છે કારણ કે ખરી વાત તો એ જ કે, જે વખતે ચડતી જુવાની હોય, જે વખતે શરીરમા બળ હોય, જે વખતે મનમા જોસ હોય, જે વખતે બુદ્ધિ ખીલતી જતી હોય, અને જે વખતે બીજી અનેક જાતની કુદરતી સગવડો હોય, તે વખતે જ પરમ-કૃપાળુ પરમાત્માનુ જ્ઞાન મેળવી લેવુ જોઈએ, તથા એ વખતે જ તેનું ભજન, કીર્તન કરવું જોઈએ. પણુ અફસોસ કે, એ સોનેરી વખત તો તમે ગુમાવી નાખ્યો છે. એ અમૂલ્ય તક તો તમે ગુમાવી દીધી છે. અને એ જીન્દગીની મીઠાશનો વખત તો તમે ખોઈ નાખેલો છે. હવે તો રસ ચૂસી લીધા પછી માત્ર છાલ ગોટલા હાથમા રહ્યા હોય તેવો તમારો ઘડપણુનો વખત છે. એટલે જગતના વ્યવહારિક નિયમો પ્રમાણે જોતા એવા છાલ ગોટલાના દાનથી કાંઈ ખાસ મોટો લાભ થઈ જતો નથી, પણુ આપણા સર્વશકિતમાન પરમકૃપાળુ દયાના સાગર, નોધારાના આધાર, અનાથના નાથ, ભક્તવત્સલ, પિતા પ્રભુની પ્રભૂતા સામે જોતા અને તેની દયા સામે જોતા એમ લાગે છે કે, ઘડપણુના વખતના છેવટના થોડા વર્ષો પણ જો પ્રભુની સેવામા અર્પણ કર્યા હોય અગર છેક અંત સમે પણ જો પ્રભુનું શરણુ પકડી લીધું હોય તો તે દયાળુ પ્રભુ કલ્યાણ કરી દે છે અને મોક્ષ આપી દે છે. માટે જો આ બાબતમાં

કાંઈ ધ્યાન પહોચતું હોય તો હજી પણ કાંઇ ગયું નથી, હજી પણ તમારા હાથમાં થોડીક બાજી રહેલી છે માટે ચેતાય તો ચેતજો, અને જેમ બને તેમ પ્રભુના રસ્તામા વળાય તથા પરમકૃપાળુ પરમાત્માનું ભજન ધ્યાન થાય અને શાંતિમ જીદગી ભોગવાય તેમ કરજો. એજ અમારી અરજ છે. બીજું તમારા જેવા દાદાઓને અમારાથી વધારે શુ કહી શકાય! છેવટ એ જ કે, આપણા લોકો કાગળોમા લખે છે કે "થોડુ, લખ્યું ઘણુકરી વાચજો" તેમ જ હે દાદાઓ! અમે તમને કહીએ છીએ કે, ભજન કરી લેવાનો બાબતમા પણ તમે થોડુ લખ્યુ ઘણુકરી વાચજો. એજ અમારી વિનતી છે.

ઓ વહાલા બાપાઓ! આજ દિવસ સુધી તમે સસારના પ્રપચોમા જ રચીપચી રહેલા છો. આજ દિવસ સુધી તમે સંસારના મોહમા જ પડ્યા રહેલા છો, આજ દિવસ સુધી તમે માયાના જાળમાજ બધાઇ રહેલા છો, આજ દિવસ સુધી તમે નજીવા નજીવા પ્રપચોમા જ રહી ગએલા છો અને આજ દિવસ સુધી તમે એક જાતના અધકારમા જ રહી ગએલા છો. તેથી તમારી જીદગી તમે પ્રભુથી દૂર દૂર રહેવામા જ ગાળેલી છે. પણ હવે તમારે તમારી એ સ્થિતિમા ફેરફાર કરવો જોઇએ. કારણ કે જે વહાણો દરિયામા ઝપાટાબધ ચાલ્યા જતા હોય તેને પણ જ્યારે બદર આવે ત્યારે ફેરવવા પડે છે. અને તેની દિશા બદલવી પડે છે. એ માટે હેરિયા મારીને વહાણને બીજી દિશામા બદલે છે. તેમજ અમે તમને કહીએ છીએ કે તમારા વહાણ પણ હવે કિનારે પહોચવા આવ્યા છે, અને તેમ છતા હજી સસારસાગર ભણી જ ચાલ્યા જાય છે. માટે હવે તેને હેરીઆ મારીને પ્રભું તરફ ફેરવો. જો આ ખરે વખતે પણ એમ નહિ કરો તો તમારી જીન્દગીના વહાણ ખરાબા ઉપર ચઢી જશે, અને તેમાંથી ભયકર ખરાબી થઇ જશે. માટે હે બાપાઓ! જલદીથી ચેતો, જલદીથી ચેતો, કારણ કે જીન્દગીના વહાણને ફેરવવાનો વખત હવે બહુ નજીક આવી ગયો છે, કિનારો પાસે છે, અને લંગર નાખવાની તૈયારી થઇ ચૂકી છે, અને તેમ છતાં પવનનું

જોર જુદી જ દિશાનું છે. તેથી તમારાં વહાણો ઉંધે જ રસ્તે ચાલ્યાં જાય છે, અને એ કાંઇ પોતાની મેળે સહેલાઇથી સીધે રસ્તે આવે તેમ નથી, માટે તમારે તમારા વહાણના સઢ ઉતારી નાખવા જોઇએ, અને જરા જોર કરી વહાણનો દિશા બદલી નાંખવી જોઇએ, એટલે કે હમણાં સસાર ભણી ચાલ્યા જાઓ છો તેને બદલે પરમકૃપાળુ પરમાત્મા તરફ વળી જવું જોઇએ. માટે હે દાદાઓ! હવે પ્રભુ તરફ વળવાની કૃપા કરો. પ્રભુ તરફ વળવાની કૃપા કરો.

ઓ અમારા વહાલા બુઢ્ઢા કાકાઓ! ઘણાએ ભગતો એમ કહે છે કે, બાળકપણામા કાઈ અનુભવ હોતો નથી તેથી સાચુ જ્ઞાન થઈ શકતું નથી, તેમ જ જુવાનીમા પણ ઇદ્રિયો બહુ બળવાન હોય છે ને મન ભટકતું હોય છે, એટલે એ વખતે પણ બરાબર રીતે ભજન ધ્યાન બની શકતું નથી. અને તેમ છતા જુવાન માણસો પોતાનુ મન ઈશ્વરમા લગાડવા જાય તો તેઓને બહુ જ મુશ્કેલી પડે છે. કારણ કે જુવાનીમાં એક પ્રકારની દિવાની રહેલી હોય છે. તેથી એ વખતે મનને ધર્મના રસ્તામા લગાડવામા બહુ જ મુશકેલી પડે છે. પણ હે કાકાઓ! હવે એવી જાતની મુશ્કલીઓ તમને નથી. કારણ કે તમે તો હવે ખાઈ પી ઉતર્યા છો! અને ઘણાએ સારા માઠા અનુભવ લઇ ચૂકેલા છો! તેમ જ માયાના મિથ્યા પ્રદેશમાં રખડવાથી કેટલી બધી ખરાબી થાય છે તે પણ જોઈ ચૂકેલા છો, અને હવે તમારા શરીરની બધી ઈદ્રિયો પણ નિર્બળ થએલી છે. એટલે જુવાનીઆને પ્રભુ તરફ પોતાનું મન વાળવામા જેવી મુશ્કેલીઓ પડે છે તેવી મુશ્કેલીઓ તમારા રસ્તામાથી નથી. તમારે માટે તો સીધી ને સુદર સડક બની રહેલી છે. માટે તમારે હવે ધર્મના સુગમ માર્ગમા તથા પ્રભુના આનદી રસ્તામા ચાલતાં શીખવું જોઇએ. કારણ કે તમારે માટે હવે એ જ શાતિનો ઉત્તમ રસ્તો છે. માટે હવે તો બીજી બધી નકામી ઉપાધીઓને છોડી દઇને જેમ બને તેમ પ્રભુના રસ્તામા વળો, અને તે મહા મગળકારી પવિત્ર પિતાના નામનું સ્મર્ણ થાય, તેનું ધ્યાન ધરાય તથા તેને અર્થે

તેના બાળકોને દાન અપાય તેમ કરો, એજ અમારી અર્દાસ છે.

હે બુઢ્ઢા કાકાઓ! તમે હમણા તમારા મનમાં એવા વિચારો કર્યા કરો છો કે, અમારૂં આ ફલાણું કામ થઈ ગયા પછી ભજનમા લાગી જઇશું. તો એ બહુ મોટી ભૂલ થાય છે. કારણ કે આ જગતમા જે સસારીક કામો છે તે કામો કાંઈ આપણા ધાર્યા પ્રમાણે થતા નથી. એટલું જ નહિ પણ એક કામ પાર પડે ત્યારે બીજા કામની ઈચ્છા થાય છે. અને બીજુ કામ પાર પડે ત્યારે ત્રીજા કામની ઇચ્છા થાય છે. એવી રીતે જેમ જેમ વ્યવહારિક કામો પાર પડતા જાય તેમ તેમ ઉલટી વધારે વધારે આશાતૃષ્ણા વધતી જાય છે. અને તેમાં વચમા કોઈક એવો મોટો ઘા વાગી જાય છે કે, તેનો જખમ રૂઝાતા બહુ વખત ચાલ્યો જાય છે અને એમ સારા માઠા બનાવો બન્યા કરવા એવો આ સસારનો પ્રવાહજ છે. એટલે જો એવા બહાના નીચે પડ્યા રહીએ તો ધર્મના કામમા લાગવાની ફુરસદ જ મળતી નથી. અને એમ કરતે કરતે મૃત્યુ આવી જાય છે. ને ધર્મના કામો કરવા રહી જાય છે એવી મોટી ભૂલ ન થાય માટે હે દાદાઓ! તમે ચેતજો, અને ફલાણુ કામ થાય પછી હુ ભગવત ભજનમા લાગી જઈશ, એવા બહાના નીચે પડ્યા રહેશો મા. કારણ કે જો મનને ઢીલું રાખશો તો એવા બહાનાની કાંઇ ખોટ નથી, તેથી પરિણામ એ થશે કે, એવા બહાનામા રહી જશો અને ખાલી હાથે ઘડીકમા ઉડી જશો. એ વખતે બહુ પસ્તાવો થશે. એવી ભૂલ ન થાય એ સભાળજો.

હે વૃદ્ધ બાપાઓ! હજી હમણા થોડા વર્ષોની અગાઉ તો તમે પોતેજ ઘણા નાના બાળક હતા, અને બીજા સૌને કાકા બાપાના નામે બોલાવતા હતા. એ પછી થોડા જ વર્ષો ઉપર તમે બહુ મજબૂત ને સુદર જુવાન હતા. અને આટલા વખતમા તમે ઘરડા થઇ ગયા, એ જુવો છો કે! આવી જ રીતે વખતને જતાં કંઈ વાર લાગતી નથી, અને શરીરને ખઠખડી જતા પણ કાંઈ વાર લાગતી નથી, તેમજ મોતને આવી પહોચતા પણ કાંઇ વાર લાગતી નથી, માટે હે વૃદ્ધ બાપાઓ! હવે તમે જલદીથી ચેતો. અને જેમ બને તેમ

જલદીથી ધર્મના રસ્તામાં આવી જાઓ. કારણ કે તમે જુઓ કે, થોડાં વર્ષો ઉપર તમે જ્યારે બાળક હતા એ વખતે તમે જેને કાકા, મામા, બાપા, અને દાદા કહેતા હતા તેમાના આજે કોઇ પણ હયાત રહ્યા છે કે? એ બધા કાકા, બાપા, જેમ ચાલ્યા ગયા. તેમ જ હવે તમે સૌના કાકા બાપા થઇ ગયા છો, એટલે તમારે પણ હવે અહીંથી ઉઠાઉગીરી કરવાનો વખત નજીક નજીક આવતો જાય છે. એ માટે દૂર શા માટે જવું જોઇએ? તમારા પોતાના જ શરીરની સામે જુઓ. એટલે તમને ખબર પડશે કે, તમારી પાચનશક્તિ ઘટી છે, તમારા દાત પડતા જાય છે, તમારી આખનું તેજ ઓછું થયું છે, તમારી ચાલવાની શકિત ઓછી થઇ છે, અને તમારા હાથનું જોર ઓછુ થયું છે. આવી રીતે તમારા શરીરની બધી શશકિતઓ ઘટતી જાય છે. એ શું તમને ધર્મના રસ્તામાં જવાનુ ચેતાવવા માટે નથી?

હે વૃદ્ધ બાપાઓ! તમારા શરીરની શકિતઓ ઘડપણને લીધે ઓછી થઇ છે એ વાત ખરી, પણ કાઇ તમારા જીવાત્માની શકિત ઓછી થઇ નથી. તમારો જીવાત્મા કાઇ ઘરડો થયો નથી. તે તો ઉલટો વધારે ડાહ્યો થએલો છે, વધારે અનુભવી થએલો છે, અને વધારે જોરથી, વધારે સમજણથી, તથા વધારે શ્રદ્ધાથી પ્રભુને પકડી શકે તેવો થયો છે. માટે હવે તમારા હાથમા થોડોઘણો વખત છે, એટલા વખતની અંદર તમારે પરમકૃપાળુ પરમાત્માનું શરણ પકડી લેવું જોઇએ, અને જેમ બને તેમ ધર્મના કામો કરવામા લાગી જવું જોઇએ.

હે વૃદ્ધ કાકાઓ! તમારા શરીરમાથી શકિત ઘટી છે, પણ કાંઇ સર્વશકિતમાન અનંત બ્રહ્માડના નાથમાથી દયા ઘટી નથી. તેની દયા અને તેની કૃપા તો સર્વની ઉપર અખંડિતપણે વહ્યાં જ કરે છે, ને તેમાં પણ સારા, સમજુ, ભલા ને ધર્મવાળા વૃદ્ધજનો ઉપર તો તેની ખાસ અતિશય દયા હોય છે. માટે હે બાપાઓ! તમારે તેની દયાનો લાભ લેવો જોઇએ, અને જેમ બને તેમ આ છેલ્લી અવસ્થામાં તો ખૂબ વધારે

ભજન ધ્યાન થાય તેમ કરવું જોઇએ. કારણ કે એજ જીંદગીની સાર્થકતાનો ઉપાય છે.

---

## ૧૨૭–વૃદ્ધ માણસોને શીખામણ–ભાગ ૪ થો.

આવા મોટા જગતમાથી મરતી વખતે જે ખાલી હાથે ચાલ્યા જાય તે સૌથી વધારે મોટા મૂર્ખ છે.

એક મોટો શ્રીમત શેઠીઓ હતો, તેનો એક ગામડીઓ દોસ્ત હતો. એ ગામડીઓ બહુ રમુજી, ભાટક બોલો, અને કાઇ કાઇ નિર્દોષ રમુજ કર્યા કરે તેવો હતો. પણ એ બિચારો બહુ ભોળો હતો. વ્યવહાર ચતુર માણસોમા જેવી ચાલાકી હોય છે ને જેવી કુશળતા હોય છે. તેવી ચાલાકી ને તેવી કુશળતા તેનામા નહોતી, તેથી પેલા શ્રીમંતને એમ લાગતું કે, આ મૂર્ખ માણસ છે. એમ સમજીને તે શેઠે એક દિવસ રમૂજમાં પોતાની લાકડી તેને આપી. ત્યારે એ ભોળા હસમુખા ગામડીઆએ પૂછ્યુ કે, આ લાકડી લઇને હુ શું કરૂં? ત્યારે તે શેઠે કહ્યુ કે, જ્યારે તારા કરતા વધારે મૂરખ તને બીજો કોઇ મળે ત્યારે તેને એ લાકડી આપજે, અને એવો કોઈ મૂરખ ન મળે ત્યા સુધી એ લાકડીને તારી પાસે રાખજે. તેથી એ ભોળો માણસ તો પોતાના હાથમાં એ લાકડી લઇને ફરવા લાગ્યો. એમ કરતે કરતે ઘણો વખત ગયો પણ એ લાકડી આપવા જેવો કોઇ માણસ તેને મળ્યો નહિ. તેથી એ લાકડી તે પોતાની સાથે સાથે ફેરવતો હતો, અને એ લાકડી જોઇને પેલો શેઠ તેની મશ્કરી કરતો ને કહે તો કે, કેમ, તારાથી વધારે મોટો મૂરખ બીજો કોઈ મળતો નથી કે? ત્યારે તો મેં મોટા મૂરખ તરીકે તને ઠીક શોધી કાઢ્યો છે ને? આવી રીતે એ શેઠ તેની મશ્કરી કર્યા કરતા. એ પછી તે શેઠ પોતે જ બહુ માદા પડ્યા, અને મરવાનો વખત નજીક આવ્યો, ત્યારે એ ગામડીઓ તે શેઠની પાસે ગયો અને કહ્યું કે, કેમ શેઠ, શુ કરો છો? ત્યારે શેઠે કહ્યુ કે, હવે તો જવાની તૈયારીમાં છીએ. ત્યારે તે ગામડીઆએ પૂછ્યું કે, ત્યાથી પાછા ક્યારે આવશો? શેઠે કહ્યુ કે, ત્યાંથી પાછું અવાય નહિ.

ત્યારે તે ગામડીઆએ કહ્યું કે, ત્યાં જવા માટે કાંઈ ટીમણુ ભાતું સાથે લીધું કે નહિ? શેઠે કહ્યું કે, ત્યા કાંઇ અહિંનું ભાતું કામ લાગે નહિ. એ સાંભળીને તે ગામડીઆએ કહ્યું કે, તમે તો હવે જાઓ છો ત્યારે આ લાકડી કોને આપુ! ત્યારે તે શેઠે કહ્યું કે, તને કહેલું જ છે કે, જે તારાથી મોટો મૂરખો મળે તેને એ લાકડી આપજે. એમાં હવે શું પૂછે છે? ત્યારે તે ગામડીયાએ હસ્તે હસ્તે કહ્યુ કે, ત્યારે તો આ તમારી લાકડી તમે જ પાછી રાખો. શેઠે કહ્યુ કે, એનું કંઈ કારણ? ત્યારે તે ગામડીઆએ કહ્યું કે, જે ઠેકાણે અનત કાળ સુધી રહેવાનું છે તેવે ઠેકાણે છતા સાધનોએ ટીમણુ ભાતા વિના જવું એ કરતાં વધારે મૂર્ખાઈ બીજી કઇ? માટે શેઠ, મને તો એમ જ લાગે છે કે, ભર્યાભાસ્યા ઘરમાં ખાલી હાથે જનારા તમે પોતે જ સૌથી મોટામાં મોટા મૂરખ છો, માટે આ તમારી લાકડી તમેજ પાછી રાખો, એ સાભળીને તે મરવા પડેલા શેઠને બહુ જ અસર થઇ, અને તેણે પોતાની શકિત પ્રમાણે ઘણુંએ દાન પૂન્ય કર્યું.

હે વૃદ્ધ બાપાઓ! આ વાત કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, તમારે પણ હવે મોટે રસ્તે જવાની તૈયારી થઇ ચૂકી છે. માટે જરા ટીમણુ ભાતાની તૈયારી રાખજો, એજ અમારી વિનતી છે. અને એ પણ યાદ રાખજો કે, ત્યા કાંઈ પેંડા, મેસુર, બરફી, થેપલા ને ગાઠીઆનું ભાતું કામ નહિ આવે, પણ ત્યા તો પ્રભુના પવિત્ર નામના જપનું ભાતું કામ આવશે. ત્યા તો ઈશ્વરના ગુણગાનનું ભાતું કામ આવશે, ત્યાં તો પ્રભુના ધ્યાનનું ભાતું કામ આવશે, ત્યાં તો પવિત્રતાનું ભાતું કામ આવશે, ત્યાં તો ભ્રાતૃભાવનું ભાતું કામ આવશે. ત્યાં તો પ્રભુને અર્થે આપેલાં દાનનું ભાતું કામ આવશે. ત્યાં તો દિનતાનું ભાતું કામ આવશે, ત્યા તો ભગવત ઇચ્છાને આધિન થવાનું ભાતું કામ લાગશે, ત્યાં તો પ્રભુનો ઉપકાર માનવાનું ભાતું કામ લાગશે, ત્યાં તો હરિજનોની સેવા કરવાનું ભાતું કામ લાગશે, ત્યા તો સત્સંગનું ભાતું કામ લાગશે, ત્યાં તો મનોનિગ્રહનું ભાતું કામ લાગશે, ત્યાં તો

સત્યનું ભાતું કામ લાગશે, ત્યાં તો દયાનું ભાતું કામ લાગશે' ત્યાં તો પ્રભુપ્રેમનું ભાતું કામ લાગશે, અને ત્યાં તો ઈશ્વરી જ્ઞાનનું ભાતું કામ લાગશે. માટે એવી જાતનું ભાતું મેળવી લેવાય તેમ કરજો. એજ અમારી વિનતી છે.

સવારના પહોરમાથી જે ગાડા જોડાએલાં હોય તે ગાડાંના બળદોને સાજને વખતે છોડી નાખવામા આવે છે. કારણ કે જો હઠ પકડીને રાતે પણ ગાડા ચલાવ્યા કરે તો તે બળદો થાકી ગયા વિના રહે નહિ. એ સિવાય રાતને વખતે ગાડા ચલાવવાથી વખતે લૂટાઇ જવાનો ભય પણ રહે ખરો, માટે હે બાપાઓ! હવે તમારે પણ તમારા સસારી ગાડાઓ છોડી નાખવા જોઈએ. કારણ કે તમે બહુ ગાડા ચલાવેલાં છે, અને હવે તમારી સાજ પડી ગઈ છે. માટે હવે તમારે વિસામો લેવાનો વખત છે. જો એમ નહિ કરો તો થાકી જશો ને રસ્તામા લૂટાઈ જશો. એવી ભયકર ભૂલ ન થાય એ સંભાળ જો.

હે બાપાઓ! વૃદ્ધા અવસ્થા માટે આપણા શાસ્ત્રમા શુ કહેલું છે? એ તમે જાણો છો? દાદાજી! અત્યારે તો તમારે સન્યાસ લેવાનો સમય આવી પહોચ્યો છે. પણ જમાનો જુદો છે, એટલે કદી શરીરથી સન્યાસ ન લઇ શકાય તો કાંઇ ફીકર નહિ, પણ માનસિક સન્યાસ તો જરૂર લેવો જોઇએ. અને પ્રપંચની ઘણી વાતોથી દૂર રહેવુ જોઈએ. કારણ કે હવે તમારી ચોથી અવસ્થા છે. હવે તમારી ઉત્તર અવસ્થા છે. અને હવે તમારી છેલ્લી અવસ્થા છે. હવે આ બધુ મૂકીને થોડા વખતમા જવાનું છે, અને તે એવે ઠેકાણે જવાનું છે કે, જ્યાંથી આપણને ખબર પડે તેવી રીતે પાછુ અહીં આવવાનું નથી. માટે હવે ચેતવાનો વખત છે, અને સન્યાસ લેવાનો વખત છે. પણ આજના વખતમા શાસ્ત્ર વિધિ પ્રમાણે સન્યાસ પાળવો બહુ મુશ્કેલ છે, એટલે સન્યાસના બહારના નિયમો પાળવાની વાત બાજુએ રાખીએ, પણ સન્યાસના અંતરના નિયમો તો પોતાના કલ્યાણ સારૂ પાળવા જ જોઇએ. અને એવા અંતરના સન્યાસને જ માનસિક સન્યાસ કહે છે. જેમ કે

માનસિક સન્યાસ એટલે દુનિયાદારીના બધા પ્રપંચો મનમાથી કહાડી નાખવા માનસિક સન્યાસ એટલે ઘર સસારની જંજાળો મનમાથી કાઢી નાખવી. માનસિક સન્યાસ એટલે કુટુબકલેશ મટાડી સૌ સાથે સલાહસપ કરી સૌની માફી મેળવી લેવી, માનસિક સન્યાસ એટલે પોતાની ઉપરનો બોજો પોતાના પુત્રપૌત્રાદિકને, ભાઇઓને, અગર બીજા સગા વહાલાઓને સોપી દેવો, માનસિક સન્યાસ એટલે મનમાંથી ચોખ્ખી રીતે એમ સમજી જવુ કે, આ બધી જગતની જે જે વસ્તુઓ દેખાય છે તેમાથી કાઇ પણ મારા આત્માને કામ લાગે તેવું નથી, માટે એ બધી વસ્તુઓનો મોહ મારે ઓછો કરી નાખવો જોઇએ, એમ સમજી તે પ્રમાણે વર્તવુ એનું નામ માનસિક સન્યાસ છે. સંસારની રચના જ એવી છે અને મનુષ્યની પ્રકૃતિનો સ્વભાવ જ એવો છે કે, જ્યા સુધી શરીરમા પ્રાણ રહે ત્યા સુધી કાઈને કાઇ સુખ કે દુઃખ થયા વિના રહે જ નહિ, માટે એવા સુખ દુઃખની દરકાર કરવી નહિ ને સુખમા સમતા રાખવી તથા દુઃખમા પણ સમતા રાખવી તેનું નામ માનસિક સન્યાસ છે. મનમા જે જે જાતના સકલ્પ વિકલ્પ ઉઠ્યા કરે છે તે બધા સકલ્પ વિકલ્પોને ઉઠતા અટકાવવા અને તેને બદલે મનમા ને મનમા પરમાત્માનું સ્મર્ણ કર્યા કરવુ તેનુ નામ માનસિક સન્યાસ છે. છેક બાળપણથી નાના મોટા પ્રપચો કરવાની તથા જે બાબતમા પોતાને કાંઇ પણ લાગતુંવળગતું ન હોય તેવી બાબતોમા પણ મનને દોડાવ્યા કરવાની ટેવ પડી ગએલી છે, એવી ટેવ છોડાવી મનને એકાગ્ર કરવુ અગર પરમાત્મામા લય કરવું તેનું નામ માનસિક સન્યાસ છે. કુટુબમા કાઇ સારા માઠા બનાવો બન્યા કરે, અગર પૈસા સબધી કાઇ મુશ્કેલીઓ નડ્યા કરે, તથા માન-મરતબાની બાબતમા કાઈ વિઘ્નો આવ્યા કરે, છતાં પણ એ બધી બાબતોમા તટસ્થ રહેવું અને તેનો ધકકો પોતાના અંતરમાં વાગવા દેવો નહિ. તેનું નામ માનસિક સન્યાસ છે. ટુંકામાં એજ કે, પોતાના સ્વાર્થનો ભોગ આપવો અને ઇશ્વરને અર્થે જીવતાં શીખવું તથા તેને અર્પણ થઇને જીન્દગી ગાળવી

તેનું નામ માનસિક સન્યાસ છે. અને યાદ રાખજો કે, આવી જાતના સન્યાસમાથી જ આગળ જતા કલ્યાણ થવાનું છે, અને એવો સન્યાસ લેવાનો હવે તમારો વખત છે. માટે હે વૃદ્ધ બાપાઓ! હવે એવો માનસિક સન્યાસ લઇ અંતરમાંથી શાંતિમા રહેતા શીખજો, અને જેમ બને તેમ પ્રભુ સાથે તમારો જીવ જોડાએલો રહે તેમ કરજો. એજ અમારી વિનતી છે. કારણ કે ઘડપણ એ પ્રભુ ભજી લેવાની છેલ્લી તક છે. અને એ છેલ્લી તક પણ જો હાથથી ગઇ તો પછી જમદૂતો તૈયાર જ છે, અને નરકના બારણાં ઉઘાડાં જ છે માટે આ છેલ્લી તક ગુમાવવાની ભયકર ભૂલ ન થાય એ સંભાળજો.

---

## ૧૨૮–વૃદ્ધ માણસોને શીખામણ–ભાગ પાંચમો.

## વૃદ્ધાવસ્થામાં થતી ભૂલો.

૧ ઘણાએ વૃદ્ધ માણસોને ઘેરે તેઓના છોકરા તથા છોકરીઓ મોટી ઉમરના થઇ ગએલા હોય છે, એટલું જ નહિ પણ પોતપોતાનું સભાળી લેય એવા થઇ ગએલા હોય છે. છતા પણ ઘણા બુઢ્ઢાઓ તેઓને ઘણી ચીજોનો કબજો આપતા નથી, અને વગર મફતનો બધો બોજો પોતાની ઉપર રાખી વગર મફતના હેરાન થયા કરે છે. છોકરા કદિ નાલાયક હોય અને પોતાનું સાચવી શકે તેવા ન હોય તેને ખાતર તેઓને તેઓનો ભાગ ન સોપાય એ જુદી વાત છે, પણ ઘણા વૃદ્ધ માણસોના છોકરાઓ બહુ લાયકીવાળા હોય છે; અને પોતાનુ કામ પોતે ઉપાડી શકે તેવા હોય છે. છતા પણ ઘણા બુઢ્ઢાઓ પોતાના લાયક છોકરાઓને પણ–તેઓને સોપવા લાયક ચીજો પણ સોપતા નથી, ને પોતાથી તણાય ત્યા સુધી તાણ્યા કરે છે. ને વગર મફતની ખોટી ખોટી જનજાળો ભોગવ્યાં કરે છે તથા સૌની પાસે વિના કારણ હડધૂત થયાં કરે છે. વૃદ્ધ બાપાઓ! એવી ભૂલ તમારાથી ન થાય એ સભાળજો. કારણ કે એક તો નકામો કોઇકનો બોજો ઉપાડવો અને વળી હડધૂત થવું એવા ':ધા તે કોણ કરે! અને એવી મૂર્ખાઇ તે કોણ કરે! માટે એવી ભૂલ થાય તેન સંભાળજો.

૨ ઘણા બુઢ્ઢાઓ એવા કાચા હોય છે કે, પોતાના નાની ઉમરના અને કાચી બુદ્ધિના છોકરાઓને પોતાનો બધો કબજો સોંપી દે છે, પણ એ પછી પરિણામ એ થાય છે કે, કાચી બુદ્ધના તથા જુવાન ઉમરના છોકરાઓથી એ ભાર જીરવી શકાતો નથી, તેથી તેઓ આડે રસ્તે ઉતરી જાય છે, અગર પૈસાની ખરાબી કરી નાખે છે અને બાપા કાંઇ બોલવા જાય તો તેની સામે વડચકા નાખ્યા કરે છે, ને ઉલટુ તેઓનુ અપમાન કરે છે. એથી ઘડપણના વખતમા ઘણા ઘરડાઓને બહુ દુઃખ થાય છે. અને એ દુઃખ વખતે પોતાની પાસે કાંઈ કબજો હોતો નથી, કે બીજો કઇ આધાર હોતો નથી. તેને લીધે એ બધો જૂલમ ખમી લેવો પડે છે, મનમા ને મનમા રીબાયા કરવું પડે છે. એમ ન થાય માટે નાલાયક છોકરા ઓને ઘરનો બધો કારભાર સોંપી દીધા પહેલાં પણ બહુ વિચાર કરવો જોઈએ, અને છોકરાઓમાં જેવી યોગ્યતા હોય તે પ્રમાણે તેની સાથે વર્તવું જોઇએ. જો એવું ધ્યાન રાખવામા ન આવે તો પાછળથી બહુ હેરાન થવું પડે છે. માટે એવી ભૂલ ન થાય એ સભાળજો.

૩ ઘણા બુઢ્ઢા માણસો એવા હોય છે કે, તેઓ પોતાના રીતરિવાજોને તથા ખોરાક પોશાકના નિયમોને બહુ જ ચીવ-ટાઇથી વળગી રહે છે. અને એમા જરા જેટલો પણ ફેર પડે એ તેઓ ખમી શકતા નથી પણ બીજી તરફ જોતા હવે દિનપ્રતિદિન જમાનો ફરતો જાય છે. તેથી લોકોના આચાર વિચાર બદલાતા જાય છે, અભ્યાસનાં ધોરણો બદલાતા જાય છે, કેળવણી આપવાની રીતો બદલાતી જાય છે, સ્ત્રીઓના તથા પુરૂષોના પોશાકોમા ફેરફાર થતો જાય છે, ખોરાકની બાબતમા પણ ઘણીએ નવી નવી ચીજો દાખલ થતી જાય છે, દાગીનાની ફેશનો પણ બદલાતી જાય છે, અને રીતરિવાજો તથા વિવેકો પણ બદલાતા જાય છે. પણ એ બધાની સામે કેટલાક ઘરડાઓ જોતા નથી, પણ તેઓ તો એવી જ હઠ કરે છે કે, અમારા વખતમાં અમે આમ કરતા હતા ને અમે આમ કરતા હતા, માટે તમે પણ હજી એમ જ કર્યા કરો. પણ

આજના વખતના ઘણાએ જુવાન છોકરાઓને ઘરડા બાપાની વાતો ગમતી નથી. કારણ કે તેઓએ નવો જમાનો જોએલો છે, એટલે તેઓ નવા જમાનાની રીત પ્રમાણે રહેવા ચાહે છે, અને ઘરડાઓ ચાલતી આવેલી જૂની રીત પ્રમાણે વર્તવાનું કહે છે, તેથી ઘરડા બાપ તથા જુવાન દિકરા વચ્ચે, વૃદ્ધ મા તથા જુવાન દિકરી વચ્ચે, ઘરડી સાસુ તથા નવી નવી આવેલી ભણેલી વહુ વચ્ચે, જૂના વિચારના ઘરડા કારભારીઓ તથા અંગ્રેજી વિચારો પ્રમાણે ઉછરેલા નવા વિચારના પ્રજાના જુવાન આગેવાનો વચ્ચે મતભેદ થયા કરે છે. કારણ કે ઘણાએ ઘરડાઓને પોતાના વખતનું જૂનુંજૂનું બધું સારૂં સારૂં લાગ્યા કરે છે અને હાલના વખતમાં જે કાંઈ નવા નવા ફેરફારો થાય છે તે તેઓને ઉંધું ઉંધું લાગ્યા કરે છે. અને જુવાનીઆ નવી નવી રીત પ્રમાણે નવા નવા વિચારોમા ટેવાએલા હોય છે, તેથી તેઓને વૃદ્ધ માણસોની વાતો ગળે ઉતરતી નથી, અને અમે જે કરીએ છીએ તે જ વાજબી છે, એવા આગ્રહવાળા તેઓ હોય છે. અને ઘરડાઓ પણ બહુ હઠીલા સ્વભાવના હોય છે. તેથી તેઓ વચ્ચે વારવાર મત ભેદ થયા કરે છે. માટે હે બાપાઓ! જ્યારે આવો મતભેદ થાય ત્યારે જરા જમાના સામે જોવાની પણ મહેરબાની કરજો! અને તમારાથી જેટલી છૂટછાટ મૂકી શકાય તેટલી છૂટછાટ મૂકવા મહેરબાની કરજો. તેમજ નવીન વિચારવાળા જુવાનીઆઓને પણ અમારી એવી ભલામણ છે કે, એકદમ છેલ્લે પાટલે બેસવાની હુજત કરશો માં, પણ જેમ બાપા રાજી રહે તેમ કાંઈક વચલો રસ્તો કાઢવાની કોશીશ કરજો. અને હે બાપાઓ! તમે પણ નવો જમાનો સમજવાની કોશીશ કરજો. કારણ કે જો નવા જમાના સામે નહિ જુઓ અને બધું જૂના રિવાજો પ્રમાણે જ ચલાવવા જશો તો એ પણ તમે એક બહુ મોટી ભૂલ કરો છો, એમ જાણજો. કારણ કે તમારી જૂના વખતની નવાબી નવા જમાનામાં પૂરેપૂરી ચાલી શકે તેમ નથી. માટે સમય વિચારીને નવા વિચારમાં ઉછરેલા જુવાન છોકરાઓ સાથે બહુ હઠ નહિ કરતા જરાતરા છૂટછાટ મૂકીને વર્તવાની કોશિશ

કરજો, ને કુટુંબ કલેશ થતો અટક એજ અમારી ભલામણ છે.

૪ ઘણાએ ઘરડાઓ એવા હોય છે કે, ઘડપણની નગળાઇને લીધે પોતાના ધંધારોજગારનાં કે ઘરસ સારી કામો પોતાનાથી જેવી જોઇએ તેવી રીતે બની શકતાં નથી, અને પોતાના ભાઇઓ, દિકરાઓ કે નોકરોથી એ કામો સારી રીતે થઇ શકે તેમ હોય છે, છતા પણ તેઓને કામ કરવાનો ને જંજાળ ભોગવવાનો એવો મોહ હોય છે કે, પોતાનાથી ન બની શકે છતા પણ તેઓ પોતાનું કામકાજ પોતાના વહાલા સગાઓને પણ સોપતા નથી. તેથી પરિણામ એ થાય છે કે, છોકરાઓ અનુભવ વગરના રહી જાય છે, અને પોતે પહોચી શકે નહિ તેથી કામકાજની ભૂલો થયા કરે છે, તથા નુકશાની થયા કરે છે. માટે પોતાનાથી ન બની શકે તેવા કામને પણ છેવટ સુધી વળગી રહેવાની ભૂલ ન કરવી જોઇએ, પણ પોતાનાથી જે વાત ન બની શકે કે જે કામ ન બની શકે તે કામ જો બીજાઓને સોપી શકાય તેવુ હોય તો સોપી દેવું જોઇએ. અને પોતે એટલી ઉપાધીમાથી મુક્ત થવું જોઇએ.

૫ ઘણા ઘરડા માણસો એક બહુ મોટી ભૂલ કરે છે અને તે એ કે, પોતાના શરીરમા બીલકુલ શકિત ન હોય, રોગનું જોર વધી ગયું હોય, અને મરવાની તૈયારીમાં હોય, છતા પણ પોતાની નાણા સબંધી તથા લેણદેણ સબંધી જે સ્થિતિ હોય તેની ખરી હકીકત પોતાના બાયડી છોકરાને પણ જણાવતા નથી, તેમજ તેની કાઇ ચોખ્ખી નોધ પણ રાખતા નથી. તેથી જ્યારે ઓચીંતી તેઓની આંખો મિચાઇ જાય છે, ત્યારે જ્યા મેલ્યુ મૂકયુ હોય ત્યાંનું ત્યાજ રહી જાય છે, અને કોઇ અપ્રમાણિક વેપારીને ત્યા પૈસા જમે રાખેલા હોય તો તે ખાઈ જાય છે, અને છતા ધને તેમનાં બાયડી છોકરાઓ દુઃખી થાય છે. અને યાદ રાખજો કે ખુલ્લા દીલે પોતાના વ્હાલાં સગાઓ પાસે પણ પેટ ન ખોલવાને લીધે જ આવી ખરાબી થાય છે, તથા પોતાની મેલમૂકની ચોખ્ખી નોધ ન રાખી હોય તેને લીધે આવી ખરાબી થાય છે. માટે આવી મોટી ભૂલ ન

થાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ. કારણ કે જે ધન મેળવવા માટે પોતાના લોહીનું પાણી કરેલું છે, જે ધન મેળવવા માટે અનેક જાતના પ્રપંચો કરેલા છે, જે ધન મેળવવા માટે ભૂખ તરસ વેઠેલી છે, અને જે ધન મેળવવા માટે બીજાઓની ખુશામતો કરી છે, તથા અપમાન ખમ્યાં છે, તે ધન પોતાની જરાક ભૂલને લીધે વિના કારણ બીજાઓ ખાઇ જાય અને જે બાઇડી છોકરાને માટે એ ધન મેળવ્યું હોય તેઓને એ ધન કામ લાગે નહિ તે કરતા વધારે ખરાબી બીજી કઇ? માટે એવી ભૂલ ન થાય તેની હે વૃદ્ધજનો! તમે સુરત રાખજો.

આવી જાતની બહુ મ્હોટી ભૂલ થવાનું કારણ એ છે કે, કેટલાક ઘરડા માણસો બહુ અધિરીયા સ્વભાવના હોય છે. કેટલાક ઘરડા માણસો બહુ વહેમી સ્વભાવના હોય છે. કેટલાક ઘરડા માણસો બહુ લોભી પ્રકૃતિના હોય છે. અને કેટલાક ઘરડા માણસોને પોતાના બાઇડી છોકરા માટે એવો વિચાર ઠશી ગએલા હોય છે કે, તેઓના હાથમા જો પૈસા જશે તો તેઓ પૈસાને ઉડાવી દેશે. બીજા કેટલાક ઘરડાઓને એમ લાગે છે કે, જો અમે બધો કબજો છોકરાને સોપી દઇશું તો પછી છોકરાઓને અમારી કાંઇ ગરજ રહેશે નહિ, તેથી તેઓ અમારૂ કહ્યુ માનશે નહિ. એમ ધારીને તેઓ પોતાની મેલ મૂકની વાત છુપાવે છે. અને કેટલાક ઘરડાઓ એમ જાણે છે કે, આપણું લેણું દેણુ જો છોકરાઓને કહી દઇએ તો આપણો ભરમ ઉઘાડો થઈ જાય. આવું સમજીને તેઓની આગળ લેણદેણની વાત કરતા નથી, પણ તેથી પરિણામ એ થાય છે કે કોઇનું ધન જમીનમા રહી જાય છે. કોઇનું ધન કોઇ વેપારીને ત્યા રહી જાય છે, અને કોઇનું ધન જુદી જુદી કંપનીઓનાં કાગળીયાઓમાં રહી જાય છે. અને છતા ધને બાપા ગુજરી ' ગયા પછી તેમના બાઇડી છોકરાઓ દુ:ખી થાય છે. માટે હે બાપાઓ? આવી ભૂલ ન થાય એ સંભાળજો.

— —

## ૧૨૯–વૃદ્ધ માણુસોને શીખામણ-ભાગ ૬ ઠ્ઠો.

ઘણા ઘરડા માણુસોનો સ્વભાવ એવો બની જાય છે કે, તેઓથી કાંઈ પણ બની શકતું નથી. કારણ કે શરીર બહુ જ અશક્ત થઈ ગયેલું હોય છે, તેથી તેઓ ઘરના ખૂણામા કે પથારીમા પડ્યા રહે છે. પણ અફસોસની વાત એ છે કે, આવી સ્થિતિમા પણ તેઓ પોતાની જીભને વશ રાખી શક્તા નથી. પથારીમા પડ્યા પડ્યા પણ તેઓ પોતાની જીભ ચલાવ્યા કરે છે. અને છોકરાઓને, વહુઓને તથા નોકર ચાકરને ઠાલા ઠાલા ધમકાવ્યા કરે છે. અને જે બાબતમા ધ્યાન આપવાની પોતાને જરૂર ન હોય તેવી બાબતોમા પણ માથુ માર્યા કરે છે, અને વિના કારણ આખો દિવસ બડબડ્યા કરે છે. તથા નાની નાની વાતો સારૂ કરીને પણ મોટી મોટી રાડયો પાડ્યા કરે છે, અને પોતાના લોહીને ઉકાળી નાખે છે, તથા ઘરના માણુસોને પણ હેરાન હેરાન કર્યા કરે છે. અને આ બધું કરવામા તેઓનો કાઇ ખાસ હેતુ હોતા નથી, પણ તેઓનો સ્વભાવ જ એવો ચીડીયો થઇ ગયેલો હોય છે, તેઓનો જીવ એવો મોહવાદી બની ગયેલો હોય છે, અને તેઓનું મન એવું અસ્થિર થઇ ગયેલુ હોય છે કે, તેઓ સૌની સાથે નજીવી નજીવી વાત સારૂ પણ ચીંથરા ફાડ્યા કરે છે; અને ઘરમાં પોતાનું કાઇ ચાલતું ન હોય છતા પણ રાડયો પાડ્યા કરે છે. પણ આમ કરવાથી તેઓ પોતે દુઃખી થાય છે, અને ઘરના માણુસો પણ તેમનાથી કટાળી જાય છે. તેથી છેવટ પરિણામ એ થાય છે કે, જે વૃદ્ધ માબાપનું માન જાળવવુ જોઇએ તેઓનું જ અપમાન કરવું પડે છે. જે વૃદ્ધ માબાપને રાજી રાખવા જોઈએ તેઓને જ દિલગીર કરવાં પડે છે. જે વૃદ્ધ માબાપના આશીર્વાદ લેવા જોઇએ તેઓની જ ગાળો ખાવી પડે છે, તથા તેઓનાજ શાપ સાભળવા પડે છે. અને જે વૃદ્ધ માબાપોને માટે એમ ઇચ્છવું જોઇએ કે, તેઓ હજી ઘણા વધારે વર્ષો સુધી જીવે તો સારૂં, તેને બદલે એમ કહેવા વખત આવે છે કે, હવે તેઓ બિચારા દુઃખી થાય

છે માટે છુટી જાય તો સારૂં. આવી રીતે જીંદગીને બદલે મોત પુચ્છવું પડે છે. અને યાદ રાખજો કે, કેટલાક ઘરડા માણસોના ખરાબ થઇ ગયેલા સ્વભાવને લીધે જ આ બધી ખરાબી થાય છે. માટે વૃદ્ધ જનોએ પોતાના મનને કાબુમા રાખવું જોઇએ, તથા પોતાના સ્વભાવને સુધારવાની કોશિશ કરવી જોઇએ. કારણ કે ડાહ્યા મણસોની રીતિ એજ છે કે, પોતાનું મોત સુધારવા માટે જ્યારે મરવાનો વખત નજીક આવે ત્યારે તો સૌ સાથે વધારેમા વધારે ભલાઇ રાખવી જોઇએ; અને સૌને સોના હુક ચુકવી આપી, સૌને રાજી કરી, સૌના આશીર્વાદ મેળવી, સૌની હજુરમા બહુ જ શાંતિથી પ્રભુના નામનુ સ્મરણ કરતે કરતે મરવું જોઇએ; તેને બદલે ઘડપણુમા મરવાનો વખત નજીક આવે તેવે ટાણે જ સૌની સાથે કજીઆ કરવા પડે, સોના મન દુખાવવા પડે અને પોતાના વહાલા સગાઓને વિના કારણ ત્રાસ આપવો પડે એ કેટલી બધી મોટી ભૂલ કહેવાય? અને યાદ રાખજો કે, ઘડપણમા પથારીમાં પડયે પડયે ઘર–સંસારનો મોહ રાખી પોતાનો સ્વભાવ બગાડવામાથી અને વગર મફતની જીભ ચલાવવામાથી જ આ બધી ખરાબી થાય છે. માટે હે વૃદ્ધ બાપાઓ ! આવી ભયંકર ભુલ ન થાય એ સંભાળજો.

ઘણાએ વૃદ્ધ માણસો એવા સાંકડા વિચારના હોય છે કે, જો અમે અમારા છોકરાઓ સારૂ સારી રીતે પૈસા નહિ મૂકી જઇએ તો તેઓ બિચારા શુ કરશે? પૈસા વિના તેઓ રખડી પડશે એમ ધારીને જ્યારે મરણ–સમયે પોતાને હાથે પરોપકાર કરી લઇ દિલાસો મેળવાનો ખરો વખત હોય ત્યારે પણ તેઓ કાંઇ ધર્મ, દાન કરી શકતા નથી અને પોતાના છોકરાઓને શેઠીયા બનાવવા સારૂ પોતે ખાલી હાથે ચાલ્યા જાય છે. આવી ભૂલ થવાનું કારણ એ છે કે એવા ઘરડા માણસો અતિશય મોહવાદી હોય છે, તેથી તેઓ પોતાના છોકરાઓને અકર્મી સમજ્યા કરે છે, અને અમે તેમને સારૂ પૈસા નહિ મૂકી જઇએ તો તેઓ રખડી મરશે એમ માન્યા કરે છે. તેને લીધે તેઓ મરતી વખતે પણ જેવું કરવું જોઇએ તેવું દાન પુન્ય કરી શકતા

નથી. પણ યાદ રાખજો કે, છતા સાધનોએ આવી રીતે ખાલી હાથે ચાલ્યું જવું અને છોકરાઓને શેઠીઆ રાખવા સારૂ પોતે નરકમાં જવું એ કરતા વધારે મોટી ભૂલ બીજી કઈ? માટે એવી ભૂલ ન થાય એ સભાળજો.

જે માણુસ ઝાઝુ ધન મૂકીને મરી જાય તે માણુસ આ દુનિયામા વખણાય છે, અને લોકો કહે છે કે, એણે બહુ રૂપિયા મેળવ્યા. એ ઘણો હુશિયાર માણુસ હતો. આવી રીતે ધન મૂકીને મરી જાય તેના આ દુનિયામા વખાણ થાય છે, પણ યાદ રાખજો કે, આ દુનિયામા ઝાઝુ ધન મૂકીને મરી જાય તેના કાઈ પ્રભુને ઘેર વખાણ થતા નથી. પણ જે માણુસ ખૂબ દાન પુન્ય કરે, અને મોક્ષ-ધામમા કામ લાગે એવું ભાતું જે માણુસ પોતાની સાથે ખૂબ બાધી જાય તે પરમાર્થી માણુસનાં જ પ્રભુને ઘરે વખાણ થાય છે. માટે કદી બીજે વખતે દાન પુન્ય કરવાનુ ન બને તો એ જુદી વાત છે, પણ જ્યારે મરણુનો સમય નજીક આવે ત્યારે તો વૃદ્ધ માણુસોએ જરૂર પોતાને હાથે કરીને પોતાની શક્તિ પ્રમાણે દાન પુન્ય કરવું જ જોઇએ. કારણ કે એવે વખતે દાન પુન્ય કરવાથી વૃદ્ધ માણુસના અતરાત્માને એક જાતની માનસિક શાતિ મળે છે. તથા એથી હૃદયનો ભાર ઓછો થાય છે, અને ગરીબ લોકોના તથા સગા વહાલાઓના અને નોકર ચાકરોના આશીર્વાદ મળે છે, તેથી પ્રભુ પણ રાજી થાય છે. અને એવી રીતે દાન કરનાર વૃદ્ધ જનોનું કલ્યાણ થાય છે. માટે ઘડપણુના વખતમાં ધર્મ દાન કરવાની ટેવ રાખવી જોઇએ, એટલું જ નહિ પણ ખાસ ચાહીને એવે વખતે વધારે વધારે દાન કરવું જોઇએ. પણ અફસોસ કે આ બાબતમા પણ ઘણા માણુસો બહુ ભૂલ કરે છે, અને પોતાના છોકરાઓને શેઠીઆ બનાવવા સારૂ પોતે નરકમાં જાય છે. હે વહાલા દાદાઓ! તમારાથી આવી ભૂલ ન થાય એ સંભાળજો.

વાંચનાર ભાઇ બ્હેનો! હવે તમોને જે વિનતિ કરવાની છે તે એજ કે, આ બધી ઘરડા માણુસોની ભૂલો જોઇને તમે તમારાં ઘરડાં માતા પિતાને, ઘરડાં સગાં વહાલાંને, કે ઘરડાં

પાડોશીઓને તેઓની એ ભૂલો કહ્યા કરશો માં, અને એવી ભૂલોનો ભાર તમારા મનમા ભરી રાખી પૂજ્ય વૃદ્ધ જનોને ખરાબ સમજશો મા, પણ વૃદ્ધ જનો ઉપર જેમ બને તેમ માનની ને સ્નેહની દ્રષ્ટિ રાખજો. તેમની સામે ઉદારતાની નજરે જોજો. તેમની સામે દયા દ્રષ્ટિએ જોજો. તેમની સામે ક્ષમાની આંખે જોજો, અને તેમની ભૂલોને નિભાવી લેવાની કોશિશ કરજો. કારણ કે જગતમાં બીજા કોઇથી પણ ન બને એટલું તમારા વૃદ્ધ માતા પિતાએ તમારે માટે કરેલું છે. અને હજી પણ તેમના મનમા તમારે માટે અતિશય સ્નેહ છે. કારણ કે તમારા સ્નેહની ખાતર જ તેઓ નરકના દુઃખો ભોગવવાનું પણ કબુલ કરે છે, અને પોતાની શક્તિના પ્રમાણમા લાખો હાથ કરીને કોઇને દાન આપી શક્તા નથી. આટલો બધો તેઓને તમારી ઉપર મોહ છે. માટે તેઓની ભૂલો મનમાં લાવશો મા, પણ તેઓને નિભાવી લેવાની કોશિશ કરજો! જો એમ નહિ કરો અને ઘરડાં માવતરની ભૂલો જોયા કરશો તો એ તમે એક જાતની બહુ મોટામા મોટી ભૂલ કરો છો એમ સમજજો. માટે હે જુવાન બંધુઓ! તમારાથી એવી ભૂલ ન થાય તેની તમે પણ સંભાળ રાખજો.

ભાઇઓ અને બહેનો! તમારામાથી જેના જેના વાચવામાં આ લખાણ આવે તેઓ પોતાના વૃદ્ધ માતા પિતાને આ બધી બાબતો વાચી સંભળાવવાની કૃપા કરજો. એટલુ જ નહિ પણ તમારા કાકા, મામા, માશી, ફોઇ, વગેરે વૃદ્ધ સગાઓને તથા વૃદ્ધ પાડોશીઓને પણ વાચી સંભળાવવાની મહેરબાની કરજો! કારણ કે આ સાચી બાબતો તેઓને સમજાવવાથી તેઓની આંખો ઉઘડશે, તેઓને ખરો રસ્તો મળશે, અને તેઓ પ્રભુ તરફ વળી શકશે. એથી તમે તેઓની બહુ મોટી સેવા કરેલી ગણાશે. અને એવી સેવા કરવાથી તમોને પણ કાંઇક પુન્ય થશે. માટે તમારા સંબંધમાં આવતાં ઘરડાં સજ્જનોને આ વાતો વાંચી સંભળાવવાની મહેરબાની કરજો, એજ અમારી વિનંતિ છે.

---

## ૧૩૦—સંતો પોતાના પ્રભુને માન આપવા ચાહે છે, અને પ્રભુ પોતાના સંતોને માન આપવા ચાહે છે.

આ જગતમાં ઘણાં કામો પરમકૃપાળુ પરમાત્મા પોતાના ભગતોની મારફત કરે છે. જેમ કે દવાખાના, ધર્મશાળા, નિશાળો, મંદિરો, અનાથાશ્રમો વિગેરે જગતમાં પરમાર્થના જેટલાં જેટલાં મહાન કામો છે તે બધાં કામો ઘણુકરીને આગળ વધેલા મહાન ભગતોને હાથે જ થાય છે. એટલું જ નહિ પણ ભગતોની કૃપાને લીધે ઘણાં માણસોના ભયંકર રોગો મટી જાય છે; તથા ભગતોની અમીદ્રષ્ટિને લીધે કામ, ક્રોધ, લોભ વિગેરે મહા દુર્ગુણ પણ નાશ પામી જાય છે. આ બધા શુભ કામો ઘણુંકરીને ભગતોની મારફતે જ થાય છે. તેથી સૌ લોકો તેનું માન ભગતોને આપે છે. પણ ભગતો પોતપોતાના અંતરમાથી ચોખ્ખી રીતે એમ સમજતા હોય છે કે, જે કરે છે તે બધું સર્વશક્તિમાન પરમકૃપાળુ પરમાત્મા જ કરે છે, અને અમે તો તેમા નિમિત્ત માત્ર જ છીએ. અને તે પણ તે બહુ કૃપાળુ છે માટે તેની કૃપાને લીધે જ અમોને નિમિત્ત બનાવે છે. બાકી તેના કામોમા નિમિત્ત માત્ર બનવા જેટલી પણ અમારામા તો યોગ્યતા નથી. આમ સમજીને તેઓ પોતાના અંતરમાથી ગળી ગયેલ હોય છે. તેથી કોઈ પણ જાતનું માન મેળવવા તેઓ ચાહતા નથી, કે પોતાનું નામ બહાર પાડવા તેઓ ઇચ્છતા નથી. અને તેમ છતાં જ્યારે તેઓનું નામ બહાર આવી જાય ત્યારે તેઓ સંતાતા ને ભાગતા ફરે છે. કારણ કે તેઓને એમ ખાત્રી થયેલી હોય છે કે, અમે તો કાઇ છીએ જ નહિ, અમે કાંઈ કરી શકીએ તેમ છીએ જ નહિ, અને અમારામા કંઈ જ માલ નથી. પણ જે બલિહારી છે તે તો અમારા નાથની જ છે. એમ માત્ર સમજીને જ નહિ, પણ એવો અનુભવ લઇને તેઓ અંતરમાથી ઠરી ગયેલા હોય છે. તેથી તેઓ ખાત્રીપૂર્વક એમ જ માને છે કે,

કોઇએ તેલ પુરેલું હોય તેથી દીવો બળતો હોય—ને તેમ છતાં દીવો એમ અભિમાન કરે કે, આ તેજ તો મહારૂં જ

છે. તો એ જેમ વાજબી કહેવાય નહિ તેમજ અમને જે બળ મળેલું છે, જે બુદ્ધિ મળેલી છે, અને બીજા જે જે સારાં સાધનો મળેલાં છે તે તેની કૃપાને લીધે જ મળેલાં છે. અને તેથી જ કાઈ કાંઇ કામ થઇ શકે છે. તેમા અમારૂં શું છે ? જેમ કોઈ માણુસે બહુ મજેનો પતગ બનાવીને ખુબ લાંબી દોર છોડી હોય, તેથી પતગ આકાશમાં ખુબ ઉંચે ઉડતો હોય, તે જોઇને એ પતગ જો એમ અભિમાન કરે કે, હું કેટલો બધો ઉંચે ઉડુ છું. તો એ ખોટુ કહેવાય. કારણ કે પતંગને નીચે રહેવાનો કે ઉંચે જવાનો આધાર તેની દોરી મૂકનાર ઉપર છે. તેમજ અમોને સગવડો આપનાર અમારો અનત બ્રહ્માડનો નાથ છે, અને અમે તો નિમિત્ત માત્ર છીએ. એટલે અમારાં કામોથી અમને કુલાઇ જવાનો કાંઇ પણ હક નથી. એમ સમજીને જે ખરા સતો છે, ખરા ભગતો છે, ખરા જ્ઞાનીઓ છે અને ખરા મહાત્માઓ છે તેઓ કોઇ પણ કાળે પોતાનું નામ આગળ લાવવા ચહાતા નથી પણ જેમ અને તેમ પ્રભુનું નામ વધે અને પ્રભુનો મહિમા ફેલાય તેવા જ ઉપાયો તેઓ કરે છે

બધુઓ ! ભગતો જ્યારે આમ કરે છે ત્યારે ,દુનિયાદારીના લોકો તેથી તદન ઊધી જ રીતે વર્તે છે, અને બધુ માન પોતે લઇ લેય છે. તથા પોતાનું જ નામ વધારવાના ફાફા માર્યા કરે છે, અને તે પણ ખરી રીતે નહિ, સારા સારા કામો કરીને નહિ, પ્રભુને રાજી કરીને નહિ, અને પોનાના અતરનો સતોષ મેળવીને નહિ, પણ જેમ કોઇ આળસુ રસોઇયો એ ચાર ચીજમા મીઠુ નાખી આવે અને પછી મનમા મનમા ફુલાયા કરે કે, આ બધી રસોઇ મે જ બનાવી છે. તેમ સસારી લોકો જરાક જેટલુ કરીને પોતાનું નામ જાહેરમા લાવવા ઇચ્છે છે, અને દરેક કામમા હુ છુ ને એ કામ મેં કરેલું છે, એમ બતાવ્યા કરે છે.

બંધુઓ ! સતોમા અને સસારી લોકોમાં આટલો બધો તફાવત છે કે, સંતોને પ્રભુ માન આપવા ચાહે છે તોપણ તેઓ માન લેતાં શરમાય છે અને સસારીઓ કાંઇ કરતા

નથી છતા પણ તેઓને મફતનાં માન જોઇએ છે. માટે આવી પોલમાં ન પડયુ રહેવાય એ સભાળજો અને જેમ બને તેમ સાચા ભગત થઇ આપણાં બધાં કામોનું પ્રભુને માન અપાય ને તેનું નામ વધારાય તેમ કરજો. એજ અમારી પ્રાર્થના છે.

---

## ૧૩૧–બધા માણસો દુઃખને વખતે પ્રભુને યાદ પણ જ્યારે સુખ આવી પડે ત્યારે ઈશ્વરને ભૂલી જાય છે તે વિષે.

એક રાજાની પાસે એક લશ્કરી અમલદાર રહેતો હતો તે બહુ બહાદુર ને મોટો લડવૈયો હતો પણ તેના શરીરમા કોઇ જાતનો મહા વ્યાધિ હતો; તેથી તે હમેશા માંદો રહ્યા કરતો હતો. તેનું શરીર જોયું હોય તો એમ લાગે કે, હવે આનું આવી ખુટયુ છે. બેચાર મહિનામા એ જરૂર મરી જશે! એવો દેખાતો હતો. અને તેને પોતાને પણ એમ લાગતું કે, હુ આ મદવાડમાથી બચી શકીશ નહિ

એ લશ્કરી અમલદાર શરીરે હમેશા માંદો રહેતો છતા પણ લડવાની બાબતમા તેની કુશળતા બહુ જબરી હતી. એવા માંદા શરીરે પણ તે દરેક લડાઇમા જતો, અને બહુ મોટી ફતેહો મેળવી આવતો હતો એવી રીતે ઘણી લડાઇમા તેણે ફતેહ મેળવી, અને ઘણો મુલક પોતાના રાજાને જીતી આપ્યો તેથી રાજા તેના ઉપર બહુ ખુશી થયો. અને રાજાને તેની નબળી તબિયત માટે બહુ દયા આવી, તેથી બહુ હુશિઆર વૈદ્યોને બોલાવીને રાજાએ તે અમલદારની દવા કરાવી. કારણ કે રાજા એમ સમજતો હતો કે, જ્યારે આટલો બધો મંદવાડ છતા ને શરીર આવુ નબળું છતાં પણ આટલી બધી બહાદુરી બતાવે છે ને દુશ્મનોને જીતી લેય છે ત્યારે જો તેનું શરીર સારૂ હોય તો તો કોણ જાણે શુંનું શું કરે! માટે એવા બહાદુર માણસને સાજો કરવો જોઇએ. એમ ધારીને રાજાએ પોતાના વૈદ્યોને ખાસ તાકીદ કરી કે, ગમે એટલું ખર્ચ થાય ને ગમે એ દવા કરવી પડે તેની ફિકર નહિ, પણ આ અમ-

લદારને સાજો કરો. જો એ સાજો થશે તો હું તમને બહુ મોટું ઇનામ આપીશ. એ ઉપરથી વૈદો બહુ ધ્યાન રાખીને મહેનત કરવા લાગ્યા તેમાં કોઈ દવા લાગુ પડી ગઇ, અને તે અમલદાર સાજો થઈ ગયો. એ પછી તેના ચહેરાનો રંગ બદલાઈ ગયો. તેનામા નવી તેજી આવી ગઇ. તેનું શરીર હૃષ્ટપુષ્ટ થઇ ગયું અને તે બહુ સુંદર દેખાવનો થઈ ગયો.

એ પછી તે અમલદારે પોતાનું રાજીનામું મોકલ્યું, ને કહ્યું કે, હવે મારાથી નોકરી બની શકશે નહિ, માટે મને માફ કરો, અને લશ્કરી નોકરીમાથી છુટો કરવાની મહેર બાની કરો.

આ સાભળીને રાજા બહુ અજબ થયો, અને તેને પૂછ્યું કે, આમ કાં? જ્યારે માંદા હતા ત્યારે બહાદુરીથી લડતા હતા અને જ્યારે સાજા થયા ત્યારે રાજીનામું? એમ રાજીનામું આપવાનું કાઇ કારણ? ત્યારે તે અમલદારે કહ્યું કે, સાહેબ, જ્યા સુધી હુ બિમાર હતો ત્યાં સુધી મને એમ લાગતું કે, આ રોગમાથી હુ કાઇ બચવાનો નથી. મોડોવહેલો મરવાનો જ છુ. ત્યારે કાઇ બહાદુરી કા ન બતાવું? જ્યારે થોડા વખતમા મરી જવું છે ત્યારે કાઈક કીર્તિ કા ન મેળવી લઉં? અને જ્યારે રોગથી પણ મરવુ છે ત્યારે તમારી સેવા કરતે કરતે લડાઇમા કા ન મરૂ? એમ ધારીને હુ લડનો હતો.એટલે એ વખતે મને પોતાનો ભય નહોતો! તેથી હુ ફતેહ મેળવી શકતો હતો! પણ હવે તબિયત સારી થયા પછી મને મરવુ ગમતું નથી, હવે મને મોતનો ડર લાગે છે, અને હવે મને વૈભવ ભોગવવા ગમે છે માટે હુ રાજીનામું આપુ છુ.

બધુઓ! એ લશ્કરી અમલદારની પેઠે આપણે પણ એમ જ કરીએ છીએ કે, જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે પ્રભુને યાદ કરીએ છીએ. જ્યારે દુઃખ આવી પડે ત્યારે તેની પ્રાર્થના કરીએ છીએ. અને જ્યારે દુઃખ આવી પડે ત્યારે ધર્મમાં કાઇક વધારે બળવાન બની જઇએ છીએ, અને કેટલીક જાતની ભકિતમા ટકી રહીએ છીએ. પણ જ્યારે સુખ આવી પડે ત્યારે ઢીલા પોચા થઈ જઇએ છીએ, જ્યારે સુખ આવી

પડે ત્યારે મોહમાં પડી જઇએ છીએ. જ્યારે સુખ આવી પડે ત્યારે મોજ શોખ ભોગવવાનું મન થઈ જાય છે. જ્યારે સુખ આવી પડે ત્યારે ખોટી નાજુકાઈ અને બહારના આડંબર વધી જાય છે. જ્યારે સુખ આવી પડે ત્યારે ફરજો બજાવવામાં એક જાતનું ખાસ આળસ આવી જાય છે. અને જ્યારે સુખ આવી પડે ત્યારે, ખોટી શરમ, ઉપરછરા વિવેક, અને માનસિક નબળાઇ આવી જાય છે. તેથી સુખના વખતમાં પ્રભુથી વિમુખ થઈ જવાય છે.

બંધુઓ ! જો હરિજન થવું હોય તો સુખ દુઃખની આવી બાબત સમજી લેવા જેવી છે. કારણ કે જીન્દગીની સાથે સુખ દુઃખ તો જડેલા છે જ. એટલે જ્યારે દુઃખ આવે ત્યારે દબાઇ જશો મા, પણ દુઃખથી પણ ઘણા ફાયદા થાય છે, અને દુઃખની વખતે પ્રભુનું વધારે સ્મરણ થાય છે. એમ સમજી દુઃખમા દિલાસો લેતાં શીખજો. અને સુખના વખતમાં મન ઢીલું ન થઇ જાય, મોહમા ન પડી જાય અને પ્રભુને ન ભૂલી જાય એ સંભાળજો.

---

## ૧૩૨–શરીર તથા મન બંને સુધરે ત્યારે જ ખરી ભક્તિ થઇ શકે છે.

એક મોટો શ્રીમંત હતો, તે હાલના જમાનાની ફેશન પ્રમાણે પોતાના શરીરની તથા ઘરની બહારની સફાઇ રાખવામાં બહુ કુશળ હતો. પોતાના દિવાનખાનામા કોઇ પણ ઠેકાણે ધળ ન હોવી જોઇએ. પોતાના કોઈ પણ કપડામા એક નાનકડો ડાઘ પણ ન હોવો જોઇએ, ટેબલ ઉપર કપડું બીછાવેલું હોય તેમાં જરા પણ કરચલી ન હોવી જોઇએ, બારી બારણાની ફાટમાં પણ રજ વળગેલી ન હોવી જોઇએ, પોતાનો કૉલર અમુક રીત પ્રમાણે જ રહેવો જોઇએ, ધોતીયાની પાટલી ચીપીચીપીને રીતસર જ બનાવવી જોઇએ, છત્રી છત્રીને ઠેકાણે જ મૂકવી જોઈએ, ખડીયો કલમ સારાં હોવાં જોઇએ, બગીચામાં રોપાઓને નિયમસર પાણી પાવું જોઇએ, હજામત

ટાઈમસર જ કરાવવી જોઇએ, વખતસર જ ફરવા જવુ જોઇએ, કુતરાને દરરોજ સાબુ ચોળીને ન્હવરાવવો જ જોઇએ, મોટરને હમેશાં સાફ રખાવવી જ જોઇએ, કાગળ પડ્યા હોય તેના કટકા અમુક જ ઠેકાણે નાખવા જોઇએ, ઘડીઆળનો છેડો બહાર દેખાતો રહે તેવી રીતે સભાળપૂર્વક રાખવો જ જોઇએ, ચશ્મા વારેવારે રૂમાલથી લુછયા કરવા જોઇએ, બહાર જવું હોય ત્યારે વારે વારે સાબુથી મોઢુ ધોવું જોઇએ, બાબરીના બાલ પોતાને ગમી ગયેલી અમુક ફેશન પ્રમાણે હોળવા જ જોઇએ, તબેલામા ગદકી ન થાય તેવી સભાળ રાખવી જ જોઇએ, શાક ભાજીમા કોઈ વાસી ચીજ ન આવી જાય તેની ખબર રાખવી જોઇએ, અને પુસ્તકો બરોબર શોભે તેમ કબાટમા ગોઠવી રાખવા જોઇએ. આવી રીતે બહારની બીજી ઘણી બાબતોમા તે શેઠીઓ બહુ જ સફાઇ રાખતો હતો, પણ પોતાના મનને સુધારવાની બાબતમા તે સાવ મોટું મીંડુ હતો. કારણ કે અમે જોતા કે, જરાક ચા મોડી મળે તો તેનો મિજાજ ચાલ્યો જતો. કોઈ નોકર કાંઈ નજીવી ભૂલ કરે તોપણ એ શેઠીયાને ચાબુક શોધવો પડતો. દૂધમાં જરા મલાઇ આવી જાય તો તેના બાર વાગી જતા. ગાડી જરા મોડી આવે તો તેનો મિજાજ પાકી જતો. સબધીઓ સાથે હમેશની લડાઈ રહેતી, ઘરમાં પોતાની સ્ત્રી સાથે પણ પ્રેમ નહિ, પણ શ્રીમતાઇના જીવન પ્રમાણે વર્તતો હતો. છોકરાઓ સાથે પણ સરળતા નહિ, પણ શેઠાઇનો ડોળ દિમાક રાખતા હતા. ટાચણી ખોવાઈ જાય કે કલમની અણી જરા જાડી થઇ જાય તે સારૂ પણ શેઠનો સ્વભાવ જાડો થઈ જતો હતો.

કોઇ ઠેકાણેથી નોતરાની ચીઠી આવતા વાર લાગે તો તેમનુ અપમાન થઇ જતું હતું. નહાતી વખત પાણી જરા ગરમ કે સહેજ ઠડુ હોય તો નોકરના ભોગ મળતા હતા ક્યાંઈ સભામાં જાય તો ત્યાં આગલી ખુરશીએ બેસવાનું ન મળે તો મન અદરથી મુંઝાયા કરતું હતું, મળવા આવનાર માણસ ખુબ વખાણ ન કરે તો એ માણસ તેને માલ વિનાનો જણાતો હતો. કોઇ ઠેકાણે કાઇ ભક્તિને લગતી વાતો થતી

હોય તો ત્યાં ઝાઝી વાર બેસવું તેમને ગમતું નહિ. કોઈ ત્રાહિત માણસની વાતચીત થતી હોય તોપણ તે એમ માની લેતા કે, આ મારી ટીકા કરે છે, કોઈ વખત જરા તડકો ખમવો પડે કે ટાઢમાં જવું પડે તો એ વખતે તેઓને બહુ જ મુશ્કેલી લાગતી હતી, ગાડી વિના થોડે દૂર ચાલવુ પડે તો તેઓ મનમા મનમા શરમાયા કરતા હતા, ગરીબ માણસો સાથે વાત કરતા તેઓને બહુ સંકોચ લાગતો હતો, અને ધર્મના કે તત્ત્વજ્ઞાનના પુસ્તકોમા તેઓને ખાસ કંટાળો લાગતો હતો. કારણ કે, તેઓએ પોતાના મનને ખીલવ્યું નહોતું, પણ બધી બહારની સફાઇ ઉપર જ ધ્યાન આપ્યું હતું. તેથી તેઓનું મન બહુ સાંકડુ રહી ગયુ હતું. એટલે વાત વાતમા તેમનું મન ઉશ્કેરાઇ જતું હતું, અને તેને લીધે વગર મફતના જ્યા દુઃખ ન હોય ત્યાં પણ તેઓ દુઃખી થયા કરતા હતા.

આ શેઠ જેમ બહારની સફાઇમા રહી ગયા હતા તેમ જ બીજા એક ભગત હતા તે પોતાના મનને સુધારવાની બાબતમા જ રહી ગયા પણ પોતાના શરીરને કેમ સુધારવું તથા પોતાના ઘરસંસારના વ્યવહારને કેમ સુધારવો એ બાબત ઉપર તેઓ જરા પણ ધ્યાન આપતા નહોતા; તેથી એમ બનતું કે, તેઓનું મન બહુ જ ઊંચા પ્રકારનું ને દૈવી વૃત્તિવાળુ હતું તેને લીધે તે દુઃખની વખતે દિલાસો રાખી શકતા. કોઇએ કાંઇ વાંક કર્યો હોય તો તેને માફી આપી શકતા. સૌની ઉપર દયા રાખતા, પોતાની સગવડો ન સચવાય તોપણ તે ખુશીથી ચલાવી લેતા. ખાવાપીવામા મોડાંવ્હેલા થાય એની તેને દરકાર નહોતી. સ્વાદ વિનાનું ખાવાનું મળે તેમા પણ તેને વાંધો નહોતો. સગવડ વિનાની જગ્યામા સૂઇ રહેવુ પડે તો તેથી પણ તે દિલગીર થતા નહિ. પોતાને પહેરવા માટે સારાં કપડા ન મળે તોપણ કાંઇ શરમાતા નહિ. પોતાની કદર ન થાય તેની પણ તેને કાંઇ ફિકર નહોતી. કોઇ લોકો તેની વિરૂદ્ધમાં બોલે એથી પણ તે કાયર થતા નહોતા. અને તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસમા તેઓ મચેલા રહેતા હતા, પણ

તેમનું શરીર જોયું હોય તો આપણને દયા ઉપજ્યા વિના રહે નહિ. કારણ કે ડાચાં બેસી ગયા હતા, આંખો ઉંડાણમાં ઉતરી ગઈ હતી, શરીરની મુખ્ય મુખ્ય નસો બહારથી ગણી શકાતી હતી, પેટ પાતાળમાં ગયું હતું, અને શરીર ખખડધજ થઈ ગયું હતું, તેમ જ ઘરમાં પણ કોઈ વાતનું ઠેકાણું નહોતું, દરિદ્રતા ઘરમાં ચોતરફ રમી રહી હતી. ઘરની ઘરવખરી ઠેકાણા વિનાની હતી. વાસણો મેલા, જૂનાં ને તૂટેલા ફૂટેલા હતાં. છોકરાઓ રખડતા હતા ને ધૂળમાં લોટતા હતા. બાયડીનો સ્વભાવ તેનું માન નહિ જળવાવાને લીધે તીખો તમતમો થઈ ગયો હતો. પાડોશીઓ ભગતની બેદરકારીની વાતો કર્યા કરતા હતા. અને એવી જ રીતે બીજી દરેક બાબતમાં ગોટાળો હતો ટુંકામાં એ જ કે બહારની સફાઈ ઉપર તેઓ જરા પણ ધ્યાન આપતા નહિ. માત્ર પોતાના મનને સુધારવા પાછળ જ તેઓ ખાઈ પીને મંડ્યા હતા. તેથી તેઓનું મન સુધર્યું હતું પણ મનના ભોગે શરીર નબળું રહી ગયું હતું અને સંસાર પણ બગડયો હતો.

બંધુઓ! હવે વિચાર કરો કે, પેલા શેઠીયાની પેઠે માત્ર બહારની સફાઈમાં તથા શરીરને સુધારવામાં જ રહી જવું અને મનને કેળવવા તરફ જરા પણ ધ્યાન આપવું નહિ એ શું વાજબી છે? તેમજ પેલા ભગતની પેઠે મનને અંકુશમાં રાખવા તરફ મંડી પડવું અને તેમાં શરીરનો ભોગ આપવો તથા પોતાના ઘર સંસારને રઝળતો મૂકવો એ શું વાજબી છે? અને એનું નામ શું ધર્મ છે? એનું નામ શું ભક્તિ છે? અને એવી રીતે જે તે એક અંગમાં રહી જવાથી શું કલ્યાણ થઈ શકે તેમ છે? કહો કે નહિ જ.

માટે બંધુઓ! જો સાચી ભક્તિ કરવી હોય અને સર્વ શક્તિમાન મહાન ઈશ્વરને રીઝવવો હોય તો જેમ બહારની સફાઈ રાખો છો તેમ અંતરની સફાઈ રાખતા શીખજો, અને જેમ શરીરને ખીલવવાની કાળજી રાખો છો તેમ મનને ખીલવવાની પણ મહેનત કરજો. કારણ કે શરીર અને મન એ બંને વાનાં ખીલ્યા વિના તથા અંતરની અને બહારની બન્ને

પ્રકારની સફાઇ રાખ્યા વિના ખરેખરી ભક્તિ થઇ શકતી નથી, માટે જો સાચી ભક્તિ કરવી હોય ને અંતરમાંથી પવિત્ર ભગત થવુ હોય તો આ બને બાબતો ઉપર ઘટતું ધ્યાન આપો. ઘટતું ધ્યાન આપો.

## ૧૩૩—આ જગતમાં કોઇ પણ કામ હલકું નથી તે વિષે.

ભાઇઓ! કાંઈ એક જ જાતનાં કામથી આ જગતનો વ્યવહાર ચાલી શકે નહિ, તેમા જુદી જુદી જાતના કામો તે હોય જ. અરે! એક આપણા ઘરનો જ દાખલો લ્યોની! એક ઘરમા દશ માણુસ હોય, તે પણ દરરોજ જુદે જુદે વખતે જુદી જુદી જાતના કામો કરે છે. જેમ કે, કોઇ રસોઈ બનાવે છે, કોઇ શાક ભાજી સમારે છે, કોઇ બજારમાથી સરસામાન લઇ આવે છે, કોઇ છોકરાઓને રમાડે છે, કોઇ નોકરી કરે છે, કોઈ છોકરાઓને ભણાવે છે, કોઈ પાણી ભરે છે, કોઇ વાસણ માજે છે, કોઇ કપડા ધોય છે, કોઇ ભરવા ગુથવાનું કામ કરે છે, કોઇ પુસ્તક વાચે છે, કોઈ બિમાર માણુસની પાસે બેસી તેની સારવાર કરે છે, કોઇ ઘરનો હિસાબકિતાબ રાખે છે, કોઈ મળવા આવનાર માણુસોની મુલાકાત લેય છે, અને કોઇ બેઠે બેઠે પાઠપૂજા કર્યા કરે છે. આવી રીતે એક જ ઘરના માણુસો પણ પણ જુદે જુદે વખતે જુદુ જુદુ કામ-કાજ કર્યા કરે છે, એટલું જ નહિ પણ એવી રીતે જુદા જુદ કામકાજ કર્યા વિના એક નાનકડા ઘરનો વ્યવહાર પણ ચાલી શકે નહિ, ત્યારે વિચાર કરો કે, જુદી જુદી જાતના ધધા-રોજગાર કર્યા વિના જગતનો વ્યવહાર કેવી રીતે ચાલી શકે? જગતનો વ્યવહાર ચલાવવા માટે અનેક જાતના ધધાઓ તો જોઇએ જ.

એક ઘરની અદર જુદા જુદા માણુસોને જુદે જુદે વખતે જુદાં જુદા કામો કામો કરવાં પડે છે એટલું જ નહિ, પણ આપણા એક શરીરની અદર પણ જુદી જુદી ઇંદ્રિયોને જુદં

જુદા કામો કરવા પડે છે. જેમ કે કાન સાંભળવાનું કામ કરે છે, આંખ જોવાનું કામ કરે છે, મન વિચારવાનું કામ કરે છે, ચામડી સ્પર્શે સમજવાનું કામ કરે છે, નાક સુંઘવાનું કામ કરે છે, દાંત ચાવવાનું કામ કરે છે, પગ ચાલવાનું કામ કરે છે, જીભ સ્વાદ લેવાનું તથા બોલવાનું કામ કરે છે, હાથ વસ્તુઓને ઉપાડવા મૂકવાનું કામ કરે છે, હોજરી ખોરાકને પચાવવાનું કામ કરે છે, અને ફેફસા શ્વાસ લેવાનું કામ કરે છે, આવી રીતે એક શરીરની અંદર પણ જુદી જુદી ઇન્દ્રિયો જુદી જુદી વૃત્તિઓ તથા જુદા જુદા અવયવો જુદું જુદું કામ કરી રહ્યા છે. કારણ કે એમ કર્યા વિના શરીર ટકી શકે નહિ. ત્યારે વિચાર કરો કે, જુદા જુદા ધંધારોજગાર કર્યા વિના જગતનો વ્યવહાર કેમ ચાલી શકે ? માટે બહુ ચોખ્ખી રીતે સમજી લ્યો કે, જગતને સુંદર બનાવવા માટે અને જગતમાં ઈશ્વરનો મહિમા વધારવા માટે જુદી જુદી જાતના ધંધા રોજગારની ખાસ જરૂર છે જેમ કે, કોઈને ડાક્ટર થવું ગમે છે, કોઈને વકીલ થવું ગમે છે, કોઈને વેપાર કરવો ગમે છે, કોઈને સરકારી નોકરી કરવી ગમે છે, કોઈને કારીગીરીનું કામ પસંદ પડે છે, કોઈને ખેતીવાડીમાં મજા પડે છે, કોઈને વહાણો ચલાવવાનું કામ ગમે છે, કોઈને ગાડી ચલાવવાનું કામ ગમે છે, કોઈને નવી શોધ કરવાનું કામ ગમે છે, કોઈને ઇજનેરી કામ ગમે છે, કોઈને શિક્ષણ આપવાનું કામ ગમે છે, કોઈને પશુઓને પાળવાનું કામ ગમે છે, કોઈને અમલદારપણું ગમે છે, કોઈને વાણોતર થવું ગમે છે, કોઈને હથિઆરો બનાવવાનું કામ ગમે છે, અને કોઈને ધર્મનો ઉપદેશ દેવાનું કામ ગમે છે. આવી રીતે જુદા જુદા માણસોને જુદા જુદા કામો કરવા પડે છે. એવા કામો કરવા માટે કેટલાક માણસોમાં એ જાતના પૂર્વના સંસ્કાર હોય છે, કેટલાક માણસને એ જાતના કામો કરવા માટે આસપાસના અનુકૂળ સંજોગો હોય છે, કેટલાક માણસોને એ જાતના કામો કરવાની ફરજ પડે છે, અને કેટલાક માણસોને એ જાતના કામો કરવાની અંતરમાંથી હોંશ હોય છે. આવી રીતે ઘણાં કારણને લીધે જુદાં

જુદાં માણસોને જુદા જુદા ધંધા રોજગાર કરવા પડે છે. પણ એ બધા લોકોનો હેતુ એક જ હોય છે, અને તે એ કે, આપણા કામની મારફત આપણી પોતાની ઉન્નતિ કરવી અને તેમાંથી ઈશ્વરને રાજી રાખવો. આ હેતુને ખાતર જ આ જગતમાં જુદા જુદાં કામો થાય છે. માટે બંધુઓ! કોઈ પણ કામને હલકુ સમજવાની ભૂલ કરશો મા. અને તમારાથી જૂદી જાતના કામ કરનાર કે જૂદી જાતના ધંધો રોજગાર કરનાર માણસોનો તિરસ્કાર કરશો મા પણ સૌ માણસો પોતપોતાના સંજોગો પ્રમાણે ભગવદ્ ઇચ્છાથી જુદા જુદાં કામો કરી રહ્યા છે, અને તે પોતાનો વ્યવહાર ચલાવવા માટે, આગળ વધવા માટે તથા પ્રભુને રીઝવવા માટે જ કરી રહ્યા છે. એમ સમજી સૌની તરફ મીઠાશથી ને ઉદારતાથી વર્તજો. અને જે કામ કરવાનું આવી મળે, જે ફરજ બજાવવાની આવી પડે, તે ઊંચામા ઊંચો હેતુ રાખીને રૂડામા રૂડી રીતે બજાવજો. અને બીજા કોઇને હલકા સમજશો માં. એટલે એમાથી પ્રભુ તમારૂં કલ્યાણ કરશે.

---

## ૧૩૪–પરમાર્થનાં કામો કરવામાં મુશ્કેલી આવી પડે ત્યારે ફતેહ મેળવવાનો ઉપાય.

આ જગતમા જે રૂડા હરિજનો છે તેઓને પરમાર્થના કામો કરવા બહુ ગમે છે. કારણ કે પરમાર્થના કામો કરવાથી આપણા પોતાના આત્માને એક જાતનો સ્વાભાવિક સંતોષ થાય છે, પરમાર્થના કામો કરવાથી જે જીવોને મદદ કરીએ તેના અંતઃકરણના આશીર્વાદ મેળવી શકાય છે અને પરમાર્થનાં કામે કરવાથી જીંદગી સુધરે છે, તથા પ્રભુ રાજી રહે છે, માટે પરમાર્થનાં કામો કરવાં એ દરેક હરિજનોની ખાસ ફરજ છે, એમ સમજીને ઘણા ભગતો પરમર્થનાં કામો કર્યા કરે છે. જેમ કે કોઇ માણસ બીજા ખરાબ માણસોને સારી સલાહ આપે છે, કોઇ માણસ પાપીઓનાં પાપ છોડાવવા માટે મહેનત કરે છે, કોઇ માણસ દુઃખીઓને દિલાસો આપે છે, કોઈ

માણુસ હારી ગએલાઓને હિંમત આપે છે. કોઈ માણુસ રોગીઓના રોગ ઓછા થાય તેવી જાતની મદદ કરે છે, કોઈ માણુસ મરવા સૂતેલા માણુસોને શાન્તિ મળે તેવાં કામો કરે છે. કોઇ માણુસ મરણુ પામેલાની પાછળ મોહને લીધે જે અતિશય શોક થાય છે તે શોક મૂકાવવાનાં કામો કરે છે, કોઇ માણુસ ગરીબોને રોજી અપાવવાના કામો કરે છે, કોઇ માણુસ વિદ્યાર્થીઓને મદદ કરે છે, કોઇ માણુસ બીજાઓએ કરેલા વાંકની બીજાઓ પાસે માફી અપાવે છે, કોઇ માણુસ આડે રસ્તે ઉતરી ગએલા જુવાનીઆઓને રસ્તો બતાવે છે, કોઇ માણુસ અજ્ઞાની લોકોમા ઇશ્વરનું જ્ઞાન ફેલાવે છે, અને કોઇ માણુસ ગાય, ભેંસ, બકરા તથા પશુ પક્ષીઓનું ભલું થાય તેવી જાતના કામો કરે છે આવી રીતે પરમાર્થની અનેક દિશાઓ છે, તે બધી દિશામા કોઇ કોઇ માણુસ કાંઇ કાંઇ કામ કર્યા કરે છે, છતા પણ કેટલી વખત એમ બને છે કે, ઘણાએ પરમાર્થીઓ પોતાના કામમા નિરાશ થાય છે, જેમ કે,

કોઇ બગડી ગએલા છોકરાને વારવાર સારી શિખામણી દીધા છતા પણ તે સુધરતો નથી, કોઇ ઢીલાપોચા શિષ્યને ગુરૂ વારવાર ઉપદેશ આપે અને તેની ઉપર બહુ ધ્યાન રાખે તોપણ તે શિષ્યને ભક્તિ આવતી નથી. કોઇ સ્વદેશાભિમાન માણુસ પોતાના બધુઓને સારે રસ્તે દોરી જવા ઇચ્છતો હોય છતા પણ લોકો તેનું માનતા નથી. કોઈ લોભીઆ શ્રીમંતને બહુ સમજાવવામા આવે કે તમે કાંઇક પરમાર્થ કરો, તોપણુ એ વાત એને ગળે ઉતરતી નથી, કોઇ જુલમી સત્તા ચલાવનારને અરજ કરે કે, આપ જરા રહેમદિલી રાખો, તોપણુ એ વાત તેના ધ્યાનમા ઉતરતી નથી, કોઇ કુટુંબકલેશ કરનારને કહીએ કે, હવે તમારો કેસ માડી વાળો અને કોર્ટ લડી ખરાબ થઇ જાઓ મા, તોપણુ એ વાત તેમને ગળે ઉતરતી નથી, કોઇ કોઈ સારા સારા માણુસો પણુ કાંઇ કાંઈ મમતમાં ચ્હડી જાય છે ત્યારે તેઓને એ મમત છોડવા માટે બહુ બહુ સમજાવવામાં આવે છે પણુ તેઓ પોતાનો મમત મૂકતા નથી, કોઇ નાતીલાઓ પોતાની નાતમાં સંસારસુધારે-

કરવા માટે અતિશય મહેનત કરે છે, પણ તેમની એ મહેનત એ વખતે કાંઇપણ કામ લાગતી નથી અને કેટલાક નાસ્તિક માણસોને પ્રભુના રસ્તામા લાવવ. માટે કેટલાક સજ્જનો અનેક યુક્તિઓ કરે છે પણ તેઓની ઉપર કાંઈ પણ અસર થતી નથી. આવી રીતે ઘણે ઠેકાણે પરમાર્થનાં કામો કરવામાં પણ બહુ મુશ્કેલી નડે છે, એટલુંજ નહિ પણ ઘણી જાતની મુશ્કેલી ભોગવ્યા છતાં પણ ઘણી વખત ધારેલા કામમાં ફતેહ મળતી નથી. એવે વખતે શું કરવું? અને એવા પ્રસંગોએ કેમ ફતેહ મેળવવી? એ તમે જાણો છો? જો ખરેખરી રીતે પરમાર્થ કરવો હોય તો દરેક પરમાર્થી હરિજનોએ આ બાબતની કુંચી મેળવી રાખવી જોઇએ. એ કુંચી કઇ? તે તમે જાણો છો? એ માટે સંતો કહે છે કે,

જ્યારે તમને તમારાં શુભ કામોમા ફતેહ ન મળે ત્યારે તેમાં ફતેહ મેળવવા સારૂ પરમકૃપાળુ પરમાત્માની પરમપ્રેમથી પ્રાર્થના કરજો, એટલે પ્રાર્થનાના બળથી ને પ્રભુની કૃપાથી તમે તમારા પરમાર્થનાં કામોમા ફતેહ મેળવી શકશો. કારણ કે જે કામો બીજી રીતે નથી થઇ શકતા તે કામો પ્રભુને સાથે રાખવાથી, પ્રભુને અંતરમા રાખવાથી થઇ શકે છે. બંધુઓ! યાદ રાખજો કે, પ્રભુ એ બહુ જ મ્હોટામાં મ્હોટો ભાગીઓ છે. એ ભાગીઆને પોતાની સાથે મેળવી લેતા જેને આવડી જાય છે તેનો લાગવગ વધી જાય છે, અને તેનાં વચનોની જાદુના જેવી અસર થાય છે. કારણ કે પ્રભુની પ્રાર્થના કરવાથી પ્રાર્થના કરનાર ભગતની અંદર પ્રભુના ગુણો આવે છે, પ્રભુની પ્રાર્થના કરવાથી વિશ્વાસ વધે છે, પ્રભુની પ્રાર્થના કરવાથી હૃદયમા નવું બળ આવે છે, પ્રભુની પ્રાર્થના કરવાથી અંતઃકરણમાં પવિત્રતા આવે છે, પ્રભુની પ્રાર્થના કરવાથી એટલો વખત પ્રભુની સાથે એકતા થાય છે, પ્રભુની પ્રાર્થના કરવાથી અહંભાવ ઓછો થાય છે ને નમ્રતા આવે છે, પ્રભુની પ્રાર્થના કરવાથી દ્રષ્ટિ વિશાળ થાય છે, પ્રભુની પ્રાર્થના કરવાથી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને પ્રભુની પ્રાર્થના કરવાથી પ્રભુનું સામર્થ્ય મળે છે. માટે પરમાર્થનાં જે કામો બીજી રીતે

નથી થઇ શકતાં તેવા મુશ્કેલ કામો પણ ઈશ્વરને સાથે રાખવાથી થઇ શકે છે, એમા કાંઇ પણ શક નથી. માટે પ્રભુને અંતઃકરણમા પધરાવીને તેની પ્રાર્થના કરીને પછી પરમાર્થનાં શુભ કામો કરો, એટલે બહુ મુશ્કેલ લાગતા કામોમા પણ તમને બહુ સહેલાઇથી ફતેહ મળી શકશે. માટે પ્રભુને સાથે રાખીને પરમાર્થના કામો કરો. પ્રભુની પ્રાર્થના કરીને પરમાર્થના કામો કરો.

---

## ૧૩૫–સગાં વહાલાંના મરણનો અફસોસ કર્યા કરવામાં રહી જાઓ માં.

આ જગતમાં દૈવીવૃત્તિવાળા ઘણા માણસો છે, તેઓને કુદરતી રીને જ પૂર્વના સસ્કારોથી જ ભકિત કરવી ગમે છે. પણ તેમા ઘણા જ લોકો ભક્તિના નિયમો જાણતા નથી તેથી તેઓની ભકિત અધુરી રહી જાય છે. માટે જો સાચા ભગત થવું હોય તો પ્રથમ ભકિતના મુખ્ય મુખ્ય નિયમો જાણી લેવા જોઇએ.

ભકિત ટકી શકે તે માટે મનને શાન્તિમા રાખવાની જરૂર છે, અને મન શાન્તિમા રહી શકે તે સારૂ માયાનો મોહ ઓછો કરવાની જરૂર છે. માટે કયે કયે ઠેકાણે જીવ મોહમાં પડી જાય છે તે જાણી લેવું જોઇએ, તથા તેમાથી મનને ખેચી લેવાના ઉપાયો પણ હરિજનોએ જાણી લેવા જોઇએ.

બધુઓ! આ જગતમા ઘણી ચીજો મોહ ઉત્પન્ન કરે તેવી છે, પણ તે બધી બાબતો કરતા સગાં વહાલાના મરણના પ્રસગો બહુ જ દુઃખદાયક થઈ પડે છે, અને જ્યારે દૈવયોગે એવા અણગમતા દુઃખદાયક પ્રસગો આવી પડે ત્યારે માણુસો પોતાની ધીરજનો ઉપયોગ કરી શકતા નથી. એ વખતે ધીરજ તેઓની પાસેથી સટકી જાય છે, તેથી તેઓ અતિશય દિલગીર થાય છે અને કલ્પાત કરે છે. એટલું જ નહિ પણ ઘણા વખત સુધી એમાંને એમાં જ રહી જાય છે. એમ ન થાય માટે હરિજનો કહે છે કે,—

કોઈ મુસાફર ઘોડે બેસીને પરદેશ જતો હોય, તેનો ઘોડો કદી રસ્તામાં મરી જાય તો એ મુસાફર શું ત્યાજ બેઠો રહે કે? નહિ. તે તો આગળ મુસાફરી શરૂ કરે છે. ભલે તેનો ઘોડો ગમે તેવો સારો હોય, ગમે એટલી મોટી કિંમતનો હોય, ગમે તેવો જુવાન હોય, ગમે તેવો ફાયદો કરી શકે તેવો હોય અને ગમે તેવો વ્હાલો લાગતો હોય પણ તેને ખાતર કાંઈ મુસાફરથી એ જ જગ્યા એ બેઠુ રહેવાય નહિ. અને કદી ધારો કે તે મુસાફર ઘોડો મરી ગયો તે જ ઠેકાણે બેઠો રહે તોપણ એથી ફાયદો શુ? તેમ જ યાદ રાખજો કે, આ દુનિયા તે એક ધર્મશાળા છે. તેમાં જુદા જુદા મુસાફરો જુદે જુદે વખતે ભેળા થઇ જાય તેમ આપણે સૌ આ મુસાફર-ખાનામા મળી ગયા છીએ. અને ધર્મશાળાની મુલાકાત તે કેટલો વખત નભી શકે? એ તો થોડા વખતમા છુટુ પડવું જ જોઇએ. તેમા કાઈ નવાઇ નથી. તેમજ આપણા સગા-વ્હાલાં, મિત્રો તથા પાડોશીઓથી થોડો વખત આગળ કે થોડો વખત પાછળ પણ અતે છૂટું પડવુ જ જોઇએ, એમાં કાઇ પણ શક નથી. માટે એવા પ્રસગે રોવાકળકળવામા જ નહિ રહી જતાં આગળ વધવાની કોશીશ કરવી જોઇએ.

બીજા કેટલાક ભગતો એમ કહે છે કે, આ સસાર છે તે પખીના મેળા જેવો છે. એક ઝાડ ઉપર ઘણી જાતના પંખી રાતને વખતે ભેળા થઈ જાય અને સવારમા ઉઠીને જુદે જુદે રસ્તે ઉડી જાય. તેમજ આ જગતનો વ્યવહાર પણ છે. કર્મસંજોગે થોડા વખત માટે સૌ મળી ગયા છીએ અને પ્રારબ્ધના ભોગ પૂરા થઈ રહે ત્યારે ફરજીયાત રીતે છૂટા થઇ જવું પડે છે. માટે મનને મજબૂત રાખી જેમ બને તેમ એવે વખતે અફસોસ ઓછો થાય તેમ કરવું જોઈએ.

કેટલાક ભગતો એમ કહે છે કે, આ જગત છે તે એક ચાલતી ટ્રેન જેવું છે. તેમાં એક જ ડબામાં ઘણા માણસો ભેળા થઈ ગએલા છે, પણ તે સૌ પોતપોતાનું સ્ટેશન આવતું જાય તેમ તેમ ઉતરી પડવાના છે. અને સ્ટેશન આવી જતાં કાંઇ વાર લાગતી નથી. માટે રેલ્વેમાં બેઠેલા મુસાફરની દોસ્તી કાંઇ

ઝાઝી વાર ટકી શકે તેમ નથી. તેમ જ લેણાદેણીના સંબધે આપણે પણ એક કુટુમ્બમાં, એક, ઘરમાં, એક પાડોશમાં, એક ગામમાં કે એક જાતમાં આવેલા છીએ, પણ એ બધા સંબંધો કાંઇ છેવટ સુધી ટકી શકે તેવા નથી, પહેલાં કે પછી આગળપાછળ જવું જ પડશે, એમાં કાંઈ પણ શક નથી. કારણ કે આપણે તો મુસાફર છીએ, માટે એક બીજાનો અફસોસ કર્યા કરવામાં કયાં સુધી રહી જશું? અને કદી દિલગીર થયા કરવામાં ને પાછળ રહી જવામાં બહુ લાંબો વખત ગુમાવી નાંખીએ તોપણ એથી શું ફાયદો? માટે આ બધી બાબતોનો વિચાર કરી મોહને ઓછો કરવો જોઇએ અને મનને કાબુમાં રાખતાં શીખવું જોઇએ, કારણ કે જ્યારે આવી બાબતોના બહુ ધક્કા ન લાગે ત્યારે જ મનને શાન્તિમાં રાખી શકાય છે, અને જ્યારે મન શાન્તિમાં રહી શકે ત્યારે જ જ્ઞાન તથા ભક્તિ ગમે છે, અને ત્યારે જ પ્રભુનો મહિમા સમજાય છે, તથા ત્યારે જ પ્રભુનો પ્રેમ ટકી શકે છે. માટે સગા વહાલાના મરણ પ્રસગે બહુ મોહ ન થઇ જાય, ને એ જાતની દિલગીરીમાં લાંબો વખત ન નીકળી જાય, તથા ત્યા ને ત્યા ન પડયુ રહેવાય એ સભાળજો. એજ અમારી વિનતિ છે.

---

## ૧૩૬—ઇશ્વરની અલૌકિક કૃપા વિષે.

આ દુનિયામા તથા પરલોકમા જે ઊંચામા ઊંચી ને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ છે તે ઈશ્વરની કૃપા છે. કારણ કે જો ઈશ્વરની કૃપા હોય તો જે જાતના લાભ મેળવવા હોય તે બધી જાતના લાભ એની મેળે મેળે મળી શકે છે. આ બ્રહ્માડમા એવી કોઈ પણ વસ્તુ નથી કે જે ઈશ્વરની કૃપા હોય છતાં પણ મળી શકે નહિ. મતલબ કે આખા બ્રહ્માડની દરેક વસ્તુઓ ઈશ્વરકૃપાથી મળી શકે છે. માટે ઈશ્વરકૃપા એ બહુ જ મોટી વાત છે. પણ યાદ રાખજો કે મહાન ઇશ્વરની કૃપાના બે ભેદ છે. એક જાતની કૃપાને લૌકિક કૃપા કહે છે. તે લૌકિક કૃપાથી ધન મળે છે, માન મળે છે, ધંધા રોજગારમાં આબાદી થાય છે, સ્રી પુત્રાદિકનું સુખ મળે છે, અને શરીરની તંદુરસ્તી

તથા લાંબા આયુષ્યનું સુખ મળે છે. આવી રીતે જે કૃપાથી કરીને દુનિયાદારીના બહારનાં સુખો મળે તે લૌકિક કૃપા કહેવાય છે. અને જે કૃપાથી માણસોની અંદર સદ્‌ગુણો આવે તથા માણસોનાં મન પ્રભુ તરફ વળે તે અલૌકિક કૃપા કહેવાય છે. અને તે અલૌકિક કૃપા માટે જ અમે આ ઠેકાણે કહેવા ઇચ્છીએ છીએ. કારણ કે લૌકિક કૃપા એતો બહુ નાનકડી વાત છે, પણ અલૌકિક કૃપા એજ મોટા મહત્વની વાત છે, અને એમાં જ ખરૂં કલ્યાણ રહેલું છે. માટે ઇશ્વરની અલૌકિક કૃપા સંબંધી જેટલા બને એટલા વધુ ખુલાસા જાણી લેવા જોઇએ.

બંધુઓ! મહાત્માઓ અલૌકિક કૃપા કોને કહે છે એ તમે જાણો છો? અલૌકિક કૃપા એટલે અંતરચક્ષુ, અલૌકિક કૃપા એટલે દિવ્ય દ્રષ્ટિ, અને અલૌકિક કૃપા એટલે ઇશ્વરી જ્ઞાન તથા ઇશ્વરી પ્રેમ. આવી અમૂલ્ય વસ્તુઓ ઇશ્વર તરફથી મળે તેને સંતો અલૌકિક કૃપા કહે છે. એ કૃપા દયાળુ પ્રભુ સૌ માણસોને માથે ઉતારે છે, પણ તેમા બહુ જ થોડા માણસો એ કૃપાને પકડી શકે છે. બાકી ઘણાં માણસો તો એ કૃપાને ફોકટ જતી રહેવા દેય છે. હવે જે માણસો ઉપર ઇશ્વરની અલૌકિક કૃપા ઉતરે છે અને જે હરિજનો એ કૃપાને પકડી શકે છે; તેઓની અંદર શું શું ફેરફારો થાય છે તે આપણે જાણવું જોઇએ. એ માટે સંતો એમ કહે છે કે,

જેની ઉપર ઇશ્વરની અલૌકિક કૃપા ઉતરે છે તે માણસ નિર્બળ હોય તોપણ બળવાન થઇ જાય છે; તે માણસ બુદ્ધિવિનાનો હોય તોપણ બુદ્ધિશાળી બની જાય છે, તે માણસ લોભી હોય તોપણ ઉદાર થઇ જાય છે; તે માણસ પાપી હોય તોપણ પુન્યવાન થઇ જાય છે; તે માણસ ક્રોધી હોય તોપણ શાન્તિવાળો બની જાય છે, તે માણસ કોઇને માફ ન કરી શકે તેવો હોય છતાં ક્ષમા કરનારો બની જાય છે; અને તે માણસ નાસ્તિક હોય તેને બદલે બહુ જ આસ્તિક બની જાય છે. આવી રીતે ચક્કર બદલાઇ જાય છે, અને અગાઉ જેવો હતો તે કરતાં બીજા નવા જ વિચારોનો માણસ બીન

જાય છે. આવી રીતના જે ફેરફારો થઇ જાય તેને સતો ઇશ્વરની અલૌકિક કૃપા કહે છે. એ સિવાય જેની ઉપર ઇશ્વરની અલૌકિક કૃપા ઉતરે તેનામા બીજા પણ કેટલાક ફેરફારે થાય છે. જેમ કે,

અગાઉ તેને ઇશ્વરભજનમાં કંટાળો લાગતો હતો, પણ હવે તેને ઇશ્વરભજનમાં આનંદ આવે છે. અગાઉ પ્રભુપ્રેમી ભગતોને તે ઢોંગી સમજતો હતો, પણ હવે તે ભગતોને પોતાના સાચા સગા ગણે છે, અને દુનિયાંમાં સૌથી વધારે માન આપવા લાયક તો તેઓ જ છે એમ તેને લાગતું જાય છે. અગાઉ ધર્મના જે જે કામો કરતો તે બધા દેખાદેખીને લીધે કરતો હતો, અગર કાંઇ લાભે લોભે કરતો હતો, પણ હવે જે જે કામો કરે છે તે વિશ્વાસથી કરે છે, નિષ્કામપણે કરે છે, અને પ્રભુને અર્થે કરે છે. આવી રીતના ફેરફારો થઇ જાય તેને અમે ઇશ્વરકૃપા કહીએ છીએ

જ્યારે ઇશ્વરકૃપા ઉતરે ત્યારે હરિજનોમા આવા ફેરફાર થઇ જાય છે. પણ જો એ કૃપાને સાચવતા ન આવડે, એ કૃપાને પકડી રાખતા ન આવડે અને એ કૃપાનો લાભ લેતાં ન આવડે તો તે કૃપા પાછી જતી રહે છે. એમ ન થાય માટે તે કૃપાને જાળવવાની યુક્તિઓ જાણી લેવી જોઇએ. એ માટે સતો કહે છે કે, પ્રભુકૃપાને જાળવવાનો મુખ્ય ઉપાય એ છે કે, હમેશા સત્સંગ કરવો, ભજન કરવુ, કીર્તન કરવા, વ્રત કરવાં, ધર્મના નિયમો પાળવા, પરમાર્થના કામો કરવા, અને એ બધુ કરવામા પોતાના સ્વાર્થને આગળ રાખવો નહિ. પણ સ્વાર્થ તજીને એ બધું પ્રભુપ્રીત્યર્થ કરવુ. જો એમ કરતાં આવડે તો પ્રભુકૃપા જળવાઇ રહે છે એટલું જ નહિ પણ તે દિનપ્રતિદિન વધતી જાય છે. માટે એવી રીતે અલૌકિક ઇશ્વરી કૃપાને વધારવી એજ હરિજનોનું મુખ્ય કામ છે. માટે એવી કૃપા વધે તેમ કરવું જોઇએ.

કેટલાક માણસો એમ પૂછે છે કે, જે હરિજનોની ઉપર ઇશ્વરની કૃપા હોય તેઓની અંદર પાપ હોય કે નહિ? એના જવાબમાં જણાવવું જોઇએ કે, જે માણસની ઉપર એવી કૃપા

નથી તેઓમાં ઘણાં વધારે પાપ હોય છે, અને જેઓની ઉપર કૃપા ઉતરે છે તેઓનાં પાપ દિન પ્રતિદિન ઓછાં થતાં જાય છે. જો કે અંતરમાં રહેલાં બહુ જ ન્હાનાં પાપો કાંઇ એકદમ જતા નથી. જો એ જતા રહે તો તો તે ભગતનું કામ બહુ જ વધી જાય, અને તે બહુ જ ઊંચે દરજ્જે ચડી જાય. પણ એ બધું ધીમે ધીમે થાય છે. તેની અગાઉ તો ચોરી, વ્યભિચાર, વિશ્વાસઘાત, જીવહત્યા, વિગેરે મોટા પાપો ન થાય અને ભજન ધ્યાન તથા દાન થયા કરે તોપણ ઈશ્વરકૃપા જતી રહેતી નથી. મતલબ કે અંતરમાં નાના નાના પાપ હોય, છતા પણ ઇશ્વરની અલૌકિક કૃપા રહી શકે છે. કારણ કે એવા પાપો કાંઇ એકદમ જતા નથી. તેને કાઢવા માટે તો બહુ મ્હોટી લડત લડવી પડે છે. પણ જો મ્હોટાં પાપો થાય તો એ કૃપા જતી રહે છે માટે કોઇ પણ જાતનું મોટું પાપ ન થઇ જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ.

જે ઝાડને ભલો માળી ખુબ પાણી પાયા કરે, અને તેમ છતા તેમા ફળ આવે જ નહિ ત્યારે એ ઝાડને નકામું ગણીને માળી તેને પાણી પાવું બંધ કરે છે. તેમ જ જે માણસો ઉપર દયા રાખીને પ્રભુ પોતાની કૃપા ઉતારે, તેમ છતા જે માણસ એ કૃપાનો લાભ લેય નહિ તેની પાસેથી પ્રભુ પોતાની કૃપાને પાછી ખેંચી લેય છે. અને પ્રભુને પોતાની કૃપા પાછી ખેંચી લેવી પડે એ આપણી કેટલી બધી નાલાયકી કહેવાય? તેનો આપણે વિચાર કરવો જોઇએ. એવી ભૂલ ન થાય માટે ઈશ્વર કૃપા જળવાઇ રહે તથા તે વધતી જાય એવા ઉપાયો આપણે કરવા જોઇએ. કારણ કે જગતની દરેક વસ્તુઓ કરતાં ઈશ્વરની કૃપાની કિમત ઘણી જ વધારે છે. અને તેમાથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પદાર્થો મળી શકે તેમ છે. માટે ઓ હરિજનો! ઈશ્વરની અલૌકિક કૃપા જળવાય તેમ કરો, ઈશ્વરની અલૌકિક કૃપા જળવાય તેમ કરો.

—— ——

## ૧૩૭—જુદા જુદા લોકોને જુદા જુદા ધંધા કરવા પડે છે. તે જોઇને આપણે સારા છીએ અને બીજાઓ હલકા છે એમ ન માનવું જોઇએ.

આ જગતની અંદર અનેક પ્રકારના લોકો છે, અને એ દરેક લોકોની બુદ્ધિ જુદી જુદી હોય છે તથા તેના આસપાસના સંજોગો પણ જુદા જુદા પ્રકારના હોય છે. તેથી મનુષ્ય જાતને આગળ વધવા માટે દુનિયામાં સેંકડો જાતના ધંધા રોજગાર કરવાની માણસોને જરૂર પડે છે. જેમ કે કોઇ માણસ વકતાનું કામ કરે છે, કોઇ ઘડિયાળો બનાવવાનું કામ કરે છે, કોઇ ખેતી કરે છે, કોઇ વેપાર કરે છે, કોઇ જાનવરો કેળવે છે, કોઇ સુતાર હોય છે, કોઇ લુહાર હોય છે, કોઇ મોચી હોય છે, કોઇ ધોબી હોય છે, કોઇ ઝાડુ કાઢવાનું કામ કરે છે, કોઇ ગાડી હાંકવાનું કામ કરે છે, કોઇ સીપાઇગીરી કરે છે, કોઇ વહાણ ચલાવવાનું કામ કરે છે, કોઇ ખાણો ખોદવાનું કામ કરે છે, કોઇ વીજળીની મદદ લે છે, કોઇ ધર્મની ક્રિયાઓ કરાવે છે, કોઇ રમત ગમતના પ્રયોગો કરે છે, કોઇ નોકરી કરે છે, કોઇ અભ્યાસ કરે છે, કોઇ રસોઇ બનાવવાનું કામ કરે છે અને કોઇ નવા નવા શોધો કરે છે આવી રીતે જે માણસને જે જાતની અનુકૂળતા હોય, જે જાતના વંશપરંપરાના સંસ્કારો હોય, તથા જે જાતનું કુદરતી વલણ હોય તે પ્રમાણે માણસોને જુદી જુદી જાતના કામો કરવાં પડે છે. પણ એ બધા કામો પોતાનો વ્યવહાર રૂડી રીતે ચલાવવા માટે, પોતાની ફરજો બજાવવા માટે, પોતાના આત્માના કલ્યાણ માટે, તથા સર્વ શકિતમાન પરમાત્માને રાજી કરવાને અર્થે જ કરવાનાં હોય છે. માટે ન્યાયને રસ્તે, પ્રમાણિકપણે, નિખાલસતાથી જે કામ કરવાનું હોય તેવા કોઇ પણ કામને હલકું સમજવું નહિ, તથા તે તે કામ કરનાર માણસોને હલકા સમજવા નહિ. કારણ કે ઇશ્વરના રાજ્યમાં ને ઇશ્વરની સૃષ્ટિમાં કોઇ પણ કામ જો યોગ્ય રીતે થાય તો તે હલકું નથી. જેમકે, આપણા શરીર સામે જ જુઓ તો જણાશે

કે, આખ જોવાનું કામ કરે છે, જીભ બોલવાનું કામ કરે છે, કાન સાંભળવાનું કામ કરે છે, દાંત ચાવવાનું કામ કરે છે, ફેફસાં શ્વાસો શ્વાસ લેવાનું કામ કરે છે. મગજ વિચારવાનું કામ કરે છે, જ્ઞાનતંતુઓ સદેશા લાવવા લઇ જવાનું કામ કરે છે. ચામડી સ્પર્શ સમજવાનું કામ કરે છે, નાક સુંઘવાનું કામ કરે છે, કાન સાભળવાનું કામ કરે છે, પગ ચાલવાનું કામ કરે છે, હાથ વસ્તુઓને ઉપાડવા મૂકવાનું કામ કરે છે, જીભ સ્વાદ સમજવાનું કામ કરે છે, ગળુ અવાજનું કામ કરે છે, અને મન સકલ્પવિકલ્પ કરવાનું કામ કરે છે. આ બધા કામો એક જ શરીરના જુદા જુદા અવયવો કરે છે, કારણ કે એ બધી જાતના કામોની આપણને જરૂર છે. હવે તેમાથી આખ કહે કે, માહરૂં કામ વધારે સારૂં છે, ફેફસા કહે કે માહરૂં કામ વધારે સારૂં છે, હોજરી કહે કે હુ ઊંચી છુ ને તમે બધાં હલકાં કામ કરનારાં છો, તો એ કાંઇ વાજબી કહેવાય કે? નહિ જ, તેમજ આ સસારમા જુદી જુદી જાતના ધધારોજગારની આપણને સૌને જરૂર છે, માટે આપણા જે ભાઇબધો આપણા કરતા જુદી જુદી જાતના ધધારોજગાર કરતા હોય તેઓને આપણે હલકા ન સમજવા જોઇએ, તેનો તિરસ્કાર ન કરવો જોઇએ, અને અમે ઉચા છીએ ને તમે નીચા છો, એવા ખોટા અભિમાનમા ન પડયુ રહેવુ જોઇએ. પણ ખરા હરિજનોએ તો એમ જ સમજવુ જોઇએ કે, દરેક માણસ જુદા જુદા કામની મારફત મારા પ્રભુની જ પૂજા કરી રહ્યા છે, અને તેઓને જેવી જાતના જોગ છે તેવી જાતનાં કામો તેઓ કરી રહ્યા છે. પણ તે સૌ એક જ પિતાના પુત્રો છે, અને તે સૌ એક જ પ્રભુને રીઝવવા માટે પોતપોતાની ફરજો બજાવી રહ્યા છે, માટે સૌની સાથે મારે પ્રેમભાવથી ને ઇશ્વરીસ્નેહથી વર્તવું જોઇએ, એમ સમજીને સારાપણાનું કે ઉચાપણાનું અભિમાન કરો માં, પણ સૌની સાથે ભલાઇ રાખો, અને સૌને સૌની યોગ્યતા પ્રમાણે માન આપતાં શીખો. એજ અમારી પ્રાર્થના છે.

---

## ૧૩૮–પાપનાં ને નરકોનાં દુઃખોનું વર્ણન કરીને લોકોને ભગત બનાવવા તે કરતાં ઈશ્વરના ગુણો અને મોક્ષનાં સુખોનું વર્ણન કરીને માણસોને ભગવાન તરફ લઇ જવાં એ વધારે સારૂં છે.

બંધુઓ! માણસોની અંદર પ્રભુનો પ્રેમ જગાડી તેઓને ભગત બનાવવા માટે બે જાતના ઉપાયો છે. કેટલાક ભગતો, સંતો, હરિજનો, હરિકથા કરનારાઓ, પંડિતો તથા સાધુઓ ભયનાં વર્ણન કરીને જીવોને જગાડે છે, જેમ કે તેઓ કહે છે કે,–

આ દેહ ક્ષણભંગુર છે. અરે! તમે કોના મોહમાં પડ્યા છો? આ દેહ તો કીડાઓને ખાવા લાયક છે, અને તે તો મસાણનાં કુંકાઇ જવાનો છે, જરા જુઓ તો ખરા કે નરક એટલે શું? નરકની અગ્નિ બહુ ભયંકર છે, અને જમને જરા પણ દયા આવે એમ નથી. જમના સ્વરૂપ તમે જોયા છે? એનાં ડાચા કેવા વિકાળ હોય છે, એની આખોમા કેવો ક્રોધ હોય છે, એના હૃદયમા કેવી નિર્દયના હોય છે, માણસોને દુઃખ દેના માટે તે કેટલી બધી જાતની ભયંકર રીતો વાપરે છે, અને તેઓ કેવા બહીઆમણા તથા ભયંકર હોય છે, એ તમે જાણો છો? અરે! હજી તમે કાળ સામું કયા જોયું છે? કાળ! તોબા! તોબા! એનું તો નામ જ ઘો મા. આખા જગતને ખાઇ જનારો કાળ છે, આપણા વહાલાઓને ખાઈ જનારો કાળ છે. આપણાં બાળકોને અને આપણા માબાપોને પોતાના પગ નીચે કચરી નાંખનારો કાળ છે, જગતમા એવી કોઇ પણ વસ્તુ નથી કે જે કાળના ડાચામાથી બચતી હોય, કાળ સૌને સ્વાહાઃ કરી જાય છે, અને કાળ સૌને ભસ્મ કરી નાંખે છે. આવા કાળથી તમો કેમ નથી ડરતા? કઇ પળે તે તમોને ઉપાડી જશે એનો કાંઇ ભરૂંસો છે? અરે ગાફલ મનુષ્યો! તમને સુખથી ઉંઘ કેમ આવે છે? તમારે માથે મોત ફરે છે ને તમને ખાવું કેમ ભાવે છે? અને તમારૂં અહીં કંઈ પણ નથી, તમારાં પાપ માટે જમ તમારે માથે ટાંપી રહેલા છે, અને તેમ છતાં તમે મોજશોખ શોધો છો! એ કેવું શરમ

ભર્યું? હાય! હાય! હવે તે તમારી આંખો ક્યારે ઉઘડશે? આવી રીતનાં ભયંકર વર્ણનો કરીને તથા ચીત્રો બતાવીને લોકોને ડરાવે છે, અને પછી ભયને લીધે લોકોને ભગવાન તરફ ખેંચે છે. ભગત બનાવવાનો આ એક પ્રકાર છે. બીજો એથી ઉલટો જ પ્રકાર છે. બીજા પ્રકારના જ્ઞાની મહાત્માઓ બહુ જ શાંતિવાળા હોય છે, વસ્તુને સમજી ગએલા હોય છે, અને પ્રભુપ્રેમમાં તરબોળ થએલા હોય છે, તેઓને કાળી બાજુ ગમતી જ નથી, કારણ કે તેઓની જીન્દગી આનંદવાળી હોય છે, અને તેઓએ એવી જાતનો અભ્યાસ કરેલો હોય છે કે, જગતમાં દરેક ઠેકાણે તેઓને કાંઇક સહેજ સારૂં જ દેખાયા કરે છે, તેથી તેઓ બહુ ઉંચી ઉંચી આનંદની જ વાતો કર્યા કરે છે. જેમ કે તેઓ કહે છે કે,

ભાઇઓ! આત્મા એટલે શું? એ તમો જાણો છો? આત્મા અજર છે, આત્મા અમર છે, આત્મા શોક, મોહ વિનાનો છે, આત્મા વધતો નથી કે ઘટતો નથી, આત્મા આનંદ રૂપ છે, આત્મા પ્રેમસ્વરૂપ છે, આત્મા જ્ઞાનસ્વરૂપ છે, અને આત્મા પરમાત્માની સાથે સીધો સંબંધ રાખનારો છે, એવો આત્મા તે તમો છો. હવે મને કહો કે, આમાં દુઃખ ક્યાં છે? અરે! હાય હાય! હજી તમે દુઃખી છો? આવો પવિત્ર આત્મા તમારામાં છે, છતા તમે દુઃખી છો? એ કેમ બને? બંધુઓ! પ્રભુની કૃપા તો જુઓ! પાણીને પવન કોને માટે છે? એ તમારે માટે છે, અગ્નિને વીજળી કોને માટે છે? સુંદર મીઠાં ફળો કોને માટે છે? અંતઃકરણમાં પ્રેમની લાગણીઓ કોને માટે છે? યાદ રાખજો! આ બધું તમારે માટે છે. હવે જુઓ કે, જે પ્રભુ પાપી માણસ માટે પણ વિકાર વાળા માણસ માટે પણ, ધર્મ નહિ પાળનારા માણસ માટે પણ આવું સુંદર જગત બનાવે છે, અરે! આવાં ભૂલભરેલા માણસો માટે પણ જેણે ચાંદાને સૂરજ બનાવેલા છે, આવાં અલ્પ આયુષ્યવાળાં માણસો માટે પણ જેણે સોનું, હીરા ને માણેક બનાવેલાં છે, અને આવા ક્ષણભંગુર દેહ માટે પણ જેણે અનેક જાતના પદાર્થોમાં અનેક જાતના સ્વાદ મૂકેલા છે,

તે પરમકૃપાળુ પરમાત્માએ પોતાના ભગતો માટે સ્વર્ગમાં અને મોક્ષધામમાં શું શું આનંદની વસ્તુઓ બનાવેલી હશે! એનો જરા ખ્યાલ તો કરો? એ આનંદ ભોગવવાનું શું તમોને મન નથી થતું? બંધુઓ! યાદ રાખજો કે એ આનંદ તમારે માટે જ છે. કારણ કે તમે પ્રભુનાં બાળક છો, તમે પ્રભુના અંશ છો, અને વ્યાપકરૂપે પ્રભુ પોતે હમણાં પણ તમારી અંદર રહેલો છે, એટલે જો તમે ધારો અને જરાક વધારે બળ રાખો, થોડીક વધારે પવિત્રતા રાખો, અને જરાક હૃદયમાં ઊંડા ઉતરો તો હમણાં જ તમો એ આનંદના વારસદાર થઇ શકો તેમ છો, બંધુઓ! મોક્ષના આનંદ તમારે માટે જ છે. અને પ્રભુ તમારી વાટ જોઇ રહેલા છે. એ માટે પ્રભુએ શાસ્ત્રની મારફત તમને કોલ આપેલા છે. સંતોની મારફત પ્રભુ તમોને સ્વર્ગનું આમંત્રણ મોકલે છે, અને જો તમે થોડાંક પગલાં આગળ ચાલો તો જેમ નાના બાળકને ચાલતું જોઇને તેની મા ઝટ ઝટ તેડી લેય તેમ તમોને તેડી લેવા પ્રભુ તૈયાર છે, માટે બંધુઓ! પ્રભુનો મહિમા સમજો. મોક્ષના સુખો સામે જુઓ! અને એવો આનંદ ભોગવવો હોય તો ભગતોને પગલે પગલે ચાલવાની મહેરબાની કરો. ભાઇઓ! તમે ભલે હમણાં ન સમજો પણ યાદ રાખજો કે, એ અમૃતના ઘુટડા કાંઇક જુદા જ છે. માટે આવો, આવો, જરા વાર એ સમર્થ પિતાનો ઉપકાર માની લઇએ. એમ કહી એ ભગત ખરા દીલથી પ્રાર્થના કરવા મંડી જાય છે, તેથી લોકોના ઉપર જાદુના જેવી અસર થાય છે, અને એ વખત ઘણા માણસોના હૃદય પીગળી જાય છે, બંધુઓ! આવી રીતે ઉપદેશ કરવાની બે રીતો છે, તેમાં ભય દેખાડીને ભક્તિ કરાવવી તેના કરતાં પ્રભુનો મહિમા સમજાવીને પ્રભુની ભકિત કરાવવી એ વધારે ઉત્તમ વાત છે. આ વાત વધારે સારી રીતે સમજાવવા માટે એક સંત કહેતા કે, બે ભીખારીઓ ભીખ માગવા માટે નીકળેલા છે, તેમાંથી એક ભીખારી પોતાના હાથમાં સારંગી લઇ છપ્પનીઆ દુકાળનાં દુઃખોનાં વર્ણનો કરે છે. એ વખતે ઘાસ વિના તરફડી તરફડીને ઢોરો કેમ મરી ગયાં તે વાતો વર્ણવે છે,

માણસો ગામ છોડી છોડીને કેમ ભાગી ગયા તે વાતો વર્ણવે છે, ખેતરો કેવાં ઉજ્જડ વેરાન જેવાં પડ્યા હતા તે વાતો કહે છે, ચોર તથા લુટારાની કેટલી ધાસ્તી હતી તે વાતો કહે છે, અને ભૂખના દુ:ખને લીધે ઘણાં માણસોમાં કેટલી બધી નીચતા આવી ગઇ હતી એ વાતો કહે છે. વળી દુકાળ વખતે દુકાળીઆંઓને કામ આપવા માટે સજ્જનો તરફથી જે ખાતાંઓ ખોલાણાં હતાં તે ખાતાઓમાં રહેલા દુકાળીઆઓમાં કોલેરાનો કેવો ત્રાસ ચાલતો હતો તે વાતો વર્ણવી બતાવે છે. એ સિવાય કોઇ વખત દરિયામાં આગબોટ ડુબી ગઇ હોય તે વખતના વર્ણનો કરી બનાવે છે, અને લોકોની લાગણી ઉશ્કેરી તેઓની આખમાથી આંસુ પડાવી ભીખ માગે છે, અને બીજો ભીખારી પોતાનો તંબુરો લઇ નરસિંહ મહેતા, સુરદાસ, તુલસીદાસ વિગેરે મહાત્માઓનાં ચરિત્રોનાં આનંદદાયક વર્ણનો કરે છે, તથા વિક્રમરાજા, ભોજરાજા, રામરાજા વિગેરે મહાન રાજાઓના સદ્ગુણોનાં ને પરોપકારના વર્ણનો કરે છે અને કાળીદાસ પંડિત તથા બીરબલની ચતુરાઇની વાતો કરી લોકોને હસાવી રમાડીને ભીખ માગે છે. આ બન્ને ભીખારીઓમા જે ભીખારી લોકોને રીઝાવીને પૈસા લેય છે, તે પેલા દુ:ખનાં વર્ણનો કરીને પૈસા માગનાર ભીખારી કરતા સારો ગણાય છે. તેમ જ જે પંડિતો, હરિકથા કરનારાઓ, કવિઓ તથા ભગતો નરકનાં દુ:ખોના વર્ણનો કરીને તથા પાપનો ભય બતાવીને લોકોને ભગત બનાવવાની કોશિશ કરે છે, તેના કરતા જે ભગતો પ્રભુનો મહિમા સમજાવીને તથા મોક્ષનાં સુખો સમજાવીને માણસોને ભગત બનાવવાની કોશિશ કરે છે, તે વધારે શ્રેષ્ટ છે. માટે હે ઉપદેશક બધુઓ તથા સંતો ? જેમ બને તેમ આત્માનું બળ સમજાય, પ્રભુનો મહિમા સમજાય, ધર્મના ફાયદા સમજાય, જીન્દગીના હેતુઓ સમજાય, અને મોક્ષનાં સુખો સમજાય, અને તેને લીધે માણસો પોતાની ખુશીથી ભગત થાય તેવી રીતનો ઉપદેશ કરજો. એજ અમારી વિનંતિ છે, અને એજ મહાત્માઓની ભલામણ છે.

---

## ૧૩૯–મહારાજ, મારા અંતરનાં પાપ જતાં નથી માટે મારે શું કરવું?

ઘણાએ હરિજનોને ભગત થવું બહુ ગમે છે. પણ ભગત થવા માટે સૌથી જરૂરની મુખ્ય વાત એ છે કે, પાપને તજવા જોઇએ. જ્યા સુધી હૃદયમા પાપ રહેલા હોય ત્યા સુધી સાચી ભક્તિ થઇ શકતી નથી, જ્યા સુધી હૃદયમા પાપ રહેલા હોય ત્યા સુધી ઉતમ પ્રકારના મહાન ભગત થઇ શકાતું નથી, અને જ્યા સુધી અંતરમા પાપ રહેલા હોય ત્યા સુધી અંતરમા પ્રભુ પધારતા નથી, માટે પાપને તજવા એ સૌથી પહેલી વાત છે. પણ ઘણાએ માણસો ભગત થવા ઇચ્છે છે પણ પાપને તજી શકતા નથી, તેઓ પાપને છોડવા માટે બહુ બહુ મહેનત કરે છે; છતા પણ જાણે અજાણે કોઇને કોઇ જાતનું પાપ તેઓથી થઈ જાય છે. એથી તેઓ પોતાના મનમાં બહુ મુંઝાયા કરે છે, કારણ કે તેઓને એમ લાગે છે કે, અમો ભગત થવા ઇચ્છીએ છીએ અને આટલી આટલી મહેનત કરવા ઇચ્છીએ છીએ છતા પણ અમારાથી કેમ પાપ થઇ જાય છે? આવે વખતે તેઓ બહુ તરફડે છે અને મનમા મનમા મુંઝાયા કરે છે, છતા પણ મનને ઘણી વખત રોકી શકતા નથી, તેથી નાના નાના પાપો થઇ જાય છે, તેમાથી છૂટવા માટે ને ચોખ્ખા થવા માટે તેઓ પોતાના ગુરૂ પાસે અગર કોઇ મહાત્મા પાસે જાય છે, અને કહે છે કે, મહારાજ અમારા અંતરમાથી પાપ જતાં નથી માટે અમારે શું કરવું? ત્યારે જે અનુભવી સંત હોય તે કહે છે કે,–

ભાઇ! નાનું બાળક કાંઈ એકદમ દાદરે ચ્હડી ચકે નહિ પણ બહુ મહેનતે ને ઘણે વખતે તથા ઘણા ભુસ્કા ખાધા પછી માંડ માંડ એકેક પગથીયું ચઢતાં શીખે છે; તેમજ યાદ રાખજો કે, પાપ પણ કાંઇ તુરત જ જતાં રહે તેમ નથી, પણ એની સાથે જ્યારે બહુ લડાઇ લડવામાં આવે ને સાચું જ્ઞાન થાય તથા અંતરમાંથી સાચો તરફડાટ થાય ત્યારે જ ધીરેધીરે પાપ જાય છે.

ઝાડ વાવીએ કે તુરત જ કાંઇ તેમાં ફળ આવી જતાં નથી પણ જ્યારે ઘણા વખત સુધી તેને પાણી પાઇએ, ખાતર નાખીએ ને ચોકી કરીએ ત્યારે વખત આવે ફળ મળે છે. તેમ જ જ્યારથી ભકિત કરવા લાગીએ ત્યારથી તુરતજ કાંઈ બધી જાતના પાપ નાશ પામી જતાં નથી. પણ જેમ જેમ વધારે ભકિત થાય, જેમ જેમ ધર્મના નિયમો વધારે વધારે પળાય, જેમ જેમ ઈશ્વરી જ્ઞાન વધતું જાય, અને જેમ જેમ નરકના દુઃખો તથા સ્વર્ગના સુખોના વિચારો વધતા જાય, તથા જેમ જેમ સર્વશકિતમાન મહાન ઈશ્વરની નજીક નજીક જવાતું જાય તેમ તેમ પાપ નાશ પામતાં જાય છે. અને યાદ રાખજો કે, એ બધું કાઇ એકદમ બની જતું નથી, પણ એ બધુ ધીમે ધીમે થાય છે. માટે ભકિત કર્યા છતા કદિ તુરત જ પાપ ન જાય તો તેથી નિરાશ થવુ નહિ ને હારી જવું નહિ; પણ ખરેખરા પ્રેમથી, પૂર્ણ વિશ્વાસથી અને આત્મિક બળથી, ભકિત કર્યા કરવી, તથા સાચું જ્ઞાન મેળવ્યા કરવું, અને સતોના સંગમા પડ્યા રહેવું, એટલે ધીરે ધીરે બધી જાતના પાપ ઓછા થઇ જશે, ઘણી જાતનાં પાપો નાશ પામી જશે અને જે દુર્ગુણો હૃદયમાં ઘર કરીને રહેલા હોય ને જામી ગએલા હોય તેનું પણ જોર નરમ પડી જશે, તથા આગળ જતાં પોતાની પ્રકૃતિમાં રહેલાં એવા મુશ્કેલ પાપો પણ નાશ પામી જશે. માટે ભાઇઓ અને બહેનો! ઉતાવળા થાઓ મા. પણ ભકિતમા મંડ્યા રહો, ભકિતમાં મંડ્યા રહો. એટલે જેમ સુરજની પાસે અંધારૂં રહી શકતું નથી, તથા જેમ સિંહની ગુફામાં શીઆળીઆં જઇ શકતાં નથી તેમ સાચી ભકિતની પાસે પાપ રહી શકશે નહિ. માટે ભકિતમાં મંડ્યા રહો! ભકિતમાં મંડ્યા રહો.

---

## ૧૪૦–સૌ વાતે કર્તા હર્તા ભગવાન પોતે છે છતાં પણ કેટલાંક કામો તે આપણા હાથે જ કરાવવા ચાહે છે.

પ્રભુ બીજમાથી અનેક ફળ આપવા ચહાય છે, પણ તેમ છતા એ બીજને વાવવાની, તેને પાણી પાવાની, તેમાં ખાતર નાખવાની તથા તેની ચોકી કરવાની મહેનત તો આપણા પાસે જ કરાવવા ચહાય છે. પ્રભુ આપણને પાણી આપવા ઇચ્છે છે તેથી તેણે પૃથ્વિની અંદર દરેક ઠેકાણે પાણી ભરી મૂકેલું છે, પણ વાવ કે કુવા ખોદાવવાનું કામ કરવાનું તો તેણે આપણા જ હાથમાં રાખેલું છે. પ્રભુ ઘણા માણસોને ધન આપવા ઇચ્છે છે, પણ ધન મેળવવા માટે જે જે યોગ્ય ઉપાયો કરવા જોઇએ તથા ધંધા રોજગાર કરવા જોઇએ તે તો માણસોએ જ કરવું જોઇએ. પ્રભુ આપણા દરદો મટાડવા ચહાય છે તે સારૂ તેણે ઔષધીઓની અંદર રોગોને મટાડવાના ગુણો મૂકેલા છે તથા તે સારૂ તેણે માણસોને એવી બુદ્ધિ આપેલી છે કે, તેઓ રોગને ઓળખી શકે તથા ઔષધીના ગુણો જાણી શકે. માટે એ બધી ઓળખી શકવાની તથા રોગો પીછાણવાની મહેનત તો માણસોએ જ કરવી જોઇએ. પ્રભુ આપણા દુશ્મનોનો નાશ કરવા ઇચ્છે છે, અને આપણા દુશ્મનો ઉપર આપણને ફત્તેહ આપવા ઇચ્છે છે, પણ દુશ્મનોને જીતવા માટે જે જે યુક્તિઓ કરવી જોઇએ તથા જે જે હથીઆરો મેળવવા જોઇએ તે માટે તો આપણે જ મહેનત કરવી જોઇએ. પ્રભુ આપણને સોનું, રૂપુ, હીરા, માણેક, મોતી એ બધું આપવા ચહાય છે, એ સારૂ તેણે જગતમાં એ બધી વસ્તુઓ જુદેજુદે ઠેકાણે તૈયાર કરી રાખેલી છે પણ તેને મેળવવાની મહેનત તો આપણે જ કરવી જોઇએ. પ્રભુ આપણને બેહદ, બળ આપવા ધારે છે, તેથી તેણે પાણીમા, પવનમાં, અગ્નિમાં વરાળમાં, વીજળીમાં, અવાજમાં અને એવી બીજી અનેક ચીજોમાં અનંત સામર્થ મુકેલું છે, પણ તેમાંથી એ બળને શોધી કાઢી તેની યોગ્ય રીતે વ્યવસ્થા કરવાનું કામ તો માણસોએ જ

કરવું જોઇએ, તો જ એ બળ ઉપયોગમાં આવી શકે, તેમ જ યાદ રાખજો કે, પરમકૃપાળુ પવિત્ર પિતા પરમાત્મા આપણો ઉદ્ધાર કરવા ઇચ્છે છે, અને આપણને મોક્ષધામનાં સુખો આપવા ચહાય છે, પણ એ મેળવવા માટે ધર્મના નિયમો જાણવાની તથા તે પાળવાની મહેનત તો આપણે જ કરવી જોઈએ. એ વિના કાંઇ પોતાની મેળે એ બધું બની જાય નહિ.

ભાઇઓ! આવી રીતે અનેક જાતના કાર્યમાં તથા અનેક જાતની વસ્તુઓમાં અને અનેક પ્રકારના બનાવોમાં પરમકૃપાળુ પરમાત્માએ અનેક જાતની ખુબીઓ ભરી મૂકેલી છે, પણ એ ખુબીઓ શોધવામા તે આપણને માત્ર નિમિત્ત બનાવવા ઇચ્છે છે અને એવા શુભ કામમાં નિમિત્ત બનીએ તેના બદલામાં તે આપણને મોટુ માન, મોટુ ઇનામ આપવા ઇચ્છે છે, માટે આપણે આવા શુભ કામોમાં નિમિત્ત બનવું જોઇએ, અને આપણે માટે તેણે જે જે મહાન તૈયારીઓ કરી રાખેલી છે તેનો લાભ આપણે લેવો જોઇએ. માટે હે હરિજનો! યાદ રાખજો કે, આપણો પ્રભુ સર્વશકિતમાન છે અને સર્વ રીતે સપૂર્ણ છે તથા સમર્થ છે, છતા પણ પોતાની દયાને લીધે કોઇક કોઇક કામો તે આપણી પાસે કરાવવા ઇચ્છે છે, અને તેમા નિમિત્ત થવું તે મહાભાગ્યની વાત છે. માટે બધુઓ! પ્રભુ આપણી પાસે જે કરાવવા ઇચ્છે તે ખુશીથી કરો અને એમ સમજીને કરો કે પ્રભુ બધુંએ કરી શકે તેમ છે છતા પણ ખાસ ચાહીને તે કાઇક આપણી પાસે કરાવવા ઇચ્છે છે એમ સમજીને તેની ઇચ્છા પ્રમાણે કામો કરો! તેની ઇચ્છા પ્રમાણે કામો કરો!

---

## ૧૪૧–જે માણસમાં પરમાર્થનાં કામો કરવાની શકિત હોય છતાં પણ જે પરમાર્થ નથી કરતા તે પાપ કરે છે, એમ જાણવું.

ઘણા માણસો એવા હોય છે કે, તેઓની પાસે ઈશ્વર-કૃપાથી ઘણી જાતનાં સાધનો હોય છે, તથા તેઓને ઘણી

જાતની અનુકુળતાઓ હોય છે, છતાં પણ તેઓ પોતાના ગજા પ્રમાણે પરમાર્થનાં કામો કરતા નથી, અને મનમાં એમ સમજ્યા કરે છે કે, "અમે તે પારકી પંચાત શા માટે કરીએ?" "પોતાનું ઘર સાચવીને બેસીએ એટલે બસ. કોઈને કાંઇ કહેવા સાંભળવા જઇએ અને તેમાંથી કાંઇ સારૂં માઠું થાય તો ઉલટા મફતના બદનામ થઈએ. તે કરતાં કાંઇ પંચાતીમાં પડવું જ નહિ ને સીધે રસ્તે ચાલ્યું જવું એ જ સારૂં છે, પ્રભુ આપણને આપણું ભોગવવા દેય એટલે બસ. અમોને બીજાઓના માનપાન જોઇતાં નથી. ભલે જેને માનપાન જોઈતાં હોય તે માથાકુટ કર્યા કરે ને જ જાળો ભોગવ્યા કરે. વિના કારણ સુખનો જીવ દુઃખમાં શા માટે નાંખીએ? દુનિયાં કાંઈ આપણાથી સુધરી જાય તેવી થોડી જ છે? સૌ સૌના કર્મ સૌ ભોગવે તેમાં આપણે શું કરીએ?" આમ સમજીને ઘણા માણસો છતા સાધનોએ પોતાની શક્તિનો ઉપયોગ કરતા નથી, પણ શાસ્ત્રનો તથા મહાત્માઓનો એવો ઉપદેશ છે કે, જે માણસ પોતાની શકિતનો પુરેપુરો ઉપયોગ ન કરે તે માણસને પાપ લાગે છે, જેમ કે,

કોઈ બે માણસો લડતા હોય તેઓને છોડાવી શકે તેવો કોઇ માણસ પાસે હાજર હોય છતા પણ તેને ન છોડાવે અને લડવા દે તો તે માણસને પાપ લાગે છે. કારણ કે ઇશ્વરે આપેલી અમૂલ્ય શકિતનો તેણે જરૂરને વખતે ઉપયોગ કર્યો નહિ, અને એમાથી જે પુણ્ય મેળવી શકાય તે મેળવ્યું નહિ, માટે તેને પાપ લાગે છે.

કોઈ માણસને અંદર અંદર કાંઇ વાંધો પડેલો હોય તે વાંધાનું સમાધાન કરાવી શકે તેવો બીજો કોઇ માણસ ત્યાં હાજર હોય, તે માણસ જો એ વખતે સમાધાન ન કરાવે અને તેઓની વચ્ચે કલેશ વધવા દે તે માણસને પાપ લાગે છે.

જે માણસ પાર્લામેંટમા મેમ્બર થઇ શકે તેવો હોય અથવા જે માણસ ધારાસભાનો મેમ્બર થઇ શકે તેવો હોય અથવા જે માણસ મ્યુનિસિપાલીટીનો મેમ્બર થઇ એ ખાતામાં કાંઇ સુધારા વધારા કરી શકે તેવો હોય તેમ છતાં જો તે એ

ખાતાઓમાં મેમ્બર ન થાય અને પોતાના એશઆરામને ખાતર અગર નજીવી નજીવી અડચણોને ખાતર પોતાના ઘરના ખૂણામાં ભરાઇ રહે તો તેઓને પાપ લાગે છે, કારણ કે યાદ રાખજો કે, પરમ કૃપાળુ પરમાત્માએ કૃપા કરીને આપણને જે જે શકિતઓ આપેલી છે તથા આપણામાં જે જે સદ્‌ગુણો મૂકેલા છે તે પ્રભુને અર્થે આપણા બંધુઓને મદદ કરવાને માટે છે, ને તેમ છતાં જો આપણે એવી તક ન લઇએ તો આપણને પાપ લાગે છે. કોઇ કુટુંબની અંદર કોઈ માણસ દુઃખી થતું હોય ને તેનું દુઃખ આપણા લાગવગથી આપણી ભલામણથી, આપણા ઉપદેશથી કે આપણી મદદથી મટી શકે તેવું હોય, ને તેમ છતા જો તેઓનું એવું દુઃખ ન મટાડીએ, અથવા મટાડવાની કોશિશ ન કરીએ તો આપણને પાપ લાગે છે.

બે ગોધાઓ, બે પાડાઓ, બે કુતરાઓ કે બે મીંદડાઓ લડતાં હોય તેને આપણે છૂટાં પાડી શકીએ તેમ હોય ને તેમ છતા પણ જો આપણે તેઓને છૂટાં ન પાડી તો અપણને પાપ લાગે છે.

કોઇ માણસ પોતાની નાતનો આગેવાન થઇ શકે તેવો હોય ને નાતમા સુધારા કરી શકે તેમ હોય છતાં પણ કાયર થઇને પારકી પંચાત તે કોણ કરે? એવા વિચારને લીધે કોઇ માણસ આપણી નીંદા કરશે અગર સામે થશે તો એવા ભયને લીધે, તથા મોટેરા થશુ તો કાંઇ ખર્ચ કરવું પડશે એવા લોભને લીધે જે પોતાની નાતનો આગેવાન ન થાય ને પોતે કરી શકે તેવા પોતાની જાતમા સુધારા વધારા ન કરે તે માણસને પાપ લાગે છે.

પોતાના કુટુંબમા, પોતાના સગાવહાલામાં, અગર પોતાના પાડોસીમાં અથવા પોતાની નાતમા કે ગામમા કોઈ છોકરો ભણી શકે તેવો હોય ને તેને મદદ કરવા પોતે શકિતવાન હોય છતાં પણ જો તેને ખરે વખતે મદદ ન અપાય તો પાપ લાગે છે.

આપણી આસપાસના ઘણા કુટુંબોમાં ઘણી સ્ત્રીઓ નજીવી નજીવી ભૂલોને લીધે બહુ દુઃખી થયા કરે છે; એ ભૂલો આપણને સમજાતી હોય ને એ ભૂલો સુધારવામાં આપણે

તેઓને મદદ કરી શકીએ તેમ હોય, ને આપણી મદદથી તેઓનાં દુઃખો દૂર થઇ શકે તેમ હોય, છતાં પણ એવે વખતે પણ જો આપણે તેઓને મદદ ન કરીએ તો આપણને પાપ લાગે છે. ઘણી વખત ઘણા લોકોમા ખોટી ખોટી વાતો ચાલ્યા કરે છે તથા ખોટા ખોટા વહેમો ચાલ્યા કરે છે, અને એ બધી બાબતો કોઇ હુશીઆર માણસના ભાષણથી અગર લેખથી દૂર થઇ શકે તેમ હોય છે, છતા પણ એ કામ કરવાની જે માણસમાં શક્તિ હોય તે માણસ જો એવી તક ન લેય તો તેને પાપ લાગે છે. અજ્ઞાન વર્ગના ઘણા લોકોમા ધર્મ સબધી ઘણીએ ઉંધી ઉંધી માન્યતા હોય છે, અને તે બધી ઉંધી માન્યતાઓ કેટલાક ગુરૂઓના હુકમથી તથા ઉપદેશથી દૂર થઇ શકે તેવી હોય છે, છતા પણ જો તેમના ગુરૂઓ છતા સાધનોએ ને છતી સમજણે એવી તક ન લેય ને એવા લોકોને ન સુધારે તો તેવા ગુરૂઓને પાપ લાગે છે.

બધુઓ! આવી રીતે બીજી અનેક બાબતો માટે સમજી લેવુ અને આ બધુ જોઇને તેમાથી એમ વિચાર કરવો કે, પરમકૃપાળુ પરમાત્માએ આપણને જે શક્તિ આપેલી છે તે શક્તિનો ઉપયોગ નથી થતો ને તે શક્તિ નકામી પડી રહે છે એમ તો નથી થતું? પ્રભુએ આપણને શક્તિ આપી હોય અને શક્તિને વાપરવાની તક આપી હોય, છતા પણ આપણે આપણી બેદરકારીને લીધે એ શક્તિને ન વાપરતા હોય એમ તો નથી થતું?

બધુઓ! યાદ રાખજો કે આવી તકો કોઇક જ વખતે મળે છે અને કોઇક જ માણસોને મળે છે એમ નથી, પણ દરેક માણસને વારવાર એવી તક મળ્યા કરે છે. કારણ કે સર્વશક્તિમાન અનત બ્રહ્માડના નાથે દરેક જીવોમા પોતાનુ ચૈતન્ય મૂકેલું છે, અને દરેક જીવોમા પોતાના સદ્ગુણો તથા પોતાની શક્તિ મૂકેલી છે, અને તેમા પણ માણસોમા તો ખાસ કરીને બહુ જ વિશેષતાથી પ્રભુએ પોતાની શક્તિ મૂકેલી છે. માટે માણસો તો પોતપોતાના પ્રમાણમા ઘણું જ-ઘણું જ કરી શકે તેમ છે, અને તેમ છતાં જો ઇશ્વરીશક્તિનો,

ઈશ્વરીગુણોનો અને ઈશ્વરીકૃપાનો લાભ ન લેવાય તો પછી પાપ લાગે જ તેમાં નવાઈ શું! આવા પાપમા ન પડયું રહેવાય માટે ભાઈઓ અને બહેનો! જેમ બને તેમ તમારી શકિતઓનો સદ્ઉપયોગ થાય તેમ કરજો, અને પ્રભુને અર્થે જ તમારા બધુઓને મદદ કરવામા તમારી શકિત તથા તમારા ગુણોનો ઉપયોગ થાય તેમ કરજો એજ અમારી ભલામણ છે, અને એજ ધર્મના મૂળ છે એમ નક્કી સમજજો.

---

## ૧૪૨-કુટુમ્બ સુખ મેળવવાના ઉપાયો-ભાગ પહેલો.

અરે! જરા વિચાર તો કરો કે ઘર ચલાવતા આવડ્યા વિના ઘર માડી બેસે એના ઘર તે કેમ પાધરા ચાલે?

વૈદક જાણ્યા વિના જે માણસ વૈદનો ધધો કરવા માંડે તેનાથી તે શું શુકરવાર થાય? તેથી તો ઉલટા કોઈ દરદીઓ વધારે બિમાર જ થઈ જાય. વેપાર જાણ્યા વિના જે માણસ વેપાર કરવા માડે તેના શું હાલ થાય? તેના તો અતે દેવાળાં જ નિકળે. નામું શીખ્યાવિના જે માણસ નામું માડે તે નામામા શુ ખુબી હોય? તે નામામા તો અનેક જાતના ગોટાળા જ હોય. અને રસોઈ શીખ્યા વિના જે માણસ રસોઈ કરવા બેસે તેની રસોઈમા તે શું સ્વાદ હોય? એ તો કાચુ, પાકું, બળેલું કે ઓછા વત્તા મીઠા મરચાવાળું જ હોય, એવી રસોઈમા કઈ માલ હોય નહિ; તેમ જ યાદ રાખજો કે જે માણસોને ઘર ચલાવતાં આવડતું નથી, જે માણસો ઘર ચલાવવાની વિદ્યા શીખ્યા નથી, અને જે માણસો ઘર ચલાવવાની મુશ્કેલી સમજતા નથી તથા પોતાની ફરજો જાણતા નથી, તેવા માણસો ઘર માડી બેસે, એનાં ઘર તે ક્યાથી પાધરા ચાલે? અરે! જરા જુઓ તો ખરા કે નાની નાની વાતો પણ શીખ્યા વિના આવડતી નથી. જેમ કે, ગાયન શીખ્યા વિના કોઈ માણસ ગાયન ગાવા માંડે તો તેના ગાવામાં કાંઈ ખરી મીઠાશ આવી શકતી નથી. એમ જ બોલવું શીખ્યા વિના જે માણસ

બોલવા ઉભું થાય તે માણસ પણ સભાજનો ઉપર ધારેલી અસર કરી શકતું નથી, પણ ઉલટું લોકોમાં પોતાની મશ્કરી કરાવે છે. તેમજ જે ઉમરે પહોચ્યા વિનાના નાના બિન અનુભવી છોકરાઓ ઘર માંડી બેસે છે, તેઓ પણ ઉલટો નાહકનો પોતાનો ફજેતો કરાવે છે. અને તેમાથી આગળ જતા દુઃખી થાય છે. માટે ઘર માડના પહેલા ઘર ચલાવવાની લાયકાત મેળવવી જોઇએ. અને તેવી લાયકાત મેળવ્યા પછી જ ઘર માડવું જોઇએ, તો જ સુખી થઇ શકાય, અને ત્યારે જ ઘર માડવાની સાર્થકતા થાય છે. માટે આ જગતમા ફતેહ મેળવવા સારૂ જેમ જુદી જુદી જાતના જુદા જુદા હુન્નરો વિધિપૂર્વક શિખવામા આવે છે, તેમ જ ઘરમાથી સુખ મેળવવા માટે ઘર ચલાવવાની વિદ્યા પણ બરાબર રીતે જાણી લેવી જોઇએ. ઘર એ સૌથી વહાલી વસ્તુ છે માટે તેમા સુધારો કરવો જોઇએ.

લોકો કહે છે કે ઘર એ દુનિયાનો છેડો છે. આમ હોવાથી આખી દુનિયામા કોઇ પણ ઠેકાણે જેવી શાન્તિ ન મળી શકે તેવી શાન્તિ ઘરમા મળી શકે છે. આ વાત સમજવા માટે જુઓ કે, જે મોટા મોટા શેઠીઆઓ પરદેશ ગએલા હોય તેઓને પોતાના ઘર કરતા પરદેશમા અનેક જાતની ઘણી વધારે સવડો હોય, છતા પણ તેઓને પોતાનું ઘર યાદ આવે છે, અને ઘેર જવાનું મન થાય છે. જે ખલાસીઓ દુનિયાના જુદા જુદા ભાગોમા મુસાફરી કરે છે, અને રાત દિવસ સમુદ્ર ખેડ્યા કરે છે તેઓને જ્યારે પોતાનું વહાણ મધ્ય સમુદ્રમા ચાલ્યું જતું હોય ત્યારે પણ પોતાનું ઘર યાદ આવી જાય છે. રાજાની હજુરમા રહેનારા ઘણા હજુરીઆઓ બહુ ગરીબ માણસો હોય છે, તેઓને ઘેરે કંઇ સારી સગવડ હોતી નથી, અને રાજદરબારમા તેઓને ઘણી જાતની મોજમજા ભોગવવાની હોય છે, છતા પણ એવા રાજાના હજુરીઆઓને પોતાના ગરીબડા ઘરો વારેવારે યાદ આવ્યા કરે છે, અને તેઓને પણ પોતાને ઘેર જવાનું મન થયા કરે છે, બહુ મોજીલા લોકો જ્યારે નાચોની અદર રાતો

ગુમાવે છે ત્યારે નાટકોના શોખીનો જ્યારે નાટકોથી ખુશ ખુશ થઇને વન્સમોર, વન્સમોર કરે છે, ત્યારે અને ઉજાણી-ઓમા તથા મીજબાનીઓમાં મોજ મારનારા લોકોને પણ એ બધી મજા છોડી પોતાને ઘેરે જવાનુ મન થાય છે

બધુઓ ! માણસોને પોતાનું ઘર ગમે છે, એટલું જ નહિ, પણ પશુ, પક્ષી તથા વાઘ, વરૂ આદિ જગતી પ્રાણીઓને પણ પોતાનું ઘર બહુ જ વહાલું લાગે છે, ઘોડાઓને જ્યારે પોતાનો તબેલો મળે ત્યારે શાન્તિ થાય છે, બકરાઓ તથા ઘેટાઓને જ્યારે તેમનો વાડો મળે ત્યારે તેમને આનદ થાય છે, ગાયો ભેંસોને જ્યારે તેના ઢોરવાડીઆમા રહેવાનુ મળે ત્યારે જ તેઓને સતોષ થાય છે, વાઘ વરૂને જ્યારે તેઓની બખોલો કે ગુફાઓ મળે ત્યારે જ તેઓને સુખ થાય છે. સાપને પણ જ્યારે તેનું દર મળે ત્યારે તે તેમા આરામ ભોગવે છે; અને પક્ષીઓને પણ જ્યારે તેઓના માળામા રહેવાનું મળે ત્યારે જ તેઓ રાજી થાય છે.

ઘર વિશ્રાન્તિનું ઠેકાણું છે, માટે રાતની વખતે ખેતરની ચોકી કરવા ગએલા ખેડુતો ખેતરમા બેઠે બેઠે ને સુતે સુતે પણ પોતાના ઘરને યાદ કર્યા કરે છે, લડાઇમા લડવા ગએલા સીપાઇઓને પણ પોતાનું ઘર યાદ આવે છે, પરદેશમાં નહિ ફાવેલા માણસોને પણ પાછુ પોતાને ઘેર જ જવાનું મન થાય છે, તેમજ બહુ કમાએલા માણસોને પણ પોતાને ઘેરે જવાનું મન થાય છે, મોટી ફતેહો મેળવનાર લશ્કરી અમલદારોને પણ પોતાના ઘર યાદ આવે છે, માંદા માણસોને પોતાનાં ઘર યાદ આવે છે, અને સાજા માણસોને પણ પોતાને ઘેરે જવું ગમે છે, એટલુ જ નહિ પણ બીજે ઠેકાણે અનેક જાતની સગવડો હોય છતાં પણ ઘણાએ માંદા માણસો ત્યા નહિ રહેતા મરવા માટે પોતાનું ઘર પસદ કરે છે; અને પોતાના ઘરમાં જ મરવા ચ્હાય છે. આવી વહાલી વસ્તુ ઘર છે. કારણ કે ઘર એ વિશ્રાન્તિનું ઠેકાણું છે, અને ઘર એ કરવાનું ઠામ છે, જેથી જગતના સૌ જીવોને પોતપોતાના ઘરમાં રહેવું બહુ ગમે છે.

આવી રીતે દુનિયાંના દરેક પ્રાણીઓને પોતાનું ઘર ગમે છે, અને ઘરમાં જાય ત્યારે જ તેઓને શાન્તિ મળે છે. આવાં વહાલાં ઘરોની અંદર જ જ્યારે આગ લાગે ત્યારે ક્યાં જવું? આવું પ્યારૂં ઘર જ જ્યારે બગડેલું હોય ત્યારે શું કરવું? અને આવી ખરેખરી વિસામાની જગ્યામાં જ જ્યારે લડાઇ, ટંટા અને અધર્મ હોય ત્યારે પછી સુખ ક્યાંથી જ મળે? માટે હે ગૃહસ્થ બંધુઓ! તમારાં ઘર સુધરે તેમ કરો! તમારા ઘર સુધરે તેમ કરો.

એકજ ઘરમા અને એકજ કુટુંબમા જુદા જુદા સ્વભાવના માણસો તો હોય જ, એમા કંઈ નવાઈ નથી, પણ તેઓને નિભાવી લેવા અને તેઓની સાથે સલાહ શાંતિ રાખવી એજ ખરી ખુબીની વાત છે.

આપણો ગૃહસ્થાશ્રમ સુખરૂપ નિવડે તે સારૂ આ વાત જાણી લેવી જોઇએ કે, એક જ બગીચાની અંદર ઘણાએ જુદી જુદી જાતનાં ઝાડો હોય છે, એ ઝાડોની અંદર જુદી જુદી જાતના ફળ થાય છે, અને એ ફળોના ગુણ તથા તેના સ્વાદ પણ જુદી જુદી જાતના હોય છે, જેમ કે દ્રાક્ષમા મીઠાશ હોય છે, લીંબુમા ખટાશ હોય છે, મરચામા તિખાશ હોય છે, લીંબોળીમા કડવાશ હોય છે, અને આબળામા તુરાશ હોય છે, આવી રીતે એક જ બગીચામા જુદી જુદી જાતનાં ઝાડો તથા જુદી જુદી જાતના ફળો હોય છે, અને તે બધાના ગુણો પાછા જુદા જુદા હોય છે, તેમજ યાદ રાખજો કે, આ જગતમા મનુષ્યની પ્રકૃતિઓ પણ પરમાત્માએ જુદી જુદી બનાવેલી છે. જેમ કે કોઇ માણસનો સ્વભાવ બહુ લોભી હોય છે, કોઇ માણસનો સ્વભાવ બહુ ક્રોધી હોય છે, કોઇ માણસનો સ્વભાવ બહુ ખટપટીઓ હોય છે, કોઇ માણસનો સ્વભાવ રોતી સુરત જેવો હોય છે, કોઇ માણસ આનંદી સ્વભાવના હોય છે, કોઇ માણસ અદેખા હોય છે, કોઇ માણસ વિદ્યા વિલાસી હોય છે, અને કોઇ માણસ વિદ્યાને નામે ટાઢ આવે એવા હોય છે. આવા જુદા જુદા સ્વભાવનાં માણસો આ દુનિયામા હોય છે, અને તેમાંથી કોઇક વિચિત્ર સ્વભાવનાં

માણસો આપણા કુટંબમાં પણ હોય છે, માટે કુટુંબના સૌ માણસોની ફરજ એ છે કે, પોતાના કુટુંબના માણસોની પ્રકૃતિ સમજી લેવી અને જે પાણીએ મગ ચડે એ પાણીએ તેને ચડાવવા. જો આ પ્રમાણે કુટુંબના માણસોની પ્રકૃતિ સમજતા નહિ આવડે તો ઘરમા વારવાર હુલ્લડ થયા કરશે અને તે હુલ્લડમા તમારે પણ ભાગ લેવો પડશે, તેથી કુટુંબ સુખ ભોગવી શકાશે નહિ. અને તેમ થવાથી સુખને બદલે ઘર ઉલટું દુઃખરૂપ થઇ પડશે, એમ ન થાય માટે કુટુંબના સૌ માણસોની પ્રકૃતિ સમજી તેઓને નિભાવી લેતા શિખો, તેઓને નિભાવી લેતા શિખો.

---

## ૧૪૩–કુટુમ્બ સુખ મેળવવાના ઉપાયો–ભાગ બીજો.

ઘણા માણસો પોતાની જીભને વશ રાખતા નથી તેને લીધે ઘરમાં કજીઆ થાય છે. માટે જો કુટુમ્બમાથી કલેશને દૂર કરવો હોય તો જીભને વશ રાખતા શીખજો.

આપણે જોઇએ છીએ કે, ઘણા કુટુમ્બોમાં કઇ કઇ કલેશ ચાલ્યા કરે છે, અને નાની મોટી વાતો સારૂ કરીને મન ભેદ થયા કરે છે. પણ એ બધાનું કારણ તપાસતા ઘણી વખત એમ જણાય છે કે, કેટલાક માણસો પોતાની જીભને વશ રાખી શકતા નથી તેથી કડવા વચનો બોલી દે છે, અને કડવાં વચનો ઘણા માણસોને બાણ કરતા પણ વધારે વસમા લાગે છે. એ માટે અનુભવી ડાહ્યા માણસો કહે છે કે, તરવારનો ઘા રૂઝાઇ જાય છે, પણ કડવા વચનોના ઘા મરતા સુધી પણ રૂઝાતા નથી. આવા કડવા વચનોને લીધે જ સ્રી પુરૂષો વચ્ચે કજીઆ થાય છે, કડવા વચનોને લીધે જ ભાઇઓ ભાઇઓમાં કજીઆ થાય છે, કડવા વચનોને લીધે જ બાપ દીકરા વચ્ચે લડાઇ થાય છે, કડવાં વચનોને લીધે જ સ્નેહીઓની સાથે મન દુખાય છે; કડવા વચનોને લીધે જ સ્રીઓ અંદર અંદર લડી પડે છે, કડવાં વચનોને લીધે જ જુદી જુદી સભાઓમાં તથા નાતોમાં બખેડા થાય છે; અને કડવાં વચનોને લીધે જ વેવાઇઓ સાથે તથા પાડોશીઓ સાથે વાંધા પડે છે. એટ

બધી ખરાબીઓનું મૂળ કડવાં વચનો જ છે. માટે કુટુમ્બવાળા ગૃહસ્થ માણસે જેમ બને તેમ બહુ જ વિચારી વિચારીને બોલવું જોઇએ; તથા એક બીજાની ખામીઓ જોયા કરવી નહિ જોઇએ. પોતાનાં સગાઓની કે સ્નેહીઓની નાની નાની વાતો બૂમબરાડા પાડી પાડીને બીજા સગાઓને તથા પાડોશીઓને ન કહેવી જોઇએ, અને કોઇની પણ ટીકા કરતા પહેલાં બહુ જ સંભાળવું જોઇએ. જો આ પ્રમાણે વિચારી વિચારીને વર્તાય, અને જીભને કાબુમા રાખતા આવડે તો કુટુમ્બમાથી નાતમાથી. સભાઓમાંથી અને દેશમાથી તથા દુનિયામાથી ઘણાએ ઝઘડાઓ ઓછા થઇ જાય, એમા કઈ પણ શક નથી માટે હે ગૃહસ્થ બધુઓ તથા બહેનો! તમે તમારી જીભને વશ રાખતાં શીખો, અને જીભને લીધે જ જે ખરાબી થાય છે તથા જે ઝેરવેર થાય છે તેમાથી બચો, અને સુખી થાઓ એ જ અમારી ભલામણ છે.

જીભને વશ રાખવા માટે કઇ મોટા યજ્ઞો કરવાની જરૂર નથી, જીભને વશ રાખવાને માટે કઇ મોટી ઉથલ પાથલ કરી નાખવી પડતી નથી, જીભને વશ રાખવા માટે કઇ સમુદ્રની પાર કોઇ અજાણ્યા મુલકમા જવુ પડતું નથી, અને જીભને વશ રાખવા માટે કઇ જતરમતર કરવાની જરૂર નથી; પણ માત્ર જરા સાદી સમજ વાપરજો અને જરા મનને મજબૂત રાખજો, એટલે જીભથી થતી ભૂલોમાથી બચી શકશો. એટલું જ નહિ, પણ આ વાત પણ યાદ રાખજો કે, ખરેખરી નુકશાનીને લીધે જ કલેશ થાય એવી બાબતો તો બહુ જ થોડી હોય છે, અને એવા પ્રસગો તો કયારેક જ આવે છે, પણ કડવું બોલી નાખવાને લીધે જ કજીઆ થઇ જાય એવા પ્રસગો તો વારવાર બન્યા કરે છે. માટે એવી જાતની ભૂલમા ન પડયુ રહેવાય એ તમારા કુટુમ્બના સુખને ખાતર સંભાળજો.

યાદ રાખજો કે જે માણસો એકલપેટા હોય, કજીઆ-ખોર હોય અને વાતચીતમાં રીસાઇ જનારા હોય તેઓ ઘરમા રહેવાને લાયક નથી.

કુટુમ્બમાં કલેશ થાય છે તેનું કારણુ શું છે? એ તમે જાણો છો? એ માટે અનુભવી ગૃહસ્થો એમ કહે છે કે, દરેક કુટુમ્બમા કોઇ કોઇ માણુસો અતિશય સ્વાર્થી હોય છે, કોઇ કોઇ માણુસો બહુ જ એકલપેટા હોય છે, કોઇ કોઇ માણુસો અતિશય આપમતલબીઆ હોય છે, કોઇ કોઇ માણુસો બહુ જ અદેખા હોય છે, કોઇ કોઇ માણુસો બહુ જ મમત કરીને પોતાનો જ મત ખેચનારા હોય છે. કોઇ કોઇ માણુસો વાત વાતમા રીસાઇ જનારા હોય છે. કોઇ કોઇ માણુસો અતિશય અભિમાની હોય છે. કોઇ કોઇ માણુસો બહુ જ ગુસ્સાવાળા હોય છે, અને કોઇ કોઇ માણુસો જેમ મોઢામા આવ્યુ તેમ ફાટે ઠાચ બોદ્દી દેનારા હોય છે, તેને લીધે કુટુબમા કલેશ થાય છે. અને આવા માણુસને લીધે કુટુબના બીજા સારા માણુસોને પણુ વિના કારણુ હેરાન થવું પડે છે. આવા માણુસો પોતાના ઘરમાં કજીઆ કરે છે અને પોતાના કુટુબની ખરાબી કરે છે. એટલું જ નહિ, પણુ એવા સ્વભાવના માણુસો જે જે સભાઓમાં જાય તે તે સભાઓમાં પણુ કજીઆ કરે છે, એવા પોતાના મનને વશ ન રાખનારા માણુસો જે જે મડળોમાં જાય તે તે મડળોને પણુ પોતાની મૂર્ખાઇના છાટાં ઉડાડ્યા કરે છે, અને એવા સ્વાર્થી તથા હઠીલા માણુસો જે જે નાતના હોય તે તે નાતની પણુ ખરાબી થાય છે. કારણુ કે જેમ ઘાટો પાડીને મ્યાઉ મ્યાઉં કરનારા બિલાડાઓ એક જ ઘરમા સાથે રહી શકતા નથી, અને જેમ અદેખાં કુતરાંઓ એક જ ફળીઆમાં સાથે રહી શકતા નથી, પણુ જે આવે તેને ભસ્યા કરે છે, ને દાતીઆ કચકચાવ્યાં કરે છે, તેઓ જેમ એક જ ઘરમા રહેવાને લાયક નથી, તેમ જ કુતરા બિલાડાના સ્વભાવનાં જે માણુસો હોય તે માણુસો પણુ ઘરમાં રહેવાને લાયક નથી તેવા માણુસોએ ઘરમા રહીને ઘરની ખરાબી ન કરવી જોઇએ, અને પોતાને માટે બીજાઓને દુઃખી ન કરવા જોઇએ, પણુ એવા જંગલી સ્વભાવના તથા પશુવૃત્તિના માણુસોએ ઘર છોડીને જગલીઓની પેઠે જંગલમા ચાલ્યુ જવું જોઇએ. કારણુ કે યાદ રાખજો કે, જે માણુસોમાં આવી

જાતના મોટા દુર્ગુણો હોય અને જે માણસો પોતાના કુટુમ્બના જ માણસોને પણ હેરાન કર્યા કરતા હોય, તથા પોતાનાં વહાલાં સગાંઓનું જ લોહી ચુસ્યા કરતા હોય તે માણસો કંઇ ગૃહસ્થ ગણાવાને યોગ્ય નથી. કારણ કે જે ખરા ગૃહસ્થો હોય છે તેઓમા તો શાન્તિ હોય છે, તેઓમા તો કુટુબસ્નેહ હોય છે, તેઓમાં તો બહુ ક્ષમા હોય છે, તેઓમાં ઉદારતા હોય છે, તેઓ મોટા મનવાળા હોય છે, તેઓ ખમી ખાનારા હોય છે, તેઓ અમીદ્રષ્ટિવાળા હોય છે; અને તેઓ બીજાઓને લાભ કરનારા હોય છે; માટે ભાઇઓ અને બહેનો! જો તમારે સુખી થવું હોય અને તમારા કુટુબને સુખી કરવું હોય તો કુતરા બિલાડા જેવા સ્વભાવના થશો મા, અને જો તમારા એવા સ્વભાવને સુધારી શકો નહિ તો ઘર છોડીને જગલમા ચાલ્યા જવાનું પસદ કરજો, પણ તમારાં વહાલા સગાઓ વિના કારણ તમારે લીધે હેરાન થયા કરે અને રીબાયા કરે તથા ઘરના ખુણામાં ભરાઈને રોયા કરે, નિસાસા મૂકયા કરે એમ થવા દેશો માં; પણ જેમ બને તેમ સદ્ગુણી રૂડા ગૃહસ્થ થવાય તેમ કરજો એજ અમારી ભલામણ છે.

## માળી જેમ બગીચાને સુધારે છે તેમ જો તમારે સુખી થવું હોય તો તમે તમારા ઘરને સુધારો.

બંધુઓ! કુટુબ સુખનું મૂળ કયુ છે, એ તમને ખબર છે? એ માટે ઘરસંસારના અનુભવી ગૃહસ્થો કહે છે કે, ઘરના સુખનું મૂળ સપ છે, જે ઘરમા ભાઇ ભાઇઓને સપ હોય, માબાપ તથા છોકરાઓને સપ હોય, ધણી ધણીઆણીને સપ હોય, સાસુ વહુને સપ હોય, દેરાણી જેઠાણીઓને સપ હોય, સસરા જમાઇને સપ હોય, અને મામા, માસી, ફુઇ, કાકા, વગેરે દૂરનાં સગાંઓ સાથે જેને સપ હોય, તે કુટુંબ સૌથી સુખી હોય છે, માટે કુટુંબનું સુખ વધારવા સારૂ જેમ બને તેમ કુટુબમાં સંપ વધે તેમ કરવું જોઈએ, પણ ઘણા માણસો એમ કહે છે કે, અમારા કુટુંબમાં કેટલાક માણસો એવા મૂર્ખ છે કે, તેઓ ગમે તેટલી યુક્તિથી પણ સમજતા નથી.

બેશક, ઘણાં કુટુંબોમાં એવાં મૂર્ખ માણસો પણ હોય તેમાં કંઈ નવાઇ નથી, પણ એવાઓને પણ જ્યારે આપણે સુધારી લઇએ, અને તેઓની સાથે પણ નિભાવી લેતા શિખીએ ત્યારે જ આપણી ખુબી કહેવાય. માટે કુટુંબમાં કદિ કોઇ માણુસ મૂર્ખ હોય, જંગલી હોય, તોફાની હોય, મિજાજી હોય, અગર બીજી કોઇ જાતના દોષવાળુ હોય, તો તેથી નિરાશ થઇ જવું નહિ, અને હિંમત હારવી નહિ. પણ માળી જેમ પોતાના બગીચાને સુધારે છે તેમ એવા અનાડી માણસોને સુધારવાની કોશિશ કરવી, જેમ કે, માળી કોઇ ઝાડને જરા કાપી નાખે છે, કોઇ ઝાડને પાણી પાય છે, કોઇ છોડને એક ઠેકાણેથી ઉખેડીને બીજે ઠેકાણે રોપે છે, કોઇ ઝાડની કલમ બાંધે છે, કોઈ ઝાડને ઉંચું વધવા દે છે, કોઇ ઝાડને નીચુ રાખવાની કોશિશ કરે છે, અને બગીચાની અંદર જે નકામા છોડ ઉગી ગયા હોય તેને ખોદી નાંખવાની તજવીજ રાખે છે, તથા બગીચાને વખતસર પાણી પાયા કરે છે, ખાતર નાખ્યાં કરે છે, અને તેની ચોકી કર્યા કરે છે, તેમજ ઘરના આગેવાન માણસે પણ પોતાના કુટુંબના સુખ માટે આવી રીતે માળીપણું કરવું જોઇએ. અને એવું માળીપણું કરવા માટે પોતાના કુટુમ્બમાથી કોઇ માણસને બહાર પાડવો જોઇએ, કોઇ માણસોને દાબમાં રાખવા જોઈએ, કોઇ માણસોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે કે એક ધંધામાથી બીજા ધંધામાં મૂકવાં જોઇએ, અને સૌની ઉપર દેખરેખ રાખવી જોઇએ, તથા સૌને તેઓની યોગ્યતા પ્રમાણે પોતાની તરફથી મદદ મળે તેમ કરવું જોઇએ; અને તેઓની શક્તિઓનો લાભ લેવાય તેમ કરવું જોઇએ, અને એ બધું કરવા માટે કુટુંબના મોટા માણસે મોટા મનવાળા થવું જોઇએ, ક્ષમા રાખતાં શીખવું જોઇએ, શાંતિવાળા થવું જોઇએ, અને મૂર્ખ તથા અનાડી માણસોને પણ સુધારી લેતાં તથા તેઓને નિભાવી લેતાં શિખવું જોઇએ. કારણ કે જ્યારે આવી જાતની હોંશીઆરીથી ઘરસંસાર ચલાવતાં આવડે ત્યારે જ કુટુંબનું ખરૂં સુખ ભોગવી શકાય છે, અને જ્યારે ધર્મનું બળ વધે ત્યારે જ ક્ષમા, શાંતિ, ઉદારતા વિગેરે

સદ્દગુણો આવી શકે છે, અને એ બધા ગુણો જેટલા વધારે હોય તેટલું વધારે સુખ ભોગવી શકાય છે. માટે ધર્મની મદદથી એ ગુણો વધે તેમ કરો, એ ગુણો વધે તેમ કરો.

## ૧૪૪–કુટુમ્બ સુખ મેળવવાના ઉપાયો–ભાગ ત્રીજો

પોતાના કુટુંબના માણસો સાથે પણ જેને નિભાવી લેતાં ન આવડે ને સલાહ સપ રાખતા ન આવડે તેવા માણસે ઘર ન માડતા જગલમાં ચાલ્યું જવું જોઇએ.

બધુઓ ! તમે સરકસો જોયા છે? જો સરકસ જોયાં હશે તો ખબર હશે કે, હાથી, ઘોડા, વાંદરા, કુતરાં, પોપટ વગેરે પશુઓને પણ કેળવી શકાય છે, અને તેઓની પાસે પણ અનેક જાતના આપણા મનગમતા ખેલો કરાવી શકાય છે. એટલું જ નહિ, પણ રીંછ, વાઘ, સાપ વગેરે ભયકર હિંસક પ્રાણીઓને પણ બહુ સારી રીતે કેળવી શકાય છે. અને તેઓની પાસેથી પણ મન ગમતા ખેલો કરાવી શકાય છે. હવે વિચાર કરો કે, જ્યારે પશુ પક્ષી તથા ભયકર નાશકારક હિંસક પ્રાણીઓને સ્નેહથી, ભયથી, તથા લાલચથી કેળવી શકાય છે, ત્યારે પરમકૃપાળુ પરમાત્માએ જેને જગતના બીજા સો જીવો કરતા વધારે બુદ્ધિ આપેલી છે. તેવા માણસોને કેળવવા એ શુ મુશ્કેલ છે? નહિ. બધુઓ! યાદ રાખજો કે માણસોને કેળવવા એ કાંઇ મુશ્કેલ નથી, પણ જો સાચા માણસોની પ્રકૃતિ સમજી સમજીને કામ લેતાં આવડે તો તે સહેલી વાત છે, અને તેમાં પણ પોતાના કુટુંબના માણસો સુધારવા એ તો વળી બહુ જ સહેલી વાત છે. કારણ કે તેમના સ્વભાવો, તેમની રીતભાતો તેમની ટેવો, તેમના વિચારો, અને તેમની કામ લેવાની યુક્તિઓની આપણને ખબર હોય છે. તેથી આપણે તેઓને બહુ જલદીથી અસર કરી શકીએ તેમ છીએ, માટે તેઓને સુધારવાની તથા તેઓ સુખી થાય એમ કરવાની આપણે કોશિશ કરવી જોઇએ. એટલુંજ નહિ, પણ જો આપણા કુટુબના માણસોને સુધારતાં આપણને ન આવડે તો એમ જાણવું કે, એમાં કંઇક આપણી જ ખામી છે, કાં તો આપણે

તેઓની પ્રકૃતિ સમજતા નથી. કાં તો અપણે તેઓની સાથે જેવી ઉદારતાથી વર્તવું જોઇએ તેવી ઉદારતાથી વર્તતા નથી, કાં તો આપણે તેઓને જેવી છુટ આપવી જોઇએ તેવી છુટ આપતા નથી; કાં તો આપણે તેઓને જેટલા અંકુશમાં રાખવા જોઇએ તેટલા અંકુશમાં રાખી શકતા નથી, અને કાં તો આપણે તેઓની ઉપર જેટલો પ્રેમ રાખવો જોઇએ તેટલો પ્રેમ રાખી શકતા નથી, તેને લીધે જ તેઓ સુધરતાં નથી. આ બધી બાબતોમા આપણે બરાબર ચોકસી રાખીએ અને વિચારી વિચારીને કામ લેઇએ, તથા બહુ મોટું મન રાખીને ખમીખાત શીખીએ તો કુટુંબમાંથી ઘણા કલેશો ઓછા થઇ જાય, અને જે માણસો સુધરતા ન હોય તે પણ સુધરી જાય, એમાં કાંઇ પણ શક નથી. પણ આવી બાબતમા જે મોટામાં મોટી ભૂલ થાય છે તે એ જ હોય છે કે, આપણને પોતાને જ બરોબર રીતે આપણા કુટુંબના માણસોની પરિક્ષા કરવાનું આવડ્ર નથી, તથા આપણને જેટલું ખમવું જોઇએ તેટલું ખમી ખાતાં આવડતું નથી, તેથી જ કુટુંબમા કલેશ થયા કરે છે, પણ અનુભવી ગૃહસ્થાશ્રમીઓ એમ કહે છે કે, જે માણસોને ખમીખાતા ન આવડે અને પોતાના કુટુંબના માણસોને પણ રાજી રાખતા ન આવડે તેવા માણસોએ લગ્ન ન જ કરવું જોઇએ, તેવા માણસોએ ઘર ન જ માડવું જોઇએ, પણ તેવાં માણસોએ તો જંગલીઓની પેઠે જ ગલમા જતું રહેવું જોઇએ, અગર સાધુ બાવા બની જવું જોઇએ કે જેથી કરીને તેઓ બીજાઓને ત્રાસ આપતા અટકે.

## જુદા જુદા સ્વભાવના માણસો સાથે નિભાવી લેતાં શિખવા માટે ધર્મની જરૂર છે.

મોટાં કુટુમ્બોમાં જુદા જુદા સ્વભાવનાં ઘણાં માણસો હોય છે. જેમ કે કોઈ ભાઇનો સ્વભાવ બહુ ઉડાઉ હોય છે. કોઇ ભાઇનો સ્વભાવ અદેખો હોય છે. કોઇનો સ્વભાવ બહુ ચીડાઉ હોય છે. કોઈ બહુ બકબકીઆ હોય છે, કોઇ બહુ જ થોડું બોલનારા હોય છે. કોઇને વાતવાતમાં ગાળાગાળી કરવાની

ટેવ પડેલી હોય છે. કોઇ લોભી સ્વભાવના હોય છે. કોઇ બહુ મોજીલા મનના હોય છે. કોઇ ધર્મની નિંદા કરનારા હોય છે. કોઇની ચાલચલગતમાં કઇ હસવા જેવું હોય છે. કોઇના ચ્હેરામોરામાં કંઇ ખોડખાંપણ હોય છે. અને કોઇના વિચારો કઇ હોય છે, અને બીજાના વિચારો કંઇ બીજા જ હોય છે. એ સિવાય ખાવાની બાબતમાં પણ કોઇને ગળ્યુ ભાવે છે. કોઇને ખાટું ભાવે છે, કોઇને બહુ તિખુ ગમે છે, અને કોઇને સાદું સાદું ખાવાનું ગમે છે, કપડાં પહેરવાની બાબતમાં પણ એવા જ મતભેદ હોય છે, જેમ કે કોઇ બાઇઓને લાલ રગના લુગડાં ગમે છે, કોઇને સફેદ રગના કપડાં ગમે છે, કોઇને પીળા રગનાં કપડાં ગમે છે અને કોઇને પચરગી વસ્ત્રો જોઇએ છે. આવી રીતે એક જ કુટુબમાં જુદા જુદા ગામની ઘણી વહુઓ આવેલી હોય છે, જુદા જુદા કુળના અને જુદા જુદા કુટુબના જમાઇઓ હોય છે, તથા જુદા જુદા સ્વભાવના ભાઇઓ, ભત્રીજાઓ અને કાકા, મામાઓ હોય છે, એ બધાં સાથે સારી રીતે વર્તવા માટે, એ બધાં સાથે સુલેહ સપ જાળવવા માટે, અને એ બધાને રાજી રાખવા માટે ધર્મની મદદની જરૂર છે. કારણ કે ધર્મ છે તે મધ્યસ્થપણું જાળવી શકે છે, અને જુદા જુદા સ્વભાવના માણસોને કાબુમા રાખી શકે છે, તથા ધર્મના બળને લીધે ઘણીએ નાનો મોટી બાબતમા માણસોને ખમીખાતાં આવડી જાય છે, તેથી ઘણી જાતના કજીઆ ઓછા થઇ જાય છે. પણ એને બદલે જે કુટુબમાં ધર્મનું જોર ન હોય તે કુટુબમા સૌથી વધારે લડાલડી હોય છે, જે કુટુંબમા ધર્મનું જોર ન હોય તે કુટુંબના પૈસા વકીલોના તથા ડાકટરોના ખીસ્સાઓમાં જાય છે. જે કુટુમ્બમાં ધર્મનું જોર ન હોય તે લોકો બહારના વિવેકને લીધે અગર કોઇ જાતના દબાણને લીધે કદિ એક બીજા ભેળા રહેતા હોય તોપણ તેઓના મન જુદાં હોય છે, અને સાથે બેસીને જમતા હોય તોપણ જમતે જમતે પણ એક બીજાની વિરૂદ્ધના વિચારો કર્યા કરે છે, કારણ કે ધર્મની મદદ વિના માણસોની અંદર જે જાતની પાવત્રતા જોઇએ તે જાતની પવિત્રતા આવી

શકતી નથી. ધર્મની મદદ વિના માણસોમાં એક બીજાને પ્રેમભાવથી નિભાવી લેવાની સહનશીલતા આવી શકતી નથી. ધર્મના બળ વિના કામ, ક્રોધ, લોભ, મોહ, વગેરે પોતાના સ્વભાવિક વિકારોને માણસો રોકી શકતા નથી. ધર્મના બળ વિના માણસો પોતાની બુદ્ધિનો સદ્ઉપયોગ કરી શકતા નથી. તથા ધર્મના બળ વિના માણસો અંતરનો દિલાસો મેળવી શકતા નથી અને આ બધા સદ્ગુણો વિના મોટા કુટુંબોમાં વેરઝેર થાય ને એક બીજાના મન જુદા રહે, તેમાં કાંઈ નવાઈ નથી. માટે જો કુટુંબમાંથી કલેશને કાઢવા હોય, શ્રીમંતોના કુટુંબોમાંથી રોગને કાઢવા હોય અને કુટુંબોની ખાનદાની તથા મોટાઈ જાળવી રાખવી હોય તો ગૃહસ્થોના ઘરની અંદર ધર્મ જોઈએ. અને ધર્મ શીખવા માટે ધર્મગુરૂ અગર કોઈ સારા સંત તથા ધર્મના સારાં પુસ્તકો જોઈએ. કારણ કે એ બધાની મદદથી ધર્મમાં આગળ વધી શકાય છે અને જ્યારે ધર્મમાં આગળ વધાય ત્યારે આવી ઘણી જાતના કલેશ એની મેળે મેળે ઓછા થઈ જાય છે. માટે હે પ્રભુના કૃપાપાત્ર શ્રીમંતો! અમારી એજ વિનંતિ છે કે તમારામાં, તમારા ઘરમાં અને તમારા કુટુંબમાં જેમ ધર્મ વધે તેમ કરો, જેમ ધર્મ વધે તેમ કરો.

---

## ૧૪૫–કુટુંબસુખ મેળવવાના ઉપાયો–ભાગ ચોથો. બાળકો બહુ સહેલાઇથી ને બહુ જલદીથી સુધરી શકે છે, માટે તેઓને સુધારવા ઉપર ખાસ ધ્યાન આપજો.

ઘરડાઓને સુધારતાં બહુ વાર લાગે છે, પણ બાળકે બહુ જ જલદીથી સુધરી શકે છે. કારણ કે તેઓની લાગણીઓ બહુ કોમળ હોય છે ને તેઓનાં અંતઃકરણ કોરા કાગળ જેવાં હોય છે, એટલે તેની ઉપર જે કંઈ લખવા માગીએ તે બહુ સ્હેલાઇથી લખી શકાય એમ છે. તેઓની ભાવનાઓ કોઈ પણ

બાબતમાં દૃઢ થઇ ગએલી હોતી નથી. તેઓએ કોઇ પણ સિદ્ધાંતોને પોતાના કરી લીધેલા હોતા નથી, અને આપણી સામે હઠ કરી તેમા ટકી રહેવાનું તેઓની અંદર બળ હોતું નથી, એટલે તેઓને સુધારવા માટે, તેઓને કેળવવા માટે અને તેઓને ભલા માણસો બનાવવા માટે જો આપણે મહેનત કરીએ તો બહુ સહેલાઇથી તેઓ સુધરી શકે તેમ છે, કારણ કે એ ખેતરો ખેડાયેલા તૈયાર છે, માત્ર તેમા બીજ વાવવાની જ ખોટી છે. અને ઘરડાંઓના મનમા તો અનેક જાતનો કચરો ઉગી ગયેલો અને જામી ગયેલો હોય છે. બીજુ એ પણ યાદ રાખવું કે, બહુ મોટા ઝાડને એક ઠેકાણેથી ઉખેડીને બીજે ઠેકાણે રોપવા જઇએ તો તે ઝાડ ઉલટુ સુકાઇ જાય છે, પણ નાના છોડને એક ઠેકાણેથી ઉપાડીને બીજે ઠેકાણે વાવીએ તો તે ઉલટુ વધારે જોર પકડે છે, અને ખુબ ખીલે છે. તેમ જ ઘરડા માણસો પોતાના વિચારો ઘડીકમા બદલી શકતા નથી, કારણ કે તેઓના અંતઃકરણમા એ વિચારોના બહુ ઊંડા ચીલાઓ પડી ગયેલા હોય છે, એટલે એ ચીલા-ઓમાથી તેમની ગાડીનું પૈડુ આ બાજુ કે આ બાજુ થઇ શકતું નથી; પણ બાળકોની સડક હજી તદન સપાટ હોય છે, એટલે તેઓની ગાડી જલદીથી દોડી શકે છે. માટે આપણા વિચારો મુજબ આપણા બાળકોને કેળવવાની ખાસ કોશીશ કરવી જોઇએ, કારણ કે એ કોશીશમા તુરત જ બહુ મોટી ફતેહ મળી શકે તેમ છે. માટે જો તમારે તમારા કુટુંબનું સુખ વધારવું હોય અને કુટુબની ખાનદાની જાળવી રાખવી હોય તો તમારા બાળકોની અંદર જેમ બને તેમ ઉંચામાં ઉંચા ધર્મના સારામા સારા સંસ્કાર દાખલ કરવાની ખાસ તજવીજ રાખજો. કારણ કે બીજા કોઇ પણ જાતના બળ માણસને જેટલા વશ રાખી શકે છે તે કરતા ધર્મનું બળ ઘણું જ વધારે વશ રાખી શકે છે. માટે જો કુટુંબમાં સંપ જાળવવો હોય અને તમારાં બાળકોનું ખરેખરૂં ભલું કરવું હોય તો તેઓની અંદર સત્ય ધર્મના શુભ સંસ્કારો દાખલ કરવાની કોશીશ કરજો, એજ અમારી વિનંતિ છે.

# પોતાનાં બાળકોનાં લગ્ન કરતી વખતે દરેક માબા-પોએ બહુ જ સંભાળ રાખવી જોઇએ અને લગ્નની જોખમદારીઓ સમજવી જોઇએ.

બંધુઓ! ઘરનું મૂળ લગ્ન છે. એટલે જો લગ્ન જોઇ વિચારીને થાય તો ઘરનું સુખ મળી શકે છે. પણ અફસોસની વાત એ છે કે જીન્દગીમાં જે સૌથી વધારેમાં વધારે જરૂરની વાત છે. તે લગ્નની બાબતમા જ ઘણા લોકો બહુ જ બેદરકારી વાપરે છે, અને પોતાને લ્હાણુકોડ લેવાના મળે તથા પોતાના થોડાઘણા સ્વાર્થો સધાય તે સારૂ કરીને તેઓ પોતનાં છોકરાઓને જાણ્યે અજાણ્યે ખાડામાં નાખી દેય છે. પણ એમ વિચારતા નથી કે, પોતાના છોકરામાં ઘર ચલાવવાની લાયકાત જોયા વિના તેને પરણાવી દેવો અને કોઇની છોકરીનો ભવ બાળવો એ મોટામા મોટો ગુન્હો છે, અને એ બહુ જ મોટુ પાપ છે. કારણ કે લગ્ન એ કઇ નાની વાત નથી, કે એ કઇ થોડા દિવસનું સાટું નથી, પણ એ તો જીન્દગી સુધીની વાત છે, માટે દરેક સમજુ માણસોએ અગાઉથી જ એ વિચાર કરવો, જોઇએ કે, ઘરસંસારનો બોજો ઉપાડવાની અમારામાં લાયકાત છે કે નહિ? બાયડીનો સ્વભાવ જેવો હોય તેવો ચલાવી લેવાની અગર તેને સુધારવાની મારામાં શકિત છે કે નહિ! અને જે બાઇનો હાથ પકડવા હુ ઇચ્છુ છું તેને તેની આખી જીન્દગી સુધી હુ સુખી કરી શકીશ કે નહિ? આ બધી બાબતોનો વિચાર કરવો જોઇએ; અને એ બધો બારા ઉપાડવાની પોતાનામાં શકિત હોય ત્યારે જ ઘર માંડવુ જોઇએ.

બધુઓ! આ બધી બાબતોના પ્રથમથી વિચાર કરવામાં આવતા નથી, તેને લીધે જ ઘણે ઠેકાણે લગ્ન સુખદાયક નીવડતાં નથી. માટે દરેક માબાપોએ પોતાનાં છોકરાંઓને પરણાવતાં પહેલાં "તેઓ પોતાનો ઘરસંસાર રૂડી રીતે ચલાવી શકે તેમ છે કે નહિ" તેનો વિચાર કરવો જોઇએ. અને જો પોતાને એમ લાગે કે, અમારાં છોકરાંઓ હજી પોતાના ઘર સંસારનો ભાર ઉપાડી શકે તેવાં નથી, અમારાં છોકરાંઓ હજી

પોતાની ફરજો સમજી શકે તેવાં નથી, અને અમારાં છોકરાંઓ ભવિષ્યમાં સુખી થઇ શકે તેવી સગવડો તેમની પાસે નથી, અગર એવી તેમના શરીરની સ્થીતિ નથી, એમ જો લાગે તો તેમનાં લગ્ન કરતા પહેલા બહુ જ વિચાર કરવો જોઇએ, અને જેમ બને તેમ એવે વખતે ધીરજ રાખવી જોઇએ. લગ્ન કરવાની બાબતમા ખોટી ઉતાવળ કરીને પોતાનાં વહાલાં છોકરાંઓનો ભવ ન બાળવો જોઇએ. કારણ કે લગ્ન એ કંઇ નાની વાત નથી, પણ એ તો જીન્દગી સુધીનું કામ છે. માટે લગ્નની બાબતમાં દરેક મા બાપોએ અતિશય ચોક્સી રાખવી જોઇએ, એમ અમારી ખાસ ભલામણ છે.

## લગ્ન કરતી વખતે બહુ મોટી ધામધુમ કરવાથી કંઇ સુખી નીવડતાં નથી, પણ લગ્નના સુખની કુંચી તો કંઇક જુદી જ છે.

ઘણાએ ગૃહસ્થોને ત્યા જ્યારે તેઓના છોકરાઓના લગ્ન થાય છે ત્યારે અતિશય ધામધુમ કરવામા આવે છે. જેમ કે માંડવા બાધવામા, ને તેને ભભકાદાર બનાવવામાં બહુ ખર્ચ કરવામા આવે છે. લાઇટની બાબતમા પણ જળહળ જળહળ કરી મૂકે છે. વાજા વગડાવવાની બાબતમા પણ બીજાઓના કરતા અમે કેમ ચઢી જઇએ ! એમ એક બીજાની સાથે હરીફાઇ કરે છે. નાતો જમાડવાની બાબતમા પણ હજારો રૂપિયા ખર્ચી નાખે છે. લગ્ન જેવા પવિત્ર ને શુભ પ્રસ ગમાં રાંડોના નાચો કરાવવાની ભૂલ પણ ઘણાએ શ્રીમતો કરે છે. એ સિવાય દાગીના, વસ્રો અને પહેરામણીમા બહુ મોટા ખર્ચો કરે છે, અને કેટલેક ઠેકાણે તો એવાં બહારનાં ખર્ચોનો આંકડો એટલો બધો મોટ્ો હોય છે કે. એ જોઇને આપણને અજાયબી લાગ્યા વિના રહે જ નહિ. પણ આટલી બધી ધામધુમ કર્યા છતાં, આટલો બધો ઠાઠમાઠ કર્યા છતા, આટલું બધું ખર્ચ કર્યા છતાં અને આટલી બધી મહેનત કર્યા છતાં પણ ઘણાં લગ્નો સુખદાયક નીવડતાં નથી. કારણ કે લગ્નની ધામધુમ પાછળ જેટલો ખર્ચ કરવામાં આવે છે અને એ માટે જેટલી

મહેનત લેવામાં આવે છે, તેટલી મહેનત ને તેટલો ખર્ચ પોતાનાં છોકરાઓને સુધારવા પાછળ કરવામા આવતો નથી. તેથી પરિણામે એ થાય છે કે, ઘણો મોટો ખર્ચ તથા બહુ મોટી ધામધુમ કરીને કરેલા લગ્ન પણ સુખદાયક નીવડતા નથી માટે લગ્નને સુખદાયક બનાવવા સારૂ બાળકોમાં પોતાના ઘરસંસારનો ભાર ઉપાડવાની લાયકાત આવે ત્યારે તેઓનાં લગ્ન કરવા જોઇએ. એટલું જ નહિ પણ લગ્ન વખતે સ્ત્રી પુરૂષ વચ્ચે જે પવિત્ર કોલકરાર કરવામાં આવે છે તે કોલ-કરાર સમજવાની તેઓમા શક્તિ આવે તથા તે કોલકરાર પાળવાનું તેઓમા બળ આવે ત્યાર પછી જ તેઓનાં લગ્ન કરવાં જોઇએ. એવી લાયકાત આવ્યા વિના લગ્ન જેવી અતિ-મહાન બાબતમાં અણુઘટતી ઉતાવળ ન કરવી જોઇએ. એટલું જ નહિ પણ ધર્મના બળ વિના નિતિનું બળ મળતું નથી. ધર્મના બળ વિના એકબીજાની સાથે નીભાવી લેવાનું બળ આવતું નથી. અને ધર્મના બળ વિના કડવા ઘુંટડા ગળી શકાતા નથી. માટે લગ્નની યોગ્યતા મેળવવા સારૂ આપણાં છોકરાઓમા નાનપણથી જ ધર્મ વધે તેમ કરવું જોઇએ. કારણ કે સંસારમા સુખનું મૂળ સ્નેહ ભરેલાં પવિત્ર લગ્ન છે, અને લગ્નના સુખનો આધાર ઉદાર ચરિત્રવાળા પવિત્ર સત્ય ધર્મ ઉપર છે. માટે સુખી લગ્ન કરવા સારૂ છોકરાંઓમાં ધર્મ વધે તથા તેઓ લગ્નની ફરજો સમજે અને એકબીજાને નિભાવી લેતા શિખે તેમ કરવું જોઇએ.

---

## ૧૪૬-કુટુંબસુખ મેળવવાના ઉપાગો-ભાગ પાંચમો.
## છોકરાઓને કેળવવામાં ધીરજ રાખજો.
## ફળ મેળવવાની ઉતાવળ કરશો માં.

ખેડુતો જ્યારે આંબા નાળિયેરી, સકરજન, નારંગી વગેરે ફળનાં ઝાડો વાવે છે. ત્યારે તેમાંથી કાંઇ તુરત જ ફળ મળતાં નથી, પણ બહુ લાંબી મુદત સુધી તેને પાણી પાવું

પડે છે, તેમાથી નિંદામણુ ખોદી કાઢવું પડે છે, તેની ચોકી કરવી પડે છે, અને તેની ઉપર ઘણી મહેનત લેવી પડે છે, તે પ્રમાણે જ્યારે ઘણા વરસો સુધી ઘણી મહેનત કરે ત્યારે તેમાંથી ફળ મળે છે. તેમ જ યાદ રાખજો કે, બાળકોને કેળવવાની બાબતમા પણ બહુ જ ધીરજ રાખવી જોઇએ. તેના અભ્યાસ પાછળ પોતાની સ્થિતિ પ્રમાણે ખર્ચ કરવું જોઇએ. તેની અદર કોઇ પણ જાતના ખરાબ સસ્કારો દાખલ ન થઇ જાય તથા ખરાબ સોબતેન સ્પર્શી જાય તેની સભાળ રાખવી જોઇએ અને અતિશય પ્રેમભાવથી તેઓને કેળવવા જોઇએ. એટલું જ નહિ, પણ તેમની તરફથી ફળ મેળવવાની અણઘટતી ઉતાવળ ન કરવી જોઇએ. જો એ પ્રમાણે ધીરજથી અને ડહાપણથી કામ લેતા આવડે તો છોકરાઓ આગળ જતાં બહુ જ સારા નિવડે છે; અને તેથી પરિણામે ઘણો જ લાભ થાય છે. પણ એમ કરવાને બદલે છોકરાઓ પાસેથી જલદી જલદી લાભ લેઇ લેવા માટે જો ખોટી ઉતાવળ કરવામા આવે, તેઓને થોડુ ઘણું ભણાવીને ઉઠાડી લેવામા આવે, તેઓની સાથે સખતાઇથી વર્તવામા આવે, તેઓને તેમના ગજા ઉપરાત ઘણુ કામ સોપવામા આવે, અને તેઓની તરફથી જરૂર કરતા વધારે મોટી આશા રાખી તેઓને વારવાર ટોકટોક કરવામા આવે તો એથી છોકરાઓ ઉલટા બગડી જાય છે અને તેઓની તરફથી ભવિષ્યમા જે લાભ મળવો જોઇએ તે મળી શકતો નથી. માટે ગૃહસ્થના ઘરમા પોતાનાથી નાના ભાઇઓ હેય, ભત્રીજાઓ હોય, કાકા મામાના છોકરાઓ હોય અથવા સાસરા તરફના સગાઓના છોકરાઓ હોય તે સૌ છોકરાઓની સાથે ધીરજથી, શાન્તિથી અને પ્રેમભાવથી વર્તવુ જોઇએ. અને ઉતાવળ કરીને કાચા ફળ તોડી લેવાની ઇચ્છા ન રાખવી જોઇએ. તેમજ કાચા ફળને ઉતાવળ કરીને પરાણે પરાણે પકવવાની પણ ઇચ્છા ન રાખવી જોઇએ. પણ વખત પ્રમાણે, ઉમર પ્રમાણે અને આસપાસના સજોગો પ્રમાણે જેમ તેઓનું તથા પોતાનું ભલું થાય અને ભગવાન રાજી રહે તે પ્રમાણે વર્તવું જોઇએ.

## યાદ રાખજો કે બુઢ્ઢાઓ વડીકમાં નહિ સુધરે, માટે એ વાત ધ્યાનમાં રાખીને તેઓના સાથે કામ લેતાં શીખજો.

જે ઘરડા માણસો હોય છે તેઓની પ્રકૃતિ બહુ જડ થઇ ગએલી હોય છે. તેઓ પોતાના આચારોમા બહુ દ્રઢ થઇ ગએલા હોય છે. તેઓના વિચારો પણ તેઓની જે જાતની ભાવના હોય તે પ્રમાણે બહુ મજબૂત થઇ ગએલા હોય છે. એટલુ જ નહિ પણ પોતનાથી નાની ઉમરના માણસોને કઈ હિસાબમા જ ગણવા નહિ, એવી તેઓને ટેવ પડી ગએલી હોય છે. તેઓમા ડહાપણનું ને અવસ્થાનું કાઇક અભિમાન હોય છે; અને પોતાના આચાર વિચારોને બહુ જલદીથી બદલી નાખવાનું તેઓની અંદર જોર હોતું નથી તેઓ કાદ એમ સમજે કે અમુક અમુક બાબતમા અમારી ભૂલ થાય છે. છતા પણ તેઓને એવી ટેવ પડી ગએલી હોય છે કે, ખોટો ખોટો મમત કરીને તેઓ પોતાની ભૂલને પણ બહુ મજબૂત રીતે વળગી રહે છે, ને કદિ કોઇ ભલો માણસ પોતાની ભૂલ સુધારવા ઇચ્છે તોપણ તે પોતાની ભૂલને બહુ સહેલાઇથી સુધારી શકતા નથી. આવો ઘરડા માણસોનો સ્વભાવ હોવાથી તેઓને સુધારવાની બહુ મોટી મોટી આશાઓ રાખવી એ પણ એક જાતની ભૂલ છે, અને એવી જાતની બહુ મોટી મોટી આશા રાખીને પોતાના ઘરડા માબાપને, મામા માશીને, કાકા કાકીને, સાસુ સસરાને કે એવા જ બીજા કોઇ સગા વહાલાને કે મિત્રોના ઘરડા માબાપને સુધારવાની આશા રાખીએ ને મહેનત કરીએ તેમા ઘણે દરજ્જે નિરાશ થવું પડે છે. કારણ કે એ લોકો આપણી સારી વાતો પણ પોતાની ખુશીથી માનતા નથી. અને આપણે જો તેઓની ઉપર કંઇ દબાણ કરીએ તો તે દબાણ પણ તેઓ સહન કરી શકતા નથી. એટલે એવા ઘરડાઓને સુધારવાની ને પોતાના વિચારો પ્રમાણે ચલાવવાની હઠ કરવાથી ઉલટો કુટુંબમાં કલેશ વધી પડે છે. માટે જે ગૃહસ્થોએ સુખી થવું હોય અને પોતાનો

ઘરસંસાર રૂડી રીતે ચલાવવો હોય તથા પોતાના કુટુંબમાં સલાહ શાંતિ રાખવાં હોય તેવાં માણસે પોતાના વૃદ્ધ મુરબ્બીઓની સાથે કેવી રીતે કામ લેવું જોઇએ તેના નિયમો જાણી લેવા જોઇએ, અને સાથે સાથે એમ પણ સમજી જવું જોઇએ કે, તેઓ કંઇ સહેલાઇથી સુધરી શકે તેમ નથી. માટે આપણે જ તેઓની સાથે કાંઈક ઉદારતા રાખીને વર્તવું જોઇએ. અને આપણે પોતે જ ખમીખાતાં શીખવું જોઇએ, જો એમ કરવામા આવે તોજ કુટુંબમા સુખ રહી શકે છે, પણ એને બદલે ઘરડાઓને આપણા વિચારો પ્રમાણે જ ચલાવવાની કોશિશ કરવામા આવે તો તેમાથી ઉલટો કુટુંબ ક્લેશ વધી પડે છે. માટે મોટેરાઓ સાથે તથા ઘરડા માબાપો સાથે અને બીજાં મોટી ઉમરના સગાઓ સાથે નમ્રતાથી તથા બહુ છુટ મૂકીને કામ લેતા શીખજો, એ જ અમારી ભલામણ છે.

## મોટા કુટુંબવાળા ગૃહસ્થાશ્રમીઓને ધર્મની ખાસ જરૂર છે.

ઘણાએ ગૃહસ્થાશ્રમી શ્રીમતોને ઘેર ઘણી જાતની સારી સારી સગવડો હોય છે, અને બહુ કિમતી તથા સુંદર વસ્તુઓ તેમના સુખોને માટે હોય છે. જેમ કે રહેવા માટે મોટા મોટાં સુંદર મકાનો, આલેશાહાન દીવાનખાનાઓ, સુંદર વિશાળ દિલખુશ કરનારા બગીચાઓ, રમણીય હોજ તથા ફુવારા, બીલીઅર્ડ રમવાના ટેબલો, અનેક પ્રકારના ચમત્કૃતિવાળાં રમકડાઓ, છેલ્લામા છેલ્લી ફેશનનાં ફરનીચરો, મોર, વાદરાં, કુતરાં, પોપટ વગેરે પશુપક્ષીઓ, પાણીદાર ઘોડાઓ વગેરે સુખ ભોગવવાની અનેક પ્રકારની સગવડો હોય છે, પણ બધુઓ! યાદ રાખજો કે એ બધુંએ હોવા છતા પણ જેના ઘરમાં ધર્મ ન હોય તેને ત્યા સુખ હોતું નથી. જે ગૃહસ્થાશ્રમીના ઘરમા ધર્મ ન હોય તેને ત્યાં શાન્તિ હોતી નથી. જે ગૃહસ્થના ઘરમાં ધર્મ ન હોય તે કુટુંબનું સુખ લાંબા વખત સુધી ટકી શકતું નથી. અને જે ગૃહસ્થના કુટુંબમાં ધર્મ ન

હોય તેના ઘરમાં લક્ષ્મી પણ લાંબો વખત સુધી રહેતી નથી. માટે જે શ્રીમંતો હોય તેઓને તો પોતાની શ્રીમંતાઇ જાળવી રાખવા સારૂ, પોતાની ખાનદાનીની આબરૂ જાળવી રાખવા સારૂ, તથા પોતાનો લાગવગ, પોતાની સત્તા અને પોતાની મોટાઇ જાળવી રાખવા સારૂ ધર્મની ખાસ જરૂર છે.

## મોજશોખનાં સાધનો કંઇ મોત વખતે કામ લાગતાં નથી, પણ એ વખતે તો માત્ર ધર્મ જ કામ લાગે છે.

ભલે ગમે તેવાં મોટાં આલેશાન્ હન મકાનો હોય, ગમે તેવી જાડી ને મજબૂત તેની દિવાલો હોય, ગમે તેટલું તેમા ફ્રાયર-પ્રુફપણું હોય, ગમે તેટલા મજબૂત તેનાં બારી બારણા હોય, ગમે તેટલા તેની આસપાસ કોટ કિલ્લા હોય, અને ગમે તેટલા ચોકીદારો હોય, છતા પણ યાદ રાખજો કે, એવા મોટા ઘરમા પણ મંદવાડ અને મોત તો આવ્યા વિના રહેવાનાં જ નથી. જો કે વખતે એવા મોટા ઘરમાં પણ ગરીબાઇ પણ આવી જાય, પણ હમણાં અમે ગરીબાઇની વાત કહેવા માગતા નથી. હમણાં તો મંદવાડ અને મરણની જ વાત કહેવા ઇચ્છીએ છીએ. કારણ કે જ્યારે મંદવાડ આવી પડે ત્યારે કઇ ફૂલનાં કુંડાઓ આરામ આપી શકતાં નથી, જ્યારે મંદવાડ આવી પડે ત્યારે કઇ સારા સારા દાગીનાઓ સુખ આપી શકતા નથી. જ્યારે ખરેખરો છેવટનો મંદવાડ આવી પડે ત્યારે કંઇ નોટોનાં અને શૅરનાં બંડલો આત્માને સંતોષ આપી શકતા નથી. જ્યારે મંદવાડ આવી પડે ત્યારે કંઇ સેન્ટ, પોમેટમ અને અત્તરો આનંદ આપી શકતાં નથી. જ્યારે મંદવાડ આવી પડે ત્યારે કંઇ બાસુંદી, ખમણઢોકળા, ગરમાગરમ ભજીઆં, કે તિખીતમતમતી ચટણીઓ આનંદ આપી શકતા નથી. અને જ્યારે અંતકાળનો મંદવાડ આવ્યો હોય ત્યારે કઇ જુદી જુદી સભાનાં પ્રમુખપદ કે મોટા મોટા ખિતાબો આનંદ આપી શકતા નથી, પણ એ વખતે તો માત્ર ભગવાનના સંતો જ આનંદ આપી શકે છે. એ વખતે તો માત્ર ભગવાનનું જ્ઞાન જ આનંદ આપી શકે છે. અને એ વખતે તો માત્ર ભગવાન

પોતે જ આનંદ આપી શકે છે, અને ભગવાનના સંત, ભગવાનનું જ્ઞાન તથા ભગવાન પોતે એ ત્રણે બાબતો ધર્મના બળથી જ મળી શકે છે. માટે ધર્મ એ બહુ જ મોટી વાત છે. અને એમ છતાં અફસોસ કે, શ્રીમત ગૃહસ્થો પોતાના સારા વખતમા બહારના મોજશોખની અનેક વસ્તુઓ પસંદ કરે છે, પણ જે વસ્તુ મંદવાડ વખતે કામ લાગે, મરણ વખતે કામ લાગે તથા મરી ગયા પછી પણ ઇન્સાફ વખતે અને પિતૃલોકમા, દેવલોકમા તથા મોક્ષધામમા પણ કામ લાગે એવી વસ્તુને પકડવાની તેઓ દરકાર રાખતા નથી, તેથી જ તેઓ મંદવાડ વખતે તથા મોત વખતે બહુ જ દુઃખી થાય છે. મંદવાડ તથા મોત તે બે એવી વસ્તુ છે કે, આ દુનિયામાં તો તે ગમે તેવા સારામા સારા અને મોટામા મોટે ઠેકાણે પણ આવ્યા વિના રહે નહિ. માટે એવે ખરે વખતે કામ લાગે, એવા મુશ્કેલ વખતે દિલાસો મળે, અને એવા અણીના વખતે શાન્તિમા રહી શકાય. માટે ગૃહસ્થોને ધર્મની ખાસ જરૂર છે.

---

## ૧૪૭–કુટુંબ સુખ મેળવવાના ઉપાયો–ભાગ છઠ્ઠો.

## હે શ્રીમંતો, જેમ તમે બહારના ચોકીદારો રાખો છો, તેમ અંતરના ચોકીદારો રાખતાં પણ શીખો.

એક મોટા શેઠીઆને ત્યાં બહુ મોટો ઠાઠમાઠ હતો, ઘણીએ ગાડીઓ, ઘણાએ ઘોડાઓ. ઘણુએ ઝવેરાત, ઘણુંએ ફરનીચર અને અતિશય મોજશોખની વસ્તુઓ હતી. એ બધુ જોઇને એક સંતે તે શેઠીઆને કહ્યુ કે, શેઠ; તમારો ઠાઠમાઠ તો બહુ જ જબરો છે, પણ આજનો વખત ખરાબ છે, માટે આ બધો ઠાઠમાઠ જાળવી રાખવા સારૂ અને તેમાંથી કંઇ ચોરાઇ ન જાય તે સારૂ ચોકીદાર રાખો છો કે નહિ?

ત્યારે શેઠે કહ્યું કે, ઓહો! આજના વખતમાં ચોકીદાર વિના ચાલે કે? ઘણાએ રામોશીઓ રાખવા પડે છે, અને બહારગામ જઇએ ત્યારે તો સરકારી પોલીસની પણ મદદ

લેવી પડે છે. ચોકીદારો રાખ્યા વિના જોખમ કેમ સાચવી શકાય? જો ચોકીદાર ન હોય તો તો ધોળે દિવસે લુંટાઇ જઈએ. એમા શક શું? માટે ચોકીદાર તો જોઇએ જ. આટલો બધો માલ રાખીએ અને ચોકીદાર ન રાખીએ એવી ભૂલ કાંઇ કરીએ? પણ હે મહારાજ! એમ કેમ પૂછવું પડ્યું?

એ સાંભળીને તે મહારાજે કહ્યુ કે, શેઠ, એ તો તમે બહારના માલના રક્ષણ માટે બહારના ચોકીદારની વાત કરી, પણ હુ તો તમને અતરના ચોકીદારની વાત પૂછું છું. એ ચોકીદાર તે ધર્મ છે, જો ધર્મરૂપી ચોકીદાર ન હોય તો આપણા અતરમા રહેલી ઘણીએક ઊંચી ઊંચી વસ્તુઓ ચોરાઇ જાય છે. જેમ કે, ધર્મના ચોકીદાર વિના ઉત્તમ પ્રકારની નીતિ ચોરાઇ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના હૃદયની શાંતિ ચોરાઇ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના જ્ઞાન ને ભક્તિ જેવી અમુલ્ય વસ્તુઓ ચોરાઇ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના ભ્રાતૃભાવ અને ભલમનસાઇ ચોરાઇ જાય છે, ધર્મરૂપી ચોકીદાર વિના દયા, ક્ષમા અને પરોપકાર ચોરાઇ જાય છે, અને ધર્મરૂપી ચોકીદાર વિના અતરમા રહેલુ સ્વર્ગ ચોરાઇ જાય છે. પણ જો ધર્મરૂપી ચોકીદાર અંતરમા હોય તો આ બધી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ ચોરાઇ જતી અટકે છે. અને યાદ રાખજો કે આ બધી અમુલ્ય વસ્તુઓ જેમ જીન્દગીને સુધારનારી છે, તેમ તે બધી અલૌકિક વસ્તુઓ જીન્દગીમાં રસ પૂરનારી છે, એ બધી દૈવી સંપત્તિવાળી વસ્તુઓ મોક્ષધામમાં લઈ જનારી છે, અને એ બધી પ્રભુની વહાલી વસ્તુઓ પ્રભુનો મેળાપ કરાવી આપનારી છે, એવી અલૌકિક વસ્તુઓ ધર્મરૂપી ચોકીદાર વિના તમારા અંતરમાથી ન ચોરાઇ જાય તેની ખાસ સંભાળ રાખજો. કારણ કે શેઠજી, યાદ રાખજો કે, બહારની મોજ-શોખની વસ્તુઓ જેટલી કામમાં આવશે તે કરતાં અંતરની દૈવી વસ્તુઓ કરોડોગણી વધારે ઉપયોગી છે. માટે જેમ બહારની વસ્તુઓને સાચવવા માટે ચોકીદાર રાખો છો, તેમ અંતરની વસ્તુઓને સાચવવા માટે ખાસ ચાહીને ધર્મરૂપી ચોકીદાર રાખજો, ધર્મરૂપી ચોકીદાર રાખજો.

## જે બાયડી છોકરાંને સુખી કરવા માટે તમે મહેનત કરો છો, તેઓ જ તમારાં કામોથી દુઃખી ન થાય એ સંભાળજો.

આ જગતમાં દરેક માણસો ઘણુંકરીને પોતાનાં બાયડી છોકરાં તથા સગાંવહાલા સુખી થાય તેને માટે જ બધી જાતની મહેનત કરે છે, અને ઘણી જાતની હાયહોય કરે છે, એટલું જ નહિ પણ કેટલાક માણસો પોતાનાં સગાઓને સુખી રાખવા માટે કેટલીક જાતના જાણ્યા અજાણ્યાં નાનાં મોટાં પાપ પણ કરે છે, અને તેમ છતા, આટલું આટલું કરતાં છતાં પણ આપણે જોઇએ છીએ કે ઘણાએક કુટુંબોમાં બહુ કલેશ હોય છે, એટલું જ નહિ પણ જેને સુખી કરવા માટે આપણે મહેનત કરતા હોય અને ફાંફાં મારતા હોય તેઓ જ આપણાં કેટલાક કામોને લીધે દુઃખી થાય છે, કારણ કે આપણા ઘર બગડેલા હોય છે, આપણા ઘરમા ધર્મનું બળ હોતું નથી, અને આપણા ઘરમાં ભગવાન પધારેલા હોતા નથી, તેથી આપણાં સગાવહાલાઓનું ભલું કરવા માટે આપણામા જે સહનશીલતા આવવી જોઇએ તે આવેલી હોતી નથી. આપણા કુટુંબનું ભલું કરવા માટે આપણા વહેવારમા તથા આપણા વિચારોમાં જે ઉદારતા આવવી જોઇએ, તે ઉદારતા ધર્મના, બળ વિના આપણામાં આવી શકતી નથી, આપણા કુટુંબને સુખી કરવા માટે તેઓની ઉપર આપણને જે પ્રેમભાવ આવવો જોઇએ, તે પ્રેમભાવ ધર્મના બળ વિના આપણામાં આવી શકતો નથી, આપણા કુટુંબને સુખી કરવા માટે નાના નાના મતભેદ છોડી દેવાની આપણામાં જે સમજણ આવવી જોઇએ, તેવી સમજણ ધર્મના બળ વિના આપણામાં આવતી નથી. આપણા કુટુંબને સુખી કરવા માટે આપણા સ્વાર્થનો ભોગ આપતાં શીખવું જોઇએ તે વાત ધર્મના બળ વિના બનતી નથી, અને આપણા કુટુંબને સુખી રાખવા માટે આપણા પોતાના અંતરમાં તથા આપણાં સગાંવહાલાંઓના અંતરમાં ભગવાન પધારવા જોઇએ તે વાત ધર્મના બળ વિના બનતી નથી. આમ હોવાથી આપણે

જેને સુખી કરવા ઇચ્છીએ છીએ, તેઓ પણ ધર્મની મદદવિના આપણાં કામોથી તથા આપણા વિચારોથી સુખી થઇ શકતા નથી, અને જેને માટે આપણે આટલી બધી મહેનત કરીએ છીએ તથા જેને માટે આપણે આડાઅવળા તરફડીઆં મારીએ છીએ, તેઓ પણ જ્યારે આપણાથી સુખી ન થાય, ત્યારે એ બધી મહેનત અને એ બધો પ્રપંચ શું કામનો ? માટે ભાઇઓ અને બ્હેનો ! જો તમારે તમારા વહાલાં સગાંઓને રાજી કરવા હોય અને તેઓની પાસેથી ઘણો આનંદ મેળવવો હોય તો તમારા ઘર સુધરે તેમ કરો, અને ઘર સુધારવા માટે ઘરમાં એટલે કે ઘરનાં સૌ માણસોમા જેમ ધર્મનું બળ વધે તેમ કરો, કારણ કે જેમ જેમ ધર્મનું બળ વધતું જશે, તેમ તેમ તમારાં કામોમાં થતી ભૂલો સુધરતી જશે, અને જેમ જેમ ઘરમા ધર્મનું જોર વધતું જશે તેમ તેમ તમારા કુટુંબના માણસોમાં પણ એકબીજાને નિભાવી લેવાનો ગુણ આવતો જશે, તેથી હમણાં ધર્મના બળ વિના જેવા મતભેદ થાય છે, અને જેવી ખરાબી થાય છે, તેમ ઘરમા ધર્મ વધ્યા પછી થશે નહિ. માટે જો સુખી થવું હોય અને કુટુંબીઓને સુખી કરવાં હોય તો હે ગૃહસ્થ બધુઓ ! તમારા ઘરમા ધર્મનું બળ વધે તેમ કરો.

ધર્મ વગરના શ્રીમત કુટુબો બહારથી સારા લાગે છે, પણ અદરથી તેઓ બહુ દુઃખી હોય છે, અને જે કુટુંબ ગરીબ હોય પણ પ્રભુના પ્રેમવાળુ હોય તે કુટુંબ અતરમાથી સુખી હોય છે.

કેટલાક શ્રીમત કુટુંબોના બહારના ભભકા જોઇને ઘણા માણસો અજાઇ જાય છે, અને એમ માની લેય છે કે, આ લોકો બહુ જ સુખી દેખાય છે. એમ માની લેવાનું કારણ એ હોય છે કે, વીજળીની લાઇટ, વીજળીના પંખા, મોટા બંગલા, મોટા પલગો, દોડતી મોટરો, ઘણી જાતના ખાવા-પીવાના પદાર્થો, અને દાગીના તથા લુગડાંના ભભકા જોઇને ઘણાએ ભોળા માણસો એમ સમજ્યા કરે છે કે, આ શ્રીમતો બહુ સુખી છે. પણ અંદરથી જોતાં ખરી વાત કાંઇક જુદીજ

હોય છે, અને તે એ કે, જે કુટુંબમાં પ્રભુનો પ્રેમ ન હોય અને જે ગૃહસ્થના ઘરમા ધર્મ ન હોય, તે ઘરના માણસો મોહની વસ્તુઓ સારૂ કરીને જ એક બીજા સાથે લડી પડે છે, અને જે વસ્તુ બહારથી જોનારા ગરીબોને સુખદાયક લાગે છે તેજ વસ્તુઓને ખાતર તેઓના લોહી બળી જાય છે. કારણ કે ધર્મના બળ વિના તેઓ પોતાના મનને કાબુમા રાખી શકતા નથી, તેથી જે ગૃહસ્થના ઘરમા ધન વધી જાય પણ ધર્મ વધે નહિ તે ગૃહસ્થના ઘરમાં લડાઇ ટટા વધી જાય છે, કારણ કે પ્રભુપ્રેમવિનાના માણસો સમૃદ્ધિના વખતમા પોતાના મિજાજને કાબુમા રાખી શકતા નથી, એટલુ જ નહિ, પણ તેઓની આશાતૃષ્ણાની પણ હદ રહેતી નથી, અને જેમ જેમ વૈભવ વધતા જાય છે તેમ તેમ નવા નવા દુઃખો પણ વધતા જાય છે, કારણ કે દરેક જાતનો વૈભવ પોતાની સાથે કંઇક નવી નવી જાતનું દુઃખ લેતો આવે છે. અને દુઃખને નિવારણ કરવાની દવા ધર્મવિનાના માણસોની પાસે હોતી નથી. તેથી તેઓ પોતાના વૈભવોને લીધે જ ઉલટા વધારે દુઃખી થાય છે, પણ એને બદલે જે ગરીબ માણસો છે પણ જેના ઘરની અંદર ધર્મ છે, તે ધર્મવાળા ગરીબ કુટુંબો શ્રીમંતો કરતા પણ ઘણા વધારે સુખી હોય છે, જો કે તેઓની સામે જોતા બહારની નજરે તેઓ દુખી દેખાય છે, કારણ કે તેઓની પાસે શ્રીમંતોના જેવા વૈભવના સાધનો હોતા નથી, છતા પણ પ્રભુપ્રેમને લીધે અંતરમાથી તેઓ ખરેખરા સુખી હોય છે, આ વાત બરોબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા કે,

જંગલની અંદર એક જાતનું ઘાસ થાય છે, એ ઘાસની ઉપર કંઈ ફળ ફૂલ દેખાતા નથી, છતા પણ જ્યારે એ ઘાસ પાસે થઇને ચાલ્યા જતા હોઇએ ત્યારે તેમાથી બહુ સુંદર અને મીઠી સુગંધી આવ્યા કરે છે, એ જોઇને અજાણ્યા મુસાફરો વિચારમાં પડી જાય છે કે, અહીં કોઈ પણ જાતનાં ફળફૂલ દેખાતાં નથી, અહીં તો માત્ર સુકું ઘાસ દેખાય છે, અને તેમ છતાં આવી સરસ સુગંધી ક્યાંથી આવે છે?

પણ એ પછી તપાસ કરતાં માલુમ પડે છે કે, એ ઘાસનાં મૂળીઆંમાંથી સુગંધી આવ્યા કરે છે, અને તે મૂળ પાસે સુંદર ફૂલો હોય છે, પણ એ મૂળમાં રહેલાં ફૂલો કંઇ સૌને દેખાતાં નથી. તેમજ ગરીબો બહારથી ઘાસ જેવા દેખાય છે, પણ જે ગરીબ ઘરમાં ધર્મ હોય તે ઘર મૂળમાં સુગંધીદાર ફૂલ થનારાં ઘાસ જેવું હોય છે. એટલે બહારથી જોતાં તેમા કંઇ ભભકો સપકો દેખાય નહિ, પણ તેના અતરમાં આનંદ આનદ હોય છે, કારણ કે ખરો આનંદ કંઇ ગરીબાઇ કે શ્રીમંતાઇમા નથી, પણ ખરો આનદ તો પ્રભુના પ્રેમમા છે માટે પ્રભુપ્રેમ-વિનાના શ્રીમતોના બગલાઓ કરતાં પ્રભુપ્રેમવાળા ગરીબોનાં ઝુપડાંઓમાં વધારે આનદ હોય છે, અને બહુ વૈભવવાળા શ્રીમતોના કુટુંબ કરતાં ધર્મના બળવાળા ગરીબોનાં કુટુબો વધારે સુખી હોય છે. માટે જો ખરેખરૂં સુખ મેળવવું હોય તો જેમ બને તેમ તમારા ઘરમાં ધર્મ વધે તેમ કરો, જેમ બને તેમ તમારા કુટુબમાં ઈશ્વરી જ્ઞાન તથા ઈશ્વરની ભક્તિ વધે તેમ કરો, અને જેમ બને તેમ તમારા કુટુબમાં પ્રભુનો પ્રેમ વધે તેમ કરો, એજ અમારી પ્રાર્થના છે.

---

## ૧૪૮ કુટુમ્બસુખ મેળવવાના ઉપાયો—ભાગ સાતમો

મહાત્માઓ કહે છે કે જેના ઘરમાં પ્રભુનો પ્રેમ નથી તે ઘર જ નથી, પણ એ તો કલેશનું ઠેકાણું છે.

બંધુઓ ! જે ઘરમાં ધર્મ ન હોય, જે ઘરમાં ભક્તિ ન હોય, જે ઘરમાં જ્ઞાન ન હોય અને જે ઘરમા પોતપોતાનાં કર્તવ્યોનું ભાન ન હોય તે ઘર કાંઇ ઘર કહેવાતું નથી, પણ એવા ઘરને તો સતો કંકાસનાં ઠેકાણાં કહે છે. એવા ઘરને તો સાધુઓ કલેશનો કોઠો કહે છે, અને એવાં ઘરને તો મહાત્માઓ લડાઇનાં મેદાન કહે છે. કારણ કે એવા પ્રભુ-પ્રેમવિનનાં ઘરોમાં એકબીજાની નિંદા સિવાય બીજુ કંઇ સાંભળવામાં આવતુ નથી. એવાં ઘરોમાં કડવાં વચનો, ખોટી ખોટી મમત, ઊંધી ઊંધી હઠીલાઇ અને આપમતલબીઆપણું

સિવાય બીજું કાંઇ દેખાતું નથી. એવાં ઘરોમાં એકબીજાની આંખમાં આંસુ દેખાય છે. એવાં ઘરોમાં એકબીજાને શાપ દેતાં સંભળાય છે. એવાં ઘરોમાંથી નિસાસાના અવાજો આવ્યા કરે છે, એવાં ઘરોમાં હમેશના લાંબા મંદવાડો ચાલ્યા કરે છે, અને એવાં ઘરોમાં અકાળ મૃત્યુ તથા આપઘાત જેવાં મહાપાપ થયા કરે છે. એટલે એવાં ઘરોમાં રહેનારાં કોઇ પણ માણસોના જીવને જરા પણ સુખ હોતું નથી. માટે જો ઘરનું માન જાળવવું હોય તો તમારા ઘરમા ધર્મ આવે તેમ કરો, તમારા ઘરમાં પ્રભુપ્રેમ આવે તેમ કરો, અને તમારા ઘરમાં જ્ઞાનભકિત વધે તેમ કરો, તમારા ઘરમાં જ્ઞાનભકિત વધે તેમ કરો.

## યાદ રાખજો કે જે ઘરમાં ધર્મ હોય છે અને જે ઘરમાં પ્રભુપ્રેમ હોય છે તે ઘર જ સાથી સુખી હોય છે.

જે ઘરમાં પ્રભુનો પ્રેમ હોય, જે ઘરમાં ભગવાનની તથા ભગવાનના સંતોની સેવા થતી હોય, જે ઘરમા પરમકૃપાળુ પરમાત્માના ગુણુ ગવાતા હોય, જે ઘરમા પ્રભુના નામનું સ્મરણ થતું હોય, જે ઘરમા અનંત બ્રહ્માંડના નાથને અર્થે દાન દેવાતા હોય, જે ઘરમાં સર્વશકિતમાન પવિત્ર પિતા પરમાત્માને અર્થે વ્રત તથા તપ થતા હોય અને જે ઘરના માણુસો ભગવાનની ઇચ્છા પ્રમાણે વર્તતા હોય તે ઘર આખી દુનિયામાં સર્વથી શ્રેષ્ઠ હોય એમાં નવાઇ શું ? કારણુ કે જે ઘરમાં ધર્મ હોય તે ઘરનાં સ્રી પુરૂષો, બાળકો, સગા વહાલાઓ, નોકરો અને પાડોશીઓમાં પણ થોડોઘણો ધર્મ આવી જાય છે. તેથી ધર્મવાળા કુટુંબની આસપાસના માણુસો પણ ધર્મવાળાં બનતાં જાય છે. કારણુ કે જયાં રાજા હોય ત્યાં તેનું લશ્કર પણ સાથે સાથે જાય છે. તેમ જ જે ઘરમાં ભગવાન પધારે તે ઘરમાં પ્રભુના સદ્ગુણો પણ આવી જાય છે. જે ઘરમાં ભગવાન પધારે ત્યાં ભગવાનનું ઐશ્વર્ય પણ જાય છે. અને જે ઘરમાં ભગવાન પધારે ત્યાં ભગવાનનાં જ્ઞાનભક્તિ પણ હાજર જ હોય છે. અને જ્યાં ભગવાનનાં જ્ઞાનભકિત

હોય ત્યાં સંપ, ક્ષમા, દયા, શાન્તિ, ધીરજ, નમ્રતા અને સહનશીલતા વગેરે સદ્દગુણો હોય જ, એમાં કંઇ શક નથી. અને જે ઘરમાં વસતાં માણુસોની અંદર આવા સદ્દગુણો હોય તે કુટુમ્બનાં માણુસો સુખી હોય તેમાં કંઇ નવાઇ નથી. માટે જો ખરેખરૂં સુખ મેળવવું હોય તો તમારા ઘરમાં અને તમારા કુટુમ્બમાં ધર્મ વધે તથા પ્રભુનો પ્રેમ વધે તેમ કરો. એ જ અમારી વિનતિ છે.

## જે ઘરમાં ધર્મ હોય તે કુટુમ્બ સુખી હોય છે એટલુ જ નહિ, પણુ એવા ધર્મવાળા કુટુમ્બને લીધે બીજાં પણુ ઘણાં કુટુમ્બો સુધરે છે.

પોતાના આત્માને શાન્તિ મળે અને પોતાના કુટુમ્બના માણુસો સુખી થાય એટલું જ કામ કરીને કંઈ ધર્મ અટકતો નથી, પણુ ધર્મ તો તેથી પણુ ઘણુ જ વધારે કામ કરે છે. કારણુ કે ઘણા માણુસોનો સ્વભાવ દેખાદેખી કરવાનો હોય છે. ઘણા માણુસોનો સ્વભાવ બીજા સારા માણુસોની રીતભાત પ્રમાણે ચાલવાનો હોય છે. ઘણા માણુસોનો સ્વભાવ જેને ફતેહ મળે અને જેનાં વખાણુ થાય તેની તરફ ઢળી જવાનો હોય છે. ઘણા માણુસોનો સ્વભાવ બહારના ભભકાસપકામાં ગાનતાનમા અને ઝાઝા માણુસોના મંડળથી અંજાઇ જવાનો હોય છે. અને ઘણા માણુસો જ્ઞાનભક્તિના ઠેકાણુાની શોધમાં ફર્યા કરનારા હોય છે. આ બધા માણુસો જ્યારે કોઇ મોટા ભકતને જુવે છે, અગર કોઇ કુટુમ્બમા પૂર્ણુ શ્રદ્ધાથી ધર્મ પળાતો જોય છે ત્યારે તે બધા માણુસો ઉપર જુદા જુદા પ્રકારની જુદી જુદી અસરો થાય છે. તેથી એ બધા માણુસો એવા ધર્મ પાળનારા ઘરની તરફ ખેંચાઇ આવે છે. અને તેમાંથી પરિણુામ એ થાય છે કે, તેઓ પણુ ધીરે ધીરે ધર્મ વાળા બનતા જાય છે. એવા માણુસો પ્રથમ માત્ર ગમ્મત જોવા આવે છે. પછી ભજન કીર્ત્તન સાંભળે છે ત્યારે તેઓને એ સાંભળવાનું મન થાય છે. એ પછી ધીમે ધીમે ભક્તિ તર-

ફનું ખેંચાણુ વધતું જાય છે. અને જે માણુસમાં જે જાતનો મુખ્ય કુદરતી ગુણુ રહેલો હોય તે જાતનો ગુણુ તેનામાં ખીલી જાય છે. જેમ કે, ધર્મવાળા કુટુમ્બમા જે વ્રત ઉત્સવ થતાં હોય તે જોઇને કેટલાક માણુસોને એવાં વ્રત ઉત્સવ કરવાનું મન થાય છે. ધર્મવાળા કુટુમ્બ તરફથી જે દાનદક્ષિણા અપાતા હોય તે જોઇને ઉદારતાવાળા માણુસો એ જાતનું અંગ પકડી લેય છે. ધર્મવાળા કુટુમ્બમા જે જપ તપ ચાલતા હોય તે જોઇને એવા સ્વભાવના માણુસો એવી જાતના જપ તપ શીખી જાય છે. અને જે માણુસોને જ્ઞાનની ઇચ્છા હોય તેઓને જ્ઞાનની કુંચીઓ મળી જાય છે. આમ થવાથી ધર્મવાળા કુટુમ્બને જોઇને પાડોશીઓમા ધર્મ ફેલાય છે, ગામમા ધર્મ ફેલાય છે, નાતીલાઓમાં ધર્મ ફેલાય છે અને એમાથી આગળ વધતે વધતે દેશમા ધર્મ ફેલાય છે. આ પ્રમાણે ધર્મવાળા કુટુંબથી જાણ્યે અજાણ્યે તથા સીધી રીતે અને આડકતરી રીતે ઘણા લોકોને ઘણો ફાયદો થાય છે. માટે દરેક ગૃહસ્થોએ પોતાના ઘરની અંદરા ધર્મ વધે અને પ્રભુનો પ્રેમ વધે એવી જાતના ખાસ ઉપાયે લેવા જોઇએ. કારણુ કે આ જગતમા ધર્મ કરતા ઉંચી વસ્તુ બીજી કોઇ નથી. અને પોતાના દાખલાથી પોતાની આસપાસનાં માણુસોને સુધારવા એ કરતા વધારે મોટુ પુન્ય બીજુ. કોઇ પણુ નથી. માટે હે ભાઇઓ અને બહેનો ! જેમ બને તેમ તમારા ઘરમા ધર્મ વધે તેમ કરો. તમારા ઘરમા ધર્મ વધે તેમ કરો.

---

## ૧૪૯—જેમ આકાશની બહાર કયાંઇ જઇ શકાય નહિ, તેમ સર્વશક્તિમાન મહાન ઇશ્વર પાસેથી પણુ દૂર જઇ શકાય નહિ.

એક યોગીરાજ હતા તે એક મંદિરમાં રહેતા હતા. તે યોગી યોગ સાધવા માટે મંદિરના અંદર એક બંધ ઓરડામા રહેતા, અને કેટલીક જાતની હઠયોગની ક્રિયાઓ કરતા, તે ઘણા વરસ થયા પોતાની ઓરડી છોડીને કયાંઇ બહાર ગયા

નહોતા. અને બીજા પૂજારી વગેરે બહાર જાય તેને તેઓ એમ કહેતા હતા કે, તમે બધા રખડાઉ માણસો છો. ભગવાનને છોડીને બહાર શા માટે જવું જોઈએ? આ પ્રમાણે તેઓ કહ્યા કરતા હતા. એક વખત એ મંદિરમાં એક ભગત આવ્યા, તે પરમાર્થના કામ માટે બહાર જવા લાગ્યા, ત્યારે તે યોગીરાજે કહ્યું કે, કેમ ભગત કયાં જાઓ છો? ત્યારે ભગતે કહ્યું કે, ભગવાનની સેવા કરવા માટે જાઉં છું, એ સાંભળીને તે યોગીએ કહ્યું કે, ભગવાન તો અહીં જ છે. મંદિરને છોડીને, પૂજાના સ્થાનને છોડીને, આનંદના સ્થાનને છોડીને બહાર શા માટે જાઓ છો? ત્યારે તે ભગતે કહ્યું કે, મહારાજ અમારો ભગવાન કાંઈ અમુક એક જ ઠેકાણે નથી, તમે એમ સમજો છો કે, મે મારી ગુફામા ભગવાનને પકડી રાખ્યો છે પણ અમે એમ સમજીએ છીએ કે, જ્યા જ્યા જઈએ ત્યા ત્યા સર્વવ્યાપક પ્રભુ અમને પકડી રાખે છે. જેમ કે, ગમે તે ઠેકાણે જઈએ તોપણ આપણી માથે આકાશ તો રહેવાનું જ? આકાશના બહાર ક્યાંઈ જઈ શકાય જ નહિ. તેમ જ પ્રભુની બહાર જઈ શકાતું જ નથી, જ્યા જઈએ ત્યા આકાશ તો હોય જ, તેમ જ અમારા પ્રભુ તો અમારી સાથેને સાથે જ રહે છે, અમારા પ્રભુ કાંઈ અમુક ગુફામા, અમુક પહાડમાં, અમુક મંદિરમા, કે અમુક જ તીર્થમા નથી, પણ અમારા પ્રભુ તો એ બધે ઠેકાણે છે, અને તે સિવાયના સૌ ઠેકાણામા પણ છે, એટલે અમે અમારા પ્રભુને છોડીને ક્યાઈ પણ જઈ શકતા જ નથી. કારણ કે જ્યા જ્યા જઈએ ત્યા ત્યા તેનો જ મહિમા અમોને સમજાય છે, જ્યા જ્યા જઈએ ત્યાં ત્યા તેની જ કૃપાનો વરસાદ વરસી રહેલો હોય છે, જ્યાં જ્યા જઈએ ત્યાં ત્યા તેની જ ચતુરાઈ દેખાય છે, જ્યાં જ્યા જઈએ ત્યાં ત્યા તેની જ સુંદરતા દેખાય છે, જ્યા જ્યા જઈએ ત્યા ત્યા તેના જ પ્રેમનો પ્રવાહ હોય છે, અને જ્યાં જ્યા જઈએ ત્યાં ત્યાં તેની જ વિભૂતિ દેખાય છે, એટલે અમને તો દરેક ઠેકાણે પ્રભુની ખૂબી સમજાયા કરે છે. આમ હોવાથી તમારો ભગવાન જેમ તમારી ગુફામા જ રહે છે ને ત્યાંથી બહાર જાઓ ત્યારે ભગવાન

નીકળી જાય છે તેમ અમારો ભગવાન કાંઇ અમારા બહારના મંદિરમાં જ રહેતો નથી, પણ અમારો ભગવાન તો સર્વ-વ્યાપક છે, અને અમારા હૃદયમાં રહેનારો છે, એટલે તે અમે જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં અમારી સાથેને સાથે જ રહે છે.

બંધુઓ ! એ યોગીરાજની પેઠે ભગવાનને બહુ સાંકડી હદમાં લાવી ન મૂકો, અને અમુક ઠેકાણે રહીએ તો જ ભગવાનનો આનંદ મળે, એમ ન કરો. પણ પ્રભુને અર્થે જ્યાં જ્યાં જવું પડે ત્યાં ત્યાં સૌ ઠેકાણે પ્રભુને હાજર ને હાજર જાણી શકાય અને આખી પૃથ્વીમા સૌ ઠેકાણેથી તેનો આનંદ મેળવી શકાય તેમ કરો. સૌ ઠેકાણેથી તેનો આનંદ મેળવી શકાય તેમ કરો.

---

## ૧૫૦–આપણાં દરેક રૂડાં કામોમાં પ્રભુ આપણા મદદ-ગાર છે. પણ તે આપણે જાણતા નથી, માટે હવે એ બાબત બરોબર રીતે સમજી લેવી જોઇએ.

ઘણા માણસોને ઘણી વખતે ઓચિતી ઓચિતી અણ-ધારેલી મદદ મળ્યા કરે છે. જેમ કે, કોઇ વખતે રેલવેમાં બેઠા હોઇએ ત્યા કોઇ અજાણ્યો માણુસ મિત્ર બની જાય છે અને કેટલીક જાતની સગવડો કરી આપે છે. કેટલીક વખત કોઈ સભામા ગયા હોઇએ ત્યા કોઇ વકતાના શબ્દોથી આપણી જીન્દગી ઉપર કાંઇક ઉંડી અસર થઈ જાય છે. કોઈ વખત કોઈ બે માણુસો બહુ લડતા હોય તે જોઇને તેમાથી આપણુને કાંઇક સૂચના મળી જાય છે. કોઇ વખત કોઇ માંદા માણુસને જોવા ગયા હોઇએ ત્યાથી કાંઇક જાણવા જેવો ફાયદો થઇ જાય છે. કોઈ વખત રસ્તામા ચાલ્યા જતા હોઇએ ત્યારે કાંઇ ઓચિંતો લાભ મળી જાય છે, કોઇ વખત કાંઈ આશા ન રાખી હોય તેવે ઠેકાણેથી મ્હોટી મદદ મળી જાય છે. અને કોઇ વખત ખરેખરી તંગીનો કે મુશ્કેલીનો હોય તથા આપણુ કોકડું બહુ જ ગુંચવાઇ ગયું હોય તેવે વખતે કાંઇક પુસ્તક વાંચતે વાચતે મનના ખુલાસા થઇ જાય છે. આવી આવી અનેક

રીતે અણુધારેલી મદદ પ્રસંગોપાત હરેક માણસોને મળ્યા કરે છે, એ જોઈને ઘણા માણસો ફુલાય છે, કારણ કે તેઓ એમ સમજ્યા કરે છે કે, આ બધું અમારી હુંશિયારીથી થાય છે, આ બધું અમારી લાયકાતને લીધે થાય છે, અને આ બધું સંજોગોને આધારે થાય છે, એમ તેઓ માન્યા કરે છે. પણ ખરી વાત એ છે કે આવાં કામોમાં પરમાત્માનો હાથ છે, અને તે કૃપા કરીને આવી રીતે આપણને ગુપ્ત મદદ કરે છે. પણ એ બાબત આપણે સમજતા નથી, જેમકે,–

કોઇ માણસ જ્યારે બહુ સારી રીતે વાજુ વગાડતો હોય ત્યારે તે પોતાના મનમા એમ ફુલાયા કરે છે કે, મને બહુ સારી રીતે વાજું વગાડતાં આવડે છે, અને વાજું વગાડવાની મારી હુંશિયારીને લીધે જ આ વાજું આવી સરસ રીતે વાગે છે એમ તે સમજ્યા કરે છે. પણ એ વખતે તેનો એવો ખ્યાલ આવતો નથી કે, આ વાજું બનાવનાર જે માણસ છે તેની ખાસ ખુબી છે, જો તેણે આવું સરસ વાજું બનાવ્યું ન હોત તો હું આવી સરસ રીતે તેને બજાવી શકત નહિ. માટે આ વાજામાં જુદા જુદા અવાજની કળ ગોઠવનારે જે ખુબી કરેલી છે તે ખુબીને લીધે જ હુ આવી સરસ રીતે વાજુ વગાડી શકું છું. માટે મારે વાજું બનાવનારનો પણ ઉપકાર માનવો જોઇએ. પણ અફસોસ કે, વાજુ વગાડીને પોતાના અભિમા-માનથી ફુલાતી વખત તેના મનમાં આ જાતના ખ્યાલો આવતા નથી. તેમ જ આપણે પણ આપણા કામોમાં ફતેહ મળતી જોઇને આપણી હુશીઆરી માટે મનમાં મનમાં ફુલાયા કરીએ છીએ, પણ એ ફતેહમા પરમકૃપાળુ પરમાત્માનો હાથ છે એમ આપણે એ જ વખતે ચોખ્ખી રીતે જોઇ શકતા નથી. કારણ કે હજી આપણે કાચા ભગત છીએ. અને સર્વ. શક્તિમાન મહાન પ્રભુનો મહિમા આપણને સમજાયો નથી, તેથી આવી રીતે અભિમાનમાં પડી જઇએ છીએ.

આવી જ રીતે જ્યારે કોઇ નાટકમાં કોઇ ખેલાડી પોતાનો પાર્ટ સારી રીતે ભજવે, અને વન્સમોર, વન્સમોર થાય, તથા તાળીઓના અવાજના ગડગડાટથી લોકો તેને

વધાવી લેય ત્યારે તે એમ સમજે છે કે, આ બધી ખુબી મ્હારીજ છે. એમ સમજીને તે પોતાના મનમાં ફુલાયા કરે છે, પણ એ વખતે તેને એવો ખ્યાલ આવતો નથી કે, આમાં નાટક બનાવનારની તથા આ પાર્ટ મને સોંપનાર ને શીખવનાર મેનેજરની તેમા ખાસ ખુબી છે. એ વાતનો ખ્યાલ એ વખતે તેને રહેતો નથી, તેમજ આપણા કામોમા જ્યારે આપણને ફતેહ મળે છે ત્યારે તે બધુ આપણી લાયકાતને લીધે જ થાય છે એમ આપણે માન્યા કરીએ છીએ, પણ એમા ઈશ્વરનો હાથ છે, અને એ બધી ઈશ્વરની કૃપાનું જ પરિણામ છે, એમ આપણે જોઇ શકતા નથી.

એક શ્રીમત પોતાની ગાડી હાકતો હતો, તેણે પોતાના નાના છોકરાને ખોળામા બેસાડયો અને તેના હાથમાં ઘોડાની લગામ સોપી. તે જોઈને તે નાનો છોકરો પોતાના મનમાં એમ સમજ્યા કરતો હતો કે, આ ગાડી હુ જ ચલાવું છુ, એમ સમજીને તે છોકરો રાજી રાજી થયા કરતો હતો, અને પોતાની પાસે બેઠેલા પોતાના ભાઇને કહેતો હતો કે જો મને કેવી સારી રીતે ગાડી હાકતા આવડે છે? એ પછી જ્યારે વાકવાળો રસ્તો આવ્યો ત્યારે તે છોકરાથી ગાડી ચાલી શકી નહિ. એ વખતે તેના બાપે તેના હાથમાથી લગામ લઈ લીધી અને ગાડીને ફેરવી દીધી ને પછી પાછો જ્યારે સીધો રસ્તો આવ્યો ત્યારે લગામ તે છોકરાના હાથમા મૂકી.

બધુઓ! આવી જ રીતે બાપના ખોળામા બેઠેલા નાના છોકરાની પેઠે જ પરમકૃપાળુ પરમાત્મા આપણી પાસે આપણા વ્યવહારની ગાડી ચલાવે છે. અને જેમ એ અજ્ઞાન છોકરો મનમા મનમા ફુલાયા કરે છે કે, હું જ ગાડી ચલાવું છું, પણ ખરી રીતે જોતા ગાડી તો તેનો બાપ જ ચલાવે છે. છોકરાના હાથમા તો માત્ર દેખાવની જ લગામ હોય છે, તેમ જ આપણાં દરેક શુભ કામો પરમાત્મા પોતે જ પૂરાં કરે છે. આપણે તો તેમા નિમિત્ત માત્ર જ છીએ, અને તેમ છતાં આપણે આપણાં નાના નાના કામોનું અતિશય અભિમાન કર્યા કરીએ છીએ માટે બધુઓ! જો સાચા ભગત

થવું હોય તો આ બધા દાખલાઓ અંતરમાં ઉતારીને બહુ ચોખે ચોખ્ખી રીતે એમ સમજી જાઓ કે, ખરે વખતે પ્રભુ પોતે જ આપણને સંભાળી લેય છે, અને આપણું કામ આગળ ચલાવે છે. માટે યાદ રાખજો કે, આપણા બધા રૂડાં કામો પરમકૃપાળુ પરમાત્મા જ કરે છે, અને આપણે તો નિમિત્ત માત્ર છીએ. આમ સમજવાથી અભિમાનના દુર્ગુણમાથી બચાશે, દીનતા આવશે, અને પ્રભુનો મહિમા સમજી શકાશે. એથી પ્રભુપ્રેમ વધશે. માટે બધુઓ બધુ પ્રભુ કરે છે ને અમે તો નિમિત્ત માત્ર છીએ, એમ ચોખ્ખી રીતે સમજી લ્યો. એમ ચોખ્ખી રીતે સમજી લ્યો.

---

## ૧૫૨—ભગવાનના નામનું સ્મરણ કર્યા કરવાથી થતા ફાયદા વિષે.

એક બહુ મોટી આગબોટ ઉત્તર ધ્રુવની તરફ મુસાફરી કરતી હતી, તે આગબોટથી થોડે દૂર રસ્તામા લોહચુંબકના ખડકો આવ્યા, તેથી આગબોટ એ ખડકો તરફ ખેંચાવા લાગી. તેને પાછી રસ્તા ઉપર લાવવા સારૂ કેપ્ટન બહુ મહેનત કરવા લાગ્યો, પણ તેની એ મહેનત કાંઇ કામ લાગી નહિ. આગબોટ તો ધીમે ધીમે લોહચુંબકના ખડક તરફ જ વલણ લેવા લાગી, એ પછી આગબોટમાં બેઠેલા ગૃહસ્થોને તે સ્ટીમરના કેપ્ટને કહ્યું કે, હું આજે ત્રણ દિવસ થયા આગબોટ બીજી તરફ હંકારવા માટે મહેનત કરૂ છું, પણ તેમ છતા હું જોઉં છું કે, મારી મહેનત કાંઈ કામ લાગતી નથી, ને આગબોટ તો આટલામા ને આટલામાં જ રહે છે, માટે મને લાગે છે કે, થોડે દૂર કોઇ ચુંબકના પહાડ હોવા જોઇએ, ત્યાં થોડા વખતમાં આગબોટ ખેંચાઇ જશે. અને જો એ તરફ વધારે આગબોટ ખેંચાઇ ગઇ તો તુરત જ તેના ખીલાઓ નિકળી જશે, અને આગબોટ ડુબી જશે, માટે જેની ઇચ્છા હોય તે આ જીન્દગી બચાવનારી (લાઇફ) બોટમાં આવી જાઓ, એ સાભળીને કેટલાક લોકો તેમાં બેઠા અને કેટલાક લોકો વિચાર કરવા

લાગ્યા કે, આવી મોટી આગબોટમાં નહિ બચી શકાય તો વળી એવી નાની હોડીમાં ક્યાંથી બચી શકાશે? માટે આવી મોટી આગબોટ મૂકીને નાનકડી હોડીમા તે કોણ બેસવા જાય? ત્યારે કેપ્ટને કહ્યું કે, ભાઇઓ! આ નાની બોટોમા લોઢાના ખીલા નથી, એટલે તે બોટ લોહચુબકના ખડક સામે ટકી શકે તેમ છે, અને આ મોટી આગબોટ લોઢાના ખીલા, સાંકળો તથા પતરાઓથી ભરપુર છે, એટલે તે લોહચુબકના પત્રાની સામે ટકી શકે તેમ નથી, પણ એ વાત ઘણા લોકોના મનમા ઉતરી નહિ. એ પછી થોડા વખતમા આગબોટ લોહચુબકના પહાડો તરફ ખેચાઇ ગઇ, અને તેમાનુ લોખડ લોહચુબક સાથે ચોટી ગયું, તેથી આગબોટના પાટીઆઓ છુટા પડી ગયા, અને તેમા રહેલા સેકડો માણુસો ડુબી મુવા.

બન્ધુઓ! આ દાખલો આપીને એક ભક્તરાજ માહારાજ એમ સમજાવતા કે, પ્રભુના નામનું સ્મરણ કરવું તે નાની હોડી જેવી વાત છે. કારણ કે ભગવાનના ગુણ ગાવામા ને તેના નામનું સ્મરણ કરવામા બીજી કોઇ પણ જાતની મુશ્કેલી નથી, ધર્મના બીજા અનેક ભેદો કરતા એ કામ વધારે સહેલી રીતે થઇ શકે છે, અને જુદા જુદા સપ્રદાયના તથા મતના જે જે ધર્મો છે તે બધા ધર્મો મોટી આગબોટ જેવા છે, પણ તેમા મોહના આકર્ષણથી ખેચાઇ જાય તેવા લોઢાના ઘણા જ ખીલા રહેલા છે, અને નામસ્મરણની બોટમા આકર્ષણથી ખેચાઇ જાય તેવા ખીલાઓ નથી, તેથી એ બોટ સલામત છે, અને આ સસારસમુદ્ર તે ઉત્તર ધ્રુવની મુસાફરી જેવો કઠિન માર્ગ છે, અને તેમા લોહચુબકના ખડકો ઘણા છે, એટલે કે મન ખેંચાઇ જાય તેવા મોહના ડુગરાઓ તેમા ઘણાએ છે. તેથી સપ્રદાયની જાળોમાં રહી ગએલા માણુસોની આગબોટ એવા મોહના ખડકો તરફ ખેચાઇ જાય છે, પણ નામસ્મરણની હોડીઓને એવા ખેંચાણનો ભય નથી, તેથી તે બચી જાય છે, માટે જો બચવું હોય તો પ્રભુના મહા મગળકારી નામનું સ્મરણ કર્યા કરો. સ્મરણ કર્યા કરો.

---

## ૧૫૨–ઘણા માણસો પૈસો મેળવવાની ખાતર ધર્મની દરકાર કરતા નથી, પણ એમ કરવું એ કેટલી બધી મ્હોટી ભૂલ છે ? તેનો જરા વિચાર કરજો.

હાલના વખતમાં પૈસો મેળવવા તરફ લોકો એટલું બધું ધ્યાન રાખે છે કે, પૈસાની ધનમા ને ધનમા તેઓ ધર્મને સાવ ભૂલી જ જાય છે. અને કેટલાક લોકો તો ખુલ્લી રીતે એમ પણ કહે છે કે, ધર્મ ધર્મ કર્યા કરવામા શું વળે ? પણ પૈસાથી તો તુરત જ લાભ થાય છે, જુએ ને, પૈસા હોય તો ખાવાનું મળે, પૈસા હોય તો સારા લુગડા ઘરેણા મળે, પૈસા હોય તો રહેવા માટે સુંદર મકાન મળે, પૈસા હોય તો વિદ્યાભ્યાસ કરી શકાય, પૈસા હોય તો મુસાફરી કરી શકાય, પૈસા હોય તો બાયડી, છોકરા, મા, પિતા વિગેરે કુટુંબને સુખી કરી શકાય, પૈસા હોય તો મોજશોખના સાધનો મેળવી શકાય, અને પૈસા હોય તો દુનિયામા માન વધે, તથા પરમાર્થે પણ કરી શકાય. માટે અમે તો પૈસાને મુખ્ય સમજીએ છીએ, પણ ધર્મ પાળવાથી તુરત જ ફાયદો થતો હોય એવું કાંઈ અમોને દેખાતું નથી. માટે નગદ માલ છોડીને ઉધાર ધનની આશામા તે કોણ પડયું રહે ?

દોઢડાહ્યા વ્યવ્હારચતુર માણસો આવી રીતની વાતો કરે છે. તઓને હરિજનો કહે છે કે,–

ભાઇ ! ધર્મમા જેટલો લાભ છે તેટલો લાભ પૈસામાં નથી. પણ તમે માત્ર પૈસાની બાબત તરફ જ ધ્યાન આપો છો ને ધર્મની બાબતમા અતિશય બેદરકારી રાખો છો, એટલે તમને ધર્મના લાભો સમજી શકાતા નથી, પણ જરા વિચાર કરો કે, ધર્મ પાળવાથી મનમા જેવી મ્હોટાઇ આવી જાય તેવી મ્હોટાઇ પૈસાથી આવી શકે ખરી? ધર્મ પાળવાથી જેવુ હૃદય કોમળ થાય તેવી કોમળતા ધનથી મળે ખરી કે ? ધર્મ પાળવાથી પોતાનો વહેવાર ચલાવવામાં જેવી ચોખ્ખાઇ આવી જાય તેવી ચોખ્ખાઇ પૈસાના ગુલામ બની રહેવાથી રહે ખરી કે? ધર્મ પાળવાથી જગતમા સૌ જીવોનું ભલું કરવાની વૃત્તિ

જાગ્રત થાય તેવી વૃત્તિ એકલા પૈસા મેળવવાથી જ જાગે ખરી કે? ધર્મ પાળવાથી દયા, ક્ષમા, ધીરજ, શાન્તિ, ઇન્દ્રિય-નિગ્રહ, વગેરે સદ્‌ગુણો ભગતોમા આવી જાય છે, તે બધા ગુણો માત્ર પૈસાના જોરથી ખરીદી શકાય ખરા કે? અને ધર્મ પાળવાથી અંતરમા એક જાતનો જે માનસિક આનંદ થાય છે તે આનંદ એકલા પૈસાથી મળી શકે ખરો કે? એટલું જ નહિ પણ ધર્મ પાળવાથી ભાવનાઓ ખીલી જાય છે, ધર્મ પાળવાથી મોક્ષમા લઇ જનારી પવિત્રતા આવી જાય છે, ધર્મ પાળવાથી એક જાતની તૃપ્તિ મળી જાય છે, અને ધર્મ પાળવાથી અગમ્ય મહાન ઈશ્વરની સાથે દોસ્તી થઇ જાય છે. એ બધુ એકલા પૈસાથી થઇ શકે ખરૂ કે? કહો કે નહિ જ. માટે જ ડાહ્યા માણસો એમ કહી ગયા છે કે, ધનની મનુષ્યને જેટલી જરૂર છે તે કરતા જીન્દગી સુધારનારા ધર્મની માણસને વધારે જરૂર છે. માટે અમારી તમને સૌને એ જ ભલામણ છે કે, જેમ એક તરફથી પૈસો મેળવવાની કાળજી રાખો છો તેમ બીજી તરફથી ધર્મ પાળવાની પણ તજવીજ રાખજો, નહિ તો એકલા પૈસાથી કદી પણ ખરેખરા સુખી થઇ શકશો નહિ, એમા કાંઇ પણ શક નથી. માટે પૈસા મેળવો તેની સાથે ધર્મ મેળવવાની પણ તજવીજ રાખજો. ધર્મ મેળવવાની પણ તજવીજ રાખ જો. કારણ કે પૈસો એ વ્યવહાર સુધારવાનું સાધન છે પણ ધર્મ એ જીન્દગી સુધારવાનું સાધન છે. એ વાત યાદ રાખજો.

## ધનવાનોને શીખામણ.

નામ બીના બેકામ હે, છપ્પનભોગ બીલાસ;
કયા ઇદ્રાસન બેઠના, કયા બૈકુંઠ નિવાસ.
પારસમણી અરૂ કામ ધેન, કલ્પવૃક્ષકી વાડ;
તુલશી હરીકે ભજન બીન, સબે નરકકો સાજ.
અર્બ ખર્વલો ધન મીલે, ઉદય અસ્તલો રાજ;
તુલસી હરીકે ભજન બીન સબે નરકકો સાંજ.
તુલસી સોઇ ચતુરતા, રામ ચરણ લૌલીન;
પરધન પરમન હરનકું, વેશ્યા બડી પ્રવીન.

## ૧૫૩–ધનના લોભી માણસો કેવા હોય છે તેનો નમુનો અથવા એક લોભી શેઠીઆની વાત.

એક આગબોટ વિલાયતથી અમેરીકા જતી હતી, તેમાં ઘણાં માણસો બેઠેલા હતાં. એ આગબોટને રસ્તામાં બહુ જબરૂં તોફાન લાગ્યું, એટલું જ નહિ પણ એ વખતે તે આગબોટમા ગાબડું પડી ગયું, અને તે ડુબવા લાગી, ત્યારે કેપ્ટને બધા ઉતારૂઓને કહ્યું કે, આ નાની નાની હોડીઓમાં આવી જાઓ. જલદી કરો, જલદી કરો, નહિ તો રહી જશો, હમણા થોડી મીનીટમાં આગબોટ ડુબી જશે. એ સાભળીને ઘણા માણસો હોડીમા ઉતરી પડ્યા, પણ કેટલાક માણસો પોતાનો સરસામાન લેવામા રોકાઇ રહ્યાં. એ વખતે ફરી ફરીથી કેપ્ટને કહ્યું કે, જલદી કરો, જલદી કરો. હવે આગબોટ જાય છે, નીકળો, નીકળો, પણ તેમ છતા એક લોભીઓ માણસ તેમાથી નીકળ્યો નહિ, ત્યારે કેપ્ટને તેને કહ્યું કે, તું વાર લગાડે છે પણ યાદ રાખ કે ડુબી મરીશ. ત્યારે તે માણસે કહ્યું કે ભલે હું ડુબી મરૂં. પણ મારે આટલા બધા પૈસા છોડીને અહીંથી જવું નથી. ત્યારે કેપ્ટને કહ્યું કે, એમ કાં? મરી ગયા પછી એ પૈસા તને શુ કામ આવશે? ત્યારે તે લોભી માણસે કહ્યું કે, મરતી વખત મારી પાસે આટલા બધા રૂપીઆ હતા એમ તો કહેવાશે? તે માટે રૂપીઆ રાખીને મરી જવું મને ગમે છે, પણ રૂપીઆ છોડીને મને જીવવું ગમતું નથી. એ પછી તુરત જ આગબોટ ડુબી ગઇ અને તેમાં એ લોભીઓ માણસ ડુબી મુઓ, પણ તે બહાર નીકળ્યો નહિ.

ભાઇઓ! આ પ્રમાણે લોભી શ્રીમતો છેવટની ઘણી સુધી પણ ધનનો લોભ તજી શકતા નથી, અને મર્યા પછી અમે આટલા બધા લાખ મૂકીને મર્યા છીએ એમ કહેવરાવવામાં પોતાની સાર્થકતા સમજે છે! પણ યાદ રાખવું જોઇએ કે, અહીં બહુ પૈસા મૂકી જનારને કાંઇ હરિની હજુરમા માન મળતું નથી, પણ પ્રભુ અર્થે ખર્ચીને પેલી દુનિઆમાં લઇ જનારને જ માન મળે છે.

## ૧૫૪–ઘણા માણસો ઠાલા ઠાલા દુઃખને વધારી વધારીને પોતાના મનમા ફોગટના દુઃખી થયા કરે છે, તે વિષે.

ખરેખરૂં દુઃખ હોય તેને લીધે દુઃખી થવુ પડે એ જુદી વાત છે, પણ ઘણે ઠેકાણે ઘણી વખત એમ બને છે કે, ખરે ખરૂં દુઃખ હોતું નથી, પણ પોતાના મનની નબળાઈને લીધે જ વિનાકારણ ઘણા માણસો દુઃખી થયા કરે છે, જેમ કે,—

કોઈ માણસ કહે છે કે, મને સોનાની ફ્રેમવાળા ચશ્મ નથી, એવા ચશ્મા માટે તે પોતાનુ મન બાળ્યા કરે છે ને દુઃખી થયા કરે છે, ચશ્મા નથી એ માટે દુઃખી થાય છે પણ આંખો મળી છે તે માટે ઉપકાર માનવાનુ મન થતું નથી કોઈ માણસ કહે છે કે, મને પગમા પહેરવા માટે જોડા નથી, ઘણા દિવસ થયા હુ જોડાવિના ચલાવું છુ. આવી રીતે જોડા માટે તે શોક કરે છે, પણ ઘણા માણસો આપણી નજર આગળ લગડા દેખાય છે, તે જોઇને કોઇ દિવસ એમ વિચાર થયો છે કે, પ્રભુએ મને પગ આપેલા છે ને તે પગને સાજા રાખેલા છે, એ તેનો કેટલો બધો ઉપકાર છે? જેમ બુટ નથી તેમ કદી પગ જ ન હોત, અથવા પગમા જ કાંઈ ખામી હોત તો હુ શુ કરી શકત? ઘણા માણસો લૂગડા માટે અફસોસ કર્યા કરે છે, અને કહે છે કે, અમને પહેરવા માટે સારા લૂગડા પણ મળતા નથી. આવી રીતે લૂગડાનો અફસોસ કર્યા કરે છે, પણ પોતાનું શરીર કાયમ રહ્યુ છે, ને સાજું-સરું રહ્યુ છે, એ માટે ઇશ્વરનો ઉપકાર માનવાનું તેઓને મન થતુ નથી. જુઓને આપણી નજર આગળ ઘણા માણસો મરી જાય છે તેને બદલે આપણે હજી સુધી જીવતા છીએ, એ શું પ્રભુનો ઉપકાર નથી? વિચાર કરો કે જીવવાનું સુખ વધારે મોટુ છે કે સારા લૂગડા ન હોય તેનું દુઃખ વધારે મોટુ છે? ખરેખરી રીતે જોતા દુઃખ વધારે મોટું હોતું જ નથી, પણ ઘણા માણસોને વધારી વધારીને દુઃખની વાતો કરવાની ટેવ પડી ગએલી હોય છે; તેને લીધે તેઓ દુઃખનાં રોદણા રોયા

કરે છે. પણ યાદ રાખજો કે, એમ કરવું તે કાંઇ હરિજનોનું કામ નથી, એમ કરવું તે કાંઇ ભગતોનું કામ નથી, અને એમ કરવું એ કાંઇ ઈશ્વરની ઇચ્છાને આધીન રહેનારા જ્ઞાનીઓનું કામ નથી, પણ એ તો મોહવાદી અજ્ઞાનીઓનું કામ છે, માટે જો સાચા ભગત થવું હોય તો વધારી વધારીને દુઃખની વાતો કહ્યા કરશો મા, અને ઠાલા ઠાલા મનમાં મનમા દુઃખી થયા કરશો મા, પણ દુઃખની વખતે પણ ઈશ્વરનો ઉપકાર માનતાં શીખજો. અને એમ વિચાર કરજો કે, એટલા દુઃખેથી જ છૂટકો થયો, એ પણ તેની કૃપા જ છે. કારણ કે કદાચ એથી વધારે દુઃખ આવત તોપણ આપણે શુ કરી શકત? ચશ્મ ન મળ્યા એ ગાલશે, પણ અધાપો આવ્યો હોત તો શું કરત? નાકમા પહેરવા નથ નથી પણ કદિ નાક જ કપાઇ ગયું હોત તો શુ કરત? વાચવા માટે પુસ્તકો નથી પણ વાચના જ નહિ આવડયુ હોત તો શુ કરત? સારૂ સારૂ ખાવાનું કદિ નથી મળતું પણ ખાવાનું મળ્યા છતા કાંઇ એવો રોગ થયો હોત કે, ખાઈ જ શકાય નહિ, તો શુ કરત? વધારે ધન નથી મળ્યું એ વાત ખરી, પણ તેને બદલે કુટુબમા શાન્તિ છે ત સામે કોઇ દિવસ જોયુ છે? પલગ નથી મળ્યો પણ દરરોજ મજેની ઊંઘ આવી જાય છે એ માટે કોઇ દિવસ ઉપકાર માન્યો છે? મોટા મોટા સુદર પલગો છતા પડખા ફેરવી ફેરવીને કટાળાભરેલી રીતે રાતો કાઢવી પડે છે, ને કેમે કરી ઊંઘ આવતી નથી, તેઓના હાલ તમે કોઇ દિવસ તપાસ્યા છે? ખીનાબ નથી મળતો કે ટીગ્રી નથી મળતી એ માટે તમે અફસોસ કર્યા કરો છો પણ દીવાળુ નથી કહાડવું પડયુ તે સામે કોઇ દિવસ તમે જોયુ છે?

બધુઓ! આ બધી બાબતોના જો તમે વિચાર કરશો તો જરૂર તમોને એમ સમજાઇ જશે કે, અમે જેટલા દુખી થયા કરીએ છીએ તેટલા દુખી થવાનું કાંઇ ખાસ કારણ નથી. એટલું જ નહિ, પણ એની સાથે એમ પણ લાગી આવશે કે, અમે ઠાલા ઠાલા અમારા દુઃખને વધાર્યા કરીએ છીએ, અને યાદ રાખજો કે દુઃખને વધારવું એ મ્હોટાના મ્હોટું

પાપ છે. માટે એવા પાપમાં પડ્યું રહેવુ એ કાંઇ હરિજનોનું કામ નથી. માટે ભાઇઓ અને બહેનો! જેમ બને તેમ દરેક સ્થિતિમાં સંતોષ માનતાં ને આનંદ ભોગવતાં શીખો. અને પ્રભુનો ઉપકાર માની નજીવા નજીવા દુઃખના ખ્યાલોને દૂર કરો, ને એને બદલે ઉંચી જાતના જે જે સુખો તમોને મળેલાં છે તેનો ઉપકાર માનીને ઘણા જ આનંદથી હરિગુણ ગાઇને જીવન ગાળતાં શીખો, હરિગુણ ગાઇને જીવન ગાળતા શીખો!

---

## ૧૫૫–દુઃખથી દીલગીર થાઓ માં, પણ એમ સમજી લ્યો કે દુઃખને લીધે પણ ઘણા ફાયદા થઇ જાય છે.

ઘણા માણસોનો સ્વભાવ એવો હોય છે કે, તેઓ વારવાર દરેક ઠેકાણે દુઃખની જ વાતો કર્યા કરે છે, દુઃખની જ ફરીઆદ કર્યા કરે છે, અને દુઃખના જ રોદણા રોયા કરે છે, પણ જે હરિજનો છે તેઓ કહે છે કે દુઃખના વિચારો કરવા અને દુઃખની વાતો કર્યા કરવી એ ઘણું જ ખરાબ છે, કારણ કે દુઃખમાથી પણ ઘણી જાતના ફાયદાઓ થાય છે, પણ એ બધી વાતો આપણે ચોખ્ખી રીતે સમજતા નથી તેને લીધે દુઃખથી હારી જઇએ છીએ, તેને લીધે દુઃખથી નીરાશ થઇ જઇએ છીએ, અને તેને લીધે દુઃખથી ડરી જઇએ છીએ, પણ યાદ રાખજો કે, કોઇ પણ જાતનુ દુઃખ ઘણુકરીને આપણને આગળ વધારવા તથા મદદ કરવા સારૂ જ આવે છે, એટલુ જ નહિ પણ કોઇ વખત આપણે કાંઇ બુરા કામો કરેલા હોય તેની શિક્ષા તરીકે પણ દુઃખ આવે છે, પણ યાદ રાખજો કે, એવી રીતની શિક્ષા પણ આપણને સુધારવાને માટે જ હોય છે, જેમ કોઈ મસ્તીખોર છોકરો કાંઇ નાના નાના ગુન્હા કરતો હોય તો તેને પકડીને ઉદ્યોગશાળામાં મોકલવામા આવે છે, એ વખતે તે છોકરાને ઉદ્યોગશાળામાં જવું ને તેમાં રહી ઉદ્યોગો શીખવા, એ દુઃખરૂપ લાગે છે, તેથી તે બડબડ્યા કરે છે, અને પોતાને પકડાવનાર માણસોને તથા પોલીસને ગાળો દીધા કરે છે, તથા ઉદ્યોગશાળમાંથી

નાસી જવા કોશીશ કર્યા કરે છે, પણ એ પછી જ્યારે તે કાંઇ સારા ઉદ્યોગ શીખે છે અને મુદત પુરી થયે બહાર જઇ ધંધો રોજગાર કરે છે, ને પાંચ પૈસા મેળવે છે તથા આબરૂદાર થાય છે ત્યારે પ્રથમ જે ઉદ્યોગશાળાને તે દુ:ખરૂપ માનતો હતો તે જ ઉદ્યોગશાળાનાં વખાણ કરે છે, અને એનો આભાર માને છે, એવી જ રીતે દુ:ખ એ પણ એક શાળા છે, પણ એ શાળા બહુ જ આકરી છે, તેથી તેમાં શીખવું આપણને ગમતું નથી, માટે આપણે બડબડ્યા કરીએ છીએ, પણ આગળ જતાં ખબર પડે છે કે, દુ:ખને લીધે પણ જીન્દગી સુધરી શકે છે, દુ:ખને લીધે કઠણ ઠરાવો થઇ શકે છે, દુ:ખને લીધે નવું જોર આવે છે, દુ:ખને લીધે મોટાં કામો કરવાના રસ્તા મળી જાય છે, દુ:ખને લીધે જીન્દગીની દિશા બદલાઇ જાય છે, દુ:ખને લીધે દીનતા, ઉપકારવૃત્તિ, ખમી ખાવું વગેરે ગુણો આવી જાય છે, અને દુ:ખને લીધે ઇશ્વરી રસ્તામા ચાલવાનું મન થાય છે. માટે આ બાબત બહુ ચોખ્ખી રીતે સમજી લેજો કે, આપણને હેરાન કરવા માટે જ કાંઇ દુ:ખો આવતાં નથી, પણ આપણને આગળ વધારવા માટે અને સુખી કરવા માટે જ દુ:ખો આવે છે. જેમકે,

જે ઠેકાણે દરીઓ તોફાની હોય છે અને જ્યા વારવાર ભયંકર મોજાઓ આવ્યા કરે છે તથા બેદરકાર ખારવાઓની હોડીઓ ઉંધી વળી જાય છે ને તણાઇ જાય છે તે ઠેકાણેના-ખારવાઓ બહુ બહાદુર હોય છે. કારણ કે, તોફાની દરીઆને લીધે તેઓને જે મુશ્કેલીઓ ભોગવવી પડે છે, તોફાની દરીઆને લીધે તેઓને જે હાડમારી ભોગવવી પડે છે, અને તોફાની દરીઆને લીધે તેઓને જે જોખમો ખેડવા પડે છે તેને લીધે તે ખારવાઓ બીજા ખારવાઓ કરતાં ઘણા જ વધારે બહાદુર બની જાય છે. આવી રીતે દરીઆના તોફાનને લીધે ખારવાઓમાં બહાદુરી વધે છે ને કામ લેવાની યુક્તિઓ આવડે છે, તથા તોફાનમાં ટકી શકે તેવી જાતની બોટો બનાવતા આવડે છે. પણ જે દેશમાં સમુદ્ર શાંત હોય છે ને જ્યાં ઝાઝાં તોફાન નડતાં નથી, ત્યાંના ખારવાઓમાં આવી જાતની હુંશીઆરી

હોતી નથી. માટે આ ઉપરથી સમજી શકાય છે કે, દુઃખને લીધે પણ માણસો સુધરી શકે છે ને આગળ વધી શકે છે. માટે દુઃખથી દબાઇ જવું નહિ, પણ જેમ બને તેમ દુઃખમાંથી પણ કાંઇક લાભ લઇ લેતાં શીખવું જોઇએ.

જે રાજ્ય સરહદ ઉપર આવેલા હોય અને જેને બીજા રાજ્યો સાથે વારંવાર લડાઇમાં ઉતરવું પડતું હોય તે રાજ્યના સીપાઇઓ બહુ બહાદુર હોય છે, અને તે રાજ્યની પ્રજામા કાંઇક ખાસ જાગૃતિ તથા ખાસ તેજસ્વિતા ને ઉગ્રતા હોય છે, પણ એને બદલે જે રાજ્ય બહુ જ સલામત જગ્યાએ આવી ગએલું હોય અને જેને લડાઇ કરવાની બીક ન હોય તે રાજ્યના સીપાઇઓ નમાલા હોય છે, તે રાજ્યના અમલદારો મોજીલા હોય છે, અને તે રાજ્યની પ્રજા એક પ્રકારની ખાસ નિર્બળતાવાળી હોય છે, તથા તે રાજ્યના કાયદા ઢીલા પોચા અને માલવિનાના હોય છે. આ ઉપરથી પણ સમજી શકાય છે કે દુઃખને લીધે માણસોની હુશીઆરી વધે છે, દુઃખને લીધે નવી નવી યુક્તિઓ મળી આવે છે, દુઃખને લીધે બહાદુરી વધે છે, અને દુઃખને લીધે પોતાના ઘરસંસારમા તથા આ જગતમા આગળ વધી શકાય છે. માટે યાદ રાખજો કે દુઃખને આપણે હાલમા જેટલું ખરાબ સમજીએ છીએ તેટલું તે ખરાબ નથી, પણ ઉલટું આપણને આગળ વધારવામા તે મદદગાર છે, માટે દુઃખમાથી પણ કાંઇક સુખ મેળવી લેતા શીખવુ જોઇએ.

જે વેપારીઓને હરીફાઇ કરવી પડે છે, જે વેપારીઓને વેપાર ખેડવો પડે છે, જે વેપારીઓને મુશ્કેલીઓ વચ્ચેથી કામકાજ કરવુ પડે છે, અને જે વેપારીઓને પ્રતિકૂળ સંજોગો વચ્ચેથી નફો મેળવવો હોય છે, તે વેપારીઓનું ડહાપણ ખાસ જાણવા જેવુ હોય છે, તે વેપારીઓની ખુબી સમજવા જેવી હોય છે, અને તે વેપારીઓની આવડત અનુકરણ કરવા જેવી હોય છે. પણ તેને બદલે જે વેપારીઓને કોઇ પણ જાતના સાહસ ખેડવા પડતાં નથી, જે વેપારીઓને ધાસ્તી ભરેલી ઉથલપાથલની સ્થિતિમા આવવું પડતું નથી,

જે વેપારીઓને પરદેશ ખેડવો પડતો નથી, અને જે વેપારીઓને કટાકટીની હરીફાઇ કરવી પડતી નથી તે વેપારીઓ નમાલા રહી જાય છે, તે વેપારીઓ ટુંક નફામા રહી જાય છે, તે વેપારીઓ કાંઇ પણ જરાક જેટલું જોખમ આવી પડે તોપણ ગભરાઇ જાય ને ઉલટા નુકશાનીમા ઉતરી જાય તેવા બની જાય છે, અને તે વેપારીઓ લાંબી નજર પહોચાડી શકે નહિ તથા મોટો નફો મેળવી શકે નહિ તેવા બની જાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે, અડચણોને લીધે, મુશ્કેલીઓને લીધે, પ્રતિકૂળ સંજોગોને લીધે અને દુઃખને લીધે જ માણસો આગળ વધી શકે છે, અને વધારે ફાયદો મેળવી શકે છે. માટે દુઃખને દુઃખ જ માન્યા કરો મા, પણ આપણને આગળ વધારવા સારૂ અને આપણુ ભલું કરવા માટે જ દુઃખ આવેલુ છે, એમ સમજતા શીખો.

---

## ૧૫૬—દુઃખથી દીલગીર થાઓ માં, પણ એમ સમજી લ્યો કે દુઃખને લીધે પણ ઘણા ફાયદા થઇ જાય છે તે વિષે-ભાગ બીજો.

યાદ રાખજો કે જે જે સંતોએ બહુ બહુ દુઃખ ખમેલાં છે, જે જે હરિજનોએ બહુ બહુ તપ કરેલા છે, અને જે જે ભગતોને જગતની સામે થવુ પડયુ છે તેઓ જ સૌથી મોટા મહાત્મા થઇ શકેલા છે, તેઓની જ અસર આજ દિવસ સુધી લોકોના હૃદય ઉપર રહેલી છે. તેવાઓના નામો અમર થએલા છે ને તેઓના જ ચરિત્રથી હજારો ને લાખો માણસોને ફાયદો થાય છે. પણ જે સંતોએ બહુ શાંતિમાં પોતાની જીંદગી ગાળેલી છે અને બધી જાતની સગવડો વચ્ચે ભજનો કરેલા છે તેમના નામ નિશાન કોઇ જાણતું નથી, અને દુઃખી ભગતોની ભક્તિની પ્રભુની હજુરમા જેટલી કિંમત થાય છે તેટલી કિંમત કોઇ બહુ સારા સગવડવાળા ભગતની ભકિતની થતી નથી. કારણ કે ઘણી જાતની સગ-

વડો હોય તેને લીધે કાંઈક કામ થઈ જાય તેમાં શું નવાઈ? પણ જ્યારે કોઈ પણ જાતની મગવડો ન હોય, ચોતરફથી મુશ્કેલીઓ જ હોય અને તેમ છતાં કાંઈક શોધ કરી શકાય ત્યારે જ એ શોધ કિમતી ગણાય છે. માટે આ વાત પણ ધ્યાનમા રાખજો કે, દુ:ખને લીધે જ ઘણાએ સંતો સાચા સત થઈ શકયા છે. એટલું જ નહિ પણ તેઓ એકલા સુખમા જ પડ્યા રહ્યા હોય તો કદાચ તેઓની ભકિત છુટી ગઈ હોત અને તેઓ મોટા સત થઈ શકત નહિ. કારણ કે સુખના વખતમા ભકિત કરતા ને જ્ઞાન મેળવના બહુ મુશ્કેલી લાગે છે, પણ દુ:ખના વખતમા ભગવાન વારેવારે યાદ આવે છે અને દુ:ખના વખતમા જે જ્ઞાન મળે તે જ્ઞાન ટકી શકે છે. માટે ભગવાનને અર્થે જેણે ભકિતના દુ:ખો ભોગવેલાં હોય તે સતોનું માહાત્મ્ય બહુ જ વધી જાય છે, પણ જેણે સુખમા ભકિત કરી હોય તેની કોઈ બહુ દરકાર કરતું નથી. કારણ કે એકલા સુખમા સાચી ભકિત થઈ શકતીજ નથી, પણ જ્યારે કોઈક જાતનું દુ:ખ હોય અને તેની સામે માનસિક લડાઈ લડવાની હોય ત્યારે જ ભક્તિની કિમત વધે છે. માટે યાદ રાખજો કે, આ જગતમા ભક્તિને વધારનાર તથા સતોના મહિમાને વધારનાર પણ દુ:ખ જ છે આ બધી બાબતો કહીને અમે તમને એમ સમજાવવા ઇચ્છીએ છીએ કે, તમે જેવુ ધારો છો તેવુ ને તેટલુ બધું કાંઈ દુ:ખ ખરાબ નથી, પણ આપણને સુખી બનાવવા માટે જ અને આગળ વધારવા માટે જ થોડું થોડું દુ:ખ આવે છે, માટે દુ:ખથી કાયર થઈ જવું નહિ, અને દુ:ખના રોદણા રોયા કરવામા જ રહી જવુ નહિ, પણ જેમ બને તેમ દુ:ખમાથી પણ કાંઈક સાર લેવાય તેમ કરવું, અને દુ:ખને પણ ભગવદ્ ઇચ્છા સમજી શાતિથી ભોગવી લેવું, અને ફોગટનો બઠબડાટ કરવો નહિ, તથા આપણા દુ:ખના છાંટા બીજાઓના અતરમાં ઉડાડવા નહિ. જો એટલું કરી શકીએ તોપણ ઘણુ છે.

બંધુઓ! આ જગતમા અનેક જાતની દવાઓની શોધો થએલી છે, તે બધી શોધો શેમાંથી થઈ છે તે તમે જાણો છો?

યાદ રાખજો કે દુઃખને લીધે જ એ બધી દવાની શોધો થએલી છે, જો દુઃખ ન હોત, રોગ ન હોત, દરદ ન હોત, તો દવાની શોધ થાત નહિ. પણ દુઃખોએ જ શોધ કરવાનું શીખવેલું છે. અને કોઇ પણ જાતની નવી શોધ કરતાં કેટલી બધી મહેનત પડે છે તથા એવી શોધો કરવા માટે કેટલી બધી બુદ્ધિ વાપરવી પડે છે, કેટલું બધુ ઉંડુ ઉતરવુ પડે છે, કેટલા બધા સ્વાર્થ તજવા પડે છે, કેટલું બધુ ખર્ચ કરવું પડે છે. કેટલો બધો વખત જાય છે, અને જુદી જુદી ઘણીએ બાબતોનો કેટલો બધો અભ્યાસ કરવો પડે છે એ તમે જાણો છો? એ બધું દુઃખને લીધે થાય છે, જો દુઃખ ન હોય તો માણસો સહેલાઇથી પોતાની મેળે આ બધુ કરે નહિ, પણ દુઃખને દૂર કરવા માટે તથા સુખ ભોગવવા માટે માણસો આવી શોધે, કરે છે, માટે તે બધાનું મૂળ કારણ દુઃખ એ જ છે. માટે જા યાદ રાખજો કે, દુઃખ એ કાઇ નાનકડી વસ્તુ નથી, પણ દુઃખ એ બહુ આકરો ગુરૂ છે. દુઃખ એ માણસોની અંદર જે માણુસ-પણુ રહેલુ છે તેને બહાર કાઢનાર કીમીઓ છે. અને દુઃખ એ માણુસોને સુખના રસ્તામા આગળ લઈ જનાર પાયો છે માટે દુઃખથી કાયર થવુ નહિ અને દુઃખના રોદણા રોય-કરવા નહિ, પણ જેમ બને તેમ દુઃખને વખતે ધીરજ રાખતાં શીખવું, તથા અસલના લોકોએ જેમ દુઃખની અંદરથી પણ પોતાનું કામ કાઢી લીધુ છે તેમ આપણે પણ દુઃખની અંદરથી આપણુ કામ કાઢી લેતા શીખવુ જોઇએ.

ભાઇઓ! દુઃખમાથી પણ ઘણુએ કલ્યાણ થઇ શકે તેમ છે, ને દુઃખમાથી પણ જીન્દગી સુધારી શકાય તેમ છે. એટલું જ નહિ પણ સુખને લીધે ઘણી જાતના મોહ થઇ જાય છે, પણ દુઃખ તો આગળ વધારવામાં ધક્કો મારે છે, અને આપણુને આગળ ન વધવું હોય છતાં પણ તે પરાણે પરાણે ધકે ા મારી મારીને આગળ વધારે છે, અને આપણુને જે નવી સ્થિતિ ન ગમતી હોય તેમાં તે લાવી મૂકે છે. એથી આગળ જતાં ફાયદો જ થાય છે એમાં કાંઈ પણ શક નથી. માટે ભાઇઓ ને બ્હેનો! દુઃખથી કાયર થઇ તેની સામે બડબડાટ

કરવામાં જ રહી જાઓ મા, પણ આપણને સુધારવા માટે, આપણને મદદ કરવા માટે, તથા આપણુ કલ્યાણ કરવા માટે જ દુઃખ આવેલું છે, એમ સમજી તેને શાંતિથી ભોગવી લ્યો, અને દુઃખમાથી પણ કાંઇક સાર ગ્રહણ કરી તે દુઃખ પણ આગળ જતા સુખરૂપ બની જાય તેમ કરો, એજ અમારી ભલામણ છે. અને એમ કરવાનું પરમકૃપાળુ પરમાત્મા તમોને બળ આપે, એમ અમે ઇચ્છીએ છીએ.

## દુઃખ.

દુઃખમેં સમરન સબ કરે, સુખમેં કરે ન કોય;
જો સુખમે સમરન કરે, તો દુઃખ કહાંસે હોય.
સુખમેં સમરન ના કિયા, દુઃખમેં કિયા યાદ,
કહે કબીર તા દાસકી, કોન સુને ફરીયાદ.
સુખકે માથે શીલ પડે, જો નામ હૃદયસે જાય,
બલીહારી વા દુઃખકી, પલ પલ નામ જપાય.
બીપત ભલી હરી નામ લેત, કાયા કસોટી દુઃખ,
રામ બીના કીસ કામકી, માયા સંપત સુખ.

---

## ૧૫૭-નિશાળો અને કોલેજોમાંથી જેટલું શીખી શકાય છે તે કરતા જો જ્ઞાન લેતાં આવડે તો જગના વ્યવહારમાંથી ઘણું વધારે શીખી શકાય છે.

શરૂઆતનું જ્ઞાન મેળવવાને માટે સ્કૂલો અને કોલેજો એ બહુ ઉપયોગી ખાતાઓ છે, તેથી ઘણા વિદ્યાર્થીઓ તેમા જાય છે. અને પોતાના ગામમા સારી સગવડ ન હોય તો બહુ ખર્ચ કરી તથા બહુ મુશ્કેલીઓ ભોગવીને પણ જ્ઞાન મેળવવા માટે ઘણા લોકો પરદેશ જાય છે, અને જ્ઞાનનાં મૂળતત્વો સમજી લેવા સારૂ તથા જ્ઞાનના સિદ્ધાંતો મગજમાં ઠસાવવા સારૂ એ પ્રમાણે કરવું બહુ જરૂરનું છે. તેથી અસલના વખતમાં ઘણા બાળકો ઋષિયોના આશ્રમમાં જંગલમાં રહેતા રહેતા હતા, તથા કેટલાક વિદ્યાર્થીઓ કાશી વગેરે ઠેકાણે

જુદા જુદા પંડિતોને ઘેર રહીને વિદ્યાભ્યાસ કરતા હતા. અને હાલમા યુરોપ, અમેરિકા, જાપાન વગેરે ઠેકાણે હુન્નરકળાનાં શિક્ષણો આપનારી મોટી મોટી કોલેજો છે, તેથી ઘણા વિદ્યાર્થીઓ ત્યાં જાય છે. એ બહુ સારી વાત છે પણ એ શિવાય વિદ્યાર્થીઓને પોતાના ઘરમાથી પણ ઘણું શિખવાનું હોય છે. અને સ્કૂલમા કે કોલેજમા નીતિના કે ધર્મના જે જે નિયમો, સિદ્ધાંતો કે સૂત્રો શીખેલા હોય તે બધાનો અનુભવ લેવાની તક ઘરમાં મળે છે. જેમકે, નીતિના શિક્ષણ વખતે સ્કૂલમાં એમ શીખ્યા હોય કે ધીરજ રાખવી, ખમી ખાવું, અફસોસ ન કરવો, કજીઓ ન કરવો, ઉદારતા રાખવી, અને શાન્તિ રાખવી. એ બધું ચોપડીઓ વાચીને નિશાળમા શીખેલા હોય છે, પણ તે બધાને અમલમા મૂકવાનો વખત તો ઘરમા જ હોય છે. જેમ કે—

બાળકો તોફાન કરતા હોય ને તેઓના તે તોફાન આપણને ન ગમતા હોય છતા પણ તેઓની ઉપર પ્રેમ રાખવો જોઇએ. આપણા નોકરો ઘણી વખત કોઇ કોઇ જાતની ભૂલ કરતા હોય અને તેથી કાઇ નુકશાન થતું હોય છતા પણ તેઓની ઉપર દયા રાખવી જોઇએ, આપણા વડિલો બહુ લોભી સ્વભાવના હોય અગર બહુ ક્રોધી સ્વભાવના હોય, છતાં પણ તેઓને બહુ માન આપવુ જોઇએ, પોતાની બાયડી બહુ ખરાબ સ્વભાવની હોય ને વાત વાતમા લડી પડતી હોય, તથા કાઇ ઉંચી વાતો ન સમજતી હોય, છતા પણ તેને પ્રેમ ભાવથી નિભાવી લેવી જોઇએ. અને તેનો સ્વભાવ સુધરે એવા ઉપાય કરવા જોઇએ. જુવાન દીકરો ભણતો ન હોય અગર ઉઠાઉ હોય તેને સુધારવા માટે તથા તેની સાથે સલાહ-સંપ રાખવા માટે પોતાના મનને મારવું જોઇએ. પોતાનો ભાઇ પોતાનાથી વિરૂદ્ધ સ્વભાવનો હોય અને તેની વહુ પણ લડ્યા કરતી હોય તથા ઘેરે ઘેર જઇને બદનામી કર્યા કરતી હોય, છતાં પણ તેને માફ કરવું જોઇએ, અને તેઓની સાથે સલુકાઈ રાખવી જોઇએ. કુટુંબમા જ્યારે જ્યારે કોઇ સગાંને મંદવાડ આવી પડે ત્યારે બહુ કાળજીથી તેની સારવાર કરવી જોઇએ.

આપણી બ્હેનો કે દીકરીને તેઓનાં સાસરાં તરફથી કોઇ જાતનું દુઃખ હોય તે વખતે તેને આપણાથી બની શકતી મદદ કરવી જોઇએ. અને ઘરડી ફૂઇબા, જાજરમાન માશી, ભોળી દાદી, તથા એવા જ બીજા કુટુંબના વૃદ્ધ માણસો કે જેઓના રીતરિવાજમા અને સ્વભાવમા આપણા કરતા જમીન–આસમાનનો ફરક હોય, અને આપણી દરેક રીતભાત તથા દરેક વિચારો જેને ઉંધા જ લાગ્યા કરતા હોય, તેથી જેઓ આપણી ઉપર હમેશાં ચીડાયલા રહેતા હોય, તેઓના સ્વભાવને પણ નિભાવી લેવા, અને તેઓની સાથે પણ હેતપ્રીતિથી વર્તવું, એ કાંઇ નાની વાત નથી. આ બધુ જ્ઞાન ઘરમાથી મેળવી શકાય છે.

આ શિવાય ઘરસંસારમા કોઇ વખત ઓચિંતી કોઇ જાતની અડચણ આવી પડે છે. જેમ કે કોઇ વખત જેની ઉપર ઘરનો મુખ્ય આધાર હોય તે માણસ પોતે જ મરી જાય છે, કોઇ વખત નાણું જતું રહે છે, કોઇ વખત ભાઇઓ ભાઇઓ લડી પડે તેથી કોર્ટે ચઢવુ પડે છે, કોઇ વખત વર વેશવાળમા વાંધા ઉઠે છે, કોઇ વખત નાતજાતમા વાંધા પડે છે, કોઇ વખત જુના ઉપયોગી નોકર નાશી જાય છે, કોઇ વખત કોઇ નાની વાત બહુ મોટુ રૂપ પકડી લેય છે, અને કોઇ વખત બીજી કોઇ અણધારી આફત આવી પડે છે, આવે વખતે શાન્તિ રાખવી, આવે વખતે ક્ષમા રાખવી, આવે વખતે ધીરજ રાખવી, આવે વખતે મોટુ મન રાખવુ, અને આવે વખતે દીલગીર થઇ અંદરથી ગભરાઇ જવું નહિ, પણ એ બધા પ્રસંગોને સાવધાનતાથી પહોચી વળવું, ત્યારે જ ખરી ખુબી કહેવાય છે. અને એ બધુ પ્રેક્ટિકલ જ્ઞાન ઘરસંસારમાંથી મેળવી શકાય છે. કારણ કે સ્કૂલોનું અને કોલેજોનું જ્ઞાન પ્રથમ ઘરમાજ અનુભવમા આવી શકે છે, માટે ઘર છે તે સૌથી મોટી પાઠશાળા છે, એમ સમજી ઘરમાથી જ્ઞાન મેળવશો અને નિશાળમાં મેળવેલા જ્ઞાનનો ઘરમાં લાભ આપશો ત્યારે જ ખરેખરા આગળ વધી શકશો.

માટે ભાઇઓ! એકલી ચોપડીઓના જ જ્ઞાનમાં ન રહી

જાઓ, પણ તમારા ઘરસંસારમાંથી જ્ઞાન મળે તેમ કરો, અને તમે સ્કૂલમા મેળવેલા જ્ઞાનનો તમારા કુટુંબને લાભ મળે તેમ કરો.

---

## ૧૫૮–ઘણા માણસો બહારના લોકોની સાથે ભગત હોય છે, પણ પોતાના ઘરના માણસોની સાથે ભગત રહી શકતા નથી તે વિષે

એક સત કહેતા કે, દીવાદાડીનો પ્રકાશ બહુ દૂર સુધી પહોચે છે, પણ તેની નીચે અંધારૂં હોય છે. તેમજ આજના વખતમા ઘણા માણસો એવા હોય છે કે, જેઓની કીર્તિ ઘણા લોકોમા તથા ઘણા ગામોમાં ફેલાએલી હોય છે, એટલું જ નહિ પણ અદરખાનેથી તપાસ કરીએ તો ઘણી બાબતોમાં તેઓ બહુ સારા માણસ પણ જણાય છે, કારણ કે એવા સારા માણસોમા કોઇમાં જ્ઞાન વધારે હોય છે, કોઇમા પરમાર્થ વધારે હોય છે, કોઇમા સેવા કરવાનું બળ વધારે હોય છે, કોઇમા ભાષણ આપવાની શકિત વધારે હોય છે, કોઇમાં સામા માણસને રાજી કરવાની શકિત વધારે હોય છે, કોઇમાં વિવેક વધારે હોય છે, કોઇમા ઉદારતા વધારે હોય છે, કોઇમાં કોઇ કોઇ બાબતનો અભ્યાસ વધારે હોય છે, કોઇમાં કોઇ કોઇ જાતના ગુણો વધારે હોય છે, કોઇમાં ભાઇબંધી વધારે હોય છે, કોઇમા ખાનદાની વધારે હોય છે, કોઇમા અમીરાઇ વધારે હોય છે, અને કોઇમાં બીજા કેટલીક જાતના સદ્ગુણો હોય છે. તેથી તેઓ બહુ પ્રસિદ્ધિમાં આવી ગએલા હોય છે, અને ઘણા લોકોને રાજી રાખી શકે તેવા હોય છે, એટલું જ નહિ પણ બહારના પોતાના સંબંધમાં આવતા માણસોને રાજી રાખવાની ખાસ કોશિશ કર્યા કરે છે, પણ તેઓના ઘરમાં જોયું હોય તો પોલાણુ જણાય છે, ત્યાં તેઓ જેવી જોઇએ તેવી ભલાઇ રાખી શકતા નથી, કારણ કે અમે જોયું છે કે, બહારથી જે માણસો બહુ જ સારા ગણાતા હોય અને બહારના ઘણા લોકોની સાથે બહુ જ સારી રીતે વર્તતા હોય, તેવા લોકે

પણ પોતાના નજીકના સંબંધીઓ સાથે બહુ સારી રીતે વર્તી શકતા નથી. જેમ કે, એવા સારા માણસોમાંથી પણ કોઇને પોતાની બાઇડી સાથે તકરાર હોય છે, કોઇને પોતાના ભાઇ સાથે કજીઓ હોય છે, કોઇને પોતાના બાપ સાથે બનતું નથી, કોઇને પોતાના દીકરા સાથે બનતું નથી, કોઇને પોતાના પાડોશીઓ સાથે પાધરૂં ચાલતું નથી, કોઇને પોતાનાં સાસરાં ઝેર જેવા લાગે છે, કોઇને પોતાની બહેન સાથે બનતું નથી, કોઇને પોતાના દાદા સાથે કે દાદી સાથે બનતું નથી, કોઇને નાતના શેઠીઆ સાથે બનતું નથી, કોઇને કાકા, મામા સાથે બનતું નથી, અને કોઇને પોતાના ગુરૂ સાથે બનતું નથી, આમ હોવાથી એવા માણસો બીજી બધી બાબતોમા ઘણા કુશળ હોય છે, અને બહારના ઘણા માણસોની સાથે તેઓ બહુ વિવેકથી ને બહુ અદબથી વર્તે છે, પણ પોતાના સગા વહાલાઓની સાથે તેઓ સારી રીતે વર્તી શકતા નથી. પણ આવી રીતે વર્તવુ તે દીવાદાડીનો પ્રકાશ દૂર સુધી જાય પણ તેની નીચે અંધારૂ રહે તેના જેવું છે, તેમ છતા હાલના વખતમા ઘણાએ સારા સારા માણસો પણ આ જાતની ભૂલમાં પડેલા હોય છે, માટે બંધુઓ! જો ખરા હરિજન થવું હોય તો આ જાતની ભૂલમા પડ્યા રહેશો મા, અને તમારા ઘરમાં જ અંધારૂ રહી જાય એમ કરશો મા, પણ તમારા સંબંધમાં આવતા બહારના લોકોને જેમ રાજી રાખવાની કોશિશ કરો છો તેમજ તમારા મા, બાપ, બાયડી, છોકરા, ભાઇ, બ્હેન, કાકા, મામા, ભાણેજ, ભત્રિજા, તથા પડોશીઓ વગેરે સૌને રાજી રાખવાની તથા સૌ સાથે પ્રેમભાવથી વર્તવાની કોશિશ કરજો, એજ અમારી ભલામણ છે, કારણ કે પોતાના ઘરમા જ કજીઓ હોય ત્યા સુધી ભકિત બરાબર શોભતી નથી, માટે સાચા ભગત થવા સારૂ સૌ સાથે પ્રેમભાવથી વર્તી શકાય તેમ કરજો, અને તેમાં પણ જેનો આપણી ઉપર વધારે હક હોય તેની સાથે વધારે પ્રેમભાવથી વર્તાય તેમ કરવાની કોશિશ કરજો. જો એ પ્રમાણે કોશિશ કર્યા કરશો, અને સૌ સાથે હેતપ્રીતથી જ વર્તવું છે એવી ભાવના રાખ્યા કરશો તો

હમણાં તમોને જેની સાથે બનતું નથી, અને મતભેદ ચાલ્યા કરે છે તેની સાથે પણ થોડા વખતમાં બની જશે માટે પ્રેમ-પૂર્વક પ્રભુની પ્રાર્થના કરો કે, હે પ્રભુ! બહારના લોકો માટે અમારા મનમાં આટલી બધી લાગણી રહે છે અને ઘરનાં માણસો સાથે વિરોધ ચાલ્યા કરે છે તેમાથી બચાવવાની કૃપા કરો, અને એ વિરોધ મટાડવાની સદ્બુદ્ધિ આપો. આવી પ્રાર્થના કર્યા કરશો ને એવી ભાવના રાખ્યા કરશો તથા જગ ઢીલી દોરી મૂકીને કામ લેશો તો કુટુંબમા ચાલતા મતભેદો બહુ થોડા વખતની અંદર દૂર થઇ જશે. અને એ પછી તમારી ભક્તિ વધતી જશે અને સાચા રૂપમાં આવતી જશે, માટે જેમ બહારના લોકો સાથે ભલાઇ રાખો છો તેમ ઘરનાં માણસો સાથે પણ ભલાઈ રાખી શકો તેમ કરો, કારણ કે એ પણ કલ્યાણનો માર્ગ છે.

---

## ૧૫૯-પરમાર્થનાં કામો કરતી વખત તમારાં નજીકનાં સગાંઓને ન ભૂલી જવાય એ સંભાળજો.

ઘણા માણસો બહુ પરમાર્થી હોય છે, પણ એ પરમાર્થ ઘણી જાતના જુદા જુદા કારણોને લીધે થાય છે. જેમકે, કેટલાક લોકો માન મેળવવા સારૂ પરમાર્થ કરે છે, કેટલાક લોકો ખીતાબ મેળવવા સારૂ પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાની માનતાઓ પુરી કરવા સારૂ પરમાર્થના કામો કરે છે. કેટલાક લોકોને મોટો તડાકો પડી ગયો હોય તેને લીધે કંઇક પરમાર્થના કામો કરે છે. કેટલાક લોકો પોતાના બાપ દાદાની આબરૂ તથા ખાનદાની જાળવવા માટે પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાના વડીલોના વીલને આધારે પરમાર્થ કરે છે, કેટલાક લોકો પોતાનાં વાહાલા સગાની યાદગીરી રાખવા માટે પરમાર્થનાં કામો કરે છે, કેટલાક લોકો પોતાની સામેના બીજા સમોવડીઆઓને હલકા પાડવા સારૂ અગર તેઓની પાસેથી પણ કાંઇ કરાવવા સારૂ પરમાર્થના કામો કરે છે, અને કેટલાક લોકો શરમાશરમે તથા કોઈના દબાણના લીધે કાંઇ

કાંઇ પરમાર્થનાં કામો કર્યા કરે છે, અને એ બધાં કામોમાં આજના જમાનાની અસર હોય છે. તેથી કોઇ હોસ્પીટલ બંધાવે છે, કોઇ સ્કૂલો ખોલે છે, કોઇ મદિરો બનાવે છે, કોઇ ધરમ શાળા બધાવે છે, કોઇ કૂવા, તળાવ, ખોદાવે છે, કોઇ સ્કોલરશીપો આપે છે, કોઇ બડેખાઓનાં બાવલાંઓ ઉભાં કરવાના ફડમાં પૈસા ભરે છે, કોઇ અનાથાશ્રમમાં મદદ કરે છે! અને કોઇ જાત્રામાં તથા બ્રાહ્મણો જમાડવામાં પૈસા ખર્ચે છે. આ બધી બાબતો ઠીક છે અને કરવા જેવી છે, એમા કાંઇ ક નથી કારણ કે હાલના વખતમા પરમાર્થની ખાસ જરૂર છે, અને બીજા બધા ધર્મો કરતા એ ધર્મ પાળી શકાય તેવો છે, તથા એ સૌથી વધારે અગત્યનો છે, છતા પણ તેમા ઘણી વખત ઘણા લોકો એક જાતની ભૂલ કરે છે, તેવી ભૂલ ન થવી જોઇએ તે માટે અમારી આ સૂચના છે. એ ભૂલ એ છે કે,

દરેક માણસોએ બહુ ચોખ્ખી રીતે આ વાત સમજી લેવી જોઇએ કે, આપણા કુંટુંબનો આપણી ઉપર સૌથી પહેલો હક છે, અને એ પછી બીજો હક આપણાં નજીકનાં સગાઓનો છે, એ પછી ત્રીજો હક આપણા મિત્રોનો છે, એ પછી ચોથો હક આપણા દૂરના સગાએનો છે, એ પછી આપણા પાડોશીઓનો આપણી ઉપર હક છે, એ પછી આપણી નાતવાળાઓનો આપણી ઉપર હક છે, એ પછી આપણા ગામવાળાઓનો આપણી ઉપર હક છે, એ પછી અનાથોનો આપણી ઉપર હક છે, એ પછી આપણા દેશનો આપણી ઉપર હક છે, અને એ પછી આ દુનિયાનો આપણી ઉપર હક છે, એ બધા હકો કમવાર ચૂકવવા જોઇએ. એટલે કે જેનો વધારે હક હોય, તેને વધારે આપવું જોઇએ. જેનો પહેલો હક હોય તેને પ્રથમ આપવુ જોઇએ. અને જેનો નહિ તુટી શકે તેવો સબધ હોય તેને તેની યોગ્યતા પ્રમાણે અને આપણી શકિત પ્રમાણે મદદ કરવી જોઇએ, એવો શાસ્ત્રનો હુકમ છે, અને એવી મહાત્માઓની ઇચ્છા છે. પણ તેને બદલે હાલમા ઘણે ઠેકાણે જોઇએ છીએ કેઃ—

ભાઇનું સદાવ્રત ચાલતું હોય અને બ્હેન કંગાલ દશામાં

હોય છે. ભાઈનું સદાવ્રત ચાલતું હોય અને બ્હેનનાં છોકરા ટળ-વળતાં હોય છે, બાપ બહુ મોટી રકમ વિલાયતની હોસ્પીટલમાં મોકલી આપે છે, પણ પોતાના દીકરાઓની કેળવણી પાછળ પૈસા ખર્ચવાની બાબતમા પોલંપોલ ચલાવે છે, ઘણે ઠેકાણે અમે જોયું છે કે, ઘરમાં ઠાકોરસેવા હોય છે, તેથી મંદિરો પાછળ ને મુખ્યાઓ પાછળ મોટા ખર્ચો થાય છે, પણ તેઓ પોતાની બાયડીને કે પોતાના દીકરાની વહુને જરૂર જેટલું પણ આપતા નથી. એ બિચારાઓ ઠેકાણે ઠેકાણે જઇને રોયાં કરે છે, અને નિસાસા નાખ્યા કરે છે, ઘણા માણસોની સ્કોલરશીપો મદ્રાસના અને બંગાળાના વિદ્યાર્થીઓને પણ મળે છે, પણ તેઓના ધનનો લાભ તેમના જમાઇઓને કે દીકરીના દીકરા-ઓને પણ મળતો નથી. ઘણા માણસોની ધર્મશાળામાં જુદા જુદા દેશના સેકડો મુસાફરો ઉતરે છે, પણ તેઓના બંગ-લામા તેમની બ્હેન, તેમની બુઢ્ઢી કાકી, કે તેમની જુના વિચા-રની માશીને જવાની રજા મળતી નથી, ઘણા માણસો પોતાની દોલત ધર્માદામા આપી દેય છે, એટલે કે જે મંદિરોના માલીકો પાસે પુષ્કળ પૈસા હોય તથા ચલુની બહુ જબરી આવક હોય તેવે ઠેકાણે પોતાના માળાઓ અને પોતાના દાગીનાઓ આપી-દેય છે, પણ પોતાના નજીકના તથા દૂરના સગાઓ દુઃખી થતા હોય, દળણા દળતા હોય, નોકરી વગરના રખડતા હોય, ધંધામા ખોટ ગએલી હોય, અને મનમા મુંઝાઈ રહેલા હોય તેઓને બીલકુલ મદદ કરતા નથી. ઘણા શેઠીઆઓ ઘણી જાતના ફંડોમા પોતાના નામને ખાતર પૈસાની મોટી મોટી રકમો વારવાર ભરી આવે છે, અને ઘણા લોકો તેને શરમાવીને દબાવીને, તથા લાગવગ વાપરીને પૈસા કઢાવી જાય છે, પણ જે માણસો તેઓની ચાલીમા રહેતા હોય, તેઓના જુનાં ભાડુતો હોય ને બહુ મુશ્કેલીથી ગુજારો કરતાં હોય, જે બ્રાહ્મણો પોતાને ઘેર દરરોજ ધક્કા ખાતા હોય; આશીર્વાદ દેતા હોય, અને બુઢ્ઢા થઇ ગએલા હોય, તેઓના છોકરાઓને કેળવવા માટે કે પોતાના પડોશીઓને મદદ કરવાના કામમાં જરા પણ મદદ કરતા નથી. આવી રીતે ઘણા માણસો પરમાર્થ કરે છે, પણ

તેઓનો પરમાર્થ બહારનો બહાર ચાલ્યો જાય છે, જે ખરા હકદાર છે, તેઓને તેમના પરમાર્થનો જરા પણ લાભ મળતો નથી. એ અફસોસની વાત છે. પણ યાદ રાખજો કે, આમ કરવું એ ઘણી જ મોટી ભૂલ છે. અને "ગાયો ભૂખી રહી જાય ને ગધેડાં ચરી જાય," એ કામની કાંઇ ઈશ્વરની હજુરમાં બહુ મોટી કિંમત નથી. માટે ભાઇઓ અને બ્હેનો! તમારાં પરમાર્થના કામોનો લાભ તમારાપર જેનો વિશેષ હક હોય તેને પ્રથમ મળે તેમ કરજો. માનની તૃષ્ણામા ને મોટાઇના અભિમાનમા દૂર દૂર દ્રષ્ટિ નાખ્યા કરો અને નજીકના સગાંઓ અંધારામા ન રહી જાય એ સંભાળજો. કારણ કે પરમાર્થ કરતી વખતે આવું ધ્યાન રાખવું એ ડહાપણની વાત છે, આવું ધ્યાન રાખવું એ ખુબીની વાત છે, આવુ ધ્યાન રાખવું એ ફરજ છે, અને આવું ધ્યાન રાખવાથી પ્રભુ રાજી થાય છે. અને પરમાર્થ ઉગીસરે છે. માટે ઘરની ગાયો ભૂખે મર્યા કરે અને બહારની ગાયોને ઘાસચારો મળતો રહે એમ ન થાય તે સભાળજો.

---

## ૧૬૦-દરેક ધર્મવાળાએ તથા સંપ્રદાયવાળાએ આ વાત જાણી લેવી જોઇએ કે દુનિયાના કોઇ પણ ધર્મમાં કે કોઇ પણ સંપ્રદાયમાં અમારા જ પ્રભુની પૂજા થાય છે.

સેંકડો વરસો થયા માણસોના મનમા ધર્મ સંબંધી બહુ સાકડા વિચારો દાખલ થઇ ગયા છે, તેથી બધા ધર્મના લોકો એમ સમજ્યા કરે છે કે, "અમારો જ ધર્મ સાચો છે અને બીજા બધા ધર્મ જૂઠા છે, અમારી જ ક્રિયાઓ સાચી છે અને બીજી બધી ક્રિયાઓ ખોટી છે, અમારા જ ગુરૂઓ પવિત્ર છે અને બીજા સૌ ધર્મના ગુરૂઓ પાખંડી છે. અને અમારાં જ શાસ્ત્ર ઈશ્વર તરફથી આવેલાં છે. બાકી બીજાઓનાં શાસ્ત્રો બનાવટી છે. આ પ્રમાણે લાખો ને કરોડો માણસો માન્યા કરે છે, તેથી જુદા જુદા સંપ્રદાય વચ્ચે ધર્મના ઝઘડાઓ થયા

કરે છે. પણ મહાત્માઓ કહે છે કે, આપણો જ પ્રભુ હરેક ધર્મની અંદર જુદી જુદી રીતે ને જુદા જુદા નામથી પૂજાઈ રહ્યો છે. માટે આપણે આપણો ધર્મ ન છોડવો જોઇએ. અને બીજા કોઇના ધર્મની નિંદા ન કરવી જોઇએ. કારણ કે,–

મુંબઇ જવા માટે એક વહાણ મલબારથી નીકળ્યું, એક વહાણ કાઠીઆવાડથી નીકળ્યું, એક વહાણ સુરતથી નીકળ્યુ, એક વહાણ બંગાળાથી નીકળ્યું, અને એક વહાણ વિલાયતથી નીકળ્યું, એ બધાને મુંબઇ જવું છે, તે બધાં રસ્તામા એકબીજાને મળ્યાવિના પણ મુંબઇને કિનારે ભેળા થઇ શકે છે. તેમ જ આ સંસારરૂપી સમુદ્રમાં જુદા જુદા ધર્મરૂપી ઘણા વહાણો ચાલી રહ્યાં છે, એ બધાં વહાણોને અંતે પરમાત્મા પાસે પહોંચવાનું છે. માટે રસ્તામાં એકબીજાને મળ્યાવિના મોક્ષ-ધામને કિનારે એ સૌ વહાણો ભેળાં થઈ જાય એમા કાંઇ નવાઇ જેવું નથી. તેમજ યાદ રાખજો કે, જગતમાં જેટલા ધર્મો છે, જેટલા સંપ્રદાય છે, જેટલા મત છે, અને જેટલા પંથ છે, તે સૌ ઈશ્વરની નજીક લઇ જનારા વહાણો જેવા છે, તેમાં જે જે રીતો બતાવેલી છે તથા જે જે ક્રિયાઓ કહેલી છે તે બધું કદાચ હાલમા આપણને ન ગમે એ જુદી વાત છે, પણ એ બધું તેઓના ગુરૂઓએ એ વખતના દેશ કાળ પ્રમાણે કહેલું હોય છે, અને પોતાના પંથવાળા લોકોને આગળ વધારવા માટે જ કહેલું હોય છે, પણ આપણે ટુંકી દ્રષ્ટિએ જોઇએ છીએ, એટલે બીજાઓના ધર્મની ઘણી જાતની ક્રિયાઓના ભેદ આપણને સમજાતા નથી, તેથી આપણે તેઓને ખરાબ માની લઇએ છીએ, પણ ખરી રીતે જોતાં તેઓ એટલા બધા ખરાબ હોતા નથી, તેમજ ખરાબીને ખાતર કોઇ પણ ધર્મ ચાલેલો નથી, પણ કલ્યાણને ખાતર જ બધા ધર્મો થએલા છે, પ્રભુપ્રેમ જગાડવાને માટે જ બધા ધર્મો થએલા છે, આપણાં આચરણો સુધારવાને માટે જ બધા ધર્મો થએલા છે, પ્રભુનો રસ્તો બતાવવા માટે જ બધા ધર્મો થએલા છે. મનને અંકુશમાં રાખતાં શીખવવા સારૂ જ બધા ધર્મો થએલા

છે, અને જગતમાં ભાઇબંધી વધે તથા સર્વશકિતમાન મહાન પરમાત્માનો જયજયકાર થઇ રહે તે સારૂ જ બધા ધર્મો થએલા છે, પણ આપણા મનમાં જે ધર્મના સંસ્કારો પડી ગયા હોય, જે ક્રિયાઓ કરવી આપણને ગમી ગઈ હોય, અને જેમાં આપણને ફાયદો દેખાતો હોય તે ધર્મને આપણે વખાણીએ છીએ, અને એવી રીતે આપણને ગમી ગએલા ધર્મને આપણે વખાણીએ તેમાં કાંઇ ખોટું નથી, પણ બીજા જે ધર્મોની ખુબીઓ આપણે તપાસી નથી, બીજા જે ધર્મની ક્રિયાઓના ફાયદાઓ આપણે જોવા જોઇએ તેવી રીતે જોયા નથી, બીજા જે ધર્મોના શાસ્ત્રોનો આપણે અભ્યાસ કર્યો નથી, બીજા જે ધર્મોના ગુરૂઓની સોબતમા આપણે રહ્યા નથી, અને બીજા જે ધર્મો જે વખતે તથા જે દેશમા થયા તે વખતનો તથા તે દેશનો ખરો ઇતિહાસ આપણે જાણતા નથી, અને તેમ છતા "આપણા ધર્મ સિવાયના બીજા બધા ધર્મ જૂઠા છે" એમ કહેવાની આપણે મૂર્ખાઇ કરીએ છીએ, એ શુ દિલગીરીની વાત નથી? માટે ભાઇઓ! એવી ભૂલમા પડી રહેશો મા! પણ પોતાના ધર્મને સારો સમજી બીજા સૌ ધર્મ તરફ ઉદારતાથી વર્ત્તતા શીખજો. અને જગતના સૌ ધર્મો આપણા સર્વશકિતમાન એક જ ઇશ્વરને જુદી જુદી રીતે ભજવા માટે જ થએલા છે, એમ સમજી કોઇ પણ ધર્મની નિંદા કરશો મા. કોઇ પણ ધર્મની નિંદા કરશો મા, અને તમારો ધર્મ તમે મૂકશો મા.

---

## ૧૬૧—યાદ રાખજો કે, અંતઃકરણ ચોખ્ખું કર્યાવિના બહારના દેખાવોથી કાંઇ આરો આવવાનો નથી.

કોઇ દુબળા માણસને એવી ઇચ્છા હોય કે, હું જાડો થાઉં તો ઠીક; તેથી જાડું થવા માટે તે માણસ દરરોજ પોતાના શરીર ઉપર ખૂબ દૂધ, ઘી, અને મલાઇ ચોપડ્યા કરે તો તેથી કાંઈ તે માણસ જાડો થાય નહિ, પણ જો એ બધી વસ્તુઓ પેટમાં ખાધા કરે તો તે બળવાન થાય. તેમજ જે ભોળા

ભગતો બહારના ઠાઠમાઠમા જ રહી જાય છે અને તેમ છતાં પોતાને ભગત માની બેસે છે. તેઓ પણ એવી જ મોટી ભુલ કરે છે. કારણ કે મોટી મોટી માળા પહેરવી, લાબાં લાબા તિલકો કરવાં, અને એવા જ બીજા બહારના ચિહ્નો ધારણ કરીને રાજી થવું એ કાંઇ ખરા ભગતોનું લક્ષણ નથી, એ તો માત્ર ભકિતનું બહારનું ચિહ્ન છે, પણ ભકિતનું ખરૂં લક્ષણ તો અદરની પાત્રતા છે, ભકિતનું ખરૂં લક્ષણ તો નિર્મોહિપણુ છે, ભકિતનું ખરૂ લક્ષણ તો અંતઃકરણની શાન્તિ છે, ભકિતનું ખરૂ લક્ષણ તો પોતાના બંધુઓની પ્રભુ-પ્રિત્યર્થે સેવા કરવી એ છે, અને ભકિતનુ ખરૂ લક્ષણ તો ભગવાનનો પ્રેમ પોતાના હૃદયમા લાવવો તે છે. પણ આવા આવા લક્ષણો અતરમા આવ્યાવિના જે માણસો ઠાલા ઠાલાં બહારના ચિહ્નો ધારણ કરીને ફરે છે તેઓ બહુ જ ઠગાય છે. કરણ કે એવા માણસો માટે સતો કહે છે કે, તેઓ પાણી ભરવાના ચંબુ જેવા છે, એ ચબુને બહારથી ઘસીને બહુ સારી રીતે સાફ કરી શકાય છે, તેથી તે ઉપરથી બહુ ચકચકિત દેખાયા કરે છે પણ તેનું મોઢુ બહુ જ સાંકડુ હોય છે, તેથી અદરથી કદિ પણ બરોબર રીતે માજી શકાતો નથી. તેમ જ જે ઢોગી માણસો હોય છે તેઓ બહારથી બહુ સફાઇ રાખે છે, અને ભક્તિના ચિહ્નો ધારણ કરે છે, પણ અતર-માથી તો તેઓ મલિન જ હોય છે. અતર સાફ કરતાં તો તેઓને આવડતું જ નથી, અને તે સાફ કરવાનું તેઓને સૂઝતું પણ નથી. માટે ચબુની બહારની સફાઇથી જેમ રાજી થઈ જવું ન જોઇએ તેમ જ આવા ઢોગી માણસોની બહારની માળા, તિલક, કઠી તથા કપડાના રગના વેશથી ન ઠગાવું જોઇએ. પણ જે ભકતો પોતાના અતઃકરણને શુદ્ધ કરવા ઉપર ખાસ ધ્યાન આપતા હોય તેઓની ઉપર જ સાચો પ્રેમ રાખવો જોઇએ, અને તેઓને જ સાચા ભકત સમજવા જોઇએ; પણ જેઓ બહારથી શરીર ઉપર મલાઇ ચોપડનારા જેવા હોય તથા બહારથી ચંબુની પેઠે સફાઇ રાખનારા હોય પણ અતરમાંથી સડેલા હોય તેઓથી જેમ બને તેમ ચેતતા રહેવું

જોઇએ. એટલું જ નહિ પણ એવી જાતની પોલ આપણી પોતાની અંદર ન રહી જાય તેની ખાસ સંભાળ રાખવી જોઈએ. કારણ કે યાદ રાખજો કે, બહારની સફાઇથી કાંઈ વળવાનું નથી, પણ જ્યારે અંતરમાથી પવિત્ર થઇ શકીએ ત્યારે જ સાચી ભક્તિ થઈ શકે તેમ છે, અને ત્યારે જ પ્રભુ રાજી થઇ શકે તેમ છે, માટે ભાઇઓ અને બહેનો! જેમ બને તેમ ચોખ્ખા થવાની તજવીજ કરો, જેમ બને તેમ ચોખ્ખાં થવાની તજવીજ કરો.

## ઢોંગી ભગત.

જપ માલા છાપા તિલક, સરે ન એકઉ કામ;
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ.
આસન મારે ક્યા હુવા, મરી ન મનકી આશ;
તેલી કેરા બેલ જયો, ફીરહી કોસ પચાસ.
સાધુ ભયા તો ક્યા ભયા, માલા પહેરી ચાર,
બાહિર ભેખ બનાઇકે, ભીતર ભર્યા અંગાર.
ડાઢી મુચ્છ મુડાયકર, હુવા ઘોટમ ઘોટ,
મનકો ક્યું નહિ મુડીએ, જામે ભરી હય ખોટ.
પદ ગાયે મન હરખીયા, સાખી કહે આનંદ,
સત્ય નામ નહિ જાનીઆ, ગલેમે પડગયા ફંદ.
મનકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મનકા છોડકર, મનકા મનકા ફેર.
મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;
તાતે તો કૌઆ ભલા, તન મન એકહિ રંગ.

---

## ૧૬૨–અંતરના ખરા પ્રેમમાંથી બહારની ભક્તિ ઉત્પન્ન થાય છે તે વિષે–ભાગ પહેલો.

**આપણા અંતરમાં જો ખરેખરો પ્રભુપ્રેમ હોય તો તે કોઇને કોઇ રસ્તે પણ બહાર આવ્યાવિના રહેતો નથી.**

આ જગતમાં એવો નિયમ છે કે, જે વસ્તુની અંદર

જે મુખ્ય ગુણ હોય તે ગુણ પોતે પોતાની મેળે જ બહાર પડે છે અને દેખાઇ આવે છે, જેમ કે સૂરજમાં તેજ છે માટે તેમાંથી તેજ બહાર પડે છે, ચંદ્રમા શાન્તિ છે માટે તેમાંથી ઠંડક બહાર પડે છે, કસ્તુરીમા સુગંધ છે માટે તેમાથી સુગંધ બહાર પડે છે, હીરામાં ઝળકાટ છે માટે તેમાંથી ઝળકાટ બહાર પડે છે, ફૂલમાં સૌદર્ય છે માટે તેમાથી સૌદર્ય બહાર પડે છે, અને અગ્નિમા ગરમી છે માટે તેમાથી ગરમી બહાર પડે છે. આવી રીતે જે વસ્તુઓમા જે મુખ્ય ગુણ હોય તે ગુણ પોતાની મેળે જ પોતાના સ્વભાવથી જ બહાર પડે છે. એ ગુણો છૂપા રહી શકતા નથી. તેમજ જે હરિજનોમાં અંદરની ભકિત હોય તે હરિજનોની અંદરની ભકિતમાથી બહારની ભકિત જન્મ પામે છે. કારણ કે ઇશ્વરના કૃપાપાત્ર હરિજનોમાં જે પ્રભુનો પ્રેમ હોય અને પોતાના ગજા પ્રમાણે કાંઇક ભલા કામો કરવાની જે શુભ ઇચ્છા હોય તે શુભેચ્છા તથા તે પ્રેમ કોઇને કોઇ રૂપમા પણ જણાઇ આવે છે, અને તે કાઇ કોઇ એક દેશમા, કોઇ એક કાળમા તથા કોઇ એક ધર્મમાં જ નહિ, પણ દુનિયાના બધા દેશોમા, બધા કાળમા અને બધા ધર્મોમા એ પ્રમાણે બનતું આવ્યું છે, અને બન્યા જ કરશે.

## બહારની ક્રિયાવિના અંતરનો ખરો પ્રેમ ટકી શકતો નથી.

કારણ કે જેમ તેલવિના દીવો હોલવાઇ જાય છે, જેમ ચાવી આપ્યા વિના ઘડીઆળ બંધ પડી જાય છે, જેમ ગરમી આપ્યાવિના ઈજીન ચાલી શકતું નથી, અને જેમ ખોરાકવિના શરીર નભી શકતું નથી; તેમ બહારની ક્રિયાવિના અંતરની ભકિત ટકી શકતી નથી. માટે અંદરની ભકિતને ટકાવી રાખવા સારૂ તથા તેને મજબૂત કરવા સારૂ બહારની ક્રિયાની જરૂર છે, અને તે સારૂ જ જુદા જુદા હરિજનો બહારની જુદી જુદી રીતે પોતાના અંતરની ભકિત બતાવે છે. જેમ કે,

## અંદરનો પ્રેમ બતાવવા સારૂ બહારની ક્રિયાઓની જુદી જુદી રીતો.

કોઇક ધર્મવાળાઓ બહુ મોટા સુંદર ને ખૂબ ઠાઠમાઠવાળા મંદિરો બનાવીને પોતાની અંદરની ભક્તિ બતાવે છે.

કોઇક ધર્મવાળાઓ પોતાના ધર્મ પુસ્તકની અતિશય મર્યાદા જાળવે છે, અને તેની બહુ જ અદબ રાખીને પોતાની અંદરની ભક્તિ બતાવે છે.

કોઇક ધર્મવાળાઓ પોતાના દેવની સુંદર મૂર્ત્તિઓ બનાવવામાં અને તેને માટે મોટા વૈભવો રાખવામાં અતિશય ખર્ચ કરે છે, અને એ રસ્તે પોતાની અંદરનો પ્રેમ બહાર દેખાડે છે, અને કોઇક ધર્મવાળાઓ યજ્ઞ, હોમ વગેરે બહુ દબદબાવાળી ક્રિયાઓ કરીને પોતાની અંદરની ભક્તિ બતાવે છે.

આવી રીતે જુદા જુદા ધર્મવાળાઓ જુદી જુદી રીતે પોતાનો પ્રેમ બહાર દેખાડે છે, એ સિવાય અંદરની ભક્તિ બહાર દેખાડવાને બીજીએ પણ રીતો છે. જેવી કે:—

કોઇ માણસો અમુક રીતે હાથ જોડીને પ્રભુ ઉપરનો પોતાનો પ્રેમ દેખાડે છે.

કોઇ માણસો આસનો બાંધીને પોતાની ભક્તિ બતાવે છે.

કોઇ માણસો જમીન ઉપર પોતાનું માથું નમાવીને પોતાની ભક્તિ બતાવે છે.

કોઇ માણસો જમીન ઉપર લાંબા થઇ સૂઇ જઇ દંડવત્ કરીને પોતાનો પ્રેમ દેખાડે છે.

કોઇ માણસો આસમાન તરફ પોતાની આંખો ખુલ્લી રાખીને પોતાની ભક્તિ જણાવે છે.

કોઇ માણસો પોતાની આંખો બંધ કરી શરીરને ઢીલું રાખી પોતાની અંદરનો પ્રભુપ્રેમ બતાવે છે, અને કોઇ ભગતો યોગના આસનો તથા ધ્યાન ધારણા અને સમાધિથી પોતાનો પ્રભુપ્રેમ બતાવે છે.

ઉપર પ્રમાણે જેમ શરીર અને ઇન્દ્રિયોથી માણસો પોતાનો પ્રેમ બતાવે છે તેમ બુદ્ધિશાળી હરિજનો ભગવાનના

મહિમાની કવિતાઓ બનાવીને પોતાની અંદરનો પ્રેમ બતાવે છે, ગ્રંથકારો નવા નવા ગ્રંથો લખીને પોતાનો પ્રેમ બતાવે છે, ભજનના શોખીનો ભજનો ગાઇ ગાઇને પોતાનો પ્રેમ બતાવે છે, કેટલાક ભગતો હરિકથા વખતે દેવમંદિરમાં નાચી કૂદીને પોતાનો પ્રેમ બતાવે છે, અને કેટલાક ભગતો પ્રેમનાં આંસુઓથી પોતાની અંદરની ભક્તિ પ્રકાશિત કરે છે. આવી રીતે જુદા જુદા માણસો જુદી જુદી લાગણીઓ અને જુદા જુદા ભાવો મારફત પોતાની અંદરની ભક્તિ બતાવે છે.

જેમ શરીરથી, ઇંદ્રિયોથી, લાગણીઓથી, મનથી અને બુદ્ધિથી પોતાની અંદરની ભક્તિનો બહાર પ્રકાશ કરી શકાય છે, તેમજ જે હરિજનોની પાસે ધનની છૂટ હોય તેઓ પોતના ધનનો રૂડો ઉપયોગ કરીને પોતાની અંદરનો પ્રેમ બતાવે છે, જેમ કે, કોઇ દેવળો બંધાવે છે, કોઇ યજ્ઞો કરાવે છે, કોઇ તળાવો બંધાવે છે, કોઇ નવી નવી સ્કૂલો ખોલે છે, કોઇ પૂલો બંધાવે છે, કોઇ સડકો બનાવે છે, કોઇ સદાવ્રતો ચલાવે છે, કોઇ ધર્મશાળાઓ બંધાવે છે, કોઇ જુનાં મંદિરો સુધરાવે છે, કોઇ નવી મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા કરાવે છે, કોઇ મેળાઓ ભરે છે, કોઇ વરઘોડા કાઢે છે, કોઇ કૂવા ખોદાવે છે, કોઇ વિદ્યાર્થીઓને પુસ્તકો ઇનામમાં આપે છે, કોઇ પોતાના ઇષ્ટદેવના ઓચ્છવો કરે છે, કોઇ વિદ્વાનોને, ભકતોને તથા દુઃખીઓને મદદ કરે છે અને એ રસ્તે પોતાની અંદરના પ્રભુપ્રેમને બહાર પાડે છે. માટે અંતરના પ્રભુપ્રેમને લીધે ભગવાનને અર્થે આવી જાતના ધર્મના જે જે કામો થાય તે બહારની ભકિત કહેવાય છે.

## જેમ રાજાના માનને ખાતર લોકો ધામધુમ કરે છે તેમ પ્રભુ ઉપરના પ્રેમને લીધે ભક્તો ઓચ્છવો કરે છે

જ્યારે પોતાના ગામમાં બહુ મોટો ને બહુ ભલો રાજા આવવાનો હોય ત્યારે તેને માન આપવા સારૂ લોકો પોતાનાં ઘરો શણગારે છે, વાવટાઓ બાંધે છે, વાજાં વગાડે છે, ગાયનો ગાય છે, રસ્તા ઉપર પાણી છાંટે છે, સારાં લૂગડાં

પહેરે છે, દારૂખાના ફોડે છે, લાઇટો કરે છે, ગુલાબજળ તથા અત્તરો છાટે છે, અને ફુલો ઉડાડે છે. તેમજ પોતાના અંતરમાં રહેલા પોતાના પ્રભુપ્રેમને બતાવવા માટે હરિજનો મંદિરોમા જાય છે, ઘંટો વગાડેછે, ઝાલરો વગાડે છે, નોબતો વગાડે છે, તબલા બજાવે છે, તંબુરા વગાડે છે, મંજીરા વગાડે છે, અને ઢોલ, ત્રાંસા, તથા શરણાઇ વગેરે ઘણી જાતનાં વાજાઓ વાગાડે છે, શંખો ફુંકે છે, ભેરી વગાડે છે અને જય જયકારના અવાજો કરે છે, કોઇ ભગતો ફુલો ઉડાડેછે, ચંદન ચોપડે છે, સુગંધી ધૂપો તથા કિંમતી અગરબત્તીઓ સળગાવે છે, ધજાઓ ચડાવે છે, તોરણો બાંધે છે, મંડપો શણગારે છે, ભજનો ગાય છે, તાલ બજાવે છે, નાચે છે, ગરબીઓ ગાય છે, અને હિંચોલેય છે, એટલુંજ નહિ પણ પોતાની અંદરની ભકિત બહાર બતાવવા માટે ઘણે ઠેકાણે હરિજનો પોતાના દેવની પાલખીઓ તથા રથો ગામોમાં ફેરવે છે, વરઘોડાઓ કહાડે છે, મેળાઓ ભરે છે. પ્રસાદો વહેંચે છે, હરિકથાઓ કરે છે, દેવતાઓને નૈવેદ્યો ધરાવે છે, અને પોતાના ઘરના કામકાજો છોડી દઇ ભકિતના આનંદમાં હરિજનો ગાંડાતુર થઇ જાય છે, અને યાદ રાખજો કે ભકિતની આ બધી ક્રિયાઓ અંદરના ખરા પ્રેમને લીધે જ થાય છે, કારણ કે અંદરના પ્રેમથી જ બહારની ભકિત ઉત્પન્ન થાય છે,

## ધર્મની બહારની ક્રિયાઓથી હરિજનોના હૃદયમાં થતી અસર.

આ બધું જોઇને, સાંભળીને તથા અનુભવીને આપણા મનના વિકારના જુસ્સાઓ ઠંડા પડે છે, આપણી લાગણીઓ કોમળ થાય છે, આપણને વધારે ઉદાર થવાનું મન થઇ જાય છે, એ વખતે આપણે અપણા દુઃખો ભૂલી જઇએ છીએ, એ વખતે આપણે આપણા માનમરતબાને ભૂલી જઇએ છીએ, એ વખતે આપણે આપણા અભિમાનને તથા આપણી મોટાઇને તજી દઇએ છીએ, એ વખતે આપણે અદબમાં આવી જઇએ છીએ, એ વખતે આપણે વિવેકી બની જઇએ છીએ, એ

વખતે આપણે મીઠી વાણી બોલી શકીએ છીએ, એ વખતે આપણે કાંઈક ઉંચા વિચારોમાં રોકાઇ શકીએ છીએ, અને આ બધાને લીધે એ વખતે આપણા અંતરમા પ્રભુપ્રેમ જાગે છે, તેથી આપણને એક જાતનો અલૌકિક આનદ થયા કરે છે, જેમ આપણી અંદરનો પ્રેમ બહાર દેખાડવા માટે બહારની ક્રિયાઓ જરૂરની છે, તેમ જ આવી રીતે આપણી અદરની ભક્તિ વધારવા માટે પણ બહારની ક્રિયાઓ તથા કર્મોની જરૂર છે, માટે ભાઈઓ ને બ્હેનો! તમારા આત્માના કલ્યાણ સારૂ અદરના પ્રેમની સાથે બહારની ભકિત પણ રાખજો.

---

## ૧૬૩–અંતરના ખરા પ્રેમમાંથી બહારની ભક્તિ ઉત્પન્ન થાય છે તે વિષે–ભાગ બીજો.

## બહારની ક્રિયાઓથી માયાવાદી સંસારીઓ ઉપર થતી અસર.

મદિરોમા દેવ પાસે થતા ભજનો તથા હજારો માણસોના મોઢામાથી નીકળતા જયજયકારના અવાજોની ગર્જના સાભળીને ધર્મના વિરોધીઓ તથા નિદકોની ઉપર પણ બહુ જબરી અસર થાય છે. તેઓથી તેઓના દીલ પીગળી જાય છે, અને તેઓ પણ ભકિતમા ભાગ લેવા મડી જાય છે. એટલુજ નહિ પણ કેટલાક માણસો બ્હીકણ હોય છે તેથી તેઓ જાહેર હિમતથી ધર્મના કામમા ભાગ લેઇ શકતા નથી, કેટલાક માણસો શરમાળ હોય છે તેથી શરમને લીધે ભકિતમા ભળી શકતા નથી, અને કેટલાક માણસો લોકલાજથી ડરનારા હોય છે, અને કેટલાક માણસો પોતાની ખોટી મોટાઇના અભિમાનવાળા હોય છે, તેથી તેઓ બહુ છુટથી પ્રેમપૂર્વક ધર્મના કામોમાં ભાગ લઇ શકતા નથી, પણ ઉપર કહી તેવી બહારની ભકિતથી ઉત્પન્ન થતો હજારો માણસોનો આનંદ આવા માણસો ઉપર પણ અસર કરે છે, તેથી બીજાઓને આનંદ કરતા જોઇને તેઓમાં પણ નવું બળ અને નવો

ઉત્સાહ આવી જાય છે, તેથી બીકણુ, શરમાળ અને અભિમાનીઓ પણ એ વખતે ભક્તિમાં ભાગ લેવા મંડી જાય છે, અને એમ કરતા કરતાં ધીરે ધીરે એઓમાથી પણ ઘણા જણ ભગત બની જાય છે.

વિરોધી સ્વભાવના માણસો ઉપર પણ બહારની ભક્તિ આટલી બધી અસર કરી શકે છે તેનું કારણ એ છે કે, ઘણા માણસો દેખાદેખી કરવાના સ્વભાવવાળા હોય છે, ઘણા માણસો બીજાઓની મોટી અસરોથી દબાઈ જનારા હોય છે, અને ઘણા માણસો ઉપર દબદબા ભરેલા ગભીર દેખાવો બહુ જબરી અસર કરે કરે છે, તેથી જાત્રાઓમા ભરાતા મેળાઓ, તીર્થોમા થતી હરિજનોની ગીરદીઓ, ઠાઠમાઠવાળા વરઘોડાઓના દબદબા ભરેલા દેખાવો, મોટા મદિરોના ઉંચા શિખરો તથા તેની ઉપરના સોનાના કળશો, અને નદી ઉપર બાધેલા સુદર ઘાટો સૌ માણસો ઉપર કુદરતી રીતે જ બહુ જબરી અસર કરે છે, તેથી જેને ધર્મ ન ગમતો હોય એવા માણસોને પણ આ બધુ જોઇ જોઇને એ વખતે ભક્તિ કરવાનુ મન થઇ જાય છે. માટે જ અંદરની ભક્તિની સાથે બહારની ક્રિયાઓ તથા કર્મકાડોના પણ મહાત્માઓ વખાણ કરે છે, અને તેને ટેકો આપે છે.

જેમ બહારના ભવ્ય દેખાવો માણસોની ઉપર ગભીર અસર કરી શકે છે. તેમ જ મદિરની અદરના ભભકાદાર દેખાવો પણ સાધારણ માણસો ઉપર બહુ મોટી અસર કરે છે. જેમકે, મદિરોની અદર થતી ભભકાદાર રોશની, રગ તથા અબીલગુલાલના છટકાવો, ઝાઝ પખાજના અવાજો અને ભજનકીર્તનની ધામધુમો, જોનારા તથા સાભળનારાઓના હ્રદયમા ઉતરી જાય છે. એ સિવાય દેવની મૂર્તિઓને પહેરાવેલા સોના રૂપાના દાગીનાઓ, જરીના પોષાકો, ભભકાદાર પીંછવાઇઓ, દીલ ખુશ કરનારી ઉંચી જાતની સુગધીઓ, વિશાળ જગ્યાઓ અને મહાત્માઓની સુંદર છબીઓ તથા દેવ–દેવીઓની મૂર્તિઓ લોકોના મન ઉપર બહુ સારી અસર કરે છે. તેથી એ બધો ઠાઠમાઠ જોઈને ઘણા જણાઓને ભક્તિ કર-

વાનું મન થઇ જાય છે. આ રીતે બહારની ભકિતમાં ઘણી જાતના ફાયદાઓ છે, માટે આપણી અંદર રહેલો પ્રભુપ્રેમ બહાર દેખાડવા સારૂ મહાત્મા તુલસીદાસજી કહે છે કે, તારા ઘરની અંદરનો દીવો બહાર રાખ કે જેથી અંદર અને બહાર બંને ઠેકાણે અજવાળું પડે.

## બહારની ક્રિયાઓ તથા કર્મકાંડોથી થતા મુખ્ય લાભો.

ઉપર કહી તેવી જાતની બહારની ભકિતથી બીજા પણ ઘણી જાતના ફાયદાઓ થાય છે. જેમ કે, એવી ભકિતમા જુદા જુદા દેશના, જુદી જુદી જાતના અને જુદી જુદી બોલી બોલનારા માણસો એકઠા થાય છે. જેમકે ગુજરાતના, દક્ષિણના, મદ્રાસના, સિલોનના, બંગાળાના, મારવાડના, હિંદુસ્થાનના, સિંધના, પંજાબના, કાશ્મીરના અને બ્રહ્મદેશના માણસો ભેળા થાય છે. એ બધાઓની બોલી જુદી જુદી હોય છે, તેઓના રીતરિવાજો જુદા જુદા હોય છે, તેઓના ખોરાક જુદા જુદા હોય છે, તેઓના પોશાક જુદા જુદા હોય છે, અને તેઓના આચારવિચાર જુદા જુદા હોય છે. તેથી એ બધુ જોઇને ડાહ્યા માણસોને તેમાથી ઘાણુએ નવુ નવું શીખવાનું તથા વિચારવાનું મળે છે, જેમકે કોઇ એકબીજાની ભાષા શીખે છે, કોઇ એકબીજા પાસેથી ખોરાકની, મીઠાઇની, મસાલાની, અથાણાની, ચટણીઓની અને શાકભાજીની બનાવટો શીખે છે, કોઇ જુદા જુદા દેશોમા ચાલતી જુદા જુદા રોગોની જુદી જુદી મુખ્ય દવાઓ શીખે છે, કોઇ જુદા જુદા દેશના પહેરવેશમાથી પોતાને અનુકુળ આવે તેવો પહેરવેશ પહેરતા શીખે છે, કોઇ બીજા દેશના ઘરમ સારી રિવાજોનો અભ્યાસ કરે છે અને તેમાથી આપણા દેશના લોકોને અનુકૂળ આવે એવુ શુ છે! તેનો વિચાર કરે છે, અને કોઇ પરદેશના સારા આચારવિચારો પોતાની કોમમા દાખલ કરે છે, એટલું જ નહિ પણ એવા પ્રસંગોમા જુદા જુદા દેશના માણસો એકબીજાના મિત્રો થાય છે અને અરસપરસ એકબીજાને મદદ

કરે છે, તેથી મુસાફરીનો શોખ વધે છે. અને દેશનો ધંધોરોજગાર વધે છે, તથા હુન્નરકળાને ઉત્તેજન મળે છે, એથી દેશની આબાદી થાય છે અને ધર્મની વૃદ્ધિ થાય છે.

આ સિવાય બહારની ભક્તિથી બીજો એ પણ મોટો લાભ થાય છે કે, ધર્મનાં મંદિરોમાં તથા મિલાવડાઓમાં ગરીબો તથા તવંગરો સૌ સાથે મળી શકે છે. એટલું જ નહિ પણ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એ બધી જાતના લોકો મળી શકે છે. જેમકે બ્રાહ્મણો, વાણીઆઓ, ભાટીઆઓ, ગરાસીઆઓ, કારભારીઆઓ, લુવાણા, ભણસાળી, હાટી, કાઠી, રજપૂત, સુતાર, લુવાર, દરજી, સોની, કંસારા, વાળંદ, કોળી, તંબોળી, ઘાચી, કાછીઆ, વણકરો, મજુરો, સિપાઈઓ, ખેડુતો, ખારવાઓ, અને બાવાઓ વગેરે ઘણી જાતના લોકો સૌ સાથે મળી શકે છે, એટલું જ નહિ પણ ભક્તિ વખતે દેવ પાસે સૌ પોતાનો દરજ્જો ભૂલી જાય છે. જેમકે, એ વખતે શ્રીમંતો પોતાના ધનનું અભિમાન મૂકી દે છે, પંડિતો પોતાની પંડિતાઈના વાદવિવાદો છોડી દે છે, બાવાઓ પોતાના ત્યાગનું અભિમાન છોડી દે છે, સિપાઈઓ પોતાની સિપાઈગીરીનો મિજાજ મૂકી દે છે, વેપારીઓ પોતાની જંજાળો અને પ્રપંચો ભૂલી જાય છે, ગામડીઆઓ પોતાની હલકાઈ મૂકી દે છે, અમલદારો પોતાની સત્તાનું અભિમાન છોડી દે છે, અને સ્ત્રીઓ પોતાની સ્વાભાવિક ચંચળતાને હદમા લાવી દેય છે. આવી રીતે બધા વર્ગના લોકો કાંઈક કાંઈક આગળ વધે છે, અને પોતાના વિકારોને, પોતાની ભૂલોને, પોતાના સ્વભાવોને, પોતાની ટેવોને, તથા પોતાના જુસ્સાઓને સંકોચી લેવાની કોશીશ કરે છે, એટલુ જ નહિ પણ ખેડુતો, મજુરો, ખારવાઓ વગેરે પછાત પડેલા લોકો એવા મેળાવડાઓ જોઈને અદબ રાખતા શીખે છે, વિનય રાખતાં શીખે છે, ભજનો ગાતા શીખે છે, નિયમમાં રહેતાં શીખે છે, સૌ સાથે હળીમળીને કેમ રહેવું તે શીખે છે, અને એ સિવાય બીજા પણ ઘણા સદ્દગુણો શીખે છે. કારણ કે માણસો દેખાદેખી કરવાના સ્વભાવવાળાં હોય છે અને તેમાં પણ અજ્ઞાન લોકો

પોતાથી ઉંચવર્ગના ગણાતા લોકોની રીતભાતની બહુ જ નકલ કરે છે, તેથી તેઓનો આચારવિચાર સુધરવામાં બહારની ભક્તિના આવા મેળાવડાઓથી બહુ ફાયદો થાય છે. માટે અંતરની ભક્તિની સાથે બહારની ભક્તિ પણ રાખવી જોઇએ.

જો કે અસલ સિદ્ધાંત તો એજ છે કે, "આત્માવડે આત્માને પકડવો જોઇએ" અને એમાં કોઇ પણ જાતની બહારની ક્રિયાઓની જરૂર નથી. છતા પણ યાદ રાખજો કે, જ્યાં સુધી દેહની સાથે જીવનો સબંધ છે ત્યા સુધી કોઇને કોઇ જાતની ધર્મની બહારની ક્રિયાઓ તો કરવી જ પડશે. એવિના ચાલી શકે તેમ નથી. માટે સૌ ભાઇ બહેનોએ અંદરની ભક્તિમાથી ઉપજેલી બહારની ભક્તિને ટેકો આપવો જોઇએ, અને બહારની ભક્તિમા અંદરનો પ્રભુપ્રેમ ઉડી ન જાય કે દબાઇ ન જાય તે સંભાળવું જોઇએ. એ સંભાળીને જો બહારની ભક્તિ કરતા આવડે તો બહારની ભક્તિથી પોતાનું તથા બીજાઓનું પણ બહુ કલ્યાણ કરી શકાય છે. માટે અંદરની ભક્તિમાથી ઉત્પન્ન થએલી બહારની ભક્તિને ટેકો આપજો.

---

## ૧૬૪–ધર્મની બહારની ક્રિયાઓ ફાયદાકારક છે, તેમજ જપ કરવો, ધ્યાન ધરવું તથા જ્ઞાન વૈરાગ્યનો વિચાર કરવો તેની પણ જરૂર છે તે વિષે.

બંધુઓ ! બહારની ભક્તિ તથા અંદરની ભક્તિ એ બંને બાબતની હરિજનોને ખાસ જરૂર છે. કારણ કે આપણામાં દેહ અને આત્મા એ બને બાબતો રહેલી છે, તેથી દેહને બહારની ભક્તિની જરૂર છે, અને આત્માને અંદરની ભક્તિની જરૂર છે. માટે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી તો એ બંને પ્રકારની ભક્તિ જોઇશે જ. માટે અંદરની ભક્તિ કે જેને પ્રભુપ્રેમ કહે છે તે, તથા તેને મદદ કરનારી ધર્મની

બહારની ક્રિયાઓ અને કર્મકાંડો તો જોઇશે જ. માટે એ બને બાબતોમાં કુશળતા રાખવી જોઇએ જેમકે,

ઘણી જાતના પક્ષીઓ એવાં હોય છે કે, જેઓ આકાશમા ઉડી શકે છે પણ પાણીમા ડુબકી મારી શકતાં નથી, અને કેટલીક જાતના પ્રાણીઓ એવાં હોય છે કે, જે પાણીની અંદર રહી શકે છે પણ આકાશમા ઉડી શકતા નથી. તેમ જ કેટલાક ભગતો બહારની ભક્તિમા રહી જાય છે. અને કેટલાક ભગતો અંદરની ભક્તિમા રહી જાય છે. પણ જળકુકડી નામે એક પક્ષી થાય છે તે આકાશમા પણ ઉડી શકે છે અને પાણીમા પણ ડુબકી મારી શકે છે તેમ જ કેટલાક ભગતો એવા હોય છે કે, પોતાના અંતરમા ઉંડા ઉતરી જ્ઞાન ધ્યાનમા ડુબકી મારી શકે છે, અને પોતાના ધર્મના નિયમ પ્રમાણે બહારની ક્રિયાઓ પણ કર્યા કરે છે અને જે એ બને બાબતમા હુશિયારી રાખી શકે અને ધર્મના નિયમો પ્રમાણે વર્તી શકે તે જ ખરા ભગતો કહેવાય છે. આની આ વાત બરાબર રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે,

અસલના વખતમા જાત્રા જવા માટે જ્યારે મોટા શાહ નીકળતા ત્યારે તેઓ પોતાની સાથે નદીઓમા ચાલી શકે તેવી હોડીઓ રાખતા હતા એ હોડીઓને તેઓ ગાડા ઉપર મૂકતા હતા, અને તે ગાડું બળદો ખેંચી જતા હતા. એ પછી રસ્તામા જ્યારે નદી ઉતરવાની આવે અને તેમા પાણી વધારે હોય ત્યારે ગાડા ઉપરથી હોડીને ઉતારીને નદીમા મૂકતા હતા. અને હોડી ઉપર ગાડા ચડાવી નદી પાર કરતા હતા. આવી રીતે કોઇ વખત હોડીમા ગાડું અને કોઇ વખત ગાડામા હોડી, તે પ્રમાણે પોતાને જરૂર પ્રમાણે ચલાવતા હતા. તેમ જ જે ખરા ભગતો છે તેઓ જ્યારે અંતરની ભક્તિની જરૂર લાગે ત્યારે તે વાત ઉપર ખાસ ધ્યાન આપે છે, અને જ્યારે બહારના કર્મકાંડો તથા બહારની ક્રિયાઓની જરૂર લાગે ત્યારે એ બાબત ઉપર ધ્યાન આપે છે, મતલબ કે જે વખતે જે બાબતની જરૂર પડે તે બાબત તેઓ પોતાના આત્માના કલ્યાણને અર્થે કરી શકે છે, પણ કોઇ અમુક એક

જ બાબતમાં પડ્યા રહેતા નથી. ટુકામા એજ કે, જે હાલા વેપારી હોય છે અને જે સાચા વેપારી હોય છે તેઓ પોતાનાં ત્રાજવાના બને પલ્લા સરખા રાખે છે, કારણ કે જ્યારે બંને છાબડા સરખા હોય ત્યારે જ સાચું વજન થાય છે, એક છાબડુ ઊંચુ રહે અને બીજુ છાબડુ નીચું રહે ત્યાં સુધી કઇ ખરૂં વજન થાય નહિ. પણ કાંટાનાં બંને છાબડાં સરખાં રહે ત્યારે જ ખરૂં વજન થાય છે, તેમજ અદરનો પ્રભુપ્રેમ તથા બહારની ધર્મની ક્રિયાઓ બરોબર રીતે થાય ત્યારે જ સાંચી ભકિત કહેવાય છે, માટે ભાઈઓ અને બ્હેનો! જેમ બને તેમ યોગ્ય પ્રમાણમા એ બને પ્રકારની ભકિત થાય તેમ કરજો, એજ અમારી ભલામણ છે, અને એજ મહાત્માઓનો સિદ્ધાન્ત છે, માટે કોઈ પણ એકાદા અગમા રહી જશો મા, પણ અંદરનો પ્રેમ જળવાય તેમ બહારની ભકિત પણ કરજો.
અદરનો પ્રેમ જળવાય તેમ બહારની ભકિત પણ કરજો.

બધુઓ! મીઠાઇ ખાવામા મજા પડે છે. પણ જો જરૂર કરતા વધારે મીઠાઇ ખવાય તો તેમાથી ઉલટો મંદવાડ થાય છે, રોશની બહુ જરૂરની ચીજ છે પણ જો હદ બહારનું તેજ હોય તો તેથી આખને નુકસાન થાય છે. કામ કરવું એ જીદગીને ખાસ જરૂરની વાત છે છતા પણ જો હદ ઉપરાતની મહેનત થાય તો શરીર ઘસાઇ જાય છે, અને વિસામો લેવાની સૌને બહુ જરૂર છે છતા પણ જો વધારે આરામમા પડયું રહેવાય તો નમાલા બની જવાય છે. આવી રીતે સારામા સારી ચીજોનો પણ જો હદ બહારનો ઉપયોગ થાય તો તે નુકસાનકર્તા થઈ પડે છે, તેમજ યાદ રાખજો કે, ભક્તિની બાબતમાં પણ એજ પ્રમાણે છે, એટલે તેમાં પણ જો કોઇ પણ એક જાતની ભકિત બહુ જ વધી જાય અને બીજી જાતની ભકિત તરફ બિલકુલ ધ્યાન ન રહે તો એથી પણ બહુ નુકસાન થાય છે, માટે કોઇ પણ એક બાબત તરફ અતિશય નહિ ઝુકી પડતાં બને જાતની ભક્તિમાં બરોબર રીતે વર્તાય એમ કરજો. કારણ કે મહાત્માઓ કહે છે કે, પક્ષીને બે પાખોની જરૂર છે, એક પાખથી તે કાઈ ઉડી શકે નહિ, તેમ જ આપણને પણ

અંતરની તથા બહારની એ બંને પ્રકારની ભકિતની જરૂર છે. ગાડાને ચલાવવા માટે જેમ બે પૈડાંની જરૂર છે તેમ આપણે મોક્ષના માર્ગમા જઇ શકીએ તે સારૂ આપણને બને પ્રકારની ભકિતની જરૂર છે.

રોટલી એક બાજુ બહુ સારી રીતે શેકેલી હોય અને તેની બીજી બાજુ કાચી હોય અગર બળી ગએલી હોય તો એ રોટલી કાંઇ સારી ગણાય નહિ, તેમ જ યાદ રાખજો કે, ભકિત એ આત્માનો ખોરાક છે, એટલે તે પણ બને બાજુથી બરોબર પકવ થએલી હોવી જોઇએ. તો જ તે ખરૂં પોષણ આપી શકે ને ખરો આનદ આપી શકે. માટે જેમ રોટલીની બને બાજુ સરખી રીતે શેકવાની જરૂર છે તેમ જ અતરની તથા બહારથી એ બને પ્રકારની ભક્તિ બરોબર રીતે કરવાની જરૂર છે.

નટ લોકો દોરડાં ઉપર ચાલવાનો તમાસો કરી બતાવે છે. એ વખતે પોતાનું સમતોલપણુ જાળવવા માટે તેઓ પોતાના હાથમાં એક મોટી લાકડી રાખે છે, અને જે બાજુ તરફ પોતાને વળવાની જરૂર હોય તે પ્રમાણે લાકડી ઝુકાવ્યા કરે છે. તેથી સમતોલપણુ જાળવી શકે છે, પણ જો બને બાજુ સરખો ભાર ન રાખે તો તે દોરડા ઉપર ચાલનારો માણુસ બહુ મોટી નુકશાનીમા આવી પડે છે, તેમ જ ધર્મ પાળવામા દરેક ભગતોએ પોતાની બુદ્ધિ વાપરીને વર્તવું જોઇએ, અને જે વખતે જે જાતની ભકિતની જરૂર હોય તે વખતે તે જાતની ભકિત બરોબર રીતે કરવી જોઇએ. મતલબ કે કોઇ પણ એક જાતની ભકિત તરફ અતિશય ઝુકી પડવું નહિ, પણ જ્યારે જ્ઞાન ધ્યાનની જરૂર હોય ત્યારે તેમા જીવને ઊંડો ઉતારવો, અને જ્યારે ધર્મની બહારની ક્રિયાઓ કરવાની જરૂર હોય ત્યારે તે બધું વિધિસર કરવું જોઇએ, એ પ્રમાણે બંને જાતની ભકિત કરવી અને કોઇ પણ પ્રકારની એક બાજુ તરફ ઝુકી પડવું નહિ તેને સતો સાચી ભકિત કહે છે, અને ભક્તિના એક અગમાં રહી જાય તે અધુરી ભકિત કહેવાય છે. જેમ કે—

દોહરો

બે જણુ નીમ્યા હોય ત્યાં, એકે સરે ન અર્થ;
બે કમાડને બારણે, વાસ્યું એક તે વ્યર્થ

મતલબ કે, ઘરને જે બારણુ હોય તેને બે કમાડ હોય છે, તેમાંથી એક કમાડ બધ કરીએ ને બીજું કમાડ ઉઘાડુ રાખીએ તો તેથી કંઇ ઘરનું રક્ષણ થાય નહિ, પણ જ્યારે બંને કમાડ બંધ થાય ત્યારે જ તેનું સાચું રક્ષણ થાય, તેમજ ભક્તિને પણ બે બારણાં છે, તેમાં પહેલું બારણું તે અંદરની ભકિત છે; અને બીજું બારણું તે ધર્મની બહારની ક્રિયાઓ છે, એ બને બારણાં ખોલતા તથા બધ કરતાં જ્યારે આવડે ત્યારે જ સાચી ભકિત થઇ શકે છે, માટે ભાઇઓ અને બ્હેનો! અમારી તમને એજ ભલામણ છે કે, કોઇ પણ એક અંગી ભકિતમાં રહી જશો માં, પણ જે વખતે જે પ્રમાણે જે ભકિતની જરૂર જણાય તે પ્રમાણે તે વખતે બુદ્ધિ વાપરીને ભકિત કરજો, તેમાથી પ્રભુ રૂડુ કરશે, માટે બને પ્રકારની ભકિતમાં ચિત્ત રાખજો. બને પ્રકારની ભકિતમા ચિત્ત રાખજો.

---

## ૧૬૫-સાચા સતો ગુરૂપણાનો દાવો કરતા નથી તે વિષે.

એક મોટા કેદખાનામા ઘણાએ કેદીઓ હતા તે બધા કેદીઓએ કાંઈ કાંઇ ગુન્હાઓ કરેલા હતા, તે માટેજ તેઓને કેદમા નાંખવામાં આવ્યા હતા. તે સૌ કેદીનાં કપડાં, ખોરાક તથા બેસવા ઉઠવાની જગ્યા પણ લગભગ સરખી જ હતી, છતા પણ તેમાંથી એક કેદી બીજા કેદીઓ કરતાં જરા આગળ વધી ગયો હતો ને બહાર પડી ગયો હતો, કારણ કે તે નવી નવી વાતો જાણતો હતો; અને એ વાતો કેદીઓને દરરોજ કહી સંભળાવતો હતો, તેથી બધા કેદીઓ અજબ થતા હતા, અને તેની ઉપર બહુ રાજી રહેતા હતા, તથા જ્યારે વખત મળે ત્યારે તેની વાત સાભળવા ઇચ્છતા હતા. કોઇ દિવસ તે હુંશિયાર કેદી કહેતો કે;-

આજે આ [illegible] [illegible]ઠના દિકરાનાં લગ્ન છે, તેથી શહેરમાં મહાજન જમે છે, માટે આપણને પણ મીઠાઇ મોક લશે. કોઇ દિવસ કહેતો કે, આપણા મહારાજા આજે શિકાર કરવા ગયા છે ને ત્યા રોકાવાના છે. કોઇ દિવસ કહેતો કે, ગામમાં નવો નાટક આવેલો છે તે જોવા જેવો છે, એ માટે ખૂબ ભીડાભીડ થાય છે. કોઇ દિવસ કહેતો કે, આજે ફલાણા મહોલ્લામાં એક મહાત્મા પધારેલા છે ત્યાં કથા ચાલે છે, કોઇ દિવસ કહેતો કે હમણા દુકાળ પડેલો છે તેથી મહારાજા સાહેબ અમુક ઠેકાણે મોટું તળાવ ખોદાવે છે તેથી ત્યા હજારો માણસ કામે લાગેલા છે. કોઇ દિવસ કહેતો કે, શહેરમા હવે કોલેરાના કેસ થવા લગ્યા છે તેથી લોકો બહારગામ રહેવા જાય છે. કોઇ દિવસ કહેતો કે, ફલાણા શેઠ મોટો જગન કરે છે તેથી ધામધુમ ચાલી રહી છે. કોઇ દિવસ કહેતો કે, હમણાં એક બહુ મોટી ચોરી થઇ છે પણ હજી ચોર પકડાયો નથી, તેઓને પકડવા માટે હજાર રૂપીઆનું ઇનામ કાઢેલું છે. કોઇ દિવસ કહેતો કે, ફલાણા શેઠે ફલાણે ઠેકાણે મોટુ મંદિર બંધાવ્યું છે. તેમા આજે પ્રતિષ્ઠા થવાની છે તેથી મોટો વરઘોડો નીકળવાનો છે, અને કોઇ દિવસ કહેતો કે, આજે આપણને મીઠાઇ મળવાની છે. આવી આવી વાતો તે કેદીઓ પાસે કહેતો હતો, એ સાભળીને બીજા બધા કેદીઓ બહુ અજબ થતા, કારણ કે તેઓ જોતા કે, આ માણસે પણ ગુન્હો કરેલો છે, આ માણસ પણ અમારી પેઠે કેદમા જ છે, અમારી પેઠે તેને પણ કયાંયે જવાઆવવાની છૂટ નથી, તે આખો દિવસ અમારી સાથે જ રહે છે; અને તેમ છતા દેશપરદેશની આ બધી વાતો તે કેમ જાણી શકતો હશે?

એ પછી બીજા કોઇ માણસે એ કેદીને પૂછ્યું કે, તમે કેદખાનામાં છો છતાં પણ કેદખાનાની બહારની આ બધી વાતો તમે કેમ જાણી શકો છો? ત્યારે તે કેદીએ કહ્યુ કે, મારી ઓરડીની અંદર એક નાનકડું જાળીયુ છે, તે જાળીયું રસ્તા ઉપર પડે છે, ત્યા હું ઉભો રહું છું; અને રસ્તે ચાલતા લોકો જે વાતો કરતા હોય તે વાતો હું સાભળી લઉં છું,

અગર કોઇને પૂછું છું કે, આજે જાણવા જેવું શું બન્યું છે? એટલે કોઇ સારો માણસ હોય તો જરાવાર ત્યાં ઉભો રહી કાંઈ વાત કરે છે, તે ઉપરથી આ બધી હકીકતો હું જાણી શકું છુ એ જાણવામાં મારી કાંઇ ખુબી નથી, પણ મને એક નાનકડી બારી મળી ગઈ છે તેને લીધે આ બધી હકીકત જાણી શકાય છે. બાકી બીજી બધી રીતે તો હું પણ આ કેદીઓના જેવો જ છું.

બંધુઓ! આ દાખલો આપીને એક મહાત્મા પોતાના હરિજનોને એમ સમજાવતા હતા કે, ભાઇઓ! આવી જ રીતે એ કેદીની પેઠે મને પણ એક બારી મળી ગઇ છે, એટલે કે સારો સંગ મળી ગયો છે; અને થોડો શાસ્ત્રનો અભ્યાસ થઇ ગયો છે, તેને લીધે ધર્મની ને ભક્તિની થોડી-ઘણી વાતો હુ તમને કહી શકું છું, બાકી હું પણ તમારા જેવો જ છુ. તમારામાથી જેમ વિકારો ગયા નથી તેમ મારામાથી પણ હજી કાંઇ બધી જાતના વિકારો ગયા નથી. તમે જેમ બંધનમાં છો તેમ હું પણ બંધનમાં છું; અને તમને જેમ કેટલાંક કામો કરવાં પડે છે તેમ જ મને પણ કેટલાંક કામો કરવા પડે છે. માટે યાદ રાખજો કે, મારામાં કાંઇ ખુબી નથી, પણ શાસ્ત્રની ને સત્સંગની બારી મળી ગઇ છે, તેને લીધે હુ તમારી આગળ જ્ઞાનની ને ભક્તિની વાતો કરી શકું છું, માટે મારામાં કાંઇ વિશેષતા છે એમ સમજવાની ભૂલ કરશો મા, પણ મને જેવી બારી મળી ગઇ છે તેવી બારી તમને પણ મળી જાય એવી તજવીજ કરજો, કારણ કે જો એવી બારી મેળવી લેશો તો તમે પણ મારી પેઠે ગુરૂ જેવા થઈ શકશો, અને તેથી તમને પોતાને તથા બીજાઓને આગળ જતા બહુ ફાયદો થશે. માટે આ સંસારના કેદખાનામાં રહેવા છતાં ઈશ્વરની વાતો જાણવાનું બની શકે તેવી બારી મેળવો, તેવી બારી મેળવો, એટલે તમે પણ મહાત્મા થઇ શકશો.

---

## ૧૯૬—પ્રભુના ગુણ ગાવાથી કાંઇ આપણે પ્રભુને લાભ કરી શકતા નથી પણ તેના ગુણ ગાવાથી આપણને બેહદ લાભ થાય છે.

દુનિયાના ધર્મોમા કહેલુ છે કે, પરમકૃપાળુ મહાન પરમાત્માના ગુણ ગાન કરવા જોઇએ. એ માટે કેટલાક માણસો એમ કહે છે કે, પરમાત્માના ગુણ ગાવાથી તેને શું ફાયદો કરી શકાય? ઈશ્વરના ગુણ ગાવાથી ઈશ્વર જેવડો છે તે કરતા કાંઇ મોટો થઇ શકશે? ઈશ્વરના ગુણ ગાવાથી તેનામાં જેટલા ગુણો છે તે કરતા બીજા નવા ગુણો કાંઇ વધી જશે? અને ઈશ્વરના ગુણ ગાવાથી ઈશ્વરને કાંઇ ખાસ લાભ થઇ જશે? આ સવાલના જવાબમા સંતો કહે છે કે, ઈશ્વરના ગુણ ગાવાથી ઈશ્વરને કાંઇ લાભ કરી શકીએ તેમ નથી. જેમ પૃથ્વી જેટલી મોટી છે તે કરતાં તેને વધારે મોટી બનાવી શકીએ નહિ, જેમ આકાશ જેટલું ઉંચુ છે તે કરતાં વધારે ઉંચુ તેને કરી શકીએ નહિ, જેમ સૂરજમા જેટલો પ્રકાશ છે તે કરતા વધારે પ્રકાશ તેને આપી શકીએ નહિ; અને જેમ સમુદ્રને પૃથ્વી ઉપરથી ઉંચકીને બીજે કોઈ ઠેકાણે લઇ જઇ શકીએ નહિ, તેમ ઈશ્વરના ગુણ ગાવાથી ઈશ્વરમાં કાંઇ પણ ફેરફાર કરી શકીએ તેમ નથી.

બધુઓ! આપણે કહીએ છીએ કે, અમે ઈશ્વરની સ્તુતિ કરીએ છીએ, પણ ખરી રીતે જોતા ઈશ્વરની સ્તુતિ થઈ શકતી જ નથી. કારણ કે જેનામા જેટલા ગુણ હોય તે કરતા ઘણુંજ વધારીને કહેવું તેનું નામ સ્તુતિ છે પણ સમર્થ મહાન્ ઈશ્વરમા તો એટલા બધા ગુણો છે કે, જેનું વર્ણન બ્રહ્માથી ને બે હજાર જીભવાળા શેષનાગથી પણ થઇ શકે તેમ નથી, ત્યારે આપણે અલ્પ બુદ્ધિવાળા માણસો તે તેના ગુણગાનનું ખરૂં ને પૂરૂં વર્ણન ક્યાથી કરી શકીએ? માટે યાદ રાખજો કે, પ્રભુમા જેટલા ગુણો છે તેનો લાખમો કે કરોડમો ભાગ પણ આપણને કહેતાં કે સમજતા આવડતો નથી, ત્યારે આપણા ગુણગાનથી પ્રભુને કેવી રીતે મ્હોટો બનાવી શકાય? માટે

પ્રભુને મ્હોટો બનાવવાને કંઇ ત્હેના ગુણ ગાન કરવાના નથી, પણ આપણે પોતે મ્હોટા થઇ શકીએ તે સારૂ જ એ ગુણ ગાન કરવાના છે. કારણ કે આપણા શાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે,—

અંતરમા જેવી ભાવના હોય તેવું ફળ મળે છે, અને જે જાતના વિચારો આપણા મનમાં રમ્યા કરતા હોય તથા જે જાતના ગુણો આપણી નજર આગળ તર્યા કરતા હોય તે જાતના ગુણો આપણામા સ્વાભાવિક રીતે જ આવતા જાય છે, કારણ કે ભાવનાનું બળ બેહદ છે, વિચારોનું બળ આપણે ધારી શકીએ તે કરતા ઘણું જ પ્રબળ છે, અને ઉંચી જાતના ગુણોની અંદર એક જાતનું આકર્ષણ રહેલું છે, તેથી એ ગુણોનું સ્મરણ કરનારની અંદર તે ગુણો વગર મહેનતે આવતા જાય છે. આમ હોવાથી ભગવાનના ગુણ ગાન કરવાથી ભગવાનમાં જે જે ગુણો છે તે ગુણો ભગતોની અંદર તેઓની ભક્તિના પ્રમાણમા આવતા જાય છે. જેમ કે, દયા, પરોપકાર, ક્ષમા, શાન્તિ, ધીરજ, આત્મભાવ, સૌનું ભલું ઇચ્છવું, અભિમાન-રહિતપણું, અમરપણું, દેહથી જુદાપણું, આત્મિક બળ, ઉદારતા, સંકલ્પ સિદ્ધાંત, બુદ્ધિની વિશાળતા, અને પરમતત્ત્વમાં લય-લીનતા, એવા એવા મહાન ગુણોનું રાત દિવસ રટણ કરવાથી ધીમેધીમે ભગતોની લાયકાતના પ્રમાણમા ભગવાનના એ બધા ગુણો આવતા જાય છે, એથી ભગતોનું જીવન સુધરતું જાય છે, અને તેઓમા આગળ જતા પ્રભુની પ્રભુતા આવતી જાય છે, એથી તેઓ પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે અને પોતાના બંધુઓનું પણ ઘણું ભલું કરી શકે છે, માટે પ્રભુને મ્હોટો બનાવવા સારૂ નહિ, પણ આપણે રૂડા થઈ શકીએ, અને આપણા અજ્ઞાન બંધુઓમા પ્રભુનું જ્ઞાન ફેલાવી શકીએ તે સારૂ આપણે શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા પરમાત્માના ગુણો ગાવા જોઇએ, માટે બંધુઓ! પ્રભુના ગુણ ગાતા રહેજો, પ્રભુના ગુણ ગાતા રહેજો, તેથી પ્રભુને કાંઇ આપણે વધારે મ્હોટા કરી શકવાના નથી પણ આપણે પોતે જેવા છીએ તેથી વધારે મ્હોટા થઇશુ.

---

## ૫૯.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ, સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જતુંનું તમામ; દયાળુ.
જગતવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ, દયાળુ.
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ; દયાળુ.
સર્વે જગે સુખાકારી વધે ને, વળી વધે ધન ધાન્ય, દયાળુ.
કોઇ કોઈનું બુરૂં નવ ઈચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન, દયાળુ.
પોતપોતાના ધર્મે પ્રમાણે, સર્વ ભજે ભગવાન; દયાળુ.

नारायण. नारायण. नारायण.

૪૯–પોતે પોતાના મનને કાબુમા રાખવું એ સુખ મેળવવાનો સૌથી પહેલો ઉપાય છે.

૪૮–મહાજનો એટલે શુ? અને તેનાં આચરણો કેવા હોય?

૫૭–આપણા સ્વભાવને કાબુમાં રાખવાનો મજબૂત ઉપાય.

૫૯–કામ કરવાથી માણસો મરી જતા નથી પણ ફિકરથી માણસો મરી જાય છે, માટે ખોટી ફિકર ન રાખો.

૬૬–જે જોરથી આ દુનિયામા અને પરલોકમા ફાવી શકાય છે, અને જીદગી લબાવી શકાય છે. તે જોર કયું? તેનો ખુલાસો.

૭૬–સસાર એ પાપ ધોવાનું તીર્થ છે. માટે તેમા પાપ ધોવાની કોશીશ કરજો અને નવા પાપ ન થાય એ સંભાળજો.

૮૨–ઓ ભાઇઓ ! તમારી પાછળ રોગ, ઘડપણ, મોત અને જન્મમરણનો ફેરો, એ ચોરો લાગેલા છે. માટે આ જાગવાની જગ્યાએ સૂઇ ન જાઓ અને આ નાસવાની જગ્યાએ વિસામો ન લો.

૮૫–એક ભકતનો હેવાલઃ—તેઓ કેમ આગળ વધી શકયા?

૯૭–આપણા લોકો નશીબને બહુ જ માને છે. માટે આપણી જીદગીના સારા અને માઠા બનાવો બનવામાં નશીબની સત્તા કેટલી છે? તેનો ખુલાસો.

૯૮–મહાત્મા એટલે શુ? અને મહાત્મા કોને કહેવા?

૧૦૧–આપણી જીદગીની સાર્થકતા થઇ છે કે નહિ, તે કેમ ખબર પડે? તેનો ખુલાસો.

આવા આવા જીદગી સુધારનારા સિદ્ધાતોથી ભરપૂર છે ભકતો, હરિજનો, વૈષ્ણવો, જીજ્ઞાસુઓનું વહાલું પુસ્તક આ છે

---

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર, હાથી બીલ્ડીંગ મુંબાઈ–૨.